२९५२

સને ૧૮૮૭ની સાલમાં છાપ્યો.

# ક્રીમીનલ પ્રોસીજર કોડ.

સન ૧૮૮૨નો આકટ ૧૦ મો તથા સન ૧૮૮૪

નો ૩ જો. તથા સન ૧૮૮૬નો ૧૦ મો.

સને ૧૮૮૭ના ૫મા આકટ સાથે.

ટીકા સહીત.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

કસ્તુર વીરચંદ.



અમદાવાદ—આર્યોદય પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૩. સન ૧૮૮૭.

આ કાયદો વલંદાની હવેલી સામે તથા પંચ-

ભાઈની પોળ પાસ કોઠારીબટની પોળમાં

કસ્તુર વીરચંદ પાસેથી મળશે.

## ઇંડિયાના ગવરનર જનરલ ઇન કૌન્સિલનો હેઠળ લખેલો આકટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૮૨ ના માર્ચ માસની ૬ ઠી તારીખે મંજુર કરયો તે. સઘળા લોકોને જાણવા સારૂ છપાવી પ્રસિદ્ધ કર્યો છે.

# સન ૧૮૮૨ નો આકટ ૧૦ મો.

### સને ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો.



ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાને એકત્ર કરીને સુધારવા વિશેનો આકટ.

ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાને એકત્ર કરીને સુધારવો યોગ્ય છે; વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.



## ભાગ ૧ લો.

પ્રથમ નિયમો.

### બાબ ૧ લો.

ટુંકું નામ. શરૂઆત.

૧ આ આકટને "સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો" કેહેવો; અને તે સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહીનાની ૧ લી તારીખે અમલમાં આવશે.

ક્યાંહાં ક્યાંહાં લાગુ છે.

આ આકટ આખા બ્રિટીશ ઇંડિયાને લાગુ છે; પણ કોઇ વિરૂદ્ધ પડતો ખાસ ઠરાવ ન હોય તો, હાલમાં કોઇ પણ વિશેષ અથવા સ્થાનિક કાયદો અમલમાં હોય તેને, અથવા બીજો કોઈ પણ કાયદો હાલ અમલમાં હોય, અને તેથી કોઇ પણ વિશેષ હકુમત અથવા અખ્તિયાર આપેલો હોય તેને, અથવા કામ ચલાવવાની કોઇ પણ વિશેષ રીત ફરમાવેલી હોય તેને આ આકટ માંહેના કોઇ પણ મજકુરથી બાધ થશે નહીં, અથવા આ આકટ માંહેનો કોઇપણ મજકુર.—

(અ) કલકત્તા, મદ્રાસ તથા મુંબાઈ એ શેહેરોમાં પોલીસ–કમીશનરોને અથવા કલકત્તા તથા મુંબાઈ એ શેહેરોમાં પોલીસને લાગુ નથી;

જે છાવણીઓમાં તથા થાણાઓમાં મદ્રાસ ઇલાકાનાં તથા મુંબાઇ ઇલાકાનાં લ-

શ્કરો રેહેતાં હોય તે છાવણીઓ તથા થાણાંઓ આગળ લશ્કરી બજારોમાં ન્હાના ગુન્હાઓનો ઈનસાફ કરવાને જે અમલદારને યોગ્ય રીતે અધિકાર આપ્યો હોય તે અમલદારને લાગુ નથી.

(ક) મદ્રાસ ઇલાકામાં ગામોના મુખીઓને લાગુ નથી અથવા;

(ડ) મુંબાઇ ઈલાકામાં ગામના પોલીસ અમલદારોને લાગુ નથી;

આકટો રદ કરવા બાબત. (ઈ) ૧૭૪ મી અને ૧૭૫ મી તથા ૧૭૬ મી કલમ માંહેનો કોઇ પણ મજકુર મદ્રાસ શહેરમાં પોલીસને લાગુ નથી.

**ટીકા**—આ આકટ પાસ થયો તે પેહેલાં બ્રીટીશ ઇંડિયામાં ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના ત્રણ કાયદા અમલમાં હતા; સને ૧૮૭૨ નો આકટ ૧૦ મો તે સને ૧૮૭૪ ના ૧૧ મા આકટથી સુધારેલો હતો તે સઘળે ઠેકાણે અમલમાં હતો તે તથા હાઈ કોરટોનો આકટ સન ૧૮૭૫ નો ૧૦ મો કે જે ઈલાકાના મુખ્ય શેહેરોમાં અલ્હાબામાં તથા લાહોરમાં ચાલુ હતો અને પ્રેસીડેન્ટ માજીસ્ત્રેટનો સને ૧૮૭૪ નો ૪ થો જે ઇલાકાના મુખ્ય શેહેરોમાં ચાલુ હતો, તે સઘળાઓને એકત્ર કરી આ નવો આકટ રચવામાં આવ્યો છે. આ કાયદાઓમાં એટલે આ આકટ અમલમાં આવ્યો તે પેહેલાંના કાયદાઓમાં ઘણા ઠરાવો એક બીજાના જેવાજ હતા, તેઓની ઘણી કાનુનો તેના તેજ વિષયોને લગતી હતી તે છતાં તેઓના ભાષા નકામી જુદી પડતી કે જેથી કોરટોને એક કાયદાનો અર્થ બેસાડતી વખતે બીજા કાયદા ઉપર અગાઉ થએલા ઠરાવોથી મદદ મળી આવતી નહોતી, એવું વારંવાર બનવાથી આ બધા કાયદાઓને એકત્ર કરીને આ નવો કાયદો રચવામાં આવ્યો છે. વળી સન ૧૮૭૨ ના ૧૦ મા આકટથી જો કે કેટલાએક આકટો તથા રેગ્યુલેશનો રદ કરવામાં આવેલા હતા તથાપિ સુમારે ૧૨ આકટો એમને એમ અમલમાંજ રહ્યા હતા તે સઘળાઓને એકત્ર કરી આ નવો આકટ રચવામાં આવેલો છે.

બાર આકટો નીચે પ્રમાણે રદ કરવામાં આવેલા છે.

સને ૧૮૪૦ નો ૨૩ મો (પ્રોસેસની બજાવણી).

સને ૧૮૫૦ નો ૩૪ મો (રાજ્યકીય કેદીઓ).

સને ૧૮૫૮ નો ૩ જો (રાજ્યકીય કેદીઓ).

સને ૧૮૬૧ નો પાંચમો કલમ ૬, ૨૪, ૩૭ થી ૪૦ (બંને સુધાંત) કલમ ૩૫ નો થોડો ભાગ (પોલીસ)

સને ૧૮૬૨ નો ૧૮ મો (હાઇ કોરટોમાં ફોજદારી ઈનસાફ કરવા બાબત).

સને ૧૮૬૯ નો ૨ જો (સુલેહના અમલદારો).

સને ૧૮૭૦ ના ૨૨ મો કલમો ૨ તથા ૪ (સંક્ષેપ રીતે ઈનસાફ કરવાની હકુમત આપનારા આકટો રાણીની વિલાયતી રઇયતોને લાગુ પાડવા બાબત).

સન ૧૮૭૯ નો ૨૧ મો બાબ ૩ જો (બ્રિટીશ રઇયતે બ્રિટીશ ઇંડીયા બહાર કરેલા ગુન્હાની બ્રિટીશ ઈંડિયામાં ચોકશી).

બંગાળાનો રેગ્યુલેશન સને ૧૮૧૮ નો ૩ જો (રાજ્યકીય કેદીઓ).

બંગાળાનો રેગ્યુલેશન સન ૧૮૨૫ નો ૨૦ મો (કોરટ મારસલની હકુમત).

મદ્રાસનો રેગ્યુલેશન સન ૧૮૧૯ નો ૨ જો (રાજ્યકીય કેદીઓ).

મુંબાઇનો રેગ્યુલેશન સન ૧૮૨૭ નો ૨૫ મો (રાજ્યકીય કેદીઓ).

"ફોજદારી કોરટ" એ શબ્દમાં પુરાવો લાવવાને માટે જે કોરટ ઉપર કમિશન મોકલવામાં આવે તે કોરટ તથા અપીલ કોરટના હુકમ માનીને જાદે પુરાવ લેવાની કોરટનો પણ સમાવેશ થાય છે. બંગાળા લો. રી. વા. ૬ પ્ર. ૬૯૮

૨. સન ૧૮૮૩ના જાન્યુઆરી મહિનાની ૧ લી તારીખે અને તે તારીખથી પેહેલાં પરિશીષ્ટમાં કહેલા આકટો સદરહુ પરિશિષ્ટનાં ત્રીજા આસનમાં લખ્યું છે તેટલે સુધી રદ થશે, પણ જે હકુમત તે વખતે કાયમ ન હોય અથવા જે રીત પ્રમાણે તે વખતે કામ ચલાવવામાં આવતું ન હોય તે હકુમત અથવા તે રીત ફરીથી સ્થાપિત થાય, અથવા જે કેદ તે વખતે કાયદેસર હોય તે કેદ જારી રાખવી ગેરકાયદેસર થાય એવી રીતે તે આકટો રદ થશે નહી.

આ કાયદાથી રદ કરેલા હરકોઇ કાયદા પ્રમાણે અથવા એવા કોઇ પણ કાયદાથી

રદ કરેલાઆકટો પ્રમાણે પ્રસિદ્ધકરેલીજાહેરખબરો વિગરે.

રદ કરેલા હરકોઈ કાયદા પ્રમાણે જે જાહેરખબરો પ્રસિદ્ધ કરી હોય, જે જાહેરનામાં કર્યાં હોય, જે અધિકાર આપ્યા હોય, જે નમુના ઠરાવ્યા હોય, જે સ્થાનીક હદ બાંધી હોય, જે શિક્ષાના હુકમ કર્યાં હોય અને જે હુકમો, કાનુનો તથા નિમણુકો કરી હોય, અને જે સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહિનાની પેહેલી તારીખની તરત પેહેલાં અમલમાં હોય, તે સરવે જાહેરખબરો આ આકટની તેવીજ કલમ પ્રમાણે પ્રસિદ્ધ કરી છે, તે સરવે જાહેરનામાં તેજ પ્રમાણે કર્યાં છે, તે સરવે અધિકાર તેજ પ્રમાણે આપ્યા છે, તે સરવે નમુના તેજ પ્રમાણે ઠરાવ્યા છે, તે સરવે સ્થાનિક હદો તેજ પ્રમાણે બાંધી છે, તે સરવે શિક્ષાના હુકમ તેજ પ્રમાણે કર્યા છે. અને તે સરવે હુકમો, કાનુનો તથા નીમણુંકો તેજ પ્રમાણે કરી છે એમ સમજવું.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા ઉપરના તથા બીજા રદ કરેલા કાયદા ઉપરના હવાલા.

૩. આ કાયદો અમલમાં આવે તેની અગાઉ કરેલા જે જે કાયદામાં ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપર એટલે ૧૮૬૧ ના ૨૫ મા આકટ ઉપર, અથવા ૧૮૭૨ ના ૧૦ મા આકટ ઉપર અથવા તેના હરકોઈ બાબ અથવા કલમ ઉપર, અથવા પ્રસ્તુત કાયદાથી રદ કરેલા બીજા કોઇ પણ કાયદા ઉપર, હવાલો આપ્યો હોય તે પ્રસ્તુત કાયદા ઉપર અથવા તેના તેવાજ બાબ અથવા કલમ ઉપર આપ્યો છે એવું બની શકે તેટલે સુધી સમજવું.

અગાઉના આકટો માંહેના શબ્દો.

આ કાયદો અમલમાં આવે તેની અગાઉ ઠરેલા દરેક આકટમાં "માજીસ્ટ્રેટનો અખત્યાર (અથવા 'પુરે પૂરો અખત્યાર') ચલાવનારો અથવા અખત્યારવાળો) અમલદાર" "પેહેલા વર્ગનો તાબા માંહેનો માજીસ્ટ્રેટ." અને "બીજા વર્ગનો તાબા માંહેનો માજીસ્ટ્રેટ" આ શબ્દો લખેલા છે તે શબ્દોનો અર્થ યથાક્રમ "પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ," "બીજા વર્ગનો માજીસ્ટ્રેટ," અને ત્રીજા વરગનો માજીસ્ટ્રેટ" એવો સમજવો; "ડીસ્ટ્રીકટના ભાગનો માજીસ્ટ્રેટ," આ

શબ્દોનો અર્થ "પેટા તુકડી માજીસ્ટ્રેટ" એવો સમજવો, "ડિસ્ત્રીકટનો માજીસ્ટ્રેટ" આ શબ્દોનો અર્થ "જીલ્લા માજીસ્ટ્રેટ" એવો સમજવો. અને "પોલીસ માજીસ્ટ્રેટ" આ શબ્દોનો અર્થ "પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ" એવો સમજવો.

વાખ્યા. ૪ આ કાયદામાં હેઠળ લખેલા શબ્દો તથા વાક્યોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો, પણ વિષય ઉપરથી અથવા આગલા પાછલા સબંધ ઉપરથી જુદો ઇરાદો દેખાતો નહી હોય તો હેઠળ લખેલા શબ્દોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવોઃ—

"ફરીયાદ." (અ) "ફરિયાદ" એટલે આ કાયદા પ્રમાણે કોઇ માજીસ્ટ્રેટ કામ ચલાવે એટલા માટે, કોઇ સખસે કાંઈ ગુન્હો કર્યો છે એવો કોઈ માજીસ્ટ્રેટની આગળ મ્હોડેથી અથવા લખીને જાહેર કરેલો મજકુર. પછી તે સખસ જણાયો હોય કે ન જણાયો હોય તોપણ એવું સમજવું; પણ તેમાં પોલીસ અમલદારના રીપોર્ટનો સમાવેશ થતો નથી.

**ટીકા**—ફરીયાદી—એ શબ્દોનો અર્થ વીસ્તારવાળો છે એટલે ફરીયાદીનો મજકુર લખી હકીકત હોય અગર મોઢાનો હોય પણ પરંતુ પોલીસના રિપોર્ટનો 'ફરીયાદી' એ શબ્દમાં સમાવેશ થતો નથી એટલુંજ નહી પણ પોલીસ અમલદાર કોઇ ખબર આપે તો તે ખબરનો પણ 'ફરીયાદી' એ શબ્દમાં સમાવેશ થતો નથી.

"તપાસ" (બ) "તપાસ" આ શબ્દોમાં પોલીસે અથવા (માજીસ્ટ્રેટ અથવા પોલીસ-અમલદાર સિવાય બીજા) જે સખસને આ બાબત કોઇ માજીસ્ટ્રેટે અધીકાર આપ્યો હોય તે સખસે પુરાવો એકઠો કરવા સારૂ આ કાયદા પ્રમાણે ચલાવેલાં સઘળાં કામનો સમાવેશ થાય છે.

**ટીકા**—આ કલમમાં જે તપાસ એ શબ્દનો અર્થ આપ્યો છે તેથી ફકત પોલીસે કરેલી તપાસ સમજવી નહીં પરંતુ કલમ ૨૦૨ મુજબ સ્થાનિક તજવીજ કરવાને માટે કોઇ પણ માજીસ્ટ્રેટે કોઇપણ સખસને અધિકાર આપ્યો હોય તે સખસના સઘળા કામોનો સમાવેશ પણ "તપાસ" એ શબ્દમાં થાય છે.

"ચોકશી;" (ક) "ચોકશી" આ શબ્દમાં માજીસ્ટ્રેટે અથવા કોરટે આ-કાયદા પ્રમાણે કરેલા દરએક ચોકશીનો સમાવેશ થાય છે.

"ઇનસાફી મુકદમો." (ડ) "ઇનસાફી મુકદમો" એટલે કાંઇ કામ ચાલતું હોય ત્યારે પુરાવો લેવામાં આવે છે અથવા કાયદેસર લેવાનો અધિકાર છે તેવું કામ સમજવું.

**ટીકા**—એક પોલીસ પટેલની આગળ સને ૧૮૬૭ ના આકટ ૮ ની કલમ ૧૩ પ્રમાણે ચોકશી ચાલતી હતી તે વખત તે કામનાં આરોપિતની સાક્ષી આપવામાં આવી અને ફરિયાદી તરફથી તેની સાક્ષી તે પોલીસ પટેલે સોગન ઉપર લીધી, ફરીયાદીને બુદ્ધિપુર્વક વ્યથા કર્યા બદલ ત્રણ ચાર સખસોપર તે આરોપ મુકયો હતો તે જુબાની શેસન કોરટમાં સબોરડીનેટ માજીસ્ટ્રેટ પાસે મોકલવામાં આવી, અને તે માજીસ્ટ્રેટે તે કામનો ઇનસાફ કર્યો. આરોપિતે પોલીસ પટેલની રૂબરૂ જે મજકુર કહ્યો હતો તેથી વિરૂદ્ધ મજકુ

૨ તેણે તે માજીસ્ટ્રેટની રૂબરૂ કહ્યો માટે માજીસ્ત્રેટે તે કામના આરોપિતને છોડી દીધો; અને આરોપિતે પોતાની રૂબરૂ યા પોલીસ પટેલની રૂબરૂ ખોટી શાક્ષી આપી છે એવા કારણથી તેનાપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી આપી.

તે ઉપરથી ધારવાડના પેહેલા વરગના માજીસ્ટ્રેટની રૂબરૂ આરોપિતનું કામ ચાલ્યું તેમાં તેણે આરોપિતને છ મહીનાની સખ્ત મજુરીની કેદની શિક્ષા કરી.

ધારવાડના સેશન જડજે આ કામની ચોકશી કરી તે વખતે તેના મનમાં નીચેના પ્રશ્ન ઉત્પન્ન થયા.

૧ આરોપિતે પોલીસ પટેલની રૂબરૂ કહેલો મજકુર ખોટી શાક્ષીનો ગુન્હો થઇ શકે કે નહીં?

૨ અને તે બદલ પીનલકોડ કલમ ૧૯૩ પ્રમાણે તેને શિક્ષા થઇ શકે કે નહીં?

૩ પોલીસ પટેલ એ તે માજીસ્ટ્રેટના (મામલતદારના) તાબાનો ન હોવાથી તેની રૂબરૂ આરોપિતે ખોટી શાક્ષી આપ્યા બદલ આરોપિતપર ફોજદારીમાં કામ ચલાવવાની તે માજીસ્ટ્રેટે મંજુરી આપી તે જુના ક્રી. પ્રો. કો. કા, ૪૬૮ ઉપરથી બરોબર છે કે નહીં?

સદરહુ પ્રશ્નની બાબતમાં સેશન જડજે પોતાનો અભિપ્રાય નકારમાં જણાવી આ કામ હાઈકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યાથી તે કોરટે ઠરાવ્યું કે—

આ કામના પ્રોસીડીંગ ઉપરથી એકાદ ગેરકાયદાનો પ્રકાર થયો છે એમ દેખાતું નથી. કોઇ પોલીસ પટેલ મુંબાઇના સને ૧૮૬૭ ના આકટ ૮ ની કલમ ૨૩ પ્રમાણે કામ કરતાં છતાં તેમની આગળ સોગન ઉપર કોઇ ખોટો મજકુર કહે તો તેણે પી. કો. ક. ૧૯૧ પ્રમાણે ખોટી સાક્ષી આપી એમ થાય છે, અને કલમ ૧૯૩ ઉપરથી તે શિક્ષાને પાત્ર થાય છે; બીજી રીતે સદરહુ કલમ ૪૬૮ ઉપરથી જોતાં તે કલમમાં કહેલો અપરાધ કોઈ દીવાની કિંવા ફોજદારી કોરટ આગળ કરે તો તેના ઉપર ફોજદારીમાં કામ ચલાવવાને માત્ર મંજુરી જોઇએ. તેજ આકટની કલમ ૪ "ફોજદારી કોરટ"ની જે વાખ્યા આપી છે તે ઉપરથી જોતાં પોલીસ પટેલ એ ફોજદારી કોરટ થતી નથી સબબ આ કામમાં મંજુરી લેવાની મુળેજ જરૂર નથી એમ દેખાય છે.

પીનલકોડ ક. ૧૯૩ પ્રમાણે કોઇ પોલીસ પટેલની રૂબરૂ ગુન્હો કર્યા છતાં તે ગુન્હેગાર ઉપર ફોજદારીમાં કામ ચલાવવા માટે મંજુરી આપવાની જરૂર નથી અને તેજ અમલદાર આગળ પી. કો. બા. ૧૦ માં કહેલો એકાદ ગુન્હો કોઇએ કર્યા છતાં તેનો ઈનસાફ મંજુરી લીધા શિવાય કરાતો નથી (જુઓ ક્રી. પ્રો. કો. સને ૧૮૭૨ ના ૧૦ માની કલમ ૪૬૭) (આ આકટની કલમ ૧૯૫) એ વાત ચમતકારીક છે એમાં સંશય નથી. પરંતુ હાલ એવીજ સ્થિતી કાયદાની છે એમ દેખાય છે. માટે કામના કાગળ પત્રને પ્રોસીડીંગ પાછું મોકલીએ છીએ, સરકાર વિરૂદ્ધ ધરબસાપા ઇં. લા. રીપોર્ટ વા. ૪ પૃષ્ટ ૪૭૯

તા૦ ૨૯ એપ્રીલ સને ૧૮૮૦.

"લખીને" તથા 'લખેલું' — (ઇ) 'લખીને તથા લખેલું' આ શબ્દમાં 'બીબા છાપનું કામ' 'શિળા છાપનું કામ' 'ફોટોગ્રાફનું કામ' 'કાતર કામ' અને બાજે જે પ્રકારે શબ્દો અથવા આંકડાઓ કાગળ ઉપર અથવા કાંઈ વસ્તુ ઉપર બતાવી શકાય તે પ્રકાર, એઓનો સમાવેશ થાય છે.

'લખાણ' આ શબ્દની વાખ્યા નવીન આપવામાં આવેલી છે અને તેમાં લેખ અને બીજી વસ્તુ જે ઉપરથી કોઇ શબ્દ અથવા આંકડા વંચાય તેવા લેખ; ઇત્યાદિ વસ્તુનો પણ સમાવેશ કરેલો છે. એટલે હરેક બાબતના લેખ સમજવા.

'પેટા ટુકડી' (ફ) 'પેટા ટુકડી' એટલે કોઈ જીલ્લાની આ કાયદા પ્રમાણે કરેલી પેટા ટુકડી સમજવી.

પ્રાંત. (ગ) 'પ્રાંત' એટલે કોઇ સ્થાનીક સરકારના અમલ હેઠળ જે વખતે જે કાંઇ મુલક હશે તે વખતે તે મુલક સમજવો.

**ટીકા**—સ્થાનીક સરકારનો અર્થ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૭ માં આપેલો છે. અને તેવીજ વ્યાખ્યા સને ૧૮૧૮ ના આક્ટ ૧ ની રકમ રની રકમ ૧૦ માં આપેલી છે. આ કલમથી સ્થાનિક સરકાર એ શબ્દોમાં ચીફ કમીશનર સાહેબનો પણ સમાવેશ થાય છે.

"ઇલાકાનું મુખ્ય શેહેર" (હ) "ઇલાકાનું મુખ્ય શેહેર" એટલે કલકત્તાની અથવા મદ્રાસની અથવા મુંબાઈની ઇનસાફની હાઇકોરટની અસલ દીવાની દાવો લેવાની મામુલ હકુમતની સ્થળ સીમમાં જેટલી જગા હોય તેટલી જગા જે વખતે જે હોય તે વખતે તે સમજવી.

હૈકોર્ટ (આઇ) "રાણીની વિલાયતી રઇયતની ઉપર અથવા રાણીની વિલાયતી રઇયતની સાથે જે માણસોની ઉપર તોહમત મુકયું હોય તે માણસોની ઉપર કામ ચલાવવાના સંબંધમાં 'હૈકોર્ટ' આ શબ્દોનો અર્થ કલકત્તાની અથવા મદ્રાસની અથવા મુંબાઇની હૈ કોર્ટ, વાવ્ય પ્રાંતની હૈ કોર્ટ પંજાબની ચીફકોરટ સમજવી અને રંગુનનો રિકોડર સમજવો.

બીજા કામોમાં 'હાઇકોરટ' એટલે હરકોઇ સ્થાનિક ક્ષેત્રમાં સર્વના કરતાં મુખ્ય ફોજદારી અપીલની અથવા તપાસ કરનારી કોરટ સમજવી.

અથવા જ્યાં સદરહુ પ્રકારની કોઇ પણ કોરટ કોઈ પણ ચાલુ કાયદા પ્રમાણે સ્થાપેલી ન હોય ત્યાં જે અમલદારને ગવરનર જનરલ ઇનકાઉન્સીલ આ બાબત નિમે તે અમલદાર સમજવો;

'ચીફ જસ્ટીસ' (જ) 'ચીફ જસ્ટીસ' આ શબ્દોમાં કોઈ ચીફ કોરટના સીનિયર જડજનો પણ સમાવેશ થાય છે.

"આડવોકેટ જનરલ." (ક) "આડવોકેટ જનરલ" આ શબ્દોમાં સરકારી આડવોકેટ અથવા જ્યાં કોઇ પણ આડવોકેટ જનરલ અથવા સરકારી આડવોકેટ ન હોય ત્યાં જે અમલદારને સ્થાનિક સરકાર તેના કામ સારૂ વખતે વખતે નિમે તે અમલદારનો પણ સમાવેશ થાય છે.

'કલારક આફધી ક્રૌન, (લ) 'કલારક આફ ધિક્રૌન' આ શબ્દોમાં આ કાયદાથી કલારક આફ ધિ ક્રૌનને જે કામો સોંપ્યાં છે તે કામો બજાવવાને ચીફ જસ્ટીસે વિશેષે કરીને નિમેલા હરકોઇ અમલદારનો સમાવેશ થાય છે.

'પબ્લિક પ્રાસિક્યુટર.' (મ) 'પબ્લિક પ્રાસીક્યુટર' એટલે ૪૯૨ મી કલમ પ્રમાણે નિમેલો કોઈ પણ સખસ સમજવો, અને તેમાં પબ્લિક પ્રાસિક્યુટરના હુકમ પ્ર-

માણે કામ કરનાર હરકોઈ સખસનો સમાવેશ થાય છે; અને હરકોઇ હાઇકોરટ પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવતી હોય ત્યારે તે કોરટમાં મલિકા માયા ઝમા તરફથી ફરિયાદીનું કામ ચલાવનાર હરકોઇ સખસ પણ સમજવો.

'પ્લીડર' (ન) "પ્લીડર" આ શબ્દ જ્યારે હરકોઇ કોરટ માંહેના કોઇપણ કામના સબંધથી વપરાયો હોય ત્યારે તેનો અર્થ સદરહુ કોરટમાં કામ કરવાને કોઇપણ ચાલુ કાયદા પ્રમાણે જે પ્લીડરને અધિકાર આપ્યો હોય તે પ્લીડર એવો સમજવો અને તેમાં (૧) કોઇ હાઇકોરટમાં સદરહુ અધિકારવાળો કોઈ આડવોકેટ, વકીલ તથા અટરની, અને (૨) સદરહુ કામમાં કોરટની પરવાનગી લઇને કામ કરવાને નિમેલો હરકોઇ મુખત્યાર અથવા બીજો સખસ, એ સરવેનો સમાવેશ થાય છે;

**ટીકા**—આ વ્યાખ્યા ઉપરથી એમ માલમ પડે છે કે મુખત્યારોને જો નિમવા હોય તો કોરટની પ્રથમ પરવાનગી મેળવવી જોઇએ.

"પોલીસથાણું," (ઓ) "પોલીસથાણું" એટલે જે ઠેકાણાને સ્થાનિક સરકારે આ કાયદાનાં કારણસારૂ સામાન્ય રીતે અથવા વિશેષે કરીને પોલીસથાણું ઠરાવ્યું હોય તે ઠેકાણું સમજવું, અને તેમાં સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરી જણાવેલાં હરકોઇ સ્થાનિક ક્ષેત્રનો સમાવેશ થાય છે; અને

"જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તે અમલદાર." "જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તે અમલદાર" આ શબ્દોમાં જ્યારે જે અમલદારના હવાલામાં તે થાણું હોય તે અમલદાર તેમાંથી ગેરહાજર હોય અથવા મંદવાડને લીધે પોતાનું કામ બજાવવાને અશક્ત હોય ત્યારે તેની પછીના દરજ્જાનો અને કોન્સ્ટેબલથી ચઢતા દરજ્જાનો જે પોલીસ અમલદાર તે પોલીસ થાણામાં હાજર હોય તેનો સમાવેશ થાય છે અથવા સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે, બીજો જે પોલીસ અમલદાર સદરહુ પ્રમાણે હાજર હોય તે પોલીસ અમલદારનો સમાવેશ થાય છે.

**ટીકા**—સન ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૧૩૬ માં પોલીસ અમલદાર વિશે ઠરાવ હતો તે આ વ્યાખ્યામાં દાખલ કરવામાં આવ્યો છે. સ્થાનિક સરકાર ફરમાવે ત્યારે બીજો જે પોલીસ અમલદાર સદરહુ પ્રમાણે હાજર હોય તે પોલીસ અમલદારનો પણ સમાવેશ થાય છે એટલા શબ્દો ઉપર કહેલી રકમ ૧૩૬ માં નવા ઉમેરવામાં આવેલા છે.

'ગુન્હા' (પ) 'ગુન્હો' એટલે કોઈ પણ ચાલુ કાયદાથી શિક્ષા લાયક કરેલું કાંઇ પણ કૃત્ય અથવા કસુર સમજવી.

"કાગ્નિ ઝેબલ ગુન્હો," કાગ્નિ ઝેબલ મુકદમો, (ક્યુ) "કાગ્નિઝેબલ ગુન્હો" એટલે જે ગુન્હા બાબત અને 'કાગ્નિઝેબલ મુકદમો' એટલે જે મુકદમામાં ઈલાકાના મુખ્ય શેહેરોની માંહે અથવા બાહાર પોલીસ અમલદાર બીજા પરિશિષ્ટ પ્રમાણે અથવા હરકોઇ ચાલુ કાયદા પ્રમાણે વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુન્હો અથવા મુકદમો સમજવો,

'નાનકાગ્નિઝેબલ ગુન્હો,' 'નાનકાગ્નિઝેબલ ગુન્હો' એટલે જે ગુન્હા બાબત અને નાનકાગ્નિઝેબલ મુકદમો' એટલે જે મુકદમામાં ઈલાકાના મુખ્ય શેહેરોની માંહે અથવા

નાનકાગ્નિઝેબલ મુકદમો. બાહાર પોલીસ અમલદાર વગર વારંટે પકડવાને મુખત્યાર નથી તે ગુન્હો અથવા મુકદમો સમજવો;

**ટીકા**—વગર વારંટે કેવી રીતે પકડી શકાય તે બાબત આગળ કલમ ૫૪ થી કલમ ૫૯ સુધી જુઓ.

'જામીન લઈ શકાય એવો ગુન્હો.' (ર) 'જામીન લઈ શકાય એવો ગુન્હો' એટલે જે ગુન્હા બાબત બીજા પરિશિષ્ટમાં બતાવ્યા મુજબ જામીન લઈ શકાય તે અથવા જે ગુન્હા બાબત બીજા કોઈ ચાલુ કાયદા પ્રમાણે જામીન લઈ શકાય તે ગુન્હો સમજવો; અને જામીન નહી લઇ શકાય એવો ગુન્હો એટલે બીજો કોઇ ગુન્હો સમજવો.

**ટીકા**—જામીન કેવી રીતે લેવા તે વીગરે બાબત આગળ કલમ ૪૯૬ થી તે કલમ ૫૦૨ સુધી જુઓ.

'વારંટનોમુકદમો' (સ) 'વારંટનો મુકદમો' એટલે જે ગુન્હા બાબત મોતની અથવા સમુદ્રપારની અથવા છ મહીનાથી વધારે મુદત સુધી કેદની, શિક્ષા કરી શકાય તેવા ગુન્હા સબંધી કોઈ મુકદમો સમજવો.

'સમનનોમુકદમો' (ટ) 'સમનનો મુકદમો' એટલે જે ગુન્હા બાબત સદરહુ શિક્ષા કરી નહી શકાય એવા ગુન્હા સબંધી કોઇ મુકદમો.

'રાણીની વિલાયતી રૈયત.' (ક્યુ) 'રાણીની વિલાયતી રઇયત' આ શબ્દોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો એટલે.

(૧) ગ્રેટ બ્રિટન અને આયર્લાંડના સંયુક્ત રાજ્યમાં અથવા યુરોપ માંહેની અથવા અમેરિકા માંહેની અથવા આસ્ટ્રેલીયા માંહેની મલીકામાયાઝમાની કોઇ પણ વસાહતોમાં અથવા મુલકોમાં; અથવા ન્યુઝીલંડની વસાહતમાં અથવા કેપ આફ્ ગુડહોપની અથવા નટાલની વસાહતમાં મલીકામાયાઝમાની જે રૈયત જન્મી હોય અથવા જે રૈયતને ત્યાંનો દેશજ અધિકાર પ્રાપ્ત થયો હોય અથવા જે રૈયતે ત્યાં હમેશાં રેહેવાનું ઠેકાણું કર્યું હોય એવી હરકોઇ રૈયત.

(૨) સદરહુ પ્રકારના હરકોઇ માણસનું ઔરસ છોકરૂ અથવા તે છોકરાનું છોકરૂ.

**ટીકા**—સને ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૭૧ માં રાણીની વિલાયતી રૈયતની વાખ્યા આપેલી છે તેમાં તે રૈયતને ગ્રેટબ્રિટન અને આયર્લાંડના હીત રાજ્યમાં અથવા યુરોપખંડમાં અથવા અમેરિકાખંડમાં અથવા આસ્ટ્રેલીયામાં મલીકામાયાઝમાની જે વસાહતો અથવા મુલકો છે અથવા ન્યુઝીલાંડની વસાહતમાં અથવા કેપ ઓફ્ ગુડહોપની અથવા નેતલની વસાહતમાં મલીકામયાઝમાની જે રૈયતને દેશજ અધિકાર પ્રાપ્ત થયો હોય તે રૈયતને રાણીની વિલાયતી રૈયત ગણીને લાભ આપવાને માટે આ વાખ્યામાં સુધારો કરવામાં આવ્યો છે.

"બાબ" (વ) "બાબ" એટલે આ કાયદાનો કોઇ બાબ સમજવો. અને

"પરિશિષ્ટ" પરિશિષ્ટ એટલે આ કાયદાને જોડેલું કોઈ પરિશિષ્ટ સમજવું.

"જગા." (ડબલ્યુ) "જગા" આ શબ્દમાં ઘર, મકાન, તંબુ તથા વહાણ એનો પણ સમાવેશ થાય છે.

કૃત્યોના સબંધમાં વાપરેલા શબ્દો. જે શબ્દો કરેલાં કૃત્યોના સબંધમાં વાપર્યા હોય તે શબ્દો ગેરકાયદાસર કરેલી કસુરોને પણ લાગુ છે; અને

શબ્દોનો જે અર્થ ફોજદારી કાયદામાં હોય તેજ અર્થ સમજવો. જે શબ્દો તથા વાક્યો આ કાયદામાં વાપર્યાં હોય અને જેઓની વ્યાખ્યાઓ હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં આપી હોય અને ઉપર આપી નહી હોય તે સર્વે શબ્દોના તથા વાક્યોના અર્થ સદરહુ કાયદામાં જે પ્રમાણે આપ્યા હોય તે પ્રમાણે સમજવા.

**ટીકા**—જગા—આ શબ્દમાં ઘર, ઈમારત, તંબુ અને વાહાણનો સમાવેશ કરવામાં આવેલો છે, જે શબ્દો તથા વાક્યો આ આકટમાં વાપર્યા હોય અને જેઓની વ્યાખ્યાઓ હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં આપી હોય તે સરવે શબ્દો તથા વાક્યોના અર્થો સદરહુ કાયદામાં આપ્યા હોય તે તેઓને અનુક્રમે તે પ્રમાણે સમજવા.

ફોજદારી કાયદા મુજબના ગુન્હાઓનો ઈનસાફ. ૫. હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના સઘળા ગુન્હાઓની ચોકશી તથા ઇનસાફ આ કાયદામાં આગળ કહેલા ઠરાવો પ્રમાણે કરવો અને બીજા કોઇ પણ કાયદા મુજબના ગુન્હાઓની ચોકશી તથા ઇનસાફ તેજ ઠરાવ પ્રમાણે કરવો. પણ તે ચોકશી અથવા ઇનસાફ, સદરહુ ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ કરવાની રીત અથવા જગા સબંધી નિયમન કરવા બાબત કોઇ પણ કાયદો ચાલુ હોય તો તેને અનુસરીને કરવો.

બીજા કાયદાઓ વિરૂદ્ધ ગુન્હાઓનો ઇનસાફ.

**ટીકા**—ચોકશી તથા ઇનસાફ કરવો એ બાબતની સમજુતીને માટે કલમ ૪ માં જે એ શબ્દોની વ્યાખ્યાઓ આપવામાં આવેલી છે તે જોવી.

---

## ભાગ ૨ જો.

## ફોજદારી કોરટોની તથા હોદ્દાઓની રચના તથા અધિકાર.

### ફોજદારી કોરટોની તથા હોદ્દાઓની રચના બાબત.

### બાબ ૨ જો.

### અ—ફોજદારી કોરટોના દરજ્જા.

ફોજદારી કોર્ટોના દરજ્જા. ૬. હાઇકોર્ટો સિવાય, તથા આ કાયદા વગર બીજા કોઈ પણ ચાલુ કાયદા પ્રમાણે રચેલી કોર્ટો સિવાય, બ્રિટિશ ઇંડિયામાં પાંચ દરજ્જાની ફોજદારી કોર્ટો હશે, એટલેઃ—

૧.—સેસન કોરટો.

૨.—પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટોની કોરટો.

૩.—પેહેલા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો.

૪.—બીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો.

૫.—ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો.

**ટીકા**—પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની કોર્ટને પણ આ કાયદા પ્રમાણે ફોજદારી કોર્ટ ગણવાને માટે સ્પષ્ટ ઠરાવ કરવામાં આવેલો છે. સન ૧૮૭૯ ના ૧૦ મા આક્ટની કલમ ૫ માં આ ઠરાવ નોહતો. પણ આમાં નવો દાખલ કરેલો છે.

બ—મુલકની ટુકડીઓ.

સેસન ટુકડીયો. ૭. (ઇલાકાના મુખ્ય શેહેરો સિવાય), દરએક પ્રાંત સેસન ટુકડી થશે, અથવા તેમાં સેસન ટુકડીઓ આવશે;

જીલ્લા. અને આ કાયદાનાં કારણ સારૂ દરએક સેસન ટુકડી જીલ્લો થશે અથવા તેમાં જીલ્લા આવશે.

ટુકડીયોમાં તથા જીલ્લાઓમાંફેરફાર કરવાનોઅધિકાર સદરહુ ટુકડીઓની તથા જીલ્લાઓની સીમાઓમાં, અથવા ગવરનર જનરલ ઇન કાંઉન્સિલની અગારથી મંજુરી લઇને, તેમના સંખ્યામાં ફેરફાર કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

હાલનીટુકડીઓમાં તથા જીલ્લાઓમાંજયાંસુધીફેરફાર કરવામાંનઆવે ત્યાંસુધીતે કાયમ રાખવા. આ કાયદો અમલમાં આવે ત્યારે ચાલુ હોય એવી સેસન ટુકડીઓમાં તથા જીલ્લાઓમાં જયાં સુધી સદરહુ પ્રમાણે ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી તે સેસન ટુડીઓ તથા જીલ્લા રેહેશે.

ઇલાકાનાં મુખ્ય શેહેરોને જીલ્લા ગણવા. આ કાયદાનાં કારણસારૂ દરએક ઇલાકાનું મુખ્ય શેહેર જીલ્લો છે એમ સમજવું.

જીલ્લાની પેટા ટુકડીઓ કરવાનો અધિકાર. ૮. ઈલાકાનાં મુખ્ય શેહેરોની બહારનાં કોઇ પણ જીલ્લાની પેટા ટુકડીઓ કરવાનો, અથવા સદરહુ પ્રકારની કોઇ પણ જીલ્લાના કોઇ પણ ભાગને પેટા ટુકડા કરવાનો, અને કેઇ પણ પેટા ટુકડાના હદમાં ફેરફાર કરવાનો. અધિકાર સ્થાનિક સરકારને છે.

હાલનીપેટાટુકડીઓકાયમરાખો. જે ચાલુ પેટા તુકડીઓ હાલમાં ઘણું કરીને માજીસ્ત્રેટના હવાલામાં મુકવામાં આવે છે તે સઘળી પેટા તુકડીઓ આ કાયદા પ્રમાણે કરેલી છે એવું સમજવું.

ક—ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહાર કોરટો તથા હોદ્દા.

સેશન કોર્ટ. ૯. સ્થાનિક સરકારે દરએક સેશન ટુકડી માટે એક સેશન કોર્ટ સ્થાપવી, અને સદરહુ કોરટનો એક જડજ નીમવો.

વળી સદરહુ પ્રકારની એક અથવા વધારે કોરટોમાં હકુમત ચલાવવાને આડીશનલ સેશન જડજો, જોઇંટ સેશન જડજો તથા આસીસ્ટંટ સેશન જડજો નીમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

જ્યારે આ કાયદો અમલમાં આવે ત્યારે જે સેશન કોરટો ચાલુ હોય તે સઘળી સેશન કોરટો આ કાયદા પ્રમાણે સ્થાપેલી છે એમ સમજવું.

**ટીકા**—સેશન કોરટે કરેલી મોતની શિક્ષા અમલમાં લાવતા પેહેલાં હાઈકોરટની મંજુરીની જરૂર છે. જ્યારે કોઇ ગુન્હેગારને સમુદ્રપારની શિક્ષા કરી હોય ત્યારે તેજ વખતે કોરટે દરશાવવું જોઇએ કે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૫૯ મુજબ આવી સમુદ્રપારની શિક્ષા આસાન અગર સખત જેવી હોય તેવી કેદને બદલે કરેલી છે. કલકત્તા હાઇ કોરટનો સન ૧૮૬૬ નો સરક્યુલર ૯.

સેશન કોરટ હાઇકોરટને પુછયા શિવાય હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૬૨ પ્રમાણે કેદીની તમામ મિલકત જપ્ત કરવાનો ઠરાવ કરવાને મુખત્યાર છે. નોર્થ વેસ્ટર્ન પ્રોવીન્સીસ રીપોર્ટસ જાનેવારી સન ૧૮૬૯ પાનુ ૪.

બ્રાહ્મણ છતાં તેની જાગીર જપ્ત કરવાનો હુકમ મિતાક્ષરામાં મના છતાં થઇ શકે છે. ૮ મુઅર્સ ઈન્ડીયન અપીલ્સ પાનુ ૫૦૦.

આ કલમના બીજા ભાગમાં જે અધિકારીઓનાં નામ નાબુદ કરવામાં આવ્યાં છે તેઓનો સમાવેશ તેઓની સત્તા પ્રમાણે આ કાયદામાં જ્યાં જ્યાં સેશન કોરટછે એ શબ્દોમાં થાય છે—પ્રીન્સેપ.

જીલ્લામાજીસ્ત્રેટ. ૧૦. ઈલાકાના મુખ્ય શેહેરોની બહાર દરએક જીલ્લામાં સ્થાનિક સરકારે પેહેલા વરગનો એક માજીસ્ત્રેટ નિમવો, અને તેને જીલ્લા માજીસ્ત્રેટ કહેવો.

**ટીકા**—એક ફુલપાવર માજીસ્ત્રેટે તોહોમતવાળા ઉપર સન ૧૮૫૦ના આકટ ૩૫ ની કલમ ૯ પ્રમાણે તોહોમત રાખી તેને દંડની શિક્ષા કરી તે કામમાં એવો ઠરાવ થયો કે સન ૧૮૫૦ ના આકટ ૩૫ની ક. ૧૬ મુજબ એવો ગુન્હો જીલ્લા માજીસ્ત્રેટ સાંભળી શકે છે પણ ફુલપાવર માજીસ્ત્રેટને અધિકાર નથી માટે તોહોમતવાળાનો તપાસ જીલ્લા માજીસ્ત્રેટે કરવા જોઇએ. સરકાર વિરૂદ્ધ પ્રભાશંકર સાગળ મુંબાઈ હાઇકારટ રીપોર્ટ. વા. ૩, પ્ર. ૧૧

જીલ્લા માજીસ્ત્રેટનો હોદો ખાલી પડવાથી તે ઉપર થોડી મુદતને માટે નિમાયલા અમલદારો. ૧૧ જ્યારે કોઈ જીલ્લા માજીસ્ત્રેટનો હોદો ખાલી પડવાથી કોઇપણ અમલદાર સદરહુ જીલ્લામાં મુખ્ય અમલ ચલાવવામાં કામ ઉપર થોડી મુદતને માટે આવે, ત્યારે સદરહુ અમલદાર સ્થાનિક સરકારનો હુકમ થતાં સુધી આ કાયદા ઉપરથી જિલ્લા માજીસ્ત્રેટને જે અધિકાર આપ્યા છે તથા તેને જે કામો સોંપ્યાં છે તે સર્વે અધીકારો ચલાવવા તથા તે સર્વે કામો કરવાં.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૫૫ ને મળતી છે આના સબંધમાં કલમ ૧૦ ઉપરની ટીકા જુઓ.

તાબા માંહેના માજીસ્ત્રેટો. ૧૨ ઈલાકાનાં મુખ્ય શેહેરોની બહાર કોઇ જીલ્લામાં જીલ્લા માજીસ્ત્રેટ સિવાય, પેહેલા વર્ગના અથવા બીજા વર્ગના અથવા ત્રીજા વર્ગના માજીસ્ત્રેટો દાખલ પોતાની નજરમાં આવે તેટલા માણસોને નિમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે; અને સદરહુ માણસોને આ કાયદા પ્રમાણે જે અધિકારો આપવામાં આવે તે સરવે અથવા તેમાંના કોઈ પણ અધિકાર જે સ્થાનિક પ્રદેશમાં તેણે ચલાવવા તે સ્થાનિક પ્રદેશ વખતે ઠરાવવાનો અખત્યાર સ્થાનિક સરકારને અથવા સ્થાનિક સરકારના નિરબંધ હેઠળ રહીને જિલ્લા માજીસ્ત્રેટને છે.

તેમની હકુમતની સ્થાનિક સીમા.

સદરહુ પ્રકારનો પ્રદેશ ઠરાવાને જુદી રીતે ઠરાવ્યું ન હોય તો સદરહુ માણસોની હકુમત તથા તેઓનો અધિકાર સદરહુ જીલ્લામાં સરવે ઠેકાણે લાગુ પડશે.

**ટીકા**—આ કલમનો છેલો ભાગ તદન નવોજ છે—તાબાના જે માજીસ્ત્રેટોને ખાસ સત્તા આપવામાં આવી નથી તેઓને પોલીસના રીપોર્ટ ઉપરથી અગર તેમને પોતાનેજ કરેલી ફરિયાદ ઉપરથી મુકદમાનો ઇનસાફ કરવાને અધિકાર નથી, શંકર આબાજી હોસીંગ મુંબાઈ હાઇકોરટ રીપોટ વા. ૬. પ્ર. ૬૯.

પેટાટુકડી માજીસ્ટ્રેટના હવાલામાં મુકવાનો અધિકાર

૧૩. સ્થાનિક સરકાર કોઇ પેટા ટુકડી પેહેલા વરગના અથવા બીજા વરગના કોઇ પણ માજીસ્ટ્રેટના હવાલામાં મુકવાને અને જે પ્રસંગે જરૂર પડે તે પ્રસંગે તે હવાલો તેની પાસે છોડાવવાને મુખત્યાર છે.

સદરહુ માજીસ્ટ્રેટોને પેટા ટુકડી માજીસ્ટ્રેટો કહેવા.

જીલ્લાના માજીસ્ટ્રેટને અધિકાર સોંપવા બાબત.

સ્થાનીક સરકાર આ કલમમાં કહેલા પોતાના અધિકાર જીલ્લા માજીસ્ટ્રેટને સોંપવાને મુખત્યાર છે.

**ટીકા**—પેટા તુકડી માજીસ્ત્રેટના જે સાધારણ અધિકાર ૩ જા પરિશિષ્ટના ભાગ ૪ માં બતાવ્યા છે તે જુઓ. ૧૮૮૦ ના આકટ ૩ જાની કલમ પ્રમાણે કાનટોમેન્ટ માજીસ્ત્રેટ પેટા ટુકડી માજીસ્ટ્રેટ છે. કલમ ૧૨ થી પેટા ટુકડી માજીસ્ટ્રેટનો અધિકાર આખા ડીસ્ટ્રીકટમાં ચાલી શકે તોપણ તેમનો અધિકાર તેમની પેટા ટુકડીના હદમાંજ ચાલી શકે તેવી મર્યાદા બાંધી શકાય.

સ્પેશિયલ માજીસ્ટ્રેટો.

૧૪ પેહેલા વરગના અથવા બીજા વરગના અથવા ત્રીજા વરગના માજીસ્ટ્રેટને જે અધિકાર આ કાયદાથી આપ્યા છે અથવા આ કાયદા પ્રમાણે આપી શકાય તે સરવે અથવા તેમાંના હરકોઇ અધિકાર ઇલાકાના મુખ્ય શેહેરોની બહાર હરકોઇ સ્થાનિક ક્ષેત્રમાં અમુક મુકદમાના સબંધમાં અથવા કોઇ અમુક વરગના અથવા વરગોના મુકદમાના સબંધમાં અથવા કોઇ અમુક વરગના અથવા વરગોના મુકદમાના સબંધમાં અથવા અમુક સામાન્ય રીતે સઘળા મુકદમાના સબંધમાં હરકોઇ માણસને આપવાનો અખત્યાર સ્થાનિક સરકારને છે.

સદરહુ માજીસ્ત્રેટોને સ્પેશીયલ માજીસ્ટ્રેટો કહેવા.

આ કલમના પેહેલા પારેગ્રાફથી આપેલો અધિકાર સ્થાનિક સરકાર પોતાના તાબા માંહેના હરકોઇ અમલદારને ગવરનર જનરલ ઇન કાંઉન્સિલની અગાઉથી મંજુરીલઈને અને પોતે દુરસ્ત ધારે એટલી હદ રાખીને સોંપવાને મુખત્યાર છે.

આસિસ્ટંટ ડિસ્ટ્રીકટ સુપ્રીનટેન્ડેન્ટથી ઉતરતા દરજ્જાના કોઇપણ પોલીસ અમલદારને આ કલમ પ્રમાણે કાંઇ પણ અધિકાર આપવા નહીં, અને સુલેહ જાળવવા સારૂ તથા ગુન્હો અટકાવવા સારૂ અને ગુન્હેગારોને માજીસ્ટ્રેટની આગળ લઇ જવા માટે તેઓને ખોળી કાહાડવા સારૂ તથા પકડવા સારૂ, તથા અટકાવી રાખવા સારૂ, અને કોઇ પણ ચાલુ કાયદાથી તે અમલદારને સોંપેલાં બીજાં કાંઇ પણ કામ તેને કરવા સારૂ જેટલે સુધી જરૂર હોય તે કરતાં વત્તા કાંઇ પણ અધિકાર સદરહુ પ્રમાણે આપવા નહીં.

માજીસ્ટ્રેટોની બેન્ચો.

૧૫ ઇલાકાના મુખ્ય શેહેરોની હરકોઈ બહાર જગામાં હરકોઇ બે અથવા વધારે માજીસ્ટ્રેટોને બેન્ચ તરીકે બેસવાનું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. અને પેહેલા, બીજા અથવા ત્રીજા વરગના માજીસ્ટ્રેટને જે અધિકારો આ કાયદાથી આપ્યા છે અથવા આ કાયદા પ્રમાણે આપી શકાય તેમાંના હરકોઈ અધિકાર સ્થાનિક સરકાર હુકમ કરીને સદરહુ બેન્ચને આપવાને મુખત્યાર છે, અને સ્થાનિક સરકાર દુરસ્ત ધારે એવાજ મુકદમામાં અથવા એવાજ વરગના મુકદમામાં, અને એવીજ સ્થાનિક હદમાં, સદરહુ અધિકારો ચલાવવાનું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

વિશેષ હુકમ ન હોય તો બેન્ચ જે અધિકારો ચલાવી શકે તે. આ કલમ પ્રમાણે હરકોઇ હુકમ કરીને જુદી રીતે ઠરાવ કર્યો નહીં હોય તો સદરહુ બેન્ચના મેંબરોમાં જે ઊંચામાં ઊંચા દરજ્જાનો માજીસ્ત્રેટ હોય અને સદરહુ બેન્ચના મેંબર તરીકે હાજર રહીને કામમાં ભાગ લેતો હોય તેવા માજીસ્ત્રેટને આ કાયદાથી જે અધિકાર આપ્યા હોય તે અધિકાર સદરહુ પ્રકારની દરેક બેન્ચના છે એવું સમજવું, અને આ કાયદાના કારણુ સારૂ તે બેન્ચને જેટલે સુધી બની શકે તેટલે સુધી સદરહુ દરજ્જાના માજીસ્ત્રેટ તરીકે ગણુવી.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૦—૫૧ તથા ૨૨૪ ઉપરથી રચવામાં આવી છે. પોરાયો ચમાર વિરૂધ શેખ ઇસ્માલના કામમાં નામદાર કલકત્તા હાઇકોરટે એમ ઠરાવ્યું છે કે માજીસ્ત્રેટની બેંચ કામ ચલાવે તેવારે તેના અધ્યક્ષે હાજર રહી ફરીયાદી અને તોહોમતદારનો પુરાવો સાંભળવો જોઇએ કેટલુંક કામ ચલાવતાં તે હાજર ન હોય તો તેણે સાખીતીનો કરેલો ઠરાવ રદ થાય તા૦ ૨૩ જુલાઇ સન ૧૮૭૬

બેન્ચોની પોતાના કામની સમજુત થવા સારૂ કાનુન કરવાનો અધિકાર. ૧૬ કોઇ પણ જિલ્લા માજીસ્ત્રેટની બેન્ચોની તેઓમાં કામની સમજુત થવા સારૂ હેઠળ લખેલી બાબતો સબંધી આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાને સ્થાનિક સરકાર અથવા સ્થાનિક સરકારના નિરબંધમાં હેઠળ રહીને જિલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે.

(અ) ઈનસાફ કરવાના મુકદમાના વરગો;

(બ) બેસવાની વખત તથા જગા;

(ક) ઈનસાફ ચલાવવા બાબત બેન્ચની રચના.

(ડ) બેઠેલા માજીસ્ત્રેટો વચ્ચે મનમાં જે ભેદ પડે તેનો નિકાલ કરવાની રીત.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૨ અને ૫૩ ને મળતી છે ગુચવણ ભરેલો મુકદમો ડોસ્ત્રીકટ માજીસ્ત્રેટે માજીસ્ત્રેટની બેન્ચને સોંપવો નહીં જોઇએ. ભોળાનાથસેન ઇડીયન લા. રીપોર્ટ કલકત્તા વા. ૨ પ. ૨૩.

માજીસ્ત્રેટોએ તથા બેન્ચોએ જિલ્લા માજીસ્ત્રેટના તાબામાં રેહેવું. ૧૭. ૧૨ મી, ૧૩ મી, અને ૧૪ મી. કલમ પ્રમાણે નિમેલા સઘળા માજીસ્ત્રેટ તથા ૧૫ મી કલમ પ્રમાણે રચેલી સઘળી બેન્ચો જિલ્લા માજીસ્ત્રેટના તાબામાં છે એવું સમજવું. અને સદરહુ માજીસ્ત્રેટોને તથા બેન્ચોને કામ વેંહેચી આપવા બાબત આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાને જિલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે; અને

માજીસ્ત્રેટોએ તથા બેન્ચોએ પેટા ટુકડી માજીસ્ટ્રેટના તાબામાં રેહેવું. કોઇ પેટા ટુકડીમાં અધિકારો ચલાવનાર પેટા ટુકડી માજીસ્ત્રેટ સિવાય બીજો દરએક માજીસ્ત્રેટ તથા દરેક બેન્ચ પેટા ટુકડી માજીસ્ત્રેટના તાબામાં છે એમ સમજવું. તોપણ તે જીલ્લા માજીસ્ત્રેટના સામાન્ય નિરબંધ હેઠળ છે એવું સમજવું.

આસિસ્ટંટ સેશ- સઘળા આસિસ્ટંટ સેશન જડજોએ, જે સેશન જડજની કોરટોમાં તે

ન જડજોએ સેશન જડજના તાબામાં રેહેવું.

એ હકુમત ચલાવતા હોય તે સેશન જડજના તાબામાં રેહેવું. અને સદરહુ આસિસ્ટંટ સેશન જડજોને કામ વેંહેંચી આપવા બાબત આ કાયદાને અનુસરતો હોય એવો કાનુન વખતે વખતે કરવાને સેશન જડજ મુખત્યાર છે.

જીલ્લા માજીસ્ટ્રેટ તેમજ ૧૨ મો. ૧૩ મો. અને ૧૪ મો. કલમ પ્રમાણે નિમેલા માજીસ્ટ્રેટો અથવા ૧૫ મી કલમ પ્રમાણે રચેલી બેન્ચો સેશન જડજના તાબામાં નથી એવું સમજવું, પણ આ કાયદામાં આગળ ઠરાવેલું છે તેટલે સુધી અને તે રીતે તે તેના તાબામાં છે એવું સમજવું.

ટીકા—માજીસ્ટ્રેટો સેશન કોરટને કઈ કઈ બાબતોમાં તાબે છે તે નિચેની બીના ઉપરથી જાણ્યાઈ આવશે.

કલમ ૧૨૩—સારી ચાલ સારૂ તો એક વરસ કરતાં વધારે મુદતને વાસ્તે તારણ આપવાનો હુકમ કર્યા છતાં ન આપે તો તે બાબતમાં તથા

કલમ ૧૯૩—કમિટ કરેલા કેસ સેશનકોરટે સાંભળવા વિશે છે તે વિશે તથા

કલમ ૪૦૮ પહેલા વરગના માજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ સાંભળવા બાબત છે તે વિશે તથા

કલમ ૪૩૫—નિયમસર અગર કાયદા પ્રમાણે કામ કરવામાં આવ્યું છે કે નહી તે જોવાને માટે નિચા દરજ્જાની કોર્ટોનાં દફતર મંગાવવાના અધિકાર સબંધી છે તે બાબતમાં.

સેશન કોરટને માજીસ્ત્રેટો તાબે છે. વળી આ બાબતોમાં ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ તથા માજીસ્ત્રેટોની બેન્ચ સેશન કોરટને તાબે છે.

ડ.—પ્રેસીડેન્સી માજીસ્ત્રેટોની કોરટો.

પ્રેસીડેન્સીમાજીસ્ત્રેટોની નિમણુંક.

૧૮. સ્થાનિક સરકારે (આ કાયદામાં પાછળ જેમને પ્રેસીડેન્સી માજીસ્ત્રેટો કહ્યા છે એવા) જોઈએ તેટલા માણસોને દરએક ઇલાકાના મુખ્ય શેહેરના માજીસ્ત્રેટો તરીકે વખતે વખતે નીમવા, અને સદરહુ માણસોમાંના એકને તે દરેક શેહેરના ચીફ માજીસ્ત્રેટ તરીકે નીમવો.

સદરહુ માણસોમાના હરકોઇ બે અથવા વધારે માણસો (આ કાયદામાં પાછળ આપેલા અધિકાર પ્રમાણે ચીફ માજીસ્ત્રેટે કરેલી કાનુનને અનુસરીને) બેન્ચ તરીકે એકઠા બેસવાને મુખત્યાર છે.

તેમની હકુમતની સ્થાનિક હદ.

૧૯. દરએક પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે, જે ઇલાકાનાં મુખ્ય શેહેર માટે પોતે નિમાયો હોય તે માંહેના સઘળી જગાઓમાં, અને સદરહુ શેહેરના બંદરની તથા વાહાણ ચાલી શકે એવી તે બંદર તરફ જતી હરકોઇ નદી અથવા ખાડીની જે હદ બંદરોનું તથા બંદર દેખાનું કામ નિયમન કરવા બાબતના ચાલુ કાયદા પ્રમાણે ઠરાવેલી હોય તેવી હદ માંહેની સઘળી જગાઓમાં હકુમત ચલાવવી.

મુંબાઇની પેટીસેશનની કોર્ટ.

૨૦. મુંબાઇ શેહેરમાં દરએક પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે સન ૧૮૭૦ ના એપ્રિલ મહિનાની પેહેલી તારીખની પેહેલાં તરત ચાલુ હોય એવા હરકોઇ કાયદા પ્રમાણે તે શેહેરમાં પેટીસેશનની કોરટે જે હકુમત ચલાવી હોય તે સઘળી હકુમત ચલાવવી.

પણ એવું ઠરાવ્યું છે કે મુંબાઇની મ્યુનિસિપાલિટીના બંદોબસ્ત બાબતના ચાલુ કાયદા મુજબની અપીલો ફક્ત ચીફ માજીસ્ટ્રેટને કરવી.

ચીફ માજીસ્ટ્રેટ. ૨૧. દરએક ચીફ માજીસ્ટ્રેટે જે અધિકાર આ કાયદાથી તેને આપ્યા છે તે સઘળા અધિકાર અથવા જે અધિકાર આ કાયદો અમલમાં આવ્યાની પેહેલાં તરત ચાલુ હોય એવા કોઈ પણ કાયદા પ્રમાણે અથવા કાનુન પ્રમાણે હરકોઇ સિનિયર માજીસ્ટ્રેટે અથવા ચીફ માજીસ્ટ્રેટે ચલાવવા જોઇએ. તે સઘળા અધિકાર પોતાની હકુમતની સ્થાનિક હદમાં ચલાવવા, અને નિચે લખેલી બાબતોનું નિયમન કરવા સારૂ આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને વખતે વખતે કરવાને તે મુખત્યાર છેઃ—

(અ) સદરહુ શેહેરના માજીસ્ટ્રેટોની કોરટોમાં કામ ચલાવવા બાબત તથા વેંહેંચવા બાબત તથા તે કોરટોના વહિવટ બાબત;

(બ) જે વખતે તથા જગાએ માજીસ્ટ્રેટોની બેન્ચોએ બેસવું તે બાબત.

(ક) સદરહુ બેન્ચોની રચના બાબત; અને

(ડ) બેઠેલા માજીસ્ટ્રેટો વચ્ચે મતમાં ભેદ પડે તેનો નિકાલ કરવાની રીત બાબત;

ઈ.—જસ્ટીસ આફ ધી પીસ.

જીલ્લાઓને માટે જસ્ટીસ આફ ધી પીસ. ૨૨. ઇલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર સઘળા બ્રિટિશ ઈંડિયાના સબંધમાં અથવા તેના હરકોઇ ભાગના સબંધમાં ગવરનર જનરલ ઈન કૌન્સિલ,

અને પોતાના અમલ હેઠળના (સદરહુ શેહેરો વગર બીજા) મુલકોના સબંધમાં દરએક સ્થાનિક સરકાર.

સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને પોતે યોગ્ય ધારે એવી રાણીની વિલાયતી રૈયતને સદરહુ જાહેરનામામાં કહેલા મુલકોની અંદર અને તે મુલકો માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે નિમવાને મુખત્યાર છે.

ટીકા—જુઓ કલમ ૪૪૩ તથા ૪૪૪ આ કલમ યુરોપિયન બ્રિટિશ રૈયત હોય તેમનેજ સુલેહના અમલદાર નિમી શકાય છે.

ઇલાકાનાં મુખ્ય શેહેરો માટે જસ્ટીસ આફ ધી પીસ. ૨૩. કલકત્તા શેહેરના સંબંધમાં ગવરનર જનરલ ઇનકૌન્સિલ અથવા સ્થાનિક સરકાર,

અને મદ્રાસ તથા મુંબાઇ શેહેરના સંબંધમાં સ્થાનિક સરકાર,

બ્રિટિશ ઈંડિયામાં રેહેનારા જે સખસો કોઈપણ પરરાજ્યની રૈયત ન હોય, અને જેમને (પ્રસંગ પ્રમાણે) ગવરનર જનરલ ઈન કૌન્સિલ અથવા સ્થાનિક સરકાર યોગ્ય ધારે, તે સખસોને, સરકારી ગ્યાઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેમાં કહેલી સદરહુ શેહેરની હદમાં, જસ્ટીસ આફ ધી પીસ તરીકે નિમવાને મુખત્યાર છે.

હાલના જસ્ટીસ આફ ધી પીસ. ૨૪. કોઇ હાઇકોરટે આપેલાં હરકોઇ કમિશન પ્રમાણે સદરહુ શેહેરો વગર બીજા બ્રિટિશ ઈંડિયાના કોઈ પણ ભાગની અંદર અને તે ભાગ માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે હાલમાં કામ કરનારા દરએક

માણુસને સદરહુ શેહેરો વગર બીજા આખા બ્રિટિશ ઈંડિયાને માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે કામ કરવાને ૨૨ મી કલમ પ્રમાણે ગવરનર જનરલ ઈન કૌન્સિલે નિમ્યો છે એવું સમજવું.

સદરહુ પ્રકારના કોઈ પણ કમિશન પ્રમાણે સદરહુ શેહેરોમાંના હરકોઇ શેહેરની હદમાં જસ્ટીસ આફ ધી પીસ તરીકે હાલમાં કામ કરનારા દરએક માણુસને ૨૩ મી કલમ પ્રમાણે સ્થાનિક સરકારે નિમ્યો છે એવું સમજવું.

હોદ્દાના સબબથી જસ્ટીસ આફ ધી પીસ.

૨૫. પોતપોતાના હોદ્દાના સબબથી ગવરનર જનરલ તથા ગવરનર જનરલની કૌન્સિલના મામુલ મેમ્બરો તથા હાઈકોરટોના જડજો તથા રંગુનનો રિકોર્ડર આખા બ્રિટિશ ઈંડિયાની અંદર અને બ્રિટિશ ઈંડિયાને માટે જસ્ટીસ આફ ધી પીસ છે એવું સમજવું. "સેસન જડજો અને જિલ્લા માજીસ્ત્રેટો, તેઓ જે સ્થાનીક સરકારના તાબામાં નોકરી કરતા હશે તે સરકારના વહીવટ માંહેના સઘળા મુલકમાં તથા મુલકને માટે જસ્ટીશ આફ ધી પીસ છે એવું સમજવું. અને પ્રેસિડેન્સી માજીસ્ત્રેટો જે શેહેરોના તેઓ માજીસ્ત્રેટો હોય તે શેહેરોની અંદર અને તે શેહેરો માટે જસ્ટીસ આફ ધી પીસ છે એમ સમજવું.

ફ—સસપેન્ડ કરવા બાબત તથા દુર કરવા બાબત,

જડજોનેતથામાજીસ્ત્રેટોનેસસ્પેન્ડ કરવાતથાદુરકરવા બાબત.

૨૬. રાયલ ચાર્ટરથી સ્થાપેલી હાઇકોરટો સિવાય બીજી ફોજદારી કોરટોના સઘળા જડજોને અને સઘળા માજીસ્ટ્રેટોને હોદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

પણ એવું ઠરાવ્યું છે કે જે જડજો તથા માજીસ્ટ્રેટોને હોદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર હાલમાં ફકત ગવરનર જનરલના ઇન કાંઉન્સીલને છે તેઓને હોદ્દા ઉપરથી બીજા કોઇ પણ અધિકારીએ સસ્પેન્ડ કરવા નહીં કે દુર કરવા નહીં.

જસ્ટીસઆફધી પીસનેસસ્પેન્ડકરવા તથા દુર કરવા બાબત.

૨૭. જે જસ્ટીસ આફ ધી પીસને ગવરનર જનરલ ઇન કાંઉનસીલે નિમ્યો હોય તે જસ્ટીસ આફ ધી પીસને હોદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર ગવરનર જનરલ ઇન કૌન્સિલને છે અને જે જસ્ટીસ આફ ધી પીસને સ્થાનિક સરકારે નિમ્યો હોય તેને હોદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે

## બાબ ૩ જો.

### કોરટોના અધિકાર.

અ—દરએક કોરટ કયા કયા ગુન્હા સાંભળી શકે તે ગુન્હાઓનું વર્ણન.

ફોજદારી કાયદા મુજબના ગુન્હા.

૨૮. હીંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના હરકોઇ ગુન્હાનો ઇનસાફ આ કાયદાના બીજા ઠરાવોને અનુસરીને કરવાનો અધિકાર હાઇકોરટને અથવા સેશન કોરટને અથવા બીજા પરિશિષ્ટના આઠમા ખાસનમાંના ખાતામાં બતાવ્યા પ્રમાણે બીજી જે કોરટથી સદરહુ ગુન્હાનો ઇનસાફ થઇ શકે તે કોરટને છે.

**ટીકા**—આ કલમ સન ૧૮૭૪ ના અગ્યારમા આકટની પેહેલી કલમને બદલે રચવામાં આવેલી છે. આ કલમ પ્રમાણે સાત વરસ કરતાં વધારે મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઇ ગુન્હાનો ઇનસાફ પેહેલા વરગનો માજીસ્ત્રેટ કરી શકતો નથી. સન ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૮ પ્રમાણે પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ કોઇ પણ એવા ગુન્હાનો ઇનસાફ કરી શકતો હતો તેમાં આ કલમ ૧ ઉપર મુજબનો ફેરફાર થયો છે. આ કલમ પ્રમાણે પેહેલા, બીજા અને ત્રીજા વર્ગના કરતાં ઊંચા દરજ્જાની કોરટ આવા ગુન્હાની તપાસ કરી સકશે. આ કલમ, કલમ ૬ ની જોડે વાંચી જોવાથી સાફ માલમ પડે છે કે ડિસ્ત્રીકટ માજીસ્ત્રેટ અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટ પણ આવા ગુન્હાનો ઇનસાફ કરી શકે નહીં કારણ કે તેઓની કોર્ટ પણ પેહેલા વર્ગના માજીસ્ત્રેટની કોરટ છે.

અમુક કૃત્યની વ્યાખ્યા હરકોઇ સ્થાનિક કાયદામાં ઠરાવેલી વ્યાખ્યા મુજબ હોય તોપણ પીનલકોડમાં તેવીજ વ્યાખ્યા મળતી આવે તોજ તે કૃત્યને માટે પીનલકોડ પ્રમાણે શિક્ષા થઇ શકે–ઊતુરામ વિરૂદ્ધ લામેસુર વીકલી રીપોર્ટ ૭૯. પ્ર. ૭૦

બીજા કાયદા મુજબના ગુન્હા.

૨૯ બીજા કોઇ પણ કાયદા મુજબના હરકોઇ ગુન્હાનો ઇનસાફ જ્યારે સદરહુ કાયદામાં આ બાબત કોઇ કોરટનું નામ કહ્યું હોય ત્યારે, તે કોરટે કરવો.

જ્યારે કોઇ કોરટનું નામ સદરહુ પ્રમાણે કહ્યું ન હોય ત્યારે તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર હાઇકોરટને અથવા આ કાયદા પ્રમાણે રચેલી હરકોઇ કોરટને છે પણ એવું ઠરાવ્યું છે કેઃ—

(અ) સદરહુ પ્રકારનો જે ગુન્હો સાત વરસ કરતાં વધતી મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઇ પણ ગુન્હાનો ઇનસાફ પેહેલા વર્ગના કોઇ પણ માજીસ્ત્રેટે કરવો નહીં;

(બ) સદરહુ પ્રકારનો જે ગુન્હો ત્રણ વરસ સુધીની મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઇ પણ ગુન્હાનો ઇનસાફ બીજા વરગના કોઇ પણ માજીસ્ત્રેટે કરવો નહીં; અને

(ક) સદરહુ પ્રકારનો જે ગુન્હો એક વરસ સુધીની મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઇ પણ ગુન્હાનો ઇનસાફ ત્રીજા વરગના કોઇ પણ માજીસ્ત્રેટે કરવો નહીં.

મોતની શિક્ષાને લાયક નહીં હોય એવા ગુન્હા.

૩૦ જે મુલકોનો રાજ કારભાર, અનુક્રમે, પંજાબના લેફટેનન્ટ ગવરનર અને અયોધ્યા તથા સેંટ્રલ પ્રાવિન્સીસના તથા બ્રિટિશ બર્માના તથા કુર્ગના તથા આસામના ચીફ કમિશનર ચલાવતા હોય તે મુલકોમાં અને બીજા પ્રાંતોના જે ભાગોમાં ડેપ્યુટી કમિશનરો અથવા આસીસ્ટંટ કમિશનરો હોય તે ભાગોમાં મોતની શિક્ષાને લાયક નહીં હોય એવા સઘળા ગુન્હાઓનો ઇનસાફ માજીસ્ત્રેટ તરીકે કરવાનો અધિકાર ૨૯ મી કલમમાં ગમે તે કહ્યું હોય તોપણ જીલ્લા માજીસ્ત્રેટને આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

**ટીકા**—જે શિક્ષાને સેસન્સ જડજની મંજુરી જોઇતી હોય તે શિક્ષાને સારૂ તેવી મંજુરી ન મળી હોય ત્યાં સુધી હાઇકોરટને અપીલ થઇ શકે નહી, સાગરસુંદરદાસ ૨૫ વી. રી. ૧૮

આ કલમ પ્રમાણે આપેલા અધિકારવાળો ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ જે ગુંન્હાને માટે મોતની શિક્ષા કાયદામાં ફરમાવેલી છે તે શિવાયના તમામ ગુન્હાઓનો ઇનસાફ કરી શકે છે પણ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ ૩ વરસ કરતાં જાદે વરસની શિક્ષા કરે તો તે બાબત સેસન કોરટની મંજુરી જોઇએ સાત વરસ કરતાં વધારે વરસની શિક્ષા તો આવો ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ કરી શકતોજ નથી જુઓ કલમ ૩૪ ક. ૩૮૦ માં આવા ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટના હુકમની મંજુરી સબંધી ઠરાવ છે અને કલમ ૪૦૮ માં આવા હુકમ ઉપર અપીલ સબંધી ઠરાવ છે. પ્રાનસેપ.

**બ**—જુદા જુદા દરજાની કોરટોને જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર છે તે.

જેશિક્ષાના હુકમ કરવાનો અધિકાર હાઈકોરટને તથા સેસન જડજોને છે તે.

૩૧. જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઇ શિક્ષાનો હુકમ કરવાને હાઇકોરટ મુખત્યાર છે.

જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઇ શિક્ષાનો હુકમ કરવાને સેસનજડજ, આડીશનલ સેસનજડજ અથવા જોઇંટ સેસનજડજ મુખત્યાર છે; પણ સદરહુ પ્રકારના હરકોઇ જડજે મોતની શિક્ષાનો હરકોઇ હુકમ કર્યો હોય તો તે કાયમ થવાને હાઈકોરટની મંજુરી જોઇએ.

મોતની અથવા સાત વરસ કરતાં વત્તી મુદતની સમુદ્રપારની અથવા સાત વરસ કરતાં વતી મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઈ શિક્ષાનો હુકમ કરવાને આસીસટંટ સેસનજડજ મુખત્યાર છે; પણ કોઈ આસીસટંટ સેસનજડજે ત્રણ વરસ કરતાં વતી મુદતની કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય તો તે કાયમ થવાને સેસનજડજની મંજુરી જોઈએ.

**ટીકા**—જુ. કલમ ૩૧૪ (સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૩૫) મુજબ આસીસ્ટંટ સેશન જડજે એક કામમાં ત્રણ ત્રણ વર્ષની એવી ત્રણ શીક્ષાઓ એક વખત કરી તેમાં નામદાર હાઇકોર્ટે એમ ઠરાવ્યું કે તે શીક્ષાઓ કાયમ થવાને મંજુરી સારૂ અને અપીલના કારણ સારૂ તે એકજ શીક્ષા ગણવી જોઈએ અને જ્યાં સુધી તેપર સેશન જડજનો હુકમ થયો નથી ત્યાં સુધી અપીલ દાખલ થઇ શકતી નથી અને તે કેસ સેશન જડજને મંજુરી સારૂ પાછો મોકલ્યો. રામાભાઈ ગાઉડા. ઇ. લો. રી. ૧ મુંબાઈ ૨૨૩

જેશીક્ષાફરમાવવાનોમાજીસ્ત્રેટોને અધિકાર છે તે.

૩૨ માજીસ્ત્રેટોની કોરટોને હેઠળ લખેલી શિક્ષા ફરમાવવાનો અધિકાર છે; એટલેઃ—

| | |
|---|---|
| (અ) પ્રેસિડેન્સી માજીસ્ત્રેટોની તથા પેહેલા વરગના માજીસ્ત્રેટોની કોરટો. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઇ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં બે વરસની મુદતની કેદ.<br>એક હજાર રૂપિયા સુધી દંડ.<br>ફટકા મારવા. |

| | |
|---|---|
| (ખ) બીજા વરગના માજીસ્ત્રેટોની કોરટો. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઇ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં છ મહિનાની મુદતની કેદ.<br>બસેં રૂપિયા સુધી દંડ.<br>ફટકા મારવા. |
| (ક) ત્રીજા વરગના માજીસ્ત્રેટોની કોરટો. | એકમહિના સુધીની મુદતની કેદ.<br>પચાસ રૂપિયાસુધી દંડ. |

જે શિક્ષા ફરમાવવાને કાયદાથો પોતાને અધિકાર હોય તેમાંની ગમે તે શિક્ષા એકઠા કરીને કાયદાસર ગમે તે શિક્ષા ફરમાવવાનો અખત્યાર હરકોઇ માજીસ્ત્રેટની કોરટને છે.

બીજા વર્ગના કોઇ માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો નહીં હોય તો તેવા માજીસ્ત્રેટની કોઇ પણ કોરટે ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવો નહીં.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ના આકટ ૧૦ની કલમ ૨૦ સાથે મળતીછે જે સખસ મોતની, સમુદ્રપારની, સાસનિકદાસતની, અથવા પાંચ વર્ષ કરતાં વધારે કેદની શિક્ષા ભોગવતો હોય તેને ફટકા મારવાની શિક્ષા કરી હોય તો તે ગેરકાયદેસર છે. પ્રથમ કહેલી શિક્ષા ભોગવ્યા પછી ફટકાની શિક્ષા કરવાને બદલે જો પેહેલાં ફટકાની શિક્ષા કરવામાં આવી હોય તો તે ફટકાની શિક્ષા રદ થાય છે. મદ્રાસ. હા. કો. પ્રોસી. એપે, ૧૯, ૧૮૭૬ ઇ. લો રી. ૧ મદ્રાસ. ૫૬.

જ્યાં કેદ, દંડની શિક્ષાનો ભાગ ન હોય ત્યાં દંડ નહીં આપવામાં આવે તે બદલ એકાંત કેદની શિક્ષા થઇ શકતી નથી. ૪, કો, રૂ. ક્રી. પ્ર. ૩૭

ચૌદ દિવસ કરતાં વધારે દિવસ કેદની શિક્ષા કરવામાં ન આવી હોય તોપણ બધા ચૌદે દિવસના એકાંત કેદની શિક્ષા થઇ શકતી નથી. રાણી વિરૂદ્ધ નેનસુખ મેથર. ૩ બેં. લો. રી. પ્ર. ૪૦

દંડ ન આપે તો કેદની શિક્ષાનો હુકમ કરવાના માજીસ્ત્રેટોનો અધિકાર.

૩૩. દંડ ન આપે તો જેટલી મુદતની કેદ કાયદા પ્રમાણે થઇ શકતી હોય તેટલી મુદતની કેદ તે દંડ ન આપે તો ઠરાવવાને હરકોઈ માજીસ્ત્રેટની કોર્ટે મુખત્યાર છે; પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ મુદત આ કાયદા પ્રમાણે તે માજીસ્ત્રેટના અધિકાર કરતાં વધતી નહીં જોઇએ.

કેટલાએક મુકદ્દમા બાબત વિશેષ ઠરાવ.

વળી એવું પણ ઠરાવ્યું છે કે જે મુકદમામાં ફેંસલો કોઇ માજીસ્ત્રેટે કર્યો હોય અને તેમાં પહેલાની શિક્ષાના હુકમનો ભાગ કેદ ઠરાવી હોય તે મુકદમામાં દંડ ન આપેથી કેદ કરવાની જે મુદત ઠરાવી તે, દંડ ન આપેથી જે કેદ ઠરાવવામાં આવે તે શિવાય તે ગુન્હાને સારૂ જેટલી મુદતની બીજી કેદની શિક્ષા કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર હોય તે મુદતના ચતુર્થાંસ કરતાં કદાપિ વધારે ઠરાવવી નહીં.

આ કલમ પ્રમાણે જે કેદ ઠરાવવી તે, ૩૨ મી કલમ પ્રમાણે ઘણામાં ઘણી જેટલી મુદતની પેહેલાંની કેદની શિક્ષાનો હુકમ તે માજીસ્ત્રેટથી કરી શકાય તે ઉપરાંત ઠરાવવાનો અખત્યાર છે.

**ટીકા**—સને ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૩૭૯નો છેલ્લો ભાગ ફક્ત આ કલમમાં

દાખલ કરવામાં આવ્યો નથી. પણ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૬૪ અને ૬૫ અમલમાં છે તેથી દંડ બદલ શિક્ષા કરવાના અધિકારમાં કાંઇ ફેરફાર થએલો જણાતો નથી. દંડની શિક્ષા કરતી વખતે અમુક મુદતમાં દંડ આપવો તેવો હુકમ થઇ શકતો નથી.—પ્રીનસેપ.

દંડ આપ્યા છતાં કેદની શિક્ષા ભોગવી હોય તો દંડ પાછો મળતો નથી. રાણી વિ-તથા સુળા, ૪ મુ. હા. કો. રી. પ. ૩૧

જુઓ ૧૮૮૨ ના હિં. ફો. કાયદાના સુધારાના આકટ ૮ ની કલમ ૩.

ફોજદારી કામ ચલાવવાની રીતના સને ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૩૦૯ ની રકમ ૩ ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૬૫ પ્રમાણે ચલાવવાની ફરજ દુર થતી નથી એકલા દંડની શિક્ષા કરી હોય ત્યારે તે દંડ નહીં આપે તો જેટલી કેદની શિક્ષા કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર હોય છે તેટલી કેદની શિક્ષા તે ઠરાવે એટલોજ તેમાં ઠરાવ છે. (પણ તે મુદત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૬૫ માં ઠરાવેલી છે તે કરતાં કદીજ વધારે હોવી ન જોઇએ.) પણ કેદની તથા દંડની શિક્ષા કરી હોય ત્યારે દંડ નહીં આપેથી જે કેદની મુદત ઠરાવવાને માજીસ્ટ્રેટને અધીકાર છે. તે મુદતના ચતુરથાંસ કરતાં તે વધારે ન હોવી જોઇએ. મુંબાઈ હાઈકોરટ તા૦ ૨૭ ફેબ્રુઆરી સન ૧૮૭૩ આવક નંબર ૩૫૯ સન ૧૮૭૩ પૈકી મહારાણી વિરૂધ અલી માતપાના કામમાં.

કેટલાએક જિલ્લા માજીસ્ટ્રેટોના વત્તા અધિકાર.

૩૪. જે જીલ્લા માજીસ્ટ્રેટને ૩૦ મી કલમ પ્રમાણે વિશેષે કરીને અધીકાર આપ્યો હોય તે જિલ્લા માજીસ્ટ્રેટની કોરટ કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં ઘણામાં ઘણા સાત વરસની મુદતની કેદની અથવા દંડની અથવા ફટકા મારવાની શિક્ષાનો અથવા આ શિક્ષાઓમાંની જેટલી શિક્ષા એકઠી કરવાનો કાયદાથી અધિકાર હોય તેટલી એકઠા શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે.

પણ ત્રણ વરસ કરતાં વધતી મુદતની કેદની શિક્ષાનો હરકોઇ હુકમ સદરહુ પ્રકારની કોઈ કોરટે કર્યો હોય તે કાયમ થવાને સેશન જડજની મંજુરી જોઈએ.

*ટીકા*—ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ ૩૬ એટલે સન ૧૮૮૨ ના આકટ ૧૦ કલમ ૩૪ માં એમ કહેલું છે કે જે કેસોમાં દંડ અથવા ફટકાની વિશેષ શિક્ષા ન ગણતાં ત્રણ વર્ષ ઉપરાંતની કેદની શિક્ષા કરવામાં આવી હોય તેવા કેસોમાં સેશન જડજથી તે શીક્ષા કાયમ થવાની જરૂર છે.

આ કલમ પ્રમાણે રાણીની વિલાયતી રૈયતની બાબતમાં થઇ શકતુ નથી.

જુદા જુદા ગુન્હા એકજ ઇનસાફના કામમાં સાબિત થયા હોય તો શિક્ષાનો હુકમ.

૩૫. જ્યારે કોઈ સખસની ઉપર એકજ ઇનસાફના કામમાં બે અથવા વધારે જુદા જુદા ગુન્હા સાબિત થાય, ત્યારે સદરહુ ગુન્હાઓને માટે ઠરાવેલા જુદી જુદી જે શિક્ષાઓ કરવાનો કોરટને અખત્યાર છે. તે શિક્ષાઓનો હુકમ તે સખસની ઉપર કરવાને તે કોરટ મુખત્યાર છે. તે શિક્ષાઓ જો કેદની અથવા સમુદ્રપારની હોય, તો કોરટ ફરમાવે તેવા અનુક્રમમાં એક પુરી થઇ રહ્યા પછી બીજી સરૂ થવી જોઈએ.

એકજ ગુન્હો સાબિત થયેથી જેટલી શિક્ષા કરવાનો તે કોરટને અખત્યાર હોય તેટલી શિક્ષા કરતાં તે જુદા જુદા ગુન્હાઓની એકઠી શિક્ષા વધારે થાય છે એટલાજ સબબ ઉપરથી કોઇ ઉપલી કોરટ આગળ ઇનસાફ થવા સારૂ તે ગુન્હેગારને મોકલવાની તે કોરટને જરૂર નથી.

શિક્ષાની ઘણા-માં ઘણી મુદત. પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છેઃ—

(અ) કોઈપણ મુકદમામાં સદરહુ સખસને ચૌદ વરસ કરતાં વધારે મુદતની કેદની શીક્ષાનો હુકમ કરવો નહીં.

(બ) જો તે મુદતમાંનો ઇનસાફ (૩૪ મી કલમ પ્રમાણે કામ ચલાવનાર માજીસ્ટ્રેટ શિવાય બીજા) કોઇ માજીસ્ટ્રેટે કર્યો હોય તો પોતાની મામુલ મત ચલાવતાં જેટલી શિક્ષા કરવાનો તે માજીસ્ટ્રેટને અધીકાર હોય તે શિક્ષાની બમણી શિક્ષા કરતાં તે એકઠી શિક્ષા વધારે નહી હોવી જોઇએ.

મંજુરીનાં અથવા અપીલનાં કારણ સારૂ, એકજ ઇનસાફના કામમાં સાબીત થયેલા જુદા જુદા ગુન્હાઓને માટે આ કલમ પ્રમાણે એકઠી કરેલી શિક્ષા ફરમાવી હોય તે એકજ શિક્ષા છે એવું સમજવું.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૩૧૪ ને બદલે રચવામાં આવી છે અને છેલો પારેગ્રાફ નવો છે.

જે કેશમાં બે અથવા વધારે ગુન્હાઓની એકત્ર શિક્ષા કાળા પાણીની કરી હોય તે કેશમાં કરેલી શિક્ષાઓની એક અથવા વધારે શિક્ષા સાત વરસની કેદની હોય તો તે કામમાં બે અથવા વધારે ગુન્હાઓની એકત્ર શિક્ષા સમુદ્રપારની કરવી ગેરકાયદેસર છે વી. રી. ૧ ચી. એલ. મુટકો કારા. ૨ વુ. રી. ૧ ક્રિસ્ટો સુદર ડેબ. કોત્તો. ૫, તનુરામ અલી, ક. વુ. રી. ૪૪; શીના આલાદ આન બીબીને; ૫ વુ. રી. ૪૪

દરેક ગુન્હાની જુદી જુદી શીક્ષા કરવામાં આવે તો એક શીક્ષાનો અમલ થઇ ગયા પછી બીજી શીક્ષાનો અમલ કરવો એવું સનના ઠરાવમાં બતાવવું જોઇએ વારંટમાં પણ તેજ પ્રમાણે લખવું જોઇએ. મદ્રાસ હાઈકોરટ સને ૧૮૭૩ તા૦ ૨૩ મી ડીસેંબરનું પ્રોસીડીંગ.

એક કામમાં ત્રણ જુદા જુદા ગુન્હાઓ બદલ ચાર વરસની સખત મંજુરી સાથે કેદની એકજ શિક્ષા કરવામાં આવી હતી તેમાં નામદાર મુબઇની હાઈકોરટે તે શિક્ષા ભુલ ભરેલી રીતની છે એમ બતાવ્યું કે જો અપીલમાં એક બે ગુન્હાઓની શિક્ષા રદ કરવામાં આવે તો સામટી શિક્ષામાંથી કેટલી શિક્ષા કેદીઓને ભોગવવી બાકી રહી તે નક્કી થઈ શકે નહીં. મુ. હા. કો. રીપોટ વા. ૪ પ્ર ૨૭

ચોરી કરવાના ઇરાદાથી ખાતર પાડવાના તથા માણસના રેહેઠાણ તરીકે મકાન ઘર વપરાતુ હોય તે મકાનમાં ચોરી કરવાના ગુન્હા બદલ જુદી જુદી શિક્ષા કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે. એવી સરતે બંને ગુન્હાઓના સામટી શિક્ષા સાબીત થયેલા બે ગુન્હાઓમાંની જે ગુન્હાની શિક્ષા વધારે હોય તે શિક્ષા કરતા તે સામટી શિક્ષા વધારે હોવી ન જોઇએ અને જે કોરટે ગુન્હેગારને શિક્ષા કરી હોય તે કોરટને જેટલી શિક્ષા કરવાનો અધિકાર હોય તે અધિકાર કરતાં સદરહુ સામટી શિક્ષા જાસ્તી હોવી ન જોઇએ.—અનવરખાન વલદે ગુલખાન, ૯ મુ. ૧૭૩ ફુલ બેન્ચ.

એકજ ઘરની એકજ કોટડીમાંથી બે જુદા જુદા માણસોનો માલ એક સખ્સે ચોર્યો હોય તો ચોરીના બે ગુન્હા ગણી જુદી જુદી શિક્ષા [illegible] ન થઈ શકે.—વી. ૧૧ પ્ર. ૩૮

એક સખસપર એકજ પ્રકારના કેટલાક ગુન્હા કર્યાનું તોહોમત આવ્યું હોય ને માજીસ્ટ્રેટે તેના દરેક ગુન્હાનો જુદો જુદો ઇનસાફ કર્યો હોય તો તે સઘળા ગુન્હાની સામટી

શિક્ષા માજીસ્ત્રેટ પોતાની સાધારણ હકુમત કરતાં બમણી કરી શકે એમ નથી. પણ તેમાંના દરેક ગુન્હાના શિક્ષા જુદી જુદી પોતાની સાધારણ હકુમત મુજબ કરી શકે–દૌલતીઆ અને બીજો, ઈંડીયન લા. રીપોર્ટ અલહાબાદ, વા. ૩ પ. ૩૦૫

એકજ શખસ ઉપર બે જુદે જુદે ઠેકાણે અને તેજ તારીખે જુદા જુદા ગુન્હાઓ કર્યાની સાબીતી થાય તો કરેલી શિક્ષા અવસ્ય કરીને જુદા જુદા ગુન્હાની છે એમ સમજવું અને જો એક મહીનાના મુદતની અંદર દરેક ગુન્હો બન્યો હોય અને ફુલપાવર માજીસ્ત્રેટે તે મુકદમાઓનો ઇનસાફ કર્યો હોય તો અપીલ થઈ શકે નહિં. એકજ વખતે જુદા જુદા બનેલા ગુન્હાઓની જુદી જુદી શિક્ષા કરી હોય તો તે શિક્ષા એકત્ર ગણવી ન જોઈએ જુદા જુદા ગુન્હાઓ, જેનો ઈનસાફ એકજ વખતે થયો હોય તે ગુન્હાઓ બદલ કરેલી જુદી જુદી શિક્ષાઓ એક શિક્ષા ગણવા સારૂ આ કલમ રચનામાં કાંઇ આધાર નથી. પણ એથી ઉલટું જો કેદી ઉપર જુદા જુદા ગુન્હા સાબીત થાય તો તે દરેક ગુન્હા બદલ કાયદામાં ફરમાવ્યા મુજબ જુદી જુદી શિક્ષા કરવાને કોરટ બંધાએલી છે અને તે શિક્ષાની મુદત પુરી થયા બાદ બીજી ભોગવે. જે અમુક કોર્ટે મુકદમાઓનો ઇનસાફ કરતી તે કોરટને શિક્ષા કરવાનો અધિકાર હોય તે શિક્ષાની હદજ (એક અપવાદ સહીત) વિશે કહેલું છે. આ કલમનો એવો હેતુ છે કે જ્યારે કોઇ સખસ ઉપરના બધા ગુન્હાઓની ઇનસાફ એકઠો કરી જે ગુન્હાઓ સાબીત થાય તે દરેક ગુન્હાની અમુક શિક્ષા કરવી કે જેથી કરી જો અપીલમાં એક અથવા વધારે ગુન્હા સાબીત થાય તો કેટલી શિક્ષા કમી કરવી તે જણાય–૬ રી. ક. ક. રી. ૨. જુલાઇ ૩. ૧૮૮૬

નામદાર કલકત્તા હાઇકોરટે એમ ઠરાવ્યું છે કે જો એક તોહોમતમાં બે જુદા જુદા ગુન્હાઓ અને તેમાના દરેકના સબીતી સારૂ જુદો જુદો પુરાવ હોય તો દરેક ગુન્હાને સારૂ જુદી જુદી શિક્ષા કરવી જોઇએ અને એક શિક્ષા ભોગવી રહ્યા બાદ બીજી શરૂ થવી જોઇએ પણ જો બે અથવા વધારે ગુન્હાઓ એકજ અથવા એક જેવા પુરાવથી સાબીત થતા હોય તો જે ગુન્હા કાયદામાં ભારે ગણાય અને જેને પુરાવાનો ઘણો ભાગ લાગુ પડે તો તે ગુન્હો સાબીત ગણી તોહમતદારને તેનો ગુન્હેગાર ગણવો. અને બાકીના ગુન્હાઓ વિશે તેને નિરદોશ ઠરાવવો અપીલમાં જો હાઇકોરટની નજરમાં વ્યાજબી આવે તો જે ગુન્હાનું તોહોમત ફરમાવેલુ હોય અને જેમાંથી મુકત કરી કેદીને છોડી મુકયો હોય તેમાથી ગમે તે ગુન્હો સાબીત ઠરાવે અને શિક્ષા, પ્રમાણમાં ઓછી કરે. વળી એમ પણ ઠરાવવામાં આવ્યું છે કે જો કોઈ કેદીપર ઘણા ગુન્હા સાબીત ગણ્યા પછી સેસન જડજની નજરમાં આવે કે બધા ગુન્હાઓની સામટી શિક્ષા જન્મ પર્યંત સમુદ્રપારની કરવી જોઇએ અને કેદીએ કરેલા ગુન્હાઓમાંથી હરકોઇ ગુન્હાની શિક્ષા તે કાયદાસર પણ અતિશય છે તોપણ એવા ગુન્હા બદલ એવી શિક્ષા તે ઠરા શકે અને બાકીના ગુન્હાઓને સારૂ પ્રથમની શિક્ષાના કારણથી કાંઇ શિક્ષા કરી નથી એમ તેણે લખવું જોઇએ.

જ્યારે એક આસીસટંટ સેશન જડજે કેટલાક ગુન્હાને સારૂ એકજ સજા કરી હતી; ત્યાં મુંબાઈ હાઇકોરટે એમ ઠરાવ્યું કે દરેક જુદા જુદા તોહમત ઉપર જુદી જુદી સજા ન કરવી એ ગેરસીરસ્તા છે પરંતુ તે કાંઇ ભુલ કે ખોડ નથી કે જેનાથી હાયકોર્ટથી એ સજા ફેરવી શકાય કે રદ કરાય (આ આકટના કલમ ૨૮૩)–રાણી વિ. વિનાયક ત્રીંબક અને બીજા. ૨ મુંબાઇ હાયકોર્ટ રીપોર્ટસ ક્રાઉન ૩૯૧

જો કોઈ એક સજા પુરી થઇ રહી ન હોય તેના અજાણમાં એક (બીજી) સજા તરત અમલમાં લાવવા હુકમ કર્યો હોય તો વારંટ ફેરવતાં કાંઇ અડચણ નથી ૩ વી. રી. ક્રીમીનલ લેટર, ૧૬ સજા કરનારી કોર્ટ સજા ફેરવી શકે નહીં પણ વારંટ રાજાને અનુકુળ આવે તે રીતે ફેરવી શકાય.

કેદની સજાનો હુકમ થયા પછી તરતજ તે સરૂ થવી જોઇએ પરંતુ કાયદેસર કારણ હોય તો તે મોકુફ રાખી શકાય. સને ૧૮૬૧ ના આકટ ૨૫ ની કલમ ૪૬, ૪૭ અને ૪૮ (એટલે આ આકટની કલમ ૩૫, ૩૯૬ અને ૩૯૭) માં ઠરાવેલા કેસો સિવાય માજીસ્ત્રેટે પોતે કરેલી સજા મોકુફ રાખવા હુકમ કરી શકે નહીં. ક્રીશ્નાચંદ અને ભટાચરજીના કામમાં, ૩ બંગાળા, લૉ, રીં. અપેલેન્ટ ક્રીમીનલ જ્યુરીસડીકશન, ૫૦

સમુદ્રપારની સજા સાત વરસ કરતાં ઓછી મુદતની હોવી ન જોઈએ એક કેદીને એક ઇનસાફી મુકદમામાં જુદા જુદા તોહમતાનો (૧) જુઠી સાક્ષી આપવાનો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩ મુજબ અને જુઠો દસ્તાવેજ બનાવ્યાનો કલમ ૪૬૭ મુજબ ગુન્હેગાર ઠેરવ્યો હતો, અને પેહેલા ગુન્હાને સારૂ સાત વરસની સમુદ્રપારની સજા કરી અને બીજા ગુન્હાને સારૂ વધારે ત્રણ વરસની સમુદ્રપારની સજા કરી. અહીં ત્રણ વરસની સજા ગેરકાયદેસર ગણી રદ કરવામાં આવી.—રાણી વિ. ગોરચંદ્રરાય ૮. વુ. રી. ક્રી. રૂ. ૨ રાણી વિ. તોનુરામમાલી અને બીજા ૩ વુ. રી. ક્રી. રૂ. ૪૪. સાં. ૨.

### ક—સાધારણ અને જાસ્તિ અધિકાર.

માજીસ્ત્રેટોનાસાધારણ અધિકાર. ૩૬. સર્વે જીલ્લા માજીસ્ત્રેટોના તથા પેટા ટુકડી માજીસ્ત્રેટોના તથા પેહેલા, બીજા અને ત્રીજા વરગના માજીસ્ત્રેટોના અધિકાર આ કાયદામાં આગળ તેમને આપેલા છે અને ત્રીજા પરિશિષ્ટમાં વિશેષ કરીને કહેલા છે તે પ્રમાણે સમજવા. સદરહુ અધિકારોને તેમના "સાધારણ અધિકાર કહેવા.

માજીસ્ત્રેટોને જે જાસ્તી અધિકાર આપી શકાય તે. ૩૭ માજીસ્ત્રેટના સદરહુ સાધારણ અધિકાર સિવાય વળી હરકોઇ પેટા ટુકડી માજીસ્ત્રેટને અથવા પેહેલા અથવા બીજા અથવા ત્રીજા વર્ગના હરકોઈ માજીસ્ત્રેટને જે અધિકારો સ્થાનિક સરકારથી અથવા જીલ્લા માજીસ્ત્રેટથી અપાય એવું ચોથા પરિશીષ્ટમાં વિશેષે કરીને કહેલું છે તેવા હરકોઇ અધિકાર તેને, સ્થાનિક સરકાર અથવા જીલ્લા માજીસ્ત્રેટ (જેમ હોય તેમ) આપવાને મુખત્યાર છે.

અધિકાર આપવા સબંધી જીલ્લા માજીસ્ત્રેટોનાઅધિકાર બાબત નિબંધ. ૩૮. ૩૭ મી કલમથી જીલ્લા માજીસ્ત્રેટને આપેલો અધિકાર સ્થાનિક સરકારના નિરબંધ હેઠળ રહીને ચલાવવો.

### ડ.—અધિકાર આપવા, જારી રાખવા તથા રદ કરવા બાબત.

અધિકાર આપવાની રીત. ૩૯. આ કાયદા પ્રમાણે અધિકાર આપવા તે સ્થાનિક સરકાર હુકમ કરીને અમુક માણસોને તેમના નામથી અથવા તેમના હોદાના સબબથી અથવા અમલદારોના સામાન્ય વરગોને તેમના હોદાના નામથી અધિકાર આપવાને મુખત્યાર છે.

જે માણસને સદરહુ પ્રમાણે અધિકાર આપ્યો હોય તે માણસને જે તારીખે સદરહુ હુકમ જણાવવામાં આવે તે તારીખથી સદરહુ પ્રકારનો દરએક હુકમ અમલમાં આવશે.

ટીકા—જે માણસને સદરહુ પ્રમાણે અધિકાર આપ્યો હોય તે માણસને જે તારીખે સદરહુ હુકમ જણાવવામાં આવે તે તારીખથી સદરહુ પ્રકારનો દરેક હુકમ અમલમાં આ

થશે એ જે કલમના છેલ્લા ભાગમાં ઠરાવ છે તે નવો છે. જુઓ મહમદ ઇસાક ઇ. લા. રી. ૬. કલકત્તા પૃ ૪૪૭

જે અમલદારો ની બદલી થઈહો ય તેમના અધિકા ર જારી રાખવા.

૪૦. સરકારી નોકરીમાં કોઇ માણસ કાંઈ હોદ્દા ઉપર હોય તે માણુસને હરકોઇ સ્થાનિક સીમામાં સઘળે ઠેકાણે આ કાયદા પ્રમાણે હરકોઈ અધિકાર આપ્યા હોય અને તેજ સ્થાનિક સરકારના તાબાની તેવીજ સ્થાનિક સીમામાં તેવાજ પ્રકારના સરખા હોદ્દા ઉપર અથવા તે કરતાં ઊંચા હોદ્દા ઉપર તેના બદલી થાય, ત્યારે સ્થાનિક સરકાર બીજી રીતનો હુકમ ન કરે અથવા તેણે બીજી રીતનો હુકમ કર્યો નહીં હોય તો જે સ્થાનિક સીમામાં પોતાના એ પ્રમાણે બદલી થઇ હોય તેમાં તેણે તેજ અધિકાર ચલાવ્યા કરવા.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૫૬ ને બદલે રચવામાં આવી છે ખાસ કરીને જે અધિકાર અપાય છે તેવો અધિકાર આપેલ અમલદારની બદલી કરવામાં આવે ત્યારે જ્યાં બદલી થઇ હોય ત્યા તેણે એ ખાસ રીતે આપેલો અધિકાર ચલાવવો કે કેમ તે નક્કી કરવા માટે આ કલમ છે સ્થાનિક સરકાર પોતાની સ્થાનિક હદમાં કોઈ અમલદારની બદલી કરે ત્યારે સ્થાનિક સરકાર બીજી રીત ન ફરમાવે તો પોતે જે અધિકાર ચલાવતો તે ચલાવવા આ કલમ ફરમાવે છે આગલા હોદ્દાનો ખાસ રીતે આપેલો અધિકાર બીજે તે અમલદાર જાય ત્યાં પણ તેને અંગે ચોટેલો આવેલો છે એ આ કલમમાં અગત્યનો સુધારો થયો છે. ૨ ઇ. લા. રી (કલકત્તા) પાને ૧૧૭ મે પરશરામ બરદુવાનો કેસ છપાયો છે તેમાં બતાવેલી અડચણ દૂર કરવા માટે આ નવી બાબત દાખલ કરી છે. એ કેસમાં એક જગોથી બીજી જગોએ બદલી થાય ત્યારે બીજી જગાએ પેહેલા હોદ્દાનો ખાસ આપેલો અધિકાર આપ્યા વગર ચલાવી શકાય નહીં એવું ઠરાવ્યું હતું હવે એજ સ્થાનિક સરકાર પોતાના તાબાના મુલકમાં બદલી કરે તો એ અધિકાર બજાવાય બીજી સ્થાનિક સારકારના તાબામાં જાય તો તે અધિકાર તે સ્થાનિક સરકાર આપે ત્યારે બજાવાય.

અમલદારની બદલી થાય અને તેની જગોએ બીજો આવી ચારજ લેતો પછી આગલા અમલદારથી તે કોરટનો કોઇ કેસ ચલાવી શકાય નહીં તેણે સજા કરી હોય તે રદ જાય. રાણી વિ. આનંદસરૂપ. ઇ. લા. રી. (અ.) વા. ૩ પૃ (૫૬૩)

અધિકાર રદ કરવાનો અખત્યારછે.

૪૧ હરકોઇ માણસને આ કાયદા પ્રમાણે સ્થાનિક સરકારે અથવા તેના તાબા માંહેના હરકોઈ અમલદારે જે અધિકાર આપ્યા હોય તે પાછા લેઈ લેવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

---

# ભાગ ૩ જો.

## સામાન્ય ઠરાવો.

### બાબ ૪ થો.

### માજીસ્ટ્રેટોને તથા પોલીસને તથા પકડનારા માણસોને મદદ તથા ખબર આપવા બાબત.

માજીસ્ટ્રેટોને તથા પોલીસને લોકોએ ક્યારે મદદ કરવા

૪૨ ઇલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બહાર કોઇ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણસની વ્યાજબી રીતે મદદ માગે તેવા હરેક માણસે તેને મદદ કરવી જોઇએ.

(અ) બીજા કોઇ પણ માણસને પકડવાનો સદરહુ માજીસ્ટ્રેટને અથવા પોલીસ અ-

મલદારને અધિકાર હોય તેવા માણુસને પકડવામાં; અથવા

(બ) સુલેહના ભંગનો અથવા હરકોઈ રેલવે, નેહેર, ટેલીગ્રાફ, અથવા સાર્વજનિક મિલકતને નુકશાન કરવાની કોસીસનો અટકાવ કરવામાં; અથવા

(ક) હુંગામો અથવા બખેડો બંધ પાડવામાં.

જે આ કલમમાં "ઇલાકાના મુખ્ય શેહેરોની બહાર કે અંદર" "બ્યાજબી રીતે" અને રકમ (બ) માં "હરકોઇ રેલવે, નેહેર, ટેલીગ્રાફ, અથવા સાર્વજનિક મિલકતને" એટલી બાબતનો વધારો કરેલો છે.

ટીકા—જે ગુન્હા થતા અટકાવામાં લોકો મદદ કરવાને તથા ખબર આપવાને બંધાએલા છે તે ગુન્હામાં સાર્વજનિક મિલકત, રેલવે તથા નેહેરોને નુકશાન કરવાની કોસીસોના ગુન્હા ઉમેર્યા છે.

આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૯૧ ને મળતી છે તથાપી આમાં કેટલોક સુધારો કરવામાં આવેલો છે આ કલમનો અર્થ સરકારી નોકરો કાયદેસર કાંઈ કામ કરતા હોય તેમાં યોગ્ય મદદ માગે તો દરેક માણુસે આપવી પણ તે મદદ બની શકે તેવી હોય તો તે નહીં કરનાર ગુન્હેગાર થાય છે.

એક માજીસ્ટ્રેટે એક ગામના જાગીરદારને એવો હુકમ કીધો કે અમુક ચોરીનો પત્તો પંદર દિવસમાં મેળવી આપવો અને તે કામમાં પોલીસને મદદ કરવી, આ પ્રમાણે નહીં વરતવાથી જાગીરદારપર કામ ચાલેલું .તેમાં અલહાબાદ હાઈકોરટે એવું ઠરાવ્યું કે સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૯૦ અને ૯૧ પ્રમાણે આવો હુકમ માજીસ્ટ્રેટ કરી શકતો નથી, અને તેથી હુકમનું અપમાન કીધાનો ગુન્હો થતો નથી. ઈ. લા. રી. અલ્હાબાદ વા. ૩ પ્ર. ૨૦૧

પોલીસઅમલદાર સિવાય બીજો જે સખસ વારંટ બજાવતો હોય તે સખસને મદદ આપવા બાબત.

૪૩ જ્યારે પોલીસ-અમલદાર સિવાય બીજા કોઈ સખસના નામનું વારંટ કરવામાં આવે, ત્યારે જે સખસના નામનું તે વારંટ કર્યું હોય તે સખસ નજદીક હોય અને વારંટ બજાવવાનું કામ કરતો હોય તો બીજો કોઈ પણ સખસ તે વારંટ બજાવવામાં મદદ કરવાને મુખત્યાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૬૩ ને મળતી છે તેનો મતલબ એવોછે કે જ્યારે પકડવાનું વારંટ પોલીસ-અમલદાર સીવાય હરકોઇ ત્રાહીત માણુસના નામનું કાઢવામાં આવ્યું હોય ત્યારે કોઇ બીજો સખસ પાસે હોય તો તે વારંટ બજાવનાર સખસને તે વારંટ બજાવવામાં મદદ કરી શકે, "મદદ કરી શકે" એટલે કે મદદ કરવા તે બંધાએલો છે એવું સમજવું નહિ. તેની મરજી હોય અને બજાવણી કરનાર તે મદદ માગે તો તે કરી શકે. તેની મરજી હોય અને બજાવણી કરનાર મદદ ન માગે તો બીજો સખસ મદદ કરવાને બંધાએલો નથી.

પોલીસના અમલદાર શિવાય બીજા સખસને ગુન્હેગારને પકડવાના વારંટ આપવા વિશેની કલમ ૭૭–૭૮ જુઓ. આ કલમ પ્રમાણે મદદ આપવાનું મરજી ઉપરછે, કાંઈ ફરજ નથી કારણ કે મદદ કરવાને મુખત્યાર છે એ શબ્દો આ કલમમાં વાપર્યાછે, મદદ કરવી એમ નથી.

લોકોએ અમુક ગુન્હાઓની ખબર આપવી.

૪૪. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૧ મી, ૧૨૧ અ, ૧૨૨મી, ૧૨૩ મી, ૧૨૪ મી, ૧૨૪ અ, ૧૨૫ મી, ૧૨૬ મી, ૧૩૦ મી, ૩૦૨ જી, ૩૦૩ જી, ૩૦૪ થી, ૩૮૨ મી, ૩૯૨ મી, ૩૯૩ મી, ૩૯૪ મી,

૩૯૫ મી, ૩૯૬ મી, ૩૯૭ મી, ૩૯૮ મી, ૩૯૯ મી, ૪૦૨ જી, ૪૩૫ મી, ૪૩૬ મી, ૪૪૯ મી, ૪૫૦ મી, ૪૫૬ મી, ૪૫૭ મી, ૪૫૮ મી, ૪૫૯ મી, અને ૪૬૦ મી, કલમ પ્રમાણે શિક્ષા થઇ શકતી હોય એવો હરકોઇ ગુન્હો કરયા વિશે અથવા કરવાના બીજા હરકોઇ સખસના ઇરાદા વિશે ઇલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બહાર જે સખસ જાણતો હોય તેવા દરેક સખસે, વ્યાજબી સબબ નહી હોય તો, પાસેમાં પાસેના માજીસ્ત્રેટને અથવા પોલીસ-અમલદારને તે બાબતની ખબર તાબડતોબ આપવી, વ્યાજબી સબબ છે તે સાબિત કરવાનો બોજો સદરહુ પ્રમાણે જાણનાર સખસને માંથે છેએવું સમજવું.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ના કલમ ૮૯ ને મળતી છે પણ તેમાં એક અગતની બાબત નવી દાખલ કરવામાં આવી છે કે આગલા કાયદામાં આ કલમમાં બતાવેલી કલમો વિરૂધના ગુનાહ થયા પછીની ખબર આપવાની લોકો ઉપર ફરજ નાંખવામાં આવી હતી પણ આ કલમમાં હવે તેવા ગુન્હા કરવાના ઇરાદા વિશે પણ ખબર આપવાની ફરજ નાંખવામાં આવીછે.

આ કલમમાં બતાવેલી પીનલકોડની કલમો વિરૂદ્ધના ગુન્હા નિચે પ્રમાણે છે.

૧૨૧—રાણીની સામે લડાઇ કરવી અથવા લડાઇ કરવાની કોશીશ કરવી અથવા લડાઇ કરવામાં મદદગારી કરવી.

૧૨૧—અ—રાજ્ય વિરૂદ્ધ કેટલાએક ગુન્હા કરવા સારૂ સંપ કરવો.

૧૨૨—રાણીની સામા લડાઇ કરવાના ઈરાદાથી હથિયારો વિગેરે એકઠાં કરવાં.

૧૨૩—લડાઇનું કામ સહેલ કરવાના ઈરાદાથી લડાઈની ધારણા છુપાવવી.

૧૨૪—કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં આણવાના અથવા ન આણવાના ઇરાદાથી ગવરનર જનરલ, ગવરનર વિગેરેપર હુમલો કરવો.

૧૨૪—અ—બેદીલી ઉત્પન્ન કરવી અથવા બેદીલી ઉત્પન્ન કરવાની કોશીસ કરવી.

૧૨૫—રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનારા એશિયાના કોઇ રાજા ઉપર લડાઇ કરવી અથવા તેવી લડાઈ કરવામાં મદદગારી કરવી.

૧૨૬—રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનારા કોઇ રાજાના મુલક ઉપર લુટ કરવી.

૧૩૦—કોઈ રાજકીય અથવા લડાઇના કેદીને નાસી જવા દેવામાં સહાય કરવી, છોડાવવો અથવા ઘરમાં રાખવો અથવા તેને પાછો પકડે તેમા સામા થવું.

૩૦૨—ખુન.

૩૦૩—જન્મ ટીપના ગુન્હેગારે કરેલું ખુન.

૩૦૪—ખુનથી ઉતરતા દરજાનો શીક્ષણિય મનુષ્યવધ વિગેરે.

૩૮૨—ચોરી કરવા સારૂ અથવા ચોરી કર્યા પછી નાસી જવા સારૂ, અથવા ચોરીથી મળેલી મિલકત પાછી રાખવા સારૂ, મોત, વ્યથા અગર અટકાવ કરવાની, અગર મોત, વ્યથા, કે અટકાવનો ભય ઉત્પન કરવાને તૈયારી કરીને પછી ચોરી કરવી.

૩૯૨—અપહરણ.

૩૯૩—અપહરણ કરવાની કોસીસ.

૩૯૪—અપહરણ કરવામાં, અગર અપહરણની કોશીસમાં બુદ્ધિપુર્વક વ્યથા કરવી, અથવા અપહરણ કરવામાં સામેલ રહેવું.

૩૯૫—ડેકોઇટી.

૩૯૬—ડેકોઈટીમાં ખુન.

૩૯૭—ખુન અથવા મહાવ્યથા કરવાની કોશીસની સાથે અપહરણ અથવા ડેકાઇટી.
૩૯૮—કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કરયું હોય તો તે વખતે અપહરણ અથવા ડેકાઇટી કરવાની કોશીસ.

૩૯૯—ડેકાઇટી કરવાની તૈયારી કરવી.
૪૦૨—ડાકાઈટી કરવાના કારણસર મળેલા પાંચ અથવા વધારે સખસોમાં હોવું.
૪૩૫—સો રૂપીઆનાં કે વધારે નુકસાના કરવાના ઇરાદાથી અગ્નીવડે, અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થ વડે બીગાડ કરવો.

૪૩૬—કાંઇ ઘર વિગેરેનો નાશ કરવાના ઇરાદાથી, અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા કોઇ પદાર્થવડે બીગાડ કરવો.
૪૪૯—મોતની શિક્ષા થઈ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગૃહપ્રવેશ કરવો.
૪૫૦—જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગૃહ પ્રવેશ કરવો.

૪૫૬—રાતરે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.
૪૫૭—કેદની શિક્ષા થઇ શકે, એવો ગુન્હો કરવા સારૂ રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું વીગરે.

૪૫૯—ગુપ્ત ગૃહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુનોહ કરતાં કોઈને મહાવ્યથા કરવી.
૪૬૦—ઘણા સખસો રાતરે ઘર ફોડવા વાગેરેમાં સામેલ હોય, અને તેઓમાંનો કોઇ એક મોત અથવા મહાવ્યથા કરે તો.

આ કલમમાં જે ગુનાહ બતાવેલા છે તે થયા વીશેની કીંવા તે થવાના છે એવા ઇરાદા વીશેની ખબર આપવામાં ન આવે તો તે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૬—૨૦૨ વીરૂધનો ગુનોહ થાય છે.

ગામના મુખીઓએ જમીનદારોએ અને બીજાઓએ અમુક બાબતની ખબર આપવી જોઇએ.

૪૫. દરએક ગામના મુખીએ, ગામના રખવાળે, ગામના પોલીસ અમલદારે, જમીનના ધણીએ અથવા ભોગવટો કરનારે, તથા તે ધણીના અથવા ભોગવટો કરનારના મુખત્યારે તથા સરકારની તરફથી અથવા કોરટ આફ વાર્ડસની તરફથી મેહેસુલ અથવા જમીનનું ગણોત વસુલ કરવાના કામ ઉપર જે અમલદારોને નીમ્યા હોય તે દર એક અમલદારે હેઠળ લખેલી વાતો બાબત જે ખબર પોતાને મળે તે પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને અથવા પાસેમાં પાસેનું પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને (એ બેમાંથી જે વધારે પાસે હોય તેને) તાબડતોબ આપવી જોઇએ.

(અ) જે ગામનો પોતે મુખી, રખવાળ, અથવા પોલીસ અમલદાર હોય તે ગામમાં અથવા જે ગામમાં પોતાની જમીન હોય અથવા પોતે જમીનનો ભોગવટો કરતો હોય અથવા મુખત્યાર હોય અથવા ગણોત અથવા મેહેસુલ કરતો હોય તે ગામમાં ચોરીની મિલકત લેનારા અથવા વેચનારા હરકોઇ મશહુર માણસનું કાયમ અથવા કામ ચલાઉ રહેવાનું ઠેકાણું છે એ વાત બાબત;

(બ) ફલાણો માણસ ઠગ, અપહરણ કરનાર, નાહાશી ગયેલો ગુન્હેગાર અથવા ઢંઢેરા પ્રસિદ્ધ કરેલો ગુન્હેગાર છે એવું પોતાને માલમ હોય અથવા વ્યાજબી રીતે શક હોય તે માણસ સદરહુ ગામમાંની કોઇ જગાએ આવતો જતો હોય અથવા સદરહુ ગામમાં થઈને જતો હોય તે બાબત;

(ક) સદરહુ ગામમાં અથવા ગામની પાસે જામીન નહી લઈ શકાય તેવો હરકોઇ ગુન્હો કર્યાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત;

(ડ) સદરહુ ગામમાં કાંઇ પણ આકસ્મિક અથવા સૃષ્ટિક્રમવિરૂદ્ધ મોત થયાની વાત અથવા શક ભરેલી હકીકતમાં કાંઈ પણ મોત થયાની વાત બાબત તાબડતોબ ખબર આપવી જોઇએ.

ખુલાસો.—આ કલમમાં "ગામ એ શબ્દમાં ગામની જમીનોનો સમાવેશ થાય છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૯૦ ને મળતી છે તથાપી તેમાં કેટલોક સુધારો કરવામાં આવ્યો છે, રકમ (અ) માં ચોરીનો માલ લેનાર વગેરે કાયમ અથવા કામ ચલાઉ રેહેવાનું ઠેકાણું છે, એવા શબ્દો વધ્યા છે રકમ (બ) માં ઠગ વિગરે પોતાના ગામને રસ્તે થઇ જતા હોય તે વિશે પણ ખબર આપવાનીબાબત વધારી છે રકમ (ક) માંથી સતી થવાની બાબત કાઢી નાંખી છે. આ રકમમાં જામીન નહી લઇ શકાય તેવા ગુન્હાની ખબર આપવા ફરજ નાખી છે તે જામીન નહી લઇ શકાય તેવા ગુન્હા માટે આ આકટના પરિશિષ્ટ ૨ નું ખાસન ૫ મું જોવું. રકમ (ડ) માં શક પડતી હાલતમાં થયેલા મોતની પણ ખબર આપવાની બાબત વધારો છે. એક માણસ માત્ર ગામના માલિકનો મુખત્યાર હોય અને તેના તરફથી કોરટમાં કામકાજ બજાવે કરતો હોય તો તે મુખત્યાર ઉપર આ રકમમાં બતાવેલા મુખત્યારના જેવી ફરજ નથી. મધુસુદન ચક્રવર્તી ૨૩ વી. રી. પ્ર. ૬૦

આ કલમ પ્રમાણેની ફરજ કોઈ ગામના માલિક વિગરેએ બજાવી નહીં એવું તોહમત તેમની ઉપર હોય તે વખતે એ માલિકે ( **અ** ) જાણીજોઈને એ ખબર આપવામાં કસુર કરી (**બ**) જે ગુન્હાની ખબર તેણે ન આપી તે ગુન્હો બરોબર કોઇએ કર્યો હતો અને (**ક**) તે થયો છે એવું તેણે જાણ્યું હતું એ ત્રણે હકીકત દેખાવી જોઇએ એવું ઠરયું છે. રાણી વિરૂધ્ધ આહમદઅલી અને બીજા. ૨૨. વી. રી. પ્ર. ૪૨.

એક ચોરીનો પતો પંદર દીવસમાં મેળવી આપવા અને એ કામમાં પોલીસને મદદ કરવા માજીસ્ત્રેટે એક ગામના માલિકને હુકમ કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે આવો હુકમ માજીસ્ત્રેટો કરી શકતા નથી કેમકે આ કલમની કોઈ રકમમાં ચોરીનો પતો મેળવી આપવા વિગરે બાબતનો મતલબ નથી. કેસરેદીન વિરૂદ્ધ બક્ષીરામ અને બીજાઓ, ૩ ઈ. લા. રી. (અલ્હાબાદ) પ્ર, ૨૦૧

ગામડાના હિસાબ રાખનાર ઊપર કીંવા ગામડાના મુનસફના સીપાઇ ઊપર આ કલમમાં બતાવેલી બાબતની ખબર આપવાની ફરજ નથી. રામીનો હાનેયાર ૧ લા. રી. (મદ્રાસ) પ્ર૦ ૨૬૬

જુના ક્રી. પ્રો. કો, ક. ૯૦ એટલે આ કલમ પ્રમાણે જે બાતમી આપવી કાયદા પ્રમાણે જરૂર છે એવી બાતમી ન આપ્યા બદલ કોઈના ઉપર આરોપ મુકયો હોય તો તે કામમાં જે કૃત્ય બન્યા બદલ આરોપિતે જાણી બુઝીને બાતમી આપવાને ત્યાગ કર્યું તે કૃત્ય કયા અપરાધનું છે અને તે અપરાધ કયા માણસે કર્યો છે અને તે અપરાધ બન્યા બદલ આરોપિતને માહીત હતું, એટલી વાત સ્પષ્ટ દેખાઇ આવવી જોઈએ. આ કામમાં તેમ નથી માટે તોહોમત અને શિક્ષા રદ કરવાં જોઇએ અને અરજદારને કરેલો દંડ જો તેણે ભર્યો હોય તો તે તેને પાછો આપવો. સરકાર વિરૂદ્ધ આહમદઅલી અને બીજા. કલકતા. હા. કો. રી. વા. ૨૨ પાનુ ૪૨

જે કામમાં પોલીસે બીજી રીતે ગુન્હા વિશે ખબર મેળવેલી હોય તેવા કામમાં જે સખસ પોલીસને તે ગુન્હા સબંધી ખબર આપવાની કસુર કરે તો તે સખસ ઉપર કલમ ૪૫ માં કહેલા ઠરાવનો અમલ કરવો નહીં—મહારાણી વિ. સશી જુસન ચક્રવતિ. અરજદાર સશી જુશન ચક્રવતિના કામમાં ઈ. લા. રી. કલકતા વા. ૪ પ્ર. ૬૨૩

## ભાગ ૫ મો.

## પકડવા, નાહાશી જવા, તથા ફરીથી પકડવા બાબત.

### અ.—પકડવા બાબત સામાન્ય ઠરાવો,

પકડવું તે કેવી રીતે

૪૬. કોઇ સખસને પકડવો તે એવી રીતે કે જે પોલીસ અમલદાર અથવા બીજો સખસ પકડનો હોય તેણે તે સખસના શરીરને ખરેખર અડકવું અથવા કેદ કરવું; પણ જો તે સખસ કાંઇ બોલીને અથવા કાંઇ કરીને પોતાને તાબે થાય તો તેમ કરવું નહી.

પકડવાની કોસીસની સામા થવું.

જો સદરહુ સખસ પોતાને પકડવાની કોસીસની સામે જબરદસ્તી કરે અથવા પોતે ન પકડાય એવી કોસીસ કરે, તો તેને પકડવા સારૂ જે જે ઉપાયો કરવા જરૂર હોય તે સર્વે ઉપાયો કરવાને સદરહુ પોલીસ અમલદાર અથવા બીજો સખસ મુખત્યાર છે.

જે સખસની ઉપર મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરવા લાયક કોઇ ગુન્હાનુ તોહમત આવ્યું ન હોય તે સખસનું મોત આણવાનો હક આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી આપવામાં આવતો નથી.

**ટીકા**—વારંટ જોવા માગે તો બતાવવું જોઈએ. જુઓ ક. ૮૦ "અથવા પોતે ન પકડાય તેવી કોસીસ કરે" એ શબ્દો નવા છે. આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૭૭-૧૭૮ ને મળતી છે.

વારંટથી પકડવાનો હુકમ થયો હોય તે સખસને કેમ પકડવો તેની રીત માટે આ કલમ છે. હું તાબે થાઉંછું એવું તોહમતદાર કહે અથવા પોતાની મેળે પોલીસના હવાલામાં આવી જાય તો તેના શરીરને અડકવાની જરૂર નથી. શરીરના કયા ભાગને અડકવું તે આ કલમમાં બતાવેલું નથી. પણ ઘણુંકરી તેને હાથે પકડી કબજે કરવામાં આવે છે શરીરને અડકતાં સાધારણ બુદ્ધિ વાપરવી જોઇએ એટલે કે તોહમતદારના હાથ બાંધી તે સાથે તેના માથા ઉપર વાળ હોય તેને પણ પ્રતિબંધમાં લાવવાની જરૂર નથી. પકડતી વખતે તે સખસ માગે તો પકડવાનુ વારંટ તેને બતાવવું જોઇએ

જે સખસને પકડવો હોય તે જે જગામાં પેઠો હોય તે જગાનો ઝાડો લેવા બાબત.

૪૭. જો પકડવાના વારંટ પ્રમાણે કામ કરનારા હરકોઇ સખસને અથવા પકડવાના અધિકારવાળા હરકોઈ પોલીસ અમલદારને એવું માનવાનું કારણ હોય કે જે માણસને પકડવો છે તે ફલાણી જગામાં પેસી ગયો છે અથવા ફલાણી જગોમાં છે, તો જે માણસ સદરહુ જગામાં રહેતો હોય અથવા જે માણસના હવાલામાં સદરહુ જગા હોય તે માણસે ઉપર કહ્યા પ્રમાણે કામ કરનારા સખસને અથવા સદરહુ પોલીસ અમલદારને તેની માગણી ઉપરથી તે જગામાં વગર અડચણે જવા દેવો, અને તેમાં શોધ કરવા સારૂ સઘળા પ્રકારની યોગ્ય મદદ આપવી જોઇએ.

**ટીકા**—ગુન્હેગારને ઘરમાં રાખવાથી ઈં. પી. કો. ક. ૨૧૨, ૨૧૬ માં કહેલી શિક્ષા થઇ શકે છે અને કોઇ સખસને કાયદેસર પકડતાં અટકાવ કરવો તે ગુન્હાને માટે કલમ ૨૨૫ પ્રમાણે શિક્ષા થઇ શકેછે. આવો ઝાડો લેવામાં સાક્ષીઓની જરૂર નથી.

જે ખાનગી સખસોને વગર વારંટે પકડવાનો કાયદાથી અધિકાર ન હોય તે સખસોની પાસે વારંટ હોય તો તેઓ પણ આ કલમ પ્રમાણે કરી શકે છે. આ કલમમાં માગણી ઉપરથી એવા જે શબ્દો છે તે ઉપરથી એમ સમજવાનું છે કે ફક્ત એમ કહેવું કે અમુક

માણુસ અગારે પકડવાનો છે એટલું બસ નથી પણ હરકોઇ જગામાં પેસવાનું પોતાનું શું કામ છે અને શા આધારથી તે જગામાં પેસવા માગે છે તે આ કલમ પ્રમાણે પકડવાને પેસનાર સખસે પેસતાં અવસ્ય બતાવવું જોઇએ. આબરૂદાર લોકો દિવસના અગર રાત્રીના કોઈ પણ કલાકે વગર આધારે માગણી કરવા ઉપરથી પોતાનાં મકાન ઉઘાડી આપવાને બંધાએલા નથી. અમુક જાતના શબ્દ બોલીને માગણી કરવી એમ જરૂર નથી. જે મકાનમાં પેસવાનું હોય તે મકાનમાં રહેનાર અગર ભોગવટો કરનારને ખબર હોય કે તે મકાનમાં પેસનાર સખસ કાંઇ પણ અધિકારથી પેસવા માગેછે અને ગેરવ્યાજબી પ્રવેશ કરનાર તરીકે પેસતો નથી અને શો અધિકાર છે તે અધિકાર બતાવવાનો તેના પાસે છે તો એટલી બસ છે અને એ મકાનવાળાએ પોતાના મકાનમાં પેસવા દેવો જોઇએ. આ કલમ પ્રમાણે માગણી દિવસે અગર રાત્રીના વખતે ગમે ત્યારે થઈ શકે છે.

આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૯૯ અને ૧૭૯ ને બદલે રચવામાં આવી છે. ગુનેહગાર ગુનોહ કરી કોઇ જગોમાં છુપી ગયો હોય તેને પકડવા માટેની ઘટતી શોધ કરી આપવા તે જગોના માલીક વગેરેની ફરજ છે તો પણ માલીકની જાણ વગર ગુનેહગાર આ પ્રમાણે ભરાઈ બેઠો હોય તો તેથી જગાનો માલીક ગુનેહગાર થતો નથી જાણી જોઈને કોઇ ગુનેહગારને ઘરમાં રાખવો એ ફક્ત ગુનહા ભરેલું છે. જુઓ ઇં. પે. કોડ કલમ ૨૦૨—૨૦૬ આ કલમમાં જગો મજકુરના માલીક ઉપર જે ફરજ નાખી છે તે પ્રમાણે વારંટ બજાવનાર પોલીસ અમલદારને અમલ કરવામાં જાણી જોઇને હરકત કરવામાં આવે તો તે માલીક વગેરે ગુનેહગાર થાય છે. જુઓ ઇ. પે. કો. કલમ ૧૫૬—૨૨૫ પકડવા માટે જોઇતી મદદ આપવામાં ન આવે તો પણ ગુનોહ છે. જુઓ. ઇ. પે. કો. કલમ ૧૮૬

ખોટું વારંટ લઇ કોઇ પોલીસ અમલદાર કોઇ જગોમાં પેસી તેમાંથી કોઈ સખસને પકડી જાય તો તેણે ઇં પે. કો. કલમ ૪૫૨ વિરૂધ ગુનોહ કરયો કહેવાય—રાણી વીરૂધ નંદમોહન સીરકાર વીકલી રીપોટ ૧૨. પ્રે. ૩૩.

અગર અંદર ન જવાયતો શું કરવું

૪૮. અગર ૪૭ મી કલમ પ્રમાણે સદરહું જગામાં જઇ શકાતુ નહી હોય તો ગમે તે પ્રસંગે વારંટ પ્રમાણે કામ કરનારા સખસને અને જે પ્રસંગે વારંટ કાહાડવાનો અધીકાર હોય પણ જે સખસને પકડવો છે તેને નાહાસી જવાની તક આપ્યા વગર તે વારંટ મળી શકતુ ન હોય એવે કોઈ પણ પ્રંસગે કોઇ પોલીસ—અમલદારને સદરહુ જગામાં પેસીને તેમાં શોધ કરવાનો અખત્યાર છે, અને.

તેણે પોતાનો અખત્યાર તથા આવવાનું કારણ જાહેર કરયા પછી તથા મને પેસવા દો. એમ યોગ્ય રીતે કહ્યા પછી તેને અંદર જવાનો બીજી રીતે લાગ ન મળે તો તેને સદરહુ જગામાં પેસવાને માટે કોઇ પણ ઘર અથવા જગાના બાહારનો કે માંહેનો દરવાજો અથવા બારી ફોડવાનો અખત્યાર છે, પછી તે ઘર કે જગા જે માણસને પકડવો છે તેની હોય કે કોઇ બીજા સખસની હોય તો પણ.

ઝનાનો ફોડવા બાબત.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની કોઇ જગા ઓરડો હોય અને તેમાં (જે સખસને પકડવો હોય તે સખસ ન હોય એવી ) કોઇ બાઈડી ખરેખાત રેહેતી હોય અને તે બાઇડી રિવાજ પ્રમાણે ચાર લોકમાં મોહોડુ દેખાડતી ન હોય તો સદરહુ સખસે અથવા પોલીસ-અમલદારે સદરહુ ઓરડામાં પેસના પેહેલાં સદરહુ બાયડીને ખબર આપવી કે તમને એ ઠેકાણેથી નિકળીને બીજે

ઠેકાણે જવાની છુટ છે, તથા તે બાયડીને ત્યાંથી નિકળી જવું જેમ સેહેલ પડે તેવો દરએક ઘટતો ઉપાય કરવો, અને પછી તે સદરહુ ઓરડો ફોડીને તેમાં પેસવાને મુખત્યાર છે.

**ટીકા**—આ કલમના પેહેલા ભાગના બદલે જુના આકટમાં કલમ ૧૦૦ હતી તેમાંથી "જે સખસને પકડવાનો છે તેને નાશી જતો અટકાવવાને જે જે પેરવી કરવી જરૂર હોય તે તે કરીને તુરત કોઇ માજીસ્ત્રેટને ખબર આપવી" એ શબ્દો કહાડી નાખ્યા છે.

આ કલમના બીજા ભાગને બદલે જુના આકટમાં ક. ૧૮૦ હતી તેમાં અને આ કલમના બીજા ભાગમા કાંઇ તફાવત નથી આ કલમ નોનકાગ્નીઝેબલ કેસને માટે રચવામાં આવીછે. કાગ્નીઝેબલ કેસમાં પણ આ કલમ પ્રમાણે થઇ શકેછે. જુઓ ક. ૬૬ અને ૬૭

છુટકારાનાં કાર ણ સારૂ દરવાજા તથા બારીઓ ફ્રોડવાનો અધિકાર.

૪૯. જે પોલીસ–અમલદારને અથવા બીજા સખસને પકડવાનો અધિકાર આપ્યો હોય તે પોલસ–અમલદારને અથવા બીજા સખસને કોઇ પણ ઘરનો અથવા જગાનો બાહારનો અથવા માંહેનો દરવાજો અથવા બારી ખુદ પોતાને છોડવવા સારૂ, અથવા પકડવા સારૂ કાયદાસર રીતે પકડેલા જે માણસને તે ઘરમાં અથવા જગામાં અટકાવી રાખ્યો હોય તેને છોડવવા સારૂ તોડીને રસ્તો કરવાનો અખત્યાર છે.

નકામો પ્રતિબંધ કરવો નહી.

૫૦ પકડેલા સખસને નાહાસી જતો અટકાવવાને માટે જરૂર હોય તે કરતાં વધારે પ્રતિબંધ કરવો નહી.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૮૨ ને બદલે રચવામાં આવી છે. પકડેલો સખસ નાહાશી ન જાય તે માટે જરૂર હોય તેટલો બંદોબસ્ત કરવો એવી મતલબના મોઘમ શબ્દો આ કલમમાં છે

પોલીસ અમલદારો કેદીને પકડવામાં જરૂર હોય તે કરતાં વધારે દબાણ કરે તે માટે સને ૧૮૬૧ ના આકટ ૫ માંની કલમ ૨૯ માં નીચે પ્રમાણે સરકારનો ઠરાવ છે.

પોલીસ અમલદાર પોતાને જે કરવું જોઈએ તેથી ઉલટી રીતે ચાલશે અથવા યોગ્ય અધિકારીએ કરેલી કાનુન અથવા કાયદો અથવા કાયદા સર હુકમ જાણી જોઈને તોડશે અથવા તેની ગફલત કરશે અથવા પરવાનગી વગર અથવા બે મહીના આગમચ સુચના આપ્યા વગર પોતાના હોદ્દાનુ કામ છોડશે અથવા પોલીસના કામ શીવાય બીજુ કાંઈ કામ હુકમ વગર માથે લેશે અથવા બીહાકણુ પણ કરશે અથવા પોતાના તાબા માંહેના કોઇ માણસને આધાર વગર મારકુટ કરશે તેની ઉપર તે વાત માજીસ્ત્રેટની આગળ સાબીત થશે એટલે તે ઘણામાં ઘણા ત્રણ મહીનાના પગાર સુધી દંડને અથવા ઘણામાં ઘણા ત્રણ મહીના સુધી સખ્ત મજુરી સાથે અથવા સખ્ત મજુરી વગર કેદની શીક્ષાને અથવા એ બંને શીક્ષાને પાત્ર થશે.

ફકત પકડેલો સખસ નાસી ન જાય તે સારૂ આ કલમનો અમલ કરવાનો છે તેથી દરેક પકડેલા તોહોમતદારને હાથ કડી કરવી તે કેવળ ગેરકાયદે છે. નાસવાનું યત્ન કરે અથવા પકડાવવાને હરકત કરવાને સામો થાય અગર નાશી જશે એવું માનવાનું પુરતુ કારણુ હોય ત્યારે હાથ કડી કરી શકાય છે. જો જાઇએ તે કરતાં વધારે સખ્તાઇ અને જોર જુલમ વાપરવામાં આવ્યું હોય તો પોલીસ અમલદાર સદરહુ કલા પ્રમાણે ગુન્હેગાર થાયછે.

જ્યારે સીતળાવાળા સખસોને પકડયા હોય ત્યારે તે સખસોને બીજા તોહોમતદાર સખસોથી જુદા રાખવામાં કાંઇ ગેરકાયદેસર નથી. બંગાળી સરકાર નં. ૨૯૪૦ તા. ૧ જુલાઇ સને ૧૮૭૦

પકડેલા સખસોનો ઝાડો લેવા

૫૧. જે વારંટમાં જામીન લેવા બાબત લખ્યું નહી હોય તેવા વારંટ ઉપરથી કોઇ પોલીસ અમલદારે કોઇ સખસને પકડયો હોય ત્યારે, અ-

બાબત. થવા જે વારંટમાં જામીન લેવા બાબત લખ્યું હોય તેવા વારંટ ઉપરથી કોઇ પોલીસ-અમલદારે કોઇ સખસને પકડયો હોય પણ તે સખસને જામીન મળતો નહી હોય ત્યારે, અને

કોઇ સખસને વગર વારંટે અથવા કોઈ ખાનગી સખસે વારંટ ઉપરથી પકડયો હોય અને કાયદાસર તેના જામીન લઇ શકાતા ન હોય અથવા તે જામીન આપી શકતો નહી હોય ત્યારે.

પકડનારો અમલદાર અથવા, પકડવાનું કામ કોઇ ખાનગી સખસે કરયું હોય ત્યારે પકડેલા સખસને તે જે પોલીસ-અમલદારને હવાલે કરે તે પોલીસ-અમલદાર સદરહુ સખસનો ઝાડો લેવાને તથા તેના શરીર ઉપર જરૂરનાં પેહેરવાનાં કપડાં સિવાય બીજી વસ્તુ જડે તે સઘળી સંભાળીને રાખવાને, મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૩૮૭ ને બદલે રચવામાં આવી છે અને તેના શબ્દોમાં સેજ સુધારો કરવામાં આવ્યો છે.

તહોમતદાર પાસેથી લાવેલા માલની પોલીસ અમલદારે શી વ્યવસ્થા કરવી તે માટે જુઓ આ કાયદાના કલમ પ૨૩ નો પહેલો પેરેગ્રાફ.

કયા ગુનાહ માટે જામીન લઈ શકાય તે માટે જુઓ આ કાયદાના પરિશિષ્ટ ૨ જાનું આસન ૫ મું.

ખાનગી માણુસો કયા કયા ગુનાહ કરનારને પકડી શકે છે તેને માટે જુઓ આ કાયદાની કલમ ૫૯.

પકડેલા સખસ પાસેનાં મારવાનાં હથીયાર લઇ લેવા માટેના નીયમ માટે જુઓ કલમ ૫૩

બાયડીઓનો ઝાડો લેવાની રીત. ૫૨ જ્યારે કોઇ બાયડીનો ઝાડો લેવડાવવાની જરૂર હોય ત્યારે લોકલજ્જા ઉપર પાકી રીતે નજર રાખીને બીજી કોઇ બાયડી પાસે તે ઝાડો લેવડાવવો.

મારવાનાં હથીયાર લઇ લેવાનો અધિકાર. ૫૩ આ કાયદા પ્રમાણે પકડનારો અમલદાર અથવા બીજો સખસ પકડેલા સખસની પાસે જે કાંઇ મારવાનાં હથીયારો હોય તે તેની પાસેથી લેવાને મુખત્યાર છે. અને પકડેલા સખસને આ કાયદા પ્રમાણે જે કોરટની અથવા અમલદારની આગળ પકડનારા અમલદારે અથવા સખસે રજુ કરવો જોઈએ તે કોરટને અથવા અમલદારને ઉપર લખ્યા પ્રમાણે સઘળાં હથિયારો તેણે સ્વાધિન કરવાં.

બ.—વગર વારટે પકડવા બાબત.

વગર વારંટે પકડવાને પોલીસ ક્યારે મુખત્યાર છે. ૫૪. કોઇ પણ પોલીસ-અમલદાર માજીસ્ત્રેટના હુકમ વગર તથા વગર વારંટે હેઠળ લખેલા સખસોને પકડવાને મુખત્યાર છે—

પેહેલું—જે સખસ હરકોઇ કાગ્નિઝેબલ ગુન્હામાં સામીલ થયો છે અથવા જે સખસની ઉપર સદરહુ પ્રમાણે સામિલ થયો છે એવા વ્યાજબી ફરિયાદ કરવામાં આવી હોય અથવા ખાત્રી લાયક ખબર મળી હોય અથવા વ્યાજબી શક રેહેતો હોય તે સખસને;

બીજુ—જે સખસના કબજામાં ઘર ફોડવાનું કાંઇ ઓજાર કાયદેસર કારણ વગર હોય તે સખસને; કાદેસર કારણ સાબીત કરવાનો બોજો તે સખસને માથે છે એમ સમજવું.

ત્રીજુ—જે સખસને આ કાયદા પ્રમાણે અથવા સ્થાનીક સરકારના હુકમથી ઢંઢેરો કાહાડીને ગુન્હેગાર તરીકે પ્રસિદ્ધ કર્યો હોય તે સખસને;

ચોથું—આ ચોરીની મિલકત છે એવો વ્યાજબી રીતે શક હોય તેવી કાંઇ પણ વસ્તુ જે સખસના કબજામાં જડે અને જેણે સદરહુ વસ્તુના સબંધમાં કાંઈ ગુન્હો કર્યો છે એવો વ્યાજબી રીતે શક હોય તે સખસને;

પાંચમું—કોઇ પોલીસ-અમલદારને પોતાનું કામ કરવામાં જે સખસ હરકત કરે તે સખસને, અથવા જે સખસ કાયદાસર પેહેરામાંથી નાહાસી ગયો હોય, અથવા નાહાસી જવાની કોશિસ કરતો હોય તે સખસને;

છઠું—મલીકા માઆઝમાની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંથી ફલાણો સખસ નાહાસી ગયો છે એવો વ્યાજબી રીતે શક હોય તે સખસને.

આ કલમ કલકત્તા તથા મુંબઇ એ શેહેરોમાં પોલીસને લાગુ છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ કલમ ૯૨ ને બદલે રચવામાં આવીછે એ કલમ ૯૨ ની ત્રીજી રકમ આ કલમમાં દાખલ કરી નથી. એટલે કે તે ત્રીજી રકમ કાઢી નાંખવામાં આવી છે. અને તેને બદલે ત્રીજી રકમ દાખલ કરીછે તે કોડલી વીંગસ્ટનની કલમ ૫૦૩ ઉપરથી દાખલ કરવામાં આવી છે.

ગામનો ચોકીદાર એ આ કલમના અર્થ પ્રમાણે પોલીસ-અમલદાર નથી. કૈસરેહીંદ વિરૂદ્ધ કાલુ ૩ ઈ. લા. રી. ( અલહાબાદ ) પ્ર. ૬૦

એક હંગામાના ગુન્હામાં એક માણસ સખ્ત રીતે જખમી થયો તેમાં ઠરાવવામાં આવ્યું કે પહેલો હુમલો કરનાર કોણ છે તે વિચારમાં લીધા વગર પોલીસ પોતાની ફરજ બજાવવા બંધાએલી છે. પોલીસે તેમની સત્તાનો ગેર ઉપયોગ કર્યો ન હોય તો કાયદા પ્રમાણે પોલીસનો બચાવ થવો જોઇએ. રાણી વિરૂદ્ધ દામુસીંગ. ૮ વી. રી. પ્ર. ૨૬.

ઢંઢેરો કહાડીને ગુન્હેગાર તરીકે પ્રસિદ્ધ કર્યો ન હોય અથવા તેને ખુન કરતાં નજરે જોએલો ન હોય ત્યારે કોઇપણ ગામનો રખેવાળ અથવા ચોકીદાર પોતે જે ગામનો રખેવાળ હોય તે ગામની હદ બહાર જે માણસપર ખુનના ગુન્હાનું તહોમત હોય તેવા ગુન્હેગારને પોતે સરકારી નોકર તરીકે પકડવાને બંધાએલો નથી; માટે એ ચોકીદાર જો એવા ગુન્હેગારને બીજા ખાનગી સખસના કહેવાથી પકડવાને ના પાડે તો ફો૦ ફોજદારી કાયદાની કલમ ૨૨૧ પ્રમાણે ગુન્હેગાર નથી.—માહારાણી વી. કાલુ અને બીજો ઇ. લા. રીપોટ અલહાબાદ વા૦ ૩૦ પ્ર૦ ૬૦

એક પોલીસ અમલદારે પોતાના ઊપરીને પુછયું કે ફરીયાદીનો મુચરકો લેવો કે નહીં તે દરમ્યાન ફરીયાદીને કેદ રાખ્યો, એમાં એમ ઠરાવવામાં આવ્યું કે આ કેદ કાંઇ વ્યાજબી કારણ સિવાયની હતી પરંતુ એમ માલમ પડયું કે તેણે પોતાના અધિકાર ઊપરાંત પણ શુદ્ધ બુદ્ધિથી કામ કર્યું હતું માટે નામદાર હાઇકોરટે ઠરાવ્યું કે હકીકત ઉપરથી ગેરવ્યાજબી અટકાવનો ગુન્હો થઇ શકતો નથી સબબ તેમાં કાંઇ બદદાનત નહોતી અને કલમ ૩૩૯ અને ૩૪૦ માંહેલું કોઈ કૃત્ય કરવાનો ઇરાદો નહોતો અને તે એવો અટકાવ નહોતો કે જેને વાસ્તે શિક્ષા થઇ શકે—અદરૂલ હુસેન વીકલીરીપોટ ૨૪ પ્ર૦ ૫૧

વારંટ વગર પકડવાને સારૂ કેટલે દરજ્જે સુધી ભારે જુલમ વાપરવો તે બાબત નામદાર કલકતા હાઇકોર્ટ નીચે પ્રમાણે લખે છે,

કામના કાગળો અને નીચેની કોર્ટના જજમેન્ટ ઉપરથી હાઇકોર્ટને એમ દેખાયું કે કેદી ફરીયાદીને ચોર જાણી ચોકીદાર તરીકે પકડવાને બંધાએલો હતો, જો ફરીયાદીને ચોર

માનવામાં ભુલ હોય તો તે હકીકતની ભુલ છે પણ કાયદાની ભુલ નથી, તેથી કેદીને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૭૬ તથા ૭૯ માં જે ઠરાવ છે તેનો લાભ મળવો જોઇએ; માટે કેદીએ મહાવ્યથાનો ગુન્હો કર્યો છે એમ ઠરાવી શકાતુ નથી. મુળ માજીસ્ટ્રેટે એમ ઠરાવ્યું છે કે કેદીએ ફરીયાદીને વગર કારણે ઘાયલ કર્યો છે પણ જડજ સાહેબ માજીસ્ટ્રેટના અભિપ્રાયથી તદન જુદા પડયા છે. જડજ સાહેબના ઠરાવ પ્રમાણે એમ સાબીત થયું છે કે ફરીયાદી મરણીયો થઇ સામો થયો. અને તેણે નાસી જવાને યત્ન કીધો, તેથી કેદી એમ માનતો હતો કે જો તે નાહાસી જશે તો તે બાબત હું જવાબદાર થઇશ. એવી સમજથી તેને પકડવાનો બીજો ઈલાજ નહીં માલમ પડવાથી કેદીએ ભાલાથી ફરીયાદીને ઘાયલ કર્યો. પરંતુ ઘા એવો પ્રાણઘાતક નહોતો કે ફરીયાદીનો જીવ જાય. આવી હકીકત છે ત્યારે ચોકીદારે કાંઇ ગુન્હો કર્યો છે એમ ઠરાવી શકાતું નથી અને ભટકતા ચોરને પકડવાના ઇરાદાથી જ્યારે તેને પકડવાનો બીજો કાંઇ ઇલાજ સુઝ્યો નહીં ત્યારે પોતાની જવાબદારી ઉતારવાને જરૂરીઆત જોર જુલમ વાપરવાને તેણે વ્યાજબી કર્યું છે. મરણીયા ચોરને પકડવાને માટે ઘા કર્યા સિવાય બીજો ઈલાજ હતો નહીં તેમ છતાં જો કેદીને શિક્ષા કરવામાં આવે તો પછી આ ફરીયાદીની માફક જે ચોરો નાહાસી જવાનો યત્ન કરશે તેઓ પકડાવાના નથી, રાણી વિરૂદ્ધ પ્રતાપ વીકલીરીપોટ ૨ પ્ર૦ ૯

ભટકનારાઓ તથા અપહરણ કરવાની ટેવ હોય તેવા સખસો વીગેરેને પકડવા બાબત

૫૫. અને તેમજ જેના હવાલામા કોઈ પોલીસ થાણું હોય તેવો હરકોઈ અમલદાર હેઠળ લખેલા સખસોને પકડવાને અથવા પકડાવવાને મુખત્યાર છે. એટલે—

(અ) સદરહુ અમલદાર થાણાની હદમાં કોઇ પણ સખસ પોતે નજરે ન પડે એવો પૂર્વોપાય કરતો માલુમ પડે અને તે સખસ કાંઇ કાગ્નિઝેબલ ગુન્હો કરવાના હેતુથી સદરહુ પૂર્વોપાય કરે છે એવું માનવાનું કારણ પ્રસંગ ઉપરથી દેખાતું હોય તો તે સખસને; અથવા.

(બ) સદરહુ થાણાની હદમાં જે સખસની પાસે પોતાનાં ગુજરાનને માટે કાંઇ સાધન જણાતું નહીં હોય, અથવા જે પોતાને વિશે ખુલાસા ભરેલા જવાબ આપી શકતો નહીં હોય તે સખસને; અથવા.

(ક) જે સખસને અપહરણ કરવાની, ઘર ફોડવાની અથવા ચોરી કરવાની અથવા ફલાણી મિલકત ચોરીની છે એમ જાણીને તે ચોરીની મિલકત લેવાની ટેવ છે એવી રીતે મસહુર હોય તે સખસને, અથવા જેને જબરાઇથી કઢાવવાની ટેવ છે અથવા જબરાઇથી કઢાવવાનાં કારણ સારૂ કોઈ સખસોને હાની કરવાનો ભય દેખાડવાની અથવા હાની કરવાનો ભય દેખાડવાની કોશીશ કરવાની ટેવ છે એવી રીતે મસહુર હોય તે સખસને.

**ટીકા**—વારંટ સિવાય આ કલમમાં બતાવેલી પકડવાની સતા ફક્ત જે પોલીસ અમલદારના પોતાના તાબામાં પોલીસનું થાણું છે તે ચલાવી શકે છે અને આવા પોલીસ અમલદારને પોતાના હાથ નિચેના અમલદારને કલમ ૫૬ મુજબ અમુક સખસને પકડવા વિશે લેખી હુકમ આપવાની સતા છે.

પકડયાનો રિપોર્ટ તાકીદે કરવો અને કેવે પ્રસંગે પકડવામાં આવ્યોછે તે બાબત જરૂરીયાત પુરાવા લેઇ મોકલવો કે જે ઉપરથી માજીસ્ટ્રેટ કલમ ૧૦૯-૧૧૦ પ્રમાણે કામ ચલાવી શકે.

જુ૰ આ૰ કલમ ૯૨ એટલે આ આકટની કલમ ૫૪ પ્રમાણે કોઇ સખસને હર કોઇ પોલીસ અંમલદાર પોતાની ખુશીથી પકડી શકે. સદરહુ કલમમાં કહેલા પ્રસંગે જે પોલીસ અમલદારના હવાલામાં ચોકી હોય તેવા ઉપરી અમલદારને પોતાના તાબાના અમલદાર પાસે જો કોઇ સખસને પકડાવવો હોય તો કલમ ૫૬ મુજબ લખીત વાર હુકમ આપવો જોઇએ અને તે હુકમમાં કોને પકડવાનો છે અને શા ગુન્હા સારૂ તે દરસાવવું જોઇએ. અને કલમ ૫૫ મુજબ પકડેલા માણસને જે માજીસ્ત્રેટના રૂબરૂ આણ્યો હોય તે માજીસ્ત્રેટે બાબ ૮ ની કલમ ૧૦૯-૧૧૧ મુજબ ચાલવું જોઇએ.–સૈયદ હુસેન અલી ચોદ્રી વીકલીરીપોટ ૮ પ્ર.૩૪

ગુપ્ત રહેવું, ઉદર નિર્વાહના સારા સાધન રહીત હોવું. અને પોતાના વિશે સંતોષ કારક હેવાલ આપવામાં નિષ્ફળ થવું એ ત્રણે જુદા જુદા ગુન્હા છે આ ત્રણમાંથી એક ખરાબ ચાલ સિદ્ધ કરવાને માટે બસ છે.

ખરાબ રીતે ઉદર નિર્વાહ કરવા સબંધી મુકદમા કોગ્નિઝેબલ છે તેથી જે અમલદારના હવાલામાં પોલીસની ચોકી છે તે અમલદાર તે મુકદમાનો તપાસ કરી શકે છે.

જે સખસોને કોઇ વિશેષ કે સ્થાનિક કાયદા પ્રમાણે કેદમાં રાખ્યા હોય તેમને સને ૧૮૭૦ ના ૨૭ મા આકટ પ્રમાણે શિક્ષા થઈ શકે છે.

**પોલીસ-અમલદાર વગર વારંટે પકડવા સારૂ પોતાના તાબા માંહેના અમલદારને મોકલે ત્યારે કેમ કરવું.**

૫૬ જેના હવાલામાં કોઈ પોલીસ-થાણું હોય એવો હરકોઈ અમલદાર, જે સખસને વગર વારંટે પકડવાનો કાયદેસર અધિકાર હોય તે સખસને (પોતાની સમક્ષ નહીં પણ બીજી) રીતે વગર વારંટે પકડવાનું પોતાના તાબા માંહેના કોઈ પણ અમલદારને ફરમાવે, ત્યારે તે સખસને પકડવાનું જે અમલદારને પોતે ફરમાવે તે અમલદારને તેણે એક હુકમ લખીને આપવો. અને તે હુકમ મધ્યે કયા સખસને પકડવો છે તે, તથા કયા ગુન્હાને માટે તેને પકડવો છે તે લખવું.

**ટીકા**—કોઇ પોલીસ અમલદારે પોતાના ઉપરી અમલદારની સમક્ષ અને તેના મોંઢાનાજ હુકમથી કોઇ સખસને પકડયો હતો તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે તે સખસને ઉપરી અમલદારે પકડયો છે અને કાયદેસર રીતે પકડયો છે એમ ગણવું.—શેખઅંમુ, ૧૧ વુ. રી. પ્ર. ૨૯.

એક કામમાં પોલીસના ઉપરી કાન્સટેબલે પોતાના દેખતાં પોતાના તાબાના કાન્સટેબલ પાસે એક ઠેકાઇટીના ગુન્હેગારને પકડાવ્યો તે વ્યાજબી ગણવામાં આવ્યું છે.—રાણી વિરૂધ સેખ અ. મુ૰ વીકલીરીપોટ ૧૧ પ્ર૰ ૨૦

**નામ તથા રેહેવાનુ ઠેકાણું આપવા નેના પાડવાબાબત.**

૫૭. કોઇ પોલીસ–અમલદારની સમક્ષ કોઇ પણ સખસ કાંઇ નાન-કાગ્નિઝેબલ ગુન્હો કરે અથવા એવો ગુન્હો કરવાનું તેના ઉપર તોહોમત મુકવામાં આવે અને કોઇ પોલીસ-અમલદારના કહ્યા ઉપરથી તે સખસ પોતાનુ નામ તથા રેહેવાનુ ઠેકાણું આપવાને ના પાડે અથવા એવુ નામ અથવા રેહેવાનું ઠેકાણું આપવાનું આપે કે જે ખોટું છે એમ સદરહુ અમલદારને માનવાનુ કારણ હોય ત્યારે તેનું નામ અથવા રેહેવાનું ઠેકાણુ શું છે તે ખોળી કહાડવા માટે સદરહુ અમલદાર તે સખસને પકડવાને મુખત્યાર છે; અને તેને પકડયા પછી ચોવીસ કલાકમાં પાસેમાં પાસેના માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો પણ તે મુદત પુરી થતાં પહેલાં તેનુ ખરૂ નામ તથા રેહેવાનું ઠેકાણું જણાયાથી તેને કોઇ માજીસ્ત્રેટની આગળ હાજર થવાનું ફરમાવવામાં આવે તો એ પ્રમાણે હાજર થવા બાબતનુ ખત તે કરી આપે એટલે તેને છુટો કરવો.

**ટીકા**—આ કલમ પ્રમાણે નાનકાગ્નિઝેબલ ગુન્હાની તપાસ પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્ત્રેટના ખાસ હુકમ વગર પોલીસ અમલદારથી થઇ શકતી નથી પણ જો કોઇ પોલીસ અમલદારને નાનકાગ્નિઝેબલ ગુન્હાની ફરીયાદ કરવામાં આવે તો કલમ ૧૫૫ પ્રમાણે તે ફરીયાદ તેણે ફરીયાદ બુકમાં નોંધી લેવી જોઇએ.

બીજી હકુમતમાં ગુન્હેગારોની પાછળ જવા બાબત. ૫૮. જે સખસને આ બાબ પ્રમાણે પકડવાનો અધિકાર કોઈ પોલીસ અમલદારને હોય તે સખસને વગર વારંટે પકડવાના કારણ સારૂ તે પોલીસ-અમલદાર બ્રિટિસઇંડિયામાંની હરકોઈ જગામાં સદરહુ સખસની પાછળ જવાને મુખત્યાર છે.

**ટીકા**—જુના આકટથી જે સખસ ઉપર કાગ્નિઝેબલ ગુન્હાનુ તોહોમત આવ્યું હોય તેવાજ સખસોને પોલીસ અમલદાર પકડી શકે એમ હતું પણ આ કલમમાંતો વિશેષ એટલુ છે કે આ બાબ મુજબ જે સઘળા ગુન્હાની બાબતમાં તે વગર વારંટે પકડી શકે તેવા સઘળા ગુન્હાઓની બાબતમાં આ કલમ પ્રમાણે કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે.

ખાનગી સખસો એ પકડવાબાબત. ૫૯. કોઇ સખસ જામીન નહીં લઈ શકાય તેવો અને કાગ્નિઝેબલ ગુન્હો કોઇ ખાનગી સખસના દેખતાં કરે તો તે ખાનગી સખસ તેને પકડવાને મુખત્યાર છે; અને કોઇ સખસ ગુન્હેગાર છે એવું જાહેરનામું કાહાડયું હોય તો તેને પકડવાને કોઇ પણ ખાનગી સખસ મુખત્યાર છે.

સદરહુ પ્રમાણે પકડયા પછી શું કરવું. અને સદરહુ પ્રમાણે પકડેલા સખસને તેણે નકામી ઢીલ કર્યા વગર કોઈ પોલીસ-અમલદારને સ્વાધિન કરવો; અથવા, પોલીસ-અમલદારની ગેરહાજરીમાં, સદરહુ સખસને પાસેમાં પાસેના પોલીસથાણામાં લઇજવો.

સદરહુ સખસને ૫૪ મી કલમના ઠરાવો લાગુ પડેછે એમ માનવાનું કારણ હોય, તો તેને કોઇ પોલીસ-અમલદારે ફરીથી પકડવો.

તેણે કાંઈ નાનકાગ્નિઝેબલ ગુન્હો કરયો છે એમ માનવાનું કારણ હોય. અને કોઇ પોલીસ-અમલદારના પુછવાથી તે પોતાનું નામ અથવા રેહેવાનું ઠેકાણું આપવાને ના પાડે, અથવા એવું નામ અથવા રેહેવાનું ઠેકાણું આપે કે જે ખોટું છે એમ માનવાનું સદરહુ અમલદારને કારણ હોય, તો તેની તજવીજ ૫૭ મી કલમના ઠરાવો પ્રમાણે કરવી. તેણે કાંઈ ગુન્હો કર્યો છે એમ માનવાનું કાંઇ કારણ ન હોય તો તેને એકદમ છોડી મુકવો.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૦૫-૧૦૭ ને બદલે ઘડવામાં ન્યુયોર્ક ક્રી. પ્રોસીજરકોડની કલમ ૧૮૪ ઉપરથી કેટલોક વધારો કરવામાં આવ્યોછે.

પોલીસ-અમલદાર સિવાય બીજા સર્વે લોકોને કયા ગુન્હા કરનારને પકડવાનો અધીકાર છે. અને પકડયા પછી કેમ કરવું તેનો રીત માટે આ કલમ પ્રમાણે કોઇ ખાનગી માણસના દેખતાં કોઈ ગુન્હેગાર જમાન નહીં લેવા લાયક અને પોલીસથી વગર વારંટે પકડી શકાય તેવા ગુન્હા કરે તેને તે ખાનગી માણસ પકડી શકે છે; કયા ગુન્હા જમાન લેવા લાયક નથી તેને માટે જુઓ આ કાયદાના પરિશિષ્ટ બીજાનું આસન ૫ મું. કયા ગુન્હા પોલીસથી વગર વારંટે પકડી શકાય તેમ છે તેને માટે જુઓ એજ પરિશિષ્ટનું આસન ૩જું.

પોલીસ-અમલદાર પાસે એવા તોહોમતદારને પકડી લાવ્યા પછી તેણે કરેલો ગુન્હો પોલીસથી વગર વારંટે પકડી શકાય તેવો નથી એવી હકીકત જણાય તોતે વખતે અને તોહોમતદારે ગુન્હો કર્યો નથી એવું જણાય ત્યારે કેમ કરવું તેને માટેનો છેલો પ્રારેગ્રાફ તદન નવો છે તે ઘણો ઉપયોગી છે.

પોલીસ-અમલદારને સ્વાધીન કર્યા પછી તોહોમતદાર ઉપર પોલીસ તરફથી કાંઇ જુ-

લમ કરવામાં આવે તો ખાનગી માણુસ જેણે તોહોમતદારને પકડયો હતો તે કાંઇ જવાબ દાર નથી રાખ્રી વિરૂદ્ધ શંભુનાથ પાંડે વીકર્લીરીપોટ ૧ પ્ર૦ ૬૬

પકડેલા સખસને માજીસ્ત્રેટનીઆગળ અથવા જે અંમલદારના હવાલા માં પોલીસ થાણું હોયતેની આગલ લઇ જવો.

૬૦ વગર વારંટે પકડનારા પોલીસ અમલદારે પકડેલા સખસને તે કામમાં હકુમતવાળા માજીસ્ત્રેટની આગળ, અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ-થાણું હોય તેની આગળ, નકામી ઢીલ કર્યા વગર અને જમાન સંબંધી આ કાયદા માંહેના પુરાવોને અનુસરીને લઇ જવો અથવા મોકવો.

**ટીકા**—આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટની ઓફીસ કે તંબુ નજીક પરંતુ રૂબરૂ બહાર લેઇ જવો એટલું બસ નથી આ કલમમાં માજીસ્ત્રેટની આગળ એવો શબ્દ છે તેથી માજીસ્ત્રેટની રૂબરૂ તોહોમતવાળાને લેઇ જવો જોઇએ કે જેથી કરીને પોતાને છુટો કરવાને માટે અરજ અગર પોલીસનો પોતા ઉપર જુલમ થતો હોય તે જુલમ સંબધી ફરીયાદ તે કરી શકે.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાના સને ૧૮૬૧ ના આકટ ૨૫ માના બાબ ૯ પ્રમાણે જીલ્લા પોલીસના કોઇ અમલદારને ચોકસી કરવા સારૂ અધિકાર ન હોય તેવા અધિકારી જો ફોજદારી કામ ચલાવવાની રીતોના સદરહુ કાયદાની ક. ૧૦૯ પ્રમાણે કોઇ તોહોમતવાળાને પકડે તો તેણે જે માજીસ્ત્રેટને અધિકાર હોય અથવા જે અધિકારીના હવાલા પોલીસ ચોકી હોય તેના પાસે તે તોહોમતવાળાને વગર કારણુની ઢીલ કર્યા સિવાય મોકલી દેવો જોઈએ ફોજદારી કામ ચલાવવાની રીતના સદરહુ કાયદાની ક. ૧૫૨ પ્રમાણે તોહોમતવાળા આસામીને ૨૪ કલાક અટકાવી રાખવાનો તેને અધિકાર નથી એજ આકટના બાબ ૯ પ્રમાણે ચોકસી કરવા સારૂ જ્યારે કોઇ પોલીસ અધિકારીને અધિકાર હોય ત્યારે સદર કલમ ૧૫૨ પ્રમાણે અટકાવવા સારૂ ૨૪ કલાક ઠરાવ્યા છે તે જે વખત તોહોમતવાળો આસામી માજીસ્ત્રેટ તરફ જવા સારૂ પોલીસ ચોકી છોડે તે વખત એ ૨૪ કલાકમાં ગણવો નહીં પણ જેટલે દુર જવાનો હોય તે ઉપર તથા બીજા સ્થાનિક વિચાર ઉપર નજર રાખતાં જે વખત રોકાયો હોય તે યોગ્ય છે કે નહીં એ વિશે તપાસ કરવાનું કામ માજીસ્ત્રેટનું છે જે ગામના પોલીસ કોઈ તોહોમતવાળાને ૨૪ કલાક સુધી મુંબાઇના સને ૧૮૬૭ ના આકટ ૮ પ્રમાણે અટકાવી રાખે તે ૨૪ કલાક ફોજદારી કામ ચલાવવાની રીતોના કાયદાનો ક. ૧૫૨ પ્રમાણે જે જીલ્લા પોલીસ અધિકારીને ૨૪ કલાક આપેલા છે તેમાં નહીં ગણવા મુ. હા. કો. તા. ૧૪ સપટેમ્બર સને ૧૮૬૯ ના રોજ ચેમ્બરમાં થએલો ઠરાવ.

પકડેલા સખસને ૨૪ કલાકથી વધારે વાર અટકાવીરાખવોનહી.

૬૧ વગર વારંટે પકડેલા સખસને કોઈ પણ પોલીસ-અમલદારે તે કામની સઘળી હકીકત જોતાં યોગ્ય હોય તે કરતાં વધારે મુદત સુધી પેહેરામાં અટકાવી રાખવો નહીં, અને ૧૬૭ મી કલમ પ્રમાણે કોઇ માજીસ્ત્રેટનો ખાસ હુકમ નહીં થયો હોય તો સદરહુ મુદત ચોવીસ કલાકથી વધારે ન હોવી જોઇએ પણ જે જગ્યાએ તે સખસને પકડયો હોય ત્યાંથી માજીસ્ત્રેટની કોરટ સુધી જતાં જેટલો વખત લાગે તેટલો વખત સદરહુ મુદતમાં ગણવો નહીં.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ નીઃકલમ ૧૨૪ નાઃપેહેલા પારેગ્રાફને

બદલે રચવામાં આવી છે પકડેલા તોહોમતદારને જે વખતે પકડયો હોય તે વખતથી ચોવીસ કલાક કરતાં માજીસ્ત્રેટના હુકમ વગર વધારે અટકાવમાં નહીં રાખવા માટે આ કલમ વીસ માજીસ્ત્રેટ પાસે મોકલતાં જે વખત લાગે તે આ ચોવીસ કલાક ઉપરાંત ગણવો જોઇએ. માજીસ્ત્રેટે ચોવીસ કલાકથી વધારે કેદીને રોકવા માટે હુકમ આપતી વખતે શું કરવું જોઇએ તે માટે જુઓ કલમ ૧૬૭.

કેદીને ૨૪ કલાક કરતાં વધારે મુદ્દત સુધી અટકાવી મુકયા બદલ એક પોલીસ ઇનસ્પેકટર ઉપર આરોપ મુકવામાં આવ્યો હતો તે કામમાં એવો ઠરાવ થયો કે તેણે બદદાનતથી કેદીને અટકાવી મુકયો હતો એવી ફરીયાદી તરફથી સાબીતી કરવાની જરૂર નથી કારણ કે વિશેષ હુકમ નહીં છતાં યોગ્ય મુદતથી અધિક વખત સુધી કોઈ પોલીસ અમલદારે આરોપીતને અટકાવી રાખવો નહીં એવું સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૨૪ અને આ કલમમાં સાફ કહ્યું છે અને તેવો હુકમ આ કામમાં નથી, સરકાર વીરૂદ્ધ બસુ રાગદાસ મુંબાઇ હાઈકોર્ટ રીપોટ વા. ૧૯ પા. ૭૬ તા૦ ૧૮ ફેબ્રુઆરી સને ૧૮૭૩

માજીસ્ત્રેટના હુકમ વગર ચોવીસ કલાકથી વધારે રોકવામાં આવે તો ઇં. પે. કો. ક. ૩૪૦ મુજબ ગુન્હો થાય છે.

કોઇ સખસને કાગળ લખી બોલાવવામાં આવે અને તે આવે ત્યારે કોઈની સાથે વાતચીત ન કરે તેની તજવીજ રાખવા સારૂ પોલીસના માણસને તેની સાથે મોકલવાની ગોઠવણ કરવામાં આવે તો, પોલીસ—અમલદારે તે સખસને પકડેલો છે એવું ગણવું જોઇએ. રાણી વિરૂદ્ધ પુરાન કુસમનારા સાપાપાતુલ ૨ મ. હા. રી. પ્ર. ૩૯૬

ચોવીસ કલાકથી વધારે રોકવા માટે માજીસ્ત્રેટની પરવાનગી માગવામાં આવે તે પરવાનગી ચોવીસમો કલાક વીતી જાય ત્યાં સુધી ન આવે તો જેટલી તજવીજ થઇ હોય તેટલી સાથે તેને માજીસ્ત્રેટ પાસે મોકલી દેવો અગર તેને છોડી દેવો જોઇએ કેમકે તેને વધારે વખત રોકી રાખવો એ ગેરકાયદેસર કૃત્ય થાય છે; રાણી વિરૂદ્ધ બીહારીસીંગ અને બીજાઓ વીકલી રીપોટ ૭ પ્ર. ૩

કેસની હકીકતમાં વ્યાજબી આધાર હોય તે સિવાય એક કલાક લગી પણ પોલીસ અમલદાર કોઈને અટકાવી શકતો નથી. એટલે કે માત્ર એક કલાક જ મેં રોકયો એવો બચાવ ચાલે નહીં. રાણી વિરૂદ્ધ સુપ્રોસોનો ઘોસાલ વીકલી રેપોટ ૬ પ્ર. ૮૮

બેશક પોલીસને પોલીસ ચોકીમાં તોહોમતદારને રાખવાનો અધિકાર છે પણ કોઈ પ્રસંગે પોલીસ અમલદાર કોઇ ખાનગી ઘરમાં કોઇ કેદીને લેઇ જાય અને તેને ખાનગી પેહેરામાં રાખે તે બરાબર નથી. રાણી વિરૂદ્ધ બીહારીસીંગ વીકલી રેપોટ ૭ પ્ર. ૩

દરેક કેદીને બારોબાર પાસેના માજીસ્ત્રેટ તરફ મોકલી દેવો જોઇએ અને પોતાના ઉપરી અમલદારની મારફતે મોકલવાની જરૂર નથી. બંગાળા સરકારનો ઠરાવ તા૦ ૨૨ સપટેંબર સને ૧૮૬૨ ની કલમ ૧૨.

**પકડલા વિશે પોલીસે રીપોર્ટ કરવો.**

૬૨ જે અમલદારોના હવાલામાં પોલીસનાં થાણાં હોય તેમણે પોત પોતાનાં થાણાંઓની હદોનાં વગર વારંટે પકડેલા સઘળા સખસો વિશે જીલ્લા માજીસ્ત્રેટને અથવા જીલ્લા માજીસ્ત્રેટ ફરમાવે તો પેટા ટુકડી માજીસ્ત્રેટને રીપોર્ટ કરવો, પછી સદરહુ સખસોના જામીન લીધા હોય કે નહીં તોપણ.

**પકડેલા સખસને છોડી મુકવા બાબત.**

૬૩ જે સખસને પોલીસ—અમલદારે પકડયો હોય તેનું પોતાનું ખત લીધા વગર અથવા તેના જામીન લીધા વગર અથવા માજીસ્ત્રેટના ખાસ હુકમ વગર તેને છોડી મુકવો નહીં.

માજીસ્ત્રેટની સમક્ષ કરેલો ગુન્હો. ૬૪. જ્યારે કોઈ ગુન્હો કોઇ માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં તે માજીસ્ત્રેટની સમક્ષ કરવામાં આવે ત્યારે ગુન્હેગારને પોતે જાતે પકડવાને અથવા પકડવાનો કોઈ પણ સખસને હુકમ કરવાને અને ત્યાર પછી જામીન લેવા સબંધી આ કાયદા માંહેના ઠરાવોને અનુસરીને તે ગુન્હેગારને કૈદ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

માજીસ્ત્રેટે અથવા માજીસ્ત્રેટની સમક્ષ પકડવા બાબત. ૬૫ જે વખતે તથા જે પ્રસંગે કોઇ સખસને પકડવાનું વારંટ કાહાડવાનો અધિકાર કોઇ માજીસ્ત્રેટનો હશે તે વખતે તથા તે પ્રસંગે તે સખસને પોતાની હકુમતની સ્થાનિક હદ માંહે પોતાની સમક્ષ પકડવાને અથવા પકડાવાને હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

નાસી જવા ઉપરથી પાછળ જવાનો તથા ફરીથી પકડવાનો અધિકાર. ૬૬ જે સખસ કાયદાસર કેદમાં હોય તે સખસ નાસી જાય અથવા તેને છોડાવવામાં આવે, તો જે સખસના પેહેરામાંથી તે નાસી ગયો હોય અથવા તેને છોડાવ્યો હોય તે સખસ તુરત તેની પાછળ જઈને બ્રિટિસ ઇંડિયામાં હરકોઇ જગાએ તેને પકડવાને મુખત્યાર છે.

૪૭ મી તથા ૪૮ મી તથા ૪૯ મી કલમોના ઠરાવો ૬૬ મી કલમ મુજબ પકડવાની બાબતોને લાગુ પાડવા બાબત. ૬૭. ૬૬ મી કલમ પ્રમાણે પકડનારો સખસ વારંટની રૂઈએ ચાલતો ન હોય અને તે સખસ પકડવાના અખત્યારવાળો પોલીસ અમલદાર ન હોય તોપણ સદરહુ કલમ પ્રમાણે પકડવાની બાબતોને ૪૭ મી તથા ૪૮ મી તથા ૪૯ મી કલમના ઠરાવો લાગુ પડશે.

## બાબ ૬ ઠો.

### હાજર થવાની જરૂર પાડવા વિશે પ્રોસેસો બાબત.

#### અ.—સમન

સમનનો નમુનો. ૬૮ *આ કાયદા પ્રમાણે કોઈ કોરટે કાહાડેલો દરેક સમન લખેલો જોઇએ, તથા તે ડુપ્લિકેટ*જોઇએ, અને તે ઉપર સદરહુ કોરટના પ્રમુખ અમલદારે, અથવા હાઈકોર્ટ વખતે વખતે કાનુન કરીને ફરમાવે તેવા બીજા અમલદારે સહી કરવી તથા મોહોર કરવી.

સમન કોણે બજાવવો. સદરહુ સમન કોઇ પોલીસ-અમલદારે બજાવવો, અથવા આ કાયદાને અનુસરતો હોય એવો જે કાનુનો સ્થાનિક સરકાર આ બાબત ઠરાવે તે કાનુનોને અનુસરીને, તે સમન કાહાડનારી કોર્ટના કોઇ અમલદારે બજાવવો જોઇએ.

*આ કલમ કલકત્તા તથા મુંબાઇ એ શેહેરોમાં પોલીસને લાગુ છે.

---

*બે પ્રતો.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૫૨—૧૫૩ ને બદલે રચવામાં આવી છે.

દરેક સમન લખેલો હોવો જોઇએ એટલે કે આ કાયદાની કલમ ૪ માં "લખાણ" અને લખેલાનો જે અર્થ બતાવ્યો છે તે પ્રમાણેનો હોવો જોઈએ.

દરેક સમન ઉપર તે કાઢનાર અમલદારે પોતાના પુરા નામથી સહી કરવી જોઇએ. તેમાં તેનો હોદ્દો લખવો જોઇએ. ટુંકામાં પોતાના આગલા પાછલા અક્ષર લખવા વીગેરેની રીત નાપસંદ કરવામાં આવી છે.

સમન્સના નમુના માટે જુઓ પરિશીષ્ટ ૫ નો નમુનો ૧

સાહેદોને સમન કરવા માટેના નમુના માટે જુઓ પરિશીષ્ટ ૫ નો નમુનો ૩૧

સમન શીરીતે બજાવવો. ૬૯. સમન કરેલા સખસને જો બની શકે તો તે સમનની એક ડુપ્લીકેટ આપીને અથવા આપવા માટે કાહાડીને, લો એમ કહીને ખુદ તેની ઉપર તે સમન બજાવવો જોઇએ.

સમન પોંહોંચ્યાની સહી. જેની ઉપર સદરહુ પ્રમાણે સમન બજાવ્યો હોય તેવા દરેક સખસે જો સમન બજાવનારો અમલદાર કહે તો, તેની બીજી ડુપ્લીકેટની પછવાડે તે સમન પોહોંચ્યાની સહી કરવી જોઇએ.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૫૪ ના પહેલા ભાગને બદલે ઘડવામાં આવી છે.

સરકારી અને રેલવેના નોકરો ઉપર સમન્સની બજાવણી કેવી રીતે કરવી તેને માટે જુઓ આ કાયદાની કલમ ૭૨.

સમન પહોંચ્યાની સહી આપવાની ના કહેવામાં આવે તો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૩ પ્રમાણે તે સખસ ગુન્હો કરતો નથી—રાણી વિરૂદ્ધ કાલીયા બીન ફકીર. મુંબાઇ હાઇકોર્ટ રીપોટ વા. ૫ પ્ર. ૮૪.

સમન કરેલો સખસ જડે નહીં તો તે સમન શી રીતે બજાવવો. ૭૦ જ્યારે સમન કરેલો સખસ ઘટતી મેહેનત કરતાં ન જડે ત્યારે તેના કુટંબના કોઈ પાકી ઉમરના મરદ માણસને અથવા ઇલાકાનાં મુખ્ય શેહેરમાં તેની સાથે રેહેનારા તેના ચાકરને તે સમનની એક ડુપ્લિકેટ તેને સારૂ સોંપીને તે સમન બજાવવાનો અધિકાર છે અને જેને સદરહુ સમન આવી રીતે સોંપ્યો હોય તે સખસે, જો સમન બજાવનારો અમલદાર કહે તો, તેની બીજી ડુપ્લિકેટની પછવાડે તે સમન પોહોંચ્યાની સહી કરવી જોઇએ.

**ટીકા**—એક કામમાં અમદાવાદના ફુલપાવર માજીસ્ટ્રેટે એક સખસને અમુક દીવસે દસ વાગતાં હાજર રહેવાને સમન કર્યા છતાં તે હાજર થયો નહીં, તેથી તેના ઉપર પીનલકોડ કલમ ૧૭૪ પ્રમાણે ગુન્હો ઠરાવી તેને શિક્ષા કરવામાં આવી હતી પણ સેશન જડજે આ કામ હાઇકોર્ટના હુકમ માટે મોકલ્યું એવા કારણથી કે માજીસ્ટ્રેટના પ્રોસીડીંગ અને રીપોટ ઉપરથી એમ જણાય છે કે સમનની નકલ તોહોમતવાળાને આપી નહોતી ફકત બતાવી હતી અને તેના ઉપર તેને સહી કરવાનું કહેવાથી સહી કરી આપી હતી, આ કામમાં હાઇકોર્ટે એમ ઠરાવ્યું કે ફકત સમન બતાવ્યાથી પુરી બજાવણી થઈ છે એમ કહેવાય નહી કેમકે અસલ કે તેની નકલ તેને આપવી જોઇતી હતી અગર આપવા માંડવી હતી તેથી તોહોમત અને શિક્ષા રદ કરવામાં આવી છે સરકાર વિરૂદ્ધ કરશનલાલ દાનતરામ. મુ. હા. કો. રા. વાલ્યુમ ૫ પ્ર. ૨૦

એક સેટલમેન્ટ ઓફીસરને માજીસ્ટ્રેટનો અધિકાર હતો; સેટલમેંટ ઓફીસર તરીકે તેણે એક માણસને પોતાની કોરટમાં હાજર થવાનો સમન કરયો, તે માણસ હાજર થયો નહી તેથી આફીસરે માજીસ્ટ્રેટની રીતે પીનલકોડ કલમ ૧૭૪ ને આધારે તે માણસપર તોહોમત મુકી તેનો ઈનસાફ પોતે કરી તેનો ગુન્હો સાબીત કર્યો તે પ્રકરણ સેસન જડજે હાઇકોર્ટના અભિપ્રાય માટે મોકલ્યું તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે જુના પ્રોસાંજરની કલમ ૪૭૧ અને ૪૭૩ જોતાં આ તોહોમત ગેરેકાયદેસર છે, સરકાર વિરૂદ્ધ સુખરી, અલ્હાબાદ હા. કો. રી. વાલ્યુમ. ૨ પ્ર. ૪૦૫.

ઘરના જે ઓરડામાં પ્રતીવાદી હોય તે ઓરડાના બારણામાંના કાણામાં સમનની નકલ નાખી અને પ્રતીવાદીને એમ કહેવું કે એ સમનની નકલ છે તો તે પ્રતીવાદી ખુદને સમન પોહોંચાડયો છે એમ ગણાય નહી, નેલસન.

એક કામમાં પ્રતીવાદીના ચાકરે બગીચાની દીવાલ ઉપર જે ટોપલી લટકાવેલી તે ટોપલીમાં એક માણસે સમનની નકલ મુકી અને તે મુકનારને પ્રતીવાદીના ચાકરે કહ્યું કે તે નકલ લઈજા મારે નથી જોઈતી એમ સમન મુકનારે સાંભળ્યું અને ચાકરે પાછળથી સમન મુકનારને એમ કહ્યું કે મેં એ સમન ખુદ પ્રતીવાદીને આપ્યો છે આ કામમાં એમ ઠરાવ થયો કે એ સમન ખુદ પ્રતીવાદીને પોહોંચાડયો છે એમ કહેવાય નહી, ગોગસ વિ, હટીંગ, ટાવર. ૧૨ એમ અને ડબલ્યુ. ૫૦૩

પ્રતીવાદીની સ્ત્રીને અથવા તેના કોઈ પ્રસિદ્ધ એજંટને સમન આપવો તે સમન યોગ્ય રીતે બજાવ્યો છે એમ કેહેવાય નહી કીથ વિ. ડાનીગલ, ૨ ડી, પિ, સી. ૨૫૭ જોકે એજંટે સમન પ્રતીવાદીને પોહોંચાડવાનું કબુલ કર્યું હોય તો તેણે યોગ્ય બજાવણી કરી કહેવાય નહી ડેવીઝવી. મોરગન રસિ જે. ૨૩૭.

ઈંગ્લાંડમાં એમ છે કે જો પ્રતીવાદી માગેતો તેને અસલ સમન બતાવવો—એ જરૂરનું છે. એમ બા. એન્ડરસન સાહેબે ઠરાવ્યું છે. ગોગ્ઝ વિ. હંટીંગલટાવર ૧૨ એમ અને ડબલ્યુ. ૫૦૩ પ્રતીવાદી સમનની નકલ લેવાની ના પાડે તો તેના ખરેખર કબજામાં તે આપવાની જરૂર નથી તે કેવા પ્રકારનો છે તે જણાવી, તે સમન તેની સમક્ષ નાખવો એ બસ છે, રેડાપાથ, બ્યુલીઅમ્સ ૩ બાગ ૪૪૩, ૧૧, મું, ૩૩૩ તેની વિરૂદ્ધ આલડેડ વિ, હિકસપટોન્ટ. ૧૮૬. પણ ઉપર પ્રમાણે પ્રતીવાદીના સમક્ષ એવી રીતે નાખવો કે તેને ખુદને સમન પોહોંચાડયા વિષેના નીયમ લાગુ પડે. એક સખસ ઘરના મેડાની બારીએ ઉભો હતો ત્યારે બજાવનાર જે ઘર બાહાર હતો તેણે તેને બોલાવ્યો અને કહ્યું કે તારા ઉપર સમન છે એમ કહી સમનની નકલ તેને વંચાવવા સારૂ ઊંચી ધરી અને તેની સ્ત્રીની સમક્ષ નીચે નાખી તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે, સમનની યોગ્ય બજાવણી થઇ નથી, હાથ. વી. વ્હાઈટ. ૨. ડી, અને એલ ૪૦ નેલશન.

**જ્યારે પોહોંચ મળી શકે નહી ત્યારે શું કરવું.** ૭૧. ૬૯ મી અને ૭૦ મી કલમમાં કહેલી સહી લટતી મેહેનત કરતાં ન મળે, તો જે ઘરમાં અથવા ઘરવાડીમાં સમન કરેલો સખસ ઘણુ કરીને રેહેતો હોય તે ઘરના અથવા ઘરવાડીના કોઇ પ્રસિધ ભાગ ઉપર તે સમનની એક ડુપ્લિકેટ સમન બજાવનારા અમલદારે ચોડવી અને પછી તે સમન યોગ્ય રીતે બજાવ્યો છે એવું સમજવામાં આવશે.

**સરકારના અથવા રેલવે કંપનીના નોકર ઉપર સમન શી રીતે બજાવવો.** ૭૨ સમન કરેલો સખસ સરકારની અથવા કોઇ રેલવે કંપનીની નોકરીમાં કામગીરીમાં હોય, ત્યારે જે કોરટે સમન કહાડયો હોય તે કોરટે તે સમન સાધારણ રીતે, જે કચેરીમાં સદરહુ સખસ નોકરીએ રહેલો હોય તે કચેરીના ઉપરી ઉપર ડુપ્લિકેટ મોકલવો જોઈએ; અને પછી સદરહુ ઉપરીએ ૬૯ મી કલમમાં ઠરાવેલી રીતે તે સમનની બજાવણી

કરાવવી, અને તે કલમથી ફરમાવેલા શેરા સાથે તે સમન તે કોરટની ઉપર પાછો મોકલવો જોઇયે.

સ્થાનીક સીમાની બહાર સમન શી રીતે બજાવવો.

૭૩ જ્યારે કોઇ કોરટે કહાડેલો સમન પોતાની હકુમતની સ્થાનિક સીમાની બહાર કોઇપણ જગાએ બજાવવો એવી તે કોરટની મરજીહોય ત્યારે સાધારણ રીતે કોરટે તે સમન જે માજીસ્ત્રેટની હકુમતની સ્થાનીક સીમામાં સમન કરેલો સખસ રેહેતો હોય અથવા હોય તે માજીસ્ત્રેટને, ત્યાં બજાવવા સારૂ. ડુપ્લિકેટ મોકલવો જોઈએ.

**ટીકા**—આ કલમ નવી છે. સને ૧૮૪૦ ના આકટ ૨૩ ની કલમ ૧ ઉપરથી આ કલમ ઘડવામાં આવી છે. આ કલમની ખરેખરી ખુટ હતી વારંટો કોરટની સ્થાનીક હકુમત બાહાર બજાવણી માટે મોકલતા. સમન્સ હકુમત બહાર બજાવવા માટે સને ૧૮૭૨ ના ૧૦ મા આકટમાં નહોતું. હવે આ અગવડ દુર થઈ છે.

સદરહુ બાબતોમાં તથા જ્યારે સમન બજાવનારો અમલદાર હાજર નહોય ત્યારે બજાવણીની સાબીતી,

૭૪ જ્યારે કોઇ કોરટે કાહાડેલો સમન પોતાની હકુમતની સ્થાનિક સીમાની બહાર બજાવ્યો હોય ત્યારે, અને જે અમલદારે સમન બજાવ્યો હોય તે અમલદાર મુકદમાની સુનાવણી વખતે હાજર ન હોય તેવે હરકોઈ પ્રસંગે સદરહુ સમન બજાવ્યોછે એવી કોઇ માજીસ્ત્રેટની આગળ કરેલી આફિડેવીટ, અને જે શખસને સદરહુ સમનની એક ડુપ્લિકેટ પ્રત આપી હોય અથવા આપવા માટે કહાડીને લો એમ કહ્યું હોય અથવા જેને તે પ્રત સોંપી હોય તે સખસે (૬૯ મી અથવા ૭૦ મી કલમથી ઠરાવેલી રીતે) શેરા લખી આપેલી એવી પ્રત પુરાવામાં ગ્રાહ્ય થશે. અને તેમાં લખેલા મજકુરની વિરૂધ સાબીતી આપવામાં નહી આવશે તો અને આપવામાં આવતાં સુધી તે મજકુર ખરો છે એમ સમજવું.

આ કલમમાં કહેલી આફીડેવીટ સદરહુ સમનની ડુપ્લિકેટ પ્રત સાથે જોડીને સદરહુ કોરટને મોકલી શકાય.

## બ—પકડવાનું વારંટ.

પકડવાનાં વારંટનો નમુનો.

૭૫ આ કાયદા પ્રમાણે કોઇ કોરટે કાહાડેલું દરેક પકડવાનું વારંટ લખેલું હોવું જોઇએ અને ઉપર તે કોરટના પ્રમુખ અમલદારે અથવા માજીસ્ત્રેટોની બેંચ હોય ત્યારે, તે બેંચના કોઇપણ મેંબરે સહી કરવી જોઇએ; અને તે ઉપર કોરટની મોહોર કરવી જોઇએ.

પકડવાનું વારંટ ક્યાં સુધી અમલમાં રહેશે,

જે કોરટે તે વારંટ કહાડયું હોય તેણે જ્યાં સુધી તે રદ કરયું નથી ત્યાં સુધી, અથવા તે બજાવવામાં આવે ત્યાં સુધી, તે દરેક વારંટ અમલમાં રેહેશે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૫૯ ના પેહેલા પેરેગ્રાફને બદલે ઘડવામાં આવી છે. દરેક વારંટ લખેલું હોવું જોઇએ એટલે કે આ કાયદાની કલમ ૪થીમાં "લખેલા" શબ્દની વ્યાખ્યા બતાવી છે તેવા કોઇ પણ પ્રકારનું હોવું જોઇએ.

વારંટના નમુના માટે જુઓ આ કાયદાના પરિશિષ્ટ ૫ નો નમુનો ૨ જો.

આ કલમ પ્રમાણે કાઢેલા વારંટ ઉપર કોરટો હોવી જોઇએ. જે સખસને પકડવાનો

છે તે ઓળખાય તેવી જરૂરની હકીકત તેમાં બતાવવી જોઇએ કે જેથી કરીને તેને ઓળખવા મુસ્કેલી પડે નહી, તે વારંટ કાઢનાર અમલદારે પોતાનું નામ અને સરકારી હોદો પણ પુરો લખવો જોઈએ. ઉપર કહેલી એક પણ હકીકતની ખામી હોય તો વારંટ ગેરકાયદે કાઢેલું કહેવાય—જોન્સટેરટીંગ્સના કામમાં મુબાઇ હાઇકોરટ રીપોર્ટ વા. ૯ પ્ર. ૧૫૪ તા૦ ૨૦ જાનેવારી સને ૧૮૭૨.

જે હકીકત ઉપરથી વારંટ કાઢવામાં આવે તે હકીકત ઉપરથી તોહોમતદારે કરેલું કત્ય ગુન્હો નથી એવું જણાય તો પણ વારંટ કાઢવામાં આવે તો તે વારંટ ગેરકાયદે કાઢેલું કહેવાય—બીંદુ મુખી દેવીના કામમાં બંગાળા રીપોર્ટ વા. ૬ પ્ર. ૧૨૯.

વારંટ કાઢતી વખતે કાઢનાર અમલદાર બ્રીટીશ હકુમતમાં હોવો જોઈએ એવી કાંઇ જરૂર નથી. પરહદમાં તેનું મુકામ હોય તો ત્યાંથી પણ વારંટ કાઢી શકે છે—રાણી વિરૂધ લખાંયા કાલીયા, ઇંડીયન લા રીપોટ મુંબઇ વા. ૧ પ્ર, ૩૪૦.

કોરટ તારણ લેવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૭૬ હરકોઈ સખસને પકડવા સારૂ વારંટ કહાડનારી હરકોઈ કોરટની નજરમાં આવે તો તે કોરટ સદરહુ વારંટ ઉપર શેરો લખીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે જો સદરહુ સખસ કોઇ અમુક વખતે અને પછી કોરટ બીજી રીતે ફરમાવે ત્યાં સુધી તે કોરટની આગળ હાજર રહેવા સારૂ જોઇએ તેટલા જામીન સાથે એક ખત કરી આપે, તો જે અમલદારના નામનું તે વારંટ કર્યું હોય તે અમલદારે સદરહુ તારણ લેવું અને સદરહુ શખસને પેહેરામાંથી છુટો કરવો.

સદરહુ શેરામાં હેઠળ કહેલી બાબતો લખવી, (અ) જામીનોની સંખ્યા, (બ) તેમણે તથા જે સખસને પકડવા સારૂ તે વારંટ કહાડેલું હોય તેણે જે રકમનો મુચરકો કરી આપવો તે. તથા (ક) જે વખતે તેણે કોરટની આગળ આજર રહેવું તે

ખત રવાના કરવું.

જ્યારે આ કલમ પ્રમાણે તારણ લેવામાં આવે ત્યારે જે અમલદારના નામનું સદરહું વારંટ કરયું હોય તે અમલદારે સદરહુ ખત સદરહુ કોરટની ઉપર રવાના કરવું.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૬૦ ને બદલે રચવામાં આવી છે. પણ આ કલમનો બાજો પારેગ્રાફ જે જામીનોની સંખ્યામાં કેટલી રકમના જામીન વીગેરે હકીકતનો છે તે નવો દાખલ કરયો છે. એ અગત્યનો સુધારો થયો છે.

વારંટ પાછળ શેરો કરવાના નમુના માટે જુઓ પરીશિષ્ટ ૫ માહ્યા નમુના ૨ જાનો ભાગ ૨ જો.

વારંટ કોનાં નામનાં લખવાં.

૭૭ પકડવાનું વારંટ ઘણું કરીને એક અથવા વધારે પોલીસ અમલદારના નામનું કાઢવું જોઇએ, અને જ્યારે તે વારંટ કોઇ પ્રેસિડેંસી માજીસ્ટ્રેટે કહાડયું હોય, ત્યારે તે હમેશાં તે પ્રમાણે કાઢવું જોઇએ પણ સદરહુ પ્રકારનું વારંટ કહાડનારી બીજી કોઇ પણ કોરટ, જો તે તાબડતોબ બજાવવાની જરૂર હોય અને કોઇ પોલીસ અમલદાર તુરત મળતો ન હોય તો, બીજા કોઈ પણ નામનું કાઢવાને મુખ્યાર છે. અને સદરહુ સખસે અથવા સખસોએ તે વારંટ બજાવવું જોઇએ.

ઘણા સખસોનાં નામનું એક વારંટ

જ્યારે કોઈ વારંટ એક કરતાં વધારે અમલદારોના અથવા સખસોના નામનું કહાડયું હોય ત્યારે તે સઘળા, અથવા તેઓમાંથી ગમે તે એક અથવા વધારે અમલદારો અથવા સખસો તે વારંટ બજાવવાને મુખત્યાર છે,

વારંટો જમીનદારો વગેરેનાં નામનાં લખવાનો અધિકારછે.

૭૮ કોઇ જીલ્લા માજીસ્ત્રેટ પોતાના જીલ્લામાં અથવા કોઇ પેટા તુકડી માજીસ્ત્રેટ પોતાની પેટા તુકડીમાં હરકોઇ જમીનદારનાં અથવા જમીનના ઈજારદારનાં અથવા વહીવટદારનાં નામનું વારંટ તકસીરવાર ઠરેલો હરકોઈ સખસ નાશી ગયો હોય તેને અથવા જે ગુન્હેગાર બાબત જાહેરનામું કાહાડયું હોય તે ગુન્હેગારને અથવા કોઇ શખસ ઉપર જામીન લઈ નહીં શકાય એવા કોઇ ગુન્હાનું તોહોમત આવ્યું હોય, અને તે તેની પાછળ લાગનારાના દાવમાંથી છટકી ગયો હોય તો તેને પકડવા સારૂ કાહાડવાને મુખત્યાર છે.

સદરહુ જમીનદારે, અથવા ઈજારદારે અથવા વહીવટદારે તે વારંટની પોહોંચ લખીને આપવી, અને જે શખસને પકડવા સારૂ તે વારંટ કાહાડયું હોય તે શખસ પોતાની જમીનમાં અથવા ઈજારાની જમીનમાં અથવા પોતાના હવાલા માંહેની જમીનમાં હોય, અથવા પેસે તો તેણે તે વારંટ બજાવવું.

જે શખસની ઉપર સદરહુ વારંટ કાહાડયું હોય તે શખસ પકડાય ત્યારે તેને વારંટ સુધાં પાસેમાં પાસેના પોલીસ-અમલદારને સ્વાધીન કરવો, અને ૭૬મી કલમ પ્રમાણે તારણ નહીં લીધું હોય તો, તેને તે કામમાં હકુમતવાળા માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો.

પોલીસ-અમલદારનાં નામનું વારંટ

૭૯ જે પોલીસ-અમલદારનાં નામનું કોઈ વારંટ કાહાડેલું હોય તે પોલીસ-અમલદાર અથવા જે અમલદારનું નામ તે વારંટની પાછળ લખ્યું હોય તે અમલદાર તે વારંટની પાછળ બીજા જે પોલીસ અમલદારનું નામ લખે તે પોલીસ-અમલદાર પણ તે વારંટ બજાવવાને મુખત્યાર છે.

વારંટનો સાર જાહેર કરવો.

૮૦ પકડવાનું વારંટ બજાવનારા પોલીસ-અમલદારે અથવા બીજા સખસે જે સખસને પકડવો હોય તે સખસને તે વારંટનો સાર જણાવવો; અને તે સખસ કહે તો તેને તે વારંટ બતાવવું.

પકડેલા સખસને વગર ઢીલે કોરટનીઆગળ આણવો.

૮૧ પકડવાનું વારંટ બજાવનારા પોલીસ-અમલદારે અથવા બીજા સખસે નકામી ઢીલ ન કરતાં (જામીન સબંધી ૭૬ મી કલમના ઠરાવોને અનુસરીને) જે કોરટની આગળ કાયદા પ્રમાણે તે પકડેલા સખસને રજુ કરવો જોઇએ તે કોરટની આગળ તેને આણવો.

વારંટ ક્યાં બજાવવાનો અધિકાર છે.

૮૨ પકડવાનું વારંટ બ્રિટિશ ઈંડિયામાં કોઇપણ જગાએ બજાવવાનો અધિકાર છે.

હકુમતની બહાર બજાવવા માટે માજીસ્ત્રેટને મોકલેલું વારંટ.

૮૩ જ્યારે કોઇ વારંટ કહાડનારી હકુમતની સ્થાનીક સીમાની બહાર તે વારંટ બજાવવું હોય, ત્યારે સદરહું કોરટ તે વારંટ કોઇ પોલીસ-અમલદારનાં નામનું કહાડવાને બદલે જે માજીસ્ત્રેટની અથવા પોલીસ-કમીશનરની હકુમતની સ્થાનિક હદમાં તે વારંટ બજાવવું હોય તે માજીસ્ત્રેટને અથવા પોલીસ-કમીશનરને સદરહું વારંટ ટપાલ મારફતે અથવા બીજી રીતે મોકલવાને મુખત્યાર છે.

જે માજીસ્ત્રેટને અથવા કમીશનરને સદરહુ વારંટ સદરહુ પ્રમાણે મોકલ્યું હોય તેણે

તેની પાછળ પોતાનાં નામની સહી કરવી, અને પોતાની હકુમતની સ્થાનિક હદની અંદર બજાવી શકાતું હોય તો, તે વારંટની બજાવણી કરવી.

હકુમતની બહાર બજાવવા સારૂ પોલીસ-અમલદારનાં નામનું વારંટ.

૮૪ જ્યારે કોઈ પોલીસ અમલદારનાં નામનું કહાડેલું વારંટ જે કોરટે તે વારંટ કહાડયું તે કોરટની હકુમતની સ્થાનિક હદની બહાર બજાવવું હોય, ત્યારે જે માજીસ્ત્રેટની અથવા જે અમલદારના હવાલામાં કોઇ થાણું હોય તે અમલદારના કરતાં ઉતરતા દરજ્જાનો ન હોય એવા જે પોલીસ-અમલદારની હકુમતની સ્થાનિક હદમાં તે વારંટ બજાવવું હોય તે માજીસ્ત્રેટની અથવા પોલીસ–અમલદારની પાસે સહી કરાવવા સારૂ તેણે તે વારંટ સામાન્યતઃ લઇ જવું.

સદરહુ માજીસ્ત્રેટે અથવા પોલીસ–અમલદારે તે વારંટની પાછળ પોતાનાં નામની સહી કરવી, અને સદરહુ સહી ઉપરથી, જે પોલીસ અમલદારનાં નામનું સદરહુ વારંટ કહાડયું હોય તે પોલીસ–અમલદારને તે વારંટ સદરહુ હદમાં બજાવવાનો પુરતો અધિકાર મળશે અને સદરહુ અમલદાર કહે તો સ્થાનિક પોલીસે તેને સદરહુ વારંટ બજાવવામાં મદદ કરવી.

જે માજીસ્ત્રેટની અથવા પોલીસ-અમલદારની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ વારંટ બજાવવું હોય તે માજીસ્ત્રેટની અથવા પોલીસ-અમલદારની સહી મેળવવાથી જે ઢીલ થાય તેથી સદરહુ બજાવણી થતી અટકશે. એવું માનવાનું જ્યારે કારણ હોય ત્યારે જે પોલીસ અમલદારના નામનું તે વારંટ કહાડયું હોય તે પોલીસ-અમલદાર તે વારંટ કહાડનારી કોરટની હકુમતની સ્થાનિક હદની બહાર કોઇપણ જગામાં સદરહુ સહી લીધા વગર તે વારંટ બજાવવાનો મુખત્યાર છે.

આ કલમ કલકત્તા તથા મુંબઇ એ શેહેરોમાં પોલીસને લાગુ છે.

જે સખસની ઉપર વારંટ કહાડયું હોય તેને પકડયા પછી શું કરવું.

૮૫ જ્યારે પકડવાનું કોઇ વારંટ, જે જીલ્લામાં તે વારંટ કહાડયું હોય તેની બહાર બજાવ્યું હોય, ત્યારે જે કોરટે તે વારંટ કહાડયું હોય તે કોરટ પકડવાની જગાથી વીસ મૈલની અંદર ન હોય તો અથવા જે માજીસ્ત્રેટની અથવા પોલીસ કમીશનરની હકુમતની સ્થાનિક હદમાં પકડવાનું કામ કર્યું હોય તે માજીસ્ત્રેટ અથવા પોલીસ કમીશનર કરતાં સદરહુ કોરટ પાસે ન હોય તો, અથવા ૭૬ મી કલમ પ્રમાણે તારણ લીધુ ન હોય તો પકડેલા સખસને સદરહુ માજીસ્ત્રેટની અથવા કમીશનર આગળ લઇ જવો.

પકડેલા સખસને જે માજીસ્ત્રેટની આગળ આણ્યો હોય તેણે શું કરવું.

૮૬. જે કોરટે સદરહુ વારંટ કહાડયું હોય તેણે જે સખસ ધારેલો તેજ પકડેલો સખસ છે એવું જણાય, તો સદરહુ માજીસ્ત્રેટે અથવા કમીશનરે તે સખસને પેહેરામાં આપીને સદરહુ કોરટની પાસે લઈ જવાનું ફરમાવ્યું પણ એવું ઠરાવવું કે જો જામીન લઇ શકાય એવો ગુન્હો હોય, અને તે સખસ સદરહુ માજીસ્ત્રેટની અથવા કમશીનરની ખાત્રી લાયક જામીન આપવાને તૈયાર તથા રાજી હોય, અથવા ૭૬ મી કલમ પ્રમાણે વારંટ ઉપર શેરો લખીને હુકમ કરેલો હોય, અને તે સખસ સદરહુ હુકમથી ફરમાવેલું તારણ આપ-

વાને તૈયાર તથા રાજી હોય, તો તે માજીસ્ત્રેટે અથવા કમિશનરે સદરહુ જામીન અથવા તારણ, જેમ હોય તેમ લેવું અને જે કોરટે વારંટ કાહાડયું હોય તેની ઉપર તે ખત રવાના કરવું.

આ કલમ માંહેના કોઈપણ મચકુરથી કોઈ પોલીસ-અમલદારને ૭૬ મી કલમ પ્રમાણે તારણ લેવાની મના છે એમ સમજવું નહી,

ટીકા. મુંબઇ ઇલાકામાં ડીપોટી પો. સુપ્રાન્ટેન્ડેન્ટો અને આ. પો. સુપ્રીન્ટેન્ડેન્ટોને આ કલમ પ્રમાણે અમલ કરવાને સત્તા આપવામાં આવી છે સને ૧૮૭૩ના ગેઝીટનું પાનુ ૪૩૯ જુઓ.

### ક—જાહેરનામુ તથા જપ્તી.

નાહાશી જનારા શખસનીબાબત-માંજાહેરનામું.

૮૭. જો કોઇ કોરટને (પુરાવો લીધા પછી કે પેહેલાં એમ માનવાનું કારણ હોય કે જે શખસની ઉપર પોતે વારંટ કાહાડયું છે તે શખસ નાહાસી ગયો છે અથવા સંતાઇ જાય છે તેથી સદરહુ વારંટ બજાવી શકાય એમ નથી તો સદરહુ કોરટ એક લખેલું જાહેરનામું પ્રસીધ કરીને તેમાં સદરહુ શખસને કોઇ મુકરર કરેલી જગાએ તથા કોઇ મુકરર કરેલી મુદતે હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે, તે મુદત સદરહુ જાહેનરામું પ્રસિદ્ધ કર્યાની તારીખથી ત્રીસ દીવસ કરતાં ઓછી ઠરાવવી નહી.

તે જાહેરનામું હેઠળ લખ્યા પ્રમાણે પ્રસિધ્ધ કરવું:—

(અ) જે શેહેરમાં અથવા ગામમાં સદરહુ શખસ ઘણું કરીને રેહેતો હોય તે શેહેરની અથવા ગામની કોઇ પ્રસિધ્ધ જગામાં તે જાહેરનામું જાહેર રીતે વાંચવું;

(બ) તે શખસ જે ઘરમાં અથવા ઘરવાડીમાં ઘણું કરીને રેહેતો હોય તે ઘરના અથવા ઘરવાડીના કોઈ પ્રસિધ ભાગપર અથવા સદરહુ શેહેરની અથવા ગામની કોઇ પ્રસિધ જગાપર તે જાહેરનામું ચોહોડવું;

(ક) અને તે જાહેરનામાંની એક નકલ તે કોરટના મકાનના કોઇ પ્રસિધ ભાગપર ચોહોડવી;

તે જાહેરનામુ કોઇ અમુક દિવસે યોગ્ય રીતે પ્રસિધ કરયું હતું એ મુજબ એ જાહેરનામુ કાહાડનારી કોરટે મચકુર લખ્યો હોય તે મજકુર હેઠળ લખેલી બાબતોનો નિર્ણયકારક પુરાવો છે એમ સમજવું. એટલે, આ કલમથી ફરમાવેલી વાતોનો અમલ કરવામાં આવ્યો છે, અને તે જાહેરનામું સદરહુ દિવસે પ્રસિધ કરયું હતું.

ટીકા. આ કલમ પ્રમાણે અમલ કરતી વખતે એટલું તો સારી રીતે યાદ રાખવું જોઇએ કે ગુન્હો થયો તે અરસામાં શકવાળો માણુસ ઘર છોડી જતો રહયો છે કે નહીં એવું અને જતો રહયો હોયતો તે હકીકત તે શખસોને ઇનસાફથી બચી જવાનો ઇરાદો હતો એવો અનુમાની પુરાવો છે. માણુસ પોતાનુ રેઠાણુ ઘણા કારણોસર છોડે છે તેનો નાશી જવાનો ઇરાદો હોવાની કોરટની પ્રોસેસ ન બજાવવા દેવાનો અથવા બીજા કોઇ ગુન્હાની તપાસ ન થવા દેવાનો પણ હોય ગુન્હેગાર પોતાની ઉપર જે તોહોમત ખરેખરૂ આવેલું છે તે તોહમતમાંથી બચી જવાને નાશી ગયો છે એવા સ્પષ્ટ સાબીતી હોય ત્યારે તે જો કે ઘણો મજબુત પુરાવો ગણાય તોપણ કોઇ પણ રીતે તે ગુન્હો સાબીત ગણવાને બસ નથી વળી એમ માલમ પડયું હોય કે ઘણી શક ભરેલી અને અપ્રમાણ્ય હકીકત મારી સામે પુરાવામાં આવવાની છે અગર મારા બચાવ સારૂ કાયદેસર સલાહ મને મળી શકશે

નહી અગર જબરા અને પઇસાદાર માણુસોએ મને ખરાબ કરવાનો ઠરાવ કર્યો છે અથવા મારી સામે જુઠી સાક્ષિ પુરવાને વાસ્તે સાક્ષિઓને લાંચ મળી છે આ પ્રમાણે એવાં એવાં કારણો દરેક જગાએ અને દરેક વખતે ધ્યાનમાં લેવાં જોઈએ. ઇનસાફમાંથી બચી જવાને નાશી જવું તે હકીકત હમેશાં અગત્યની ગણી ધ્યાનમાં લેવાય અને બીજી હકીકતનાં સાથે ગુન્હાની સાબીતીનો મજબુત પુરાવો ગણાય પણ બીજા અનુમાની પુરાવ શિવાય અમુક અથવા નિશ્ચત હોઇ શકે નહીં ત્યારે સદરહુ બાબત અમુક અથવા નીશ્ચત છે એમ ગણવું તે ખોટુ અને ભય ભરેલું છે.—એષ્ટલા ઓન એવીન્ડસ ૩૨૦ થી ૩૨૪.

આ કલમ ફક્ત પક્ષકારોનેજ લાગુ પડે છે, શાક્ષિને લાગુ પડતી નથી-હુસેન મનજી ૮ વુ. રી. કી, રૂ. ૭૦

માજીસ્ત્રેટે જાહેરનામું કરતાં પહેલાં કોઇ પક્ષકાર નાશી ગયા વિશે ખાત્રી કરવી જોઇએ એવો કાંઇ ધારો નથી.

વારંટ બજાવનાર અમલદારે કેવી રીતે વારંટ બજાવ્યું છે તે બાબત તપાસ કરવાને માટે પોતાની ખાત્રી થવા માજીસ્ત્રેટે પ્રોસેસ કાઢવી-રાણી વિરૂધ બાંસોનાથ સરકાર ૩ વુ. રી. ૭૩.

આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૭૧ અને ૩૫૨ ના પહેલા પેરેગ્રાફને બદલે ઘડવામાં આવી છે. ધ્યાનમાં રાખવાનું છે કે જે ગુન્હા માટે વારંટ નીકળેલું હોય તેવાજ કામમાં આ કલમનો અમલ થઈ શકે છે. સમન નિકળેલો હોય તેવા કેસમાં થઈ શકતો નથી. એકલા તહોમતદારોજ માટે આ કલમ નથી પણ શાહેદો પર વારંટ નિકળ્યા છતાં જાણી જોઇ નાશી જાય તે તેને માટે પણ આ કલમ છે.

આ કલમ પ્રમાણેના જાહેરનામાં કાઢવા માટેના નમુના માટે જુઓ આ કાયદાના પરીશિષ્ટ ૫ નો નમુનો ૪-૫

આવાં જાહેરનામાં હરકોઇ માજીસ્ત્રેટ જેમની પાસે એ કેસ ચાલતો હોય તેઓ કાઢી શકે છે. જુઓ આ કાયદાના પરિશિષ્ટ ૩ નો વિભાગ ૧ લો રકમ ૩.

નાહાસી જનારા શખસનીમિલકત જપ્તકરવાબાબત.

૮૮. ૮૭ મી કલમ પ્રમાણે જાહેરનામુ કહાડવા પછી જે શખસ બાબત તે જાહેરનામું કહાડયું હોય તે શખ્સની જંગમ અથવા સ્થાવર મીલકત અથવા એ બંને મિલકત જપ્ત કરવાનું ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.

તે હુકમ જે જીલ્લામાં કરયો હોય તે જીલ્લામાં સદરહુ સખસની કોઇ પણ મિલકત જપ્ત કરવાનો અખત્યાર તે હુકમ ઉપરથી છે એવું સમજવું; અને સદરહુ જીલ્લાની બાહાર સદરહુ સખસની કોઈ પણ મિલકત જપ્ત કરવાનો અખત્યાર, જે જીલ્લા માજીસ્ત્રેટના જીલ્લામાં સદરહુ મિલકત આવેલો હોય તે જીલ્લા માજીસ્ત્રેટ તે હુકમ પાછળ સહી કરશે એટલે તે હુકમ ઉપરથી છે એવું સમજવું.

જે મિલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હોય તે મિલકત લેહેણું હોય અથવા બીજી જંગમ મિલકત હોય તો આ કલમ પ્રમાણે કરવાની જપ્તી હેઠળ લખ્યા મુજબ કરવી એટલે,—

(અ) પકડીને; અથવા

(બ) ઉપજ વસુલ કરનાર નીમીને; અથવા

(ક) જે સખસ બાબત જાહેરનામુ કહાડયું હોય તે સખસને અથવા તેની તરફથી કોઇને પણ સદરહુ મિલકત સ્વાધીન કરવાની મના કરવા બાબતનો લેખી હુકમ કરીને; અથવા

(ડ) કોરટને યોગ્ય લાગે તે પ્રમાણે સદરહુ પ્રકારની સઘળી અથવા કોઇપણ બે રીતે.

જે મિલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હોય તે મિલકત સ્થાવર હશે, ત્યારે આ કલમ પ્રમાણે કરવાની જપ્તી, સરકારને મેહેસુલ ભરનારી જમીન હોય તો, જે જીલ્લામાં તે જમીન આપેલી હોય તે જીલ્લાના કલેકટરની મારફતે કરવી, અને બીજી સઘળી બાબતોમાં હેઠળ લખ્યા પ્રમાણે કરવી.

( ઈ ) કબજે લઇને અથવા;

( ફ ) ઊપજ વસુલ કરનાર નીમીને; અથવા.

( ગ ) જે સખસ બાબત જાહેરનામું કાહાડયું હોય તે સખસને અથવા તેની તરફથી કોઇને પણ ભાડુ અથવા ગણોત આપવાની અથવા મિલકત સ્વાધીન કરવાની મના કરવા બાબતનો લેખ હુકમ કરીને; અથવા

( હ ) કોરટને યોગ્ય લાગે તે પ્રમાણે સદરહુ પ્રકારની સઘળી અથવા કોઈપણ બે રીતે.

દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૩૬ મા બાબ પ્રમાણે નિમેલા ઉપજ વસુલ કરનારા જે અધિકાર, કામ તથા જવાબદારી હોય તેજ અધિકાર કામ તથા જવાબદારી આ કલમ પ્રમાણે નિમેલા ઉપજ વસુલ કરનારની છે એમ સમજવું.

જે સખસ બાબત જાહેરનામું કહાડયું હોય તે સખસ જો જાહેરનામામાં લખેલી મુદતમાં હાજર ન થાય તો તે જપ્તીવાળી મિલકત ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થશે પણ જપ્તીવાળી તારીખથી છ મહીના પુરા થતા સુધી તે મિલકત વેચવી નહી પણ તે મિલકત બગડી જાય તેવી હોય અથવા તે વેચાણથી માલીકને ફાયદો થશે એમ કોરટની નજરમાં આવે તો, એ બંને પ્રસંગે કોરટને જ્યારે યોગ્ય લાગે ત્યારે તે સદરહુ મિલકત વેચાવવાને મુખત્યાર છે.

**ટીકા**—જેની મીલકત જપ્ત કરી હોય, તે હાજર હોય તો એ જપ્તી શા માટે નહી કરવી તેનું કારણ બતાવવા કહેવું જોઈએ તેમ કરયું ન હોય તો જપ્તી રદ થાય—જંદુસીંગ ૫ વી. રી. પ્ર. ૮

જેને માટે જાહેરનામુ કહાડવામાં આવ્યું તે સખસ હાજર થાય તો પછી જપ્તી નહી કરવી જોઇએ તે હાજર થાય તે પહેલાં કીંવા તેને પકડી લાવવામાં આવે તે પહેલી જપ્તી થાય, હાજર થાય તો પછી આ કલમ કાંઇ પણ બીજી શિક્ષા માટે નથી હાજર થવાની જરૂર પાડવા માટેની છે—રામકીસોર સેન વીકલી રીપોર્ટ ૧૯ પ્ર. ૧૪

માજીસ્ત્રેટોએ આ કલમનો અમલ કરતાં બહુ સાવચેત રહેવાનું છે કેમકે આ કલમનો અમલ કરતાં બીજા સખસોના કબજાને હરકત લાવવી નહી જોઈએ. નાસી જનાર સખસની તે મીલકત હોય તોજ તેણે જપ્તી કરવી જોઇએ. ચગરરાય વીકલી રીપોર્ટ ૭ પ્ર. ૩૫

મીલકત સરકાર જપ્ત છે એવું ઠરી ગયું હોય તો પછી સરકારજ તે પાછી આપી શકે છે—બંગાળાની સરકાર વિરૂધ મીરસર વારાજાન ૧૮ વી. રી. પ્ર. ૩૬.

કોઇ નાશી જનાર સખસની મીલકત સને ૧૮૬૧ ના આકટ ૨૫ ની કલમ ૧૮૪ એટલે આ આકટની કલમ ૮૮ પ્રમાણે જપ્ત થઇ હોય અને સરકારના અખ્તીયારમાં છે એટલે એવુ જાહેર થયું હોય અને ફોજદારી કાયદાની કલમ ૧૭૪ સુજબ પછાથી ગુન્હો સાબીત થયો હોય અને અપીલમાં તે બહાલ રહે ત્યારે એમ ઠરાવવામાં આવ્યું છે કે નામદાર હાઇકોર્ટને એ મીલકત વીશે કાંઇ પણ ઠરાવ કરવાની સતા નથી એવી રીતે જપ્ત થએલી મીલકત છોડાવવાને વાસ્તે એક તરફી અરજી કરી અને જુઠી હકીકત જાહેર કરી નામદાર હાઇ-

કાર્ટનો હુકમ મેળવ્યો પણ સરકારની અરજી ઉપરથી નામદાર હાઇકોર્ટે તે હુકમ રદ કર્યો— બંગાળા સરકારની અરજીના કામમાં બેંગાળા રીપોર્ટ વા. ૯ પ્ર. ૩૪૨.

આ કલમમાં કહેલી છ માસની મુદતની અંદર ગુન્હેગારની મિલકત વેચી શકાતી નથી અને તે મુદતની અંદર જો ગુન્હેગાર હાજર થાય તો તે કારણથી જપ્ત થએલી માલકત તેને પાછી મળી શકતી નથી. નાશી ગયેલા સખસના પાછા આવવા પછી મીલકત જપ્ત કરવાનો હુકમ જો પ્રથમથી ન થયો હોય તો થઇ શકે; જપ્તી અને જાહેરનામું કાઢવાનો હુકમ, કાઢવાનો હુકમ કાઢયા પહેલાં ગુન્હેગાર ઇનસાફમાંથી બચી જવાને નાસી ગયો છે એવો સંતોષકારક પુરાવ છે કે નહી તે વિશે માજસ્ટ્રેટે ખાત્રી કરવી જોઇએ.—અબ્દુલ્લહાર વિશ્વનાથ સરકારના કામમાં, ૫ આર૰ જે. પી. જે. ૧૪૨ આગષ્ટ. તા૰ ૧૮ સને ૧૮૬૫.

જો કોઈ માણુસને તેને પકડવાને અને તેની મિલકત જપ્ત કરવા સારૂ કાઢેલી પ્રોસેસ ગેરશીરસ્તે છે એવો વાંધો લેવાનો હોય તો તેણે હાઈકોરટને અરજી કરવા પહેલાં એવી પ્રોસેસ કાઢનાર માજીસ્ટ્રેટને વારંટ બરાબર નથી એમ કારણ બતાવી પોતાને સારૂ અને પોતાની મિલકત છોડવવાને માટે અરજી આપવી જોઇએ—રાણી વાડુંષ. બીસેસરપરસાદ વાવ્યખુણાના પ્રાંતોની હાઇકોરટના રીપોર્ટો. વા. ૨. પૃ. ૪૮૧.

જો ભુલથી અથવા સરત ચુકથી તોહોમતદાર સખસ હાજર થવા પહેલાં મિલકતનો વ્યવસ્થાધિકાર સરકારને મળ્યો એમ જાહેર કર્યું ન હોય તો તે સખસ હાજર થવા પછી એવો હુકમ કરવાનો અધિકાર છે. છ માસનો વખત જે આપ્યો છે તે ફક્ત વેચવાને સારૂ છે. જો તોહોમતદાર બે વરસની અંદર હાજર થાય તો એનું કામ છે કે કોરટની કોસીસની મે હરકત કરી નથી એમ તેણે સાબીત કરવું જોઇએ.—બાંસીનાથ સરકાર વીકલી રીપોર્ટ ૩. પ્રષ્ટ. ૬૩.

જપ્ત કરેલી મીલકત પાછી આપવા બાબત.

૮૯. ૮૮ મી કલમના છેલ્લા પારેગ્રાફ પ્રમાણે જે સખસની મિલકત ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થાય અથવા થયો હોય તે સખસ જે કોરટના હુકમથી તે મિલકત જપ્ત કરી હોય તે કોરટની આગળ જપ્તીની તારીખથી બે વરસમાં પોતાની મેળે હાજર થાય અથવા તેને પકડીને આણવામાં આવે, અને સદરહુ કોરટની ખાત્રી થાય એવી રીતે તે સાબીતી આપે કે પોતાની ઉપર વારંટ બજે નહી એવા હેતુથી પોતે નાસી ગયો અથવા સંતાઇ ગયો નહોતો અને જાહેરનામામાં લખેલી મુદતમાં હાજર થવાનું બની શકે એવી રીતે તે જાહેરનામાની ખબર પોતાને મળેલી નહોતી. તો સદરહુ મિલકત અથવા જો તે વેચી હોય તો તે વેચવાનું નક્કી ઉત્પન્ન, અથવા જો તે મિલકતનો ફક્ત થોડોક ભાગ વેચ્યો હોય તો તે વેચાણનું નક્કી ઉત્પન તથા તે મિલકતનો બાકી રહેલો ભાગ, સદરહુ જપ્તીને લીધે થયેલો સઘળો ખરચ તેમાંથી લીધા પછી તે સખસને સ્વાધીન કરવો.

ટીકા—જ્યારે કોઇ માણુસ આ કલમ પ્રમાણે હાજર થાય ત્યારે તેને પુછવું જોઈએ કે તે નાહાશી ગયો હતો કે સંતાઈ ગયો હતો કે શી રીતે બન્યું હતું. એક કામમાં માજીસ્ટ્રેટે આ કલમ પ્રમાણે પૂછયું નહોતું તે કામમાં માજીસ્ટ્રેટે ચલાવેલું કામ ગેરકાયદે છે એમ ઠરાવી શિક્ષા અને મિલકતનું વેચાણ રદ કર્યા.—શિવદયાળસિંગ ૯ વુ. રી. ૭૯

ઈનસાફમાંથી બચી જવાને કોશીશ નથી કરી એવું બતાવવાના પુરાવાનો બોજો તોહમતદારને માથે છે. જો તેમ કરવાને તેણે યત્ન ન કર્યો હોય તો તેથી તેની મિલકત જપ્ત કરી સરકારની ઠરાવવાને સારૂ જો કે સને ૧૮૬૧ ના આકટ ૨૫ ની કલમ ૧૭૩ એટલે આ આકટની કલમ ૮૮માં કહેલા છ માસની અંદર અને તોહોમતદારના હાજર થયા

પેહેલાં તોહોમતદારની મિલકત જપ્ત કરી સરકારની ઠરાવવાનો હુકમ કાઢયો ન હોય તોપણ તે મિલકત સરકારની ઠરાવવાનો માજીસ્ત્રેટને અધિકાર છે.—ગોસોનાથ સરકાર. ૭ વુ. રી. ૬૩. ઘણા જડજ સાહેબોના મતથી (નામદાર જસ્ટીસ સીટનકારના મત વિરૂદ્ધ કોરટે એમ ઠરાવ્યું કે આ કલમ અને આ કલમની પ્રથમની કલમમાં એવો ઠરાવ નથી કે જે મિલકત જપ્ત થઇ હોય તે મિલકતપર ત્રાહિત સખસના હક વિશે માજીસ્ત્રેટે તજવીજ કરવી. તે મિલકત વેચાણથી બીજા હકદારોના દાવાને હરકત નથી અને પોતાનો હક સાબિત કરવાને તેઓ સદરહુ મિલકત ખરીદ કરનાર ઉપર દીવાની કોરટમાં દાવો લાવે.—નામદાર મહારાણી વિરૂદ્ધ ચત્રુરામ વીકલી રેપોટ ૭. પ્ર૦ ૩૫. જો કામ રીતસર ચાલવામાં આવ્યું હોય તો નાશી જનાર સખસ દાવો ન લાવી શકે.—બાખોરીસીંગ, ૮ વુ રી. (દીવાની મુકદમા) ૨૦૭.

એક શાક્ષી જાહેરનામુ થયા પછી અને મીલકત જપ્ત થયા પછી હાજર ન થયો તેથી માજીસ્ત્રેટે તેનો દંડ કરયો. અપીલમાં સેસન જડજે તે હુકમ રદ કરયો. એવા સબબથી કે અપેલેન્ટ ઉપરના તોહમતનો જવાબ નોંધવો જોઇતો હતો અને તે પ્રમાણે નથી કરયું તેથી તે હુકમ કાયદેસર નથી પણ નામદાર કલકત્તા હાઈકોરટે એમ ઠરાવ્યું કે જડજે કાયદાનો ભુલ ભરેલો અર્થ કર્યો છે સબબ સાક્ષીનો જવાબ લેવો એમ ઠરાવવું તે તોહમતદાર હાજર થયો છે એની બરોબર છે પણ આ કેસમાં તો જાતે હાજર થયો નહોતો અને તેનો બચાવ દાખલ કરવામાં નહોતો આવ્યો તેથી તે શિક્ષાને પાત્ર થઇ શકતો નથી. વીકલીરીપોટ ૨. પ્ર. ૪૫

જો કોઇ સખસ વિશે જાહેરનામુ થયું હોય તેનો ઈનસાફ જ્યારે સેસન કોરટે કે હાઈ કોરટે ન કરયો હોય ત્યારે તેની મિલકત પાછી આપવી કે નહી તે વિશેનો ડિસ્ત્રીકટના માજીસ્ત્રેટે ઠરાવ કરવો જોઈએ.

જપ્ત કરેલી મિલકત માજીસ્ત્રેટે જપ્ત કરવા જાહેરનામું કરવાનો હુકમ કરતાં પેહેલાં જાહેરનામું કરવા બાબત કાયદા પ્રમાણે હકીકત છે કે નહી તે વિશે સાબીતીનો પુરાવો લેવો જોઈએ.—રાણી વિ. મદનમોહન પોદર. વીકલી રીપોટ ક્રી. રૂલીંગ ૩૪.

## ૬—પ્રોસેસ સબંધી બીજી કાનુનો

**સમનને બદલેઅથવા તે શિવાયવળી વારંટ કાહાડવા બાબત,**

૯૦ જે બાબતમાં હાજર થવા સારૂ જ્યુરર અથવા આસેસર બીજા કોઇપણ સખસની ઉપર સમન કાહાડવાનો કોઇ કોરટને આ કાયદા પ્રમાણે અધિકાર હોય તેવી હરકોઇ બાબતમાં તે કોરટ સદરહુ સખસને પકડવા સારૂ; પોતાના કારણ લખીને, વારંટ કાહાડવાને મુખત્યાર છે.

(અ) જો સદરહુ સમન કાહાડતાં પેહેલાં. અથવા તે કાહાડયા પછી પણ તે સખસ હાજર થાય તેને માટે મુકરર કરેલા વખત પેહેલાં, તે કોરટને એવું માનવાનું કારણ જણાય કે તે સખસ નાહાસી ગયો છે અથવા તે સમન નહી માનેતો; અથવા

(બ) જો સદરહુ વખતે તે સખસ હાજર ન થાય અને તે સમન પ્રમાણે હાજર થવાનું તેનાથી બની શકે એવે વખતે તે સમન યોગ્ય રીતે બજાવ્યાની સાબિતી થાય અને એ પ્રમાણે હાજર નહી થયા બાબત કાંઈ વ્યાજબી કારણ આપવામાં ન આવે તો.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૯ નો કલમ ૧૪૮–૧૫૦– ૧૫૬.–૩૫૨ ૩૫૫–૪૯૪ ને બદલે રચવામાં આવી છે.

સાહેદને હાજર થવાની ફરજ પાડયા વગર તે હાજર થશે નહી એવું માજીસ્ત્રેટને માનવાનું કારણ જણાય ત્યારેજ સાહેદોને પકડવા માટે તેણે વારંટ કાઢવું જોઇએ. મોહેશચંદર બેનરજીના કામમાં બંગાળા વીકલી રીપોટ. વા. ૪. પ્ર. ૧

પ્રથમ સમન કર્યાં હોય અને તે બજી આવ્યા છતાં સમન કરેલો સખસ હાજર ન થાય ત્યારે સમનની બજાવણી બરોબર કરી હતા એવું સાબીત થવું જોઇએ. અબદુલ ર-હેમાનના કામમાં વીકલી રીપોર્ટ ૭. પ્ર. ૩૭.

સાક્ષી ઉપર સમન અને વારંટ બંને એકજ વખત કાઢવાં એવો આ કલમનો હેતુ નથી એટલે કે સમન પણ કાઢવો અને વારંટ પણ સાથે ન કાઢવું એમ નથી. રાણી વિરૂદ્ધ ચંદરસીખરરાય વીકલી રીપોટ ૧૨ પ્ર. ૧૮

હાજર થવા સારૂ ખતલેવાનોઅધિકાર — ૯૧ જે સખસને હાજર થવા સારૂ અથવા જે સખસને પકડવાસારૂ સમન અથવા વારંટ કાહાડવાનો કોઈ પણ કોરટના પ્રમુખ અમલદારને અધિકાર હશે તે સખસ જ્યારે સદરહુ કોરટમાં હાજર હોય, ત્યારે સદરહુ અમલદાર તે સખસને તે કોરટમાં હાજર થવા સારૂ જામીન સાથે અથવા જામીન વગર એક ખત કરી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.

હાજરથવાબાબતના ખતનો કસર તોડેથી પકડવા બાબત. — ૯૨ આ કાયદા પ્રમાણે લીધેલાં કોઇપણ ખત પ્રમાણે જે સખસ કોઈ કોરટની આગળ હાજર થવાને બંધાએલો હોય તે સખસ એ પ્રમાણે હાજર ન થાય, ત્યારે સદરહુ કોરટનો પ્રમુખ અમલદાર વારંટ કાહાડીને સદરહુ સખસને પકડીને પોતાની આગળ રજુ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

આબાબમાંહેના ઠરાવો સમનોને તથા પકડવાનાવારંટોને સામાન્ય રીતે લાગુ પાડ બાબત. — ૯૩. સમન બાબત તથા વારંટ બાબત તથા તે કહાડવા બાબત તથા બજાવવા બાબત આ બાબ માંહેના ઠરાવો આ કાયદા પ્રમાણે કહાડેલા હરએક સમનને તથા પકડવાનાં દરએક વારંટને, બની શકે તેટલે સુધી, લાગુ પડશે.

---

## બાબ ૭ મો.

### દસ્તાવેજો તથા બીજી જંગમ મિલકત રજુ કરવાની જરૂર પાડવા સારૂ તથા ગેરવ્યાજબી રીતે કેદ કરેલા સખસો સોધી કાહાડવા સારૂ પ્રોસેસો બાબત.

### અ—રજુ કરવા વિશે સમન.

દસ્તાવેજઅથવા બીજી વસ્તુ રજુ કરવા વિશેસમન — ૯૪. જ્યારે કોઇપણ કોરટની, અથવા કલકત્તા અને મુંબઇ શેહેરોની હદ બાહાર કોઇપણ જગામાં જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ-થાણું હોય એવા કોઈપણ અમલદારની નજરમાં એમ આવે કે આ કાયદા પ્રમાણે પોતે અથવા પોતાની આગળ કોઇપણ તપાસ અથવા ચોકસી અથવા ઇનસાફ અથવા બીજુ કામ ચલાવવાનાં કારણ સારૂ કોઇપણ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવી જરૂરનીછે અથવા યોગ્ય છે. ત્યારે જે શખસના કબજામાં અથવા અખત્યારમાં સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ છે. ત્યારે એવું માનવામાં આવે તે સખસે ફૂલાણા વખતે અને જગાએ તે દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હાજર થ-

ઇને રજુ કરવી અથવા રજુ કરવી એવો તેને સમન કરવાને સદરહુ કોરટ અથવા એવો તેને લખેલો હુકમ કરવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

જે સખસને ફકત કોઇ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાનું આ કલમ પ્રમાણે ફરમાવ્યું હોય તે શખસ તે દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવા સારૂ જાતે હાજર થવાને બદલે તે રજુ કરાવે તો તે સદરહુ હુકમ પ્રમાણે ચાલ્યો છે એમ સમજવું.

સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પૂરાવાના આકટની ૧૨૩ મી કલમોને અથવા ટપાલ ખાતાના અથવા તારખાતાના અધિકારીઓના હવાલામાં કોઇ કાગળ, પોષ્ટકાર્ડ, તાર અથવા બીજો દસ્તાવેજ હોય તેને આ કલમ માંહેના કોઇપણ મજકુરથી બાધ થાય છે એમ સમજવું નહીં.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૩૬૫ ને બદલે રચવામાં આવી છે પહેલો અને બીજો પેરેગ્રાફ નવા છે. ટપાલના કાગળો વિગેરે હાજર કરવા માટે જુઓ આ કાયદાની કલમ ૯૫

આ કલમના સબંધમાં પુરાવાના આકટ ૭૨ ના ૧ લાની કલમ ૧૨૩-૧૨૪ જોવી.

*કાગળો તપાસવા સંબંધી કેમ કરવું.*

૯૫. જો કોઈપણ જીલ્હા માજીસ્ત્રેટના અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટના અથવા હાઇકોરટના અથવા સેસનકોરટના મત પ્રમાણે સદરહુ હવાલા માંહેનો કોઇપણ દસ્તાવેજ આ કાયદા પ્રમાણે કોઇપણ તપાસ, ચોકસી, ઈનસાફ અથવા બીજુ કામ ચલાવવાના કારણ સારૂ જોઈતો હોય, તો સદરહુ માજીસ્ત્રેટ અથવા કોરટ ફરમાવે તેવા શખસને સદરહુ દસ્તાવેજ સ્વાધીન કરવાનું ટપાલખાતાના અથવા તારખાતાના, જેમ હોય તેમ, અધિકારીઓને ફરમાવવાને તે માજીસ્ત્રેટ અથવા કોરટ મુખત્યાર છે.

જો બીજા કોઇપણ માજીસ્ત્રેટના અથવા કોઇપણ પોલીસ-કમીશનરના અથવા પોલીસના કોઇપણ ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડેન્ટના મત પ્રમાણે સદરહુ પ્રકારનો કોઇ દસ્તાવેજ સદરહુ પ્રકારના કોઇપણ કારણ સારૂ જોઈતો હોય, તો સદરહુ જીલ્હા માજીસ્ત્રેટનો, અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટનો અથવા કોરટનો હુકમ થતાં સુધી, સદરહુ દસ્તાવેજનો શોધ કરાવીને તે અટકાવી રાખવાનું ટપાલખાતાને અથવા તારખાતાને, જેમ હોય તેમ, ફરમાવવાને તે મુખત્યાર છે.

## બ—ઝાડો લેવાનાં વારંટો બાબત.

*ઝાડો લેવાનું વારંટ ક્યારે કહાડવાનો અધિકાર છે.*

૯૬. જે શખસને ૯૪ મી કલમ પ્રમાણે સમન અથવા હુકમ કર્યો હોય અથવા કરવાનો અધિકાર હોય અથવા જે શખસને ૯૫ મી કલમના પેહેલા પારેગ્રાફ પ્રમાણે ફરમાશ કરી હોય અથવા કરવાનો અધિકાર હોય તે શખસ સદરહુ સમનમાં અથવા ફરમાશમાં ફરમાવ્યા મુજબ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરશે નહીં એવું માનવાનું કોઇ કોરટને કારણ હોય ત્યારે.

અથવા સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ ફલાણા શખસના કબજામાં છે એવું કોરટના જાણવામાં ન હોય ત્યારે.

અથવા આ કાયદા પ્રમાણે કોઇપણ ચોકસી, ઇનસાફ અથવા બીજા કામની મત-

લબ સામાન્ય રીતે ઝડો લેવાથી અથવા જઈને જોવાથી સરસે એવું કોરટની નજરમાં આવે ત્યારે.

તે કોરટ ઝાડો લેવાનું વારંટ કહાડવાને મુખત્યાર છે; અને જે શખસના નામનું સદરહુ વારંટ કર્યું હોય તે શખસ તે વારંટ મુજબ અને આ કાયદામાં આગળ કહેલા ઠરાવો મુજબ ઝાડો લેવાને અથવા જઈને જોવાને મુખત્યાર છે

ટપાલ ખાતાના અથવા તાર ખાતાના અધિકારીઓના હવાલામાં કોઇ દસ્તાવેજ હોય તે બાબત ઝાડો લેવાનું વારંટ આપવાનો જીલ્લા માજીસ્ટ્રેટ અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઇ માજીસ્ટ્રેટને આ કલમ માંહેના કાંઇપણ મજકુરથી અધિકાર છે, એવું સમજવું નહીં.

વારંટની મર્યાદા બાંધવાનોઅખ્તીયાર — ૯૭. ફક્ત ફલાણી જગાનોજ અથવા તેના ફલાણા ભાગનોજ ઝાડો લેવો અથવા જઈને તે જોવો એમ કોરટ, જો પોતાને યોગ્ય લાગે તો, વારંટમાં લખી જણાવવાને મુખત્યાર છે; અને તે વારંટ બજાવવાનું કામ જે શખસને સોંપ્યું હોય તે શખસે પછી ફક્ત સદરહુ પ્રમાણે લખેલી જગાનોજ અથવા ભાગનોજ ઝાડો લેવો અથવા જઈને તે જોવો.

ફલાણા ઘરમાં ચોરીનો મિલકત, બનાવટના દસ્તાવેજ વિગેરે છે એવો શક આવ્યો હોય તે ઘરનો ઝાડો લેવા બાબત — ૯૮. જો કોઇ જીલ્લા માજીસ્ટ્રેટને પેટા ટુકડી માજીસ્ટ્રેટને, પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને અથવા પેહેલા વરગના માજીસ્ટ્રેટને ખબર મળ્યા ઉપરથી તથા તેની નજરમાં જરૂર જણાય તેવી ચોકસી કર્યા પછી એવું માનવાનું કારણ હોય કે ફલાણી જગા ચોરીની મિલકત મુકવા સારૂ અથવા વેચવા સારૂ વાપરવામાં આવે છે.

અથવા બનાવટના દસ્તાવેજો, ખોટી મોહોરો, અથવા ખોટા સ્ટાંપ અથવા સિક્કા, અથવા ખોટા સિક્કા અથવા સ્ટાંપ બનાવવાના અથવા ખોટા દસ્તાવેજ બનાવવાનાં હાથયારો અથવા સામાન મુકવા અથવા વેચવા અથવા બનાવવા માટે વાપરવામાં આવે છે.

અથવા ફલાણી જગાએ કોઈપણ બનાવટના દસ્તાવેજો, ખોટી મોહોરો અથવા ખોટા સ્ટાંપ અથવા શિક્કા, અથવા ખોટા શિક્કા અથવા સ્ટાંપ બનાવવા માટે અથવા ખોટા દસ્તાવેજ બનાવવા માટે વાપરવાનાં હથિયારો અથવા સામાન રાખવામાં અથવા મુકવામાં આવ્યાં છે.

તો કાનસ્ટેબલનાં કરતાં ઊંચા દરજ્જાના કોઇપણ પોલીસ-અમલદારને તે પોતાના વારંટથી હેઠળ લખ્યા પ્રમાણે અધિકાર આપવાને મુખત્યાર છે.

(અ) જેટલી મદદ જોઇએ તેટલી મદદ લઈને સદરહુ જગામાં પેસવાને, તથા

(બ) વારંટમાં લખેલી રીતે તે જગાનો ઝાડો લેવાને, તથા

(ક) કાંઈ મિલકત, દસ્તાવેજો. મોહોરો, સ્ટાંપ અથવા શિક્કા તે જગાએ જડે અને તે મિલકત ચોરીની છે અથવા ગેરકાયદેસર મેળવેલી છે અથવા તે દસ્તાવેજો બનાવટના છે અથવા તે મોહોરો ખોટી છે અથવા તે સ્ટાંપ અથવા શિક્કા ખોટા

બનાવેલા છે એવો તેને શક આવે તો તે મિલકતનો, દસ્તાવેજોનો, મોહોરોનો, સ્ટાંપનો અથવા શિક્કાઓનો અને વળી સદરહુ પ્રકારનાં કાંઇપણ હથિયારોનો તથા સામાનનો કબજો લેવાને, તથા

(ડ) સદરહુ મિલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, શિક્કા, હથિયારો અથવા સામાન કોઇ માજીસ્ત્રેટની આગળ લઈ જવાને, અથવા જ્યાં સુધી ગુન્હેગારને માજીસ્ત્રેટની આગળ લઇ જવામાં આવ્યો ન હોય ત્યાં સુધી તેજ જગાએ સંભાળી રાખવાને અથવા કોઈ નિર્ભય જગાએ તેની બીજી રીતે વ્યવસ્થા કરવાને. તથા

(ઇ) સદરહુ પ્રકારની કોઇ મિલકત ચોરેલી છે અથવા બીજી રીતે ગેરકાયદેસર મેળવેલી છે. અથવા સદરહુ દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, શિકકા, હથિયારો અથવા સામન ખોટો બનાવેલો છે, અથવા સદરહુ હથિયારો અથવા સામાન ખોટા શિક્કા અથવા સ્ટાંપ બનાવવા માટે અથવા ખોટા દસ્તાવેજ માટે વાપરેલો છે અથવા વાપરવા માટે યોજેલો છે. એવું જાણ્યા છતાં અથવા એવો શક લાવવાને વ્યાજબી કારણ છતાં ફલાણુ સખસે સદરહુ પ્રકારની મિલકત, દસ્તાવેજો. મોહોરો, સ્ટાંપ. શિક્કા, હથિયારો અથવા સામાન મુકવામાં. વેચવામાં અથવા બનાવવામાં અથવા રાખવામાં અંદરખાનેથી ભાગ લીધેલો છે એવું જણાય તેવો જે સખસ સદરહુ જગાએ માલુમ પડે તે સખસને પેહેરામાં લેવાને તથા કોઈ માજીસ્ત્રેટની આગળ લઇ જવાને.

**ટીકા**—ચોરીનો મિલકત કોને કહેવી તે માટે જુઓ હીં. પી. કા. ની કલમ ૪૧૦ આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૩૭૭ ને મળતી છે; તથાપિ પેહેલા ભાગમાં "પ્રસીડેન્સી માજીસ્ત્રેટ" એટલા શબ્દ નવા છે તથા રકમ (ક) માં "ગેરકાયદેસર મેળવેલા" એટલા શબ્દ વધેલા છે, અને રકમ (ડ) અને રકમ (ઇ) તદન નવાં દાખલ કરેલાં છે.

તે ઘણું અગત્યની રકમ છે. ખોટા શિક્કા વગેરે પકડવામાં આવે પણ તેમાં સામીલ હોનાર સખસને પકડવામાં આવે નહી તો પછી તેઓ છટકી જાય અને તેથી ઇનસાફની નીષ્ફળતા થાય.

આ કલમ પ્રમાણે કાઢવાનાં વારંટના નમુના માટે જુઓ પરીશીષ્ટ ૫ નો નમુનો ૯

હકુમતની બહાર ઝાડો લેતાંજડેલી વસ્તુઓની વ્યવસ્થા. ૯૯. જે કોરટે ઝાડો લેવાનું વારંટ કહાડ્યું હોય તે કોરટની હકુમતની સ્થાનીક સીમાની બાહાર કોઈપણ જગાએ તે વારંટ બજાવતાં જે વસ્તુઓને માટે ઝાડો લેવામાં આવે તેમાંનો કોઇપણ વસ્તુઓ જડે, ત્યારે સદરહુ વસ્તુઓ તેમજ આ કાયદામાં આગળ કહેલા ઠરાવો મુજબ તે વસ્તુઓની તઇયાર કરેલી ટીપ તાબડતોબ તે વારંટ કહાડનારી કોરટની આગળ લઇ જવી, પણ સદરહુ જગા તે કોરટ કરતાં જે માજીસ્ત્રેટને તે જગામાં હકુમત હોય તે માજીસ્ત્રેટના વધારે નજીક હોય તો, તે ટીપ અને તે વસ્તુઓ સદરહુ માજીસ્ત્રેટની આગળ લઇ જવી અને જો વિરૂદ્ધ પડતું પાકુ કારણ ન હોય તો સદરહુ માજીસ્ત્રેટે હુકમ કરીને તે ટીપ તથા વસ્તુઓ સદરહુ કોરટના પાસે લઇ જવાનો અધિકાર આપવો.

**ક—ગેરવ્યાજબી રીતે કેદ કરેલા સખસોની શોધ કરવા બાબત.**

ગેરવ્યાજબી રીતે કેદ કરેલા સખસોને માટે ઝાડો લેવા બાબત.

૧૦૦ જો કોઇપણ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને, અથવા પેહેલા વરગના માજીસ્ટ્રેટને અથવા પેટા હુકડી માજીસ્ટ્રેટને એવું માનવાનું કારણ હોય કે કોઇપણ સખસને એવા રીતે અટકાયતમાં રાખ્યો છે કે જેથી કરીને એ પ્રમાણે અટકાયતમાં રાખવાનું કૃત્ય ગુન્હો થાય છે તો ઝાડો લેવાનું વારંટ કાહાડવાને તે મુખ્ત્યાર છે અને જે સખસના નામનું તે વારંટ કાહાડવામાં આવે તે સખસને સદરહુ પ્રમાણે કેદ કરેલા સખસ માટે ઝાડો લેવાનો અધિકાર છે; અને તે વારંટ મુજબ સદરહુ ઝાડો લેવો અને જો તે સખસ જડે તો તેને કોઇ માજીસ્ટ્રેટની આગળ તાબડતોબ લઇ જવો; અને તે કામની હકીકત ઉપરથી યોગ્ય જણાય એવો હુકમ તે માજીસ્ટ્રેટે કરવો.

**ટીકા**—આ કલમ તદન નવી છે, આ કલમની પુરી ખોટ હતી લોકોની સ્વતંત્રતાને કાયદાના બળથી બંધનમાં મૂકવા કાયદો હક આપે છે પણ તે સિવાય બીજે પ્રસંગે આવી સ્વતંત્રતા ઉપર બંધન મૂકવા કોઇને અધિકાર નથી કેટલાક પુરૂષો પોતાની સ્ત્રી વગેરે પર ઘાતકી થઇ આવો રસ્તો પકડે છે તેને અટકાવવા આ કલમ છે.

## ૬—ઝાડો લેવા સબંધી સામાન્ય ઠરાવો.

ઝાડો લેવાના વારંટો કોના નામના કરવા વિગેરે.

૧૦૧. ૪૩ મી, ૭૫ મી, ૭૭ મા, ૭૯ મા, ૮૨ મી, ૮૩ મી, અને ૮૪ મી કલમના ઠરાવો, જેટલે સુધી ગની શકે તેટલે સુધી, ૯૬ મી, ૯૮ મો અથવા ૧૦૦ મી કલમ પ્રમાણે કહાડેલા સઘળા ઝાડો લેવાના વારંટોને લાગુ છે એવું સમજવું.

બંધ કરેલી જગા જે સખસોના હવાલામાં હોય તેઓએ ઝાડો લેવા દેવો.

૧૦૨. આ બાબત પ્રમાણે જે જગા ઝાડો લેવાને અથવા જઇને જોવાને પાત્ર હોય તે જગા બંધ હોય ત્યારે જે સખસ તે જગામાં રહેતો હોય અથવા જે સખસના હવાલામા તે જગા હોય તે સખસે વારંટ બજાવનારા અમલદારની અથવા બીજા સખસની માગણી ઉપરથી તથા વારંટ કર્યા ઉપરથી, તે અમલદારને અથવા બીજા સખસને તે જગાની અંદર જવા દેવો, તથા ત્યાં શોધ કરવો, જેમ સેહેલ પડે તેવા સઘળા ઘટતા ઉપાયો કરી દેવા.

**ટીકા**—આ કલમ રદ થયેલા કાયદાની કલમ ૩૮૨, ૩૮૩, ૩૮૪ ને મળતી છે જગ્યોને માલીક અથવા તેમાં રહેનારો સખસ વારંટ બજાવનાર સખસને કાંઇ અડચણ કરે તો ઈ. પી. કો. ક. ૧૮૬ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

જો સદરહુ જગાની અંદર સદરહુ પ્રમાણે જવાદેવામાં ન આવે તો વારંટ બજાવનારો અમલદાર અથવા બીજો સખસ ૪૮ મા કલમથી ઠરાવેલી રીતે ચાલવાને મુખત્યાર છે.

ઝાડો લેવો તેસાહેદોનીસમક્ષલેવો.

૧૦૩. આ બાબ પ્રમાણે ઝાડો લેતા પેહેલા, ઝાડો લેવા જનારા અમલદારે અથવા બીજા સખસે જે જગાનો ઝાડો લેવો હોય તે જગા જે લતામાં આવેલા હોય તે લતાનાં બે અથવા વધારે આબરૂદાર રેહેવાસીઓને ઝાડો લેતી વખત હાજર રેહેવા તથા તે જોવા સારૂ બોલાવવા.

તે ઝાડો તેઓની સમક્ષ લેવો, અને તે ઝાડો લેતી વખતે જપ્ત કરેલી સઘળી ચીજો

ની તથા જે જે જગાએ તે ચીજો જડી હોય તે તે જગાઓની એક ટીપ સદરહુ અમલદારે અથવા બીજા સખસે તઈયાર કરવી અને તેની ઉપર સદરહુ સાહેદોએ સહી કરવી. પણ આ કલમ પ્રમાણે લેવાતો ઝાડો જોનારા કોઇપણ સખસને કોરટે ખસુસ સમન કર્યો નહીં હોય તો તેને કોર્ટમાં સાહેદ દાખલ હાજર થવાનું ફરમાવવું નહીં.

ઝાડો લેવાની જગાનો ભોગવટો કરનારને હાજર રેહેવાનો અધિકારછે. ઝાડો લેવાની જગાનો ભોગવટો કરનારાને અથવા તેની તરફથી કોઈ સખસને દરએક પ્રસંગે ઝાડો લેવાનો હોય, ત્યારે હાજર રેહેવા દેવો, અને સદરહુ ભોગવટો કરનારો અથવા સદરહુ સખસ કહે એટલે તેને આ કલમ પ્રમાણે તૈયાર કરેલી ટીપની એક નકલ સદરહુ શાહેદોની સહી કરાવીને સ્વાધિન કરવી.

ઈ—પરચુરણ.

રજુકરેલા દસ્તાવેજવિગરે અટકાવી રાખવાનો અધિકાર. ૧૦૪. આ કાયદા પ્રમાણે પોતાની આગળ રજુ કરેલા હરકોઇ દસ્તાવેજને અથવા બીજી વસ્તુને, યોગ્ય લાગે તો અટકાવી રાખવાને હરકોઇ કોરટ મુખત્યાર છે.

માજીસ્ત્રેટ પોતાની સમક્ષ ઝાડોલેવાનું ફરમાવવાને મુખત્યાર છે. ૧૦૫. જે જગાનો ઝાડો લેવા સારૂ વારંટ કાહાડવાનો પોતાને અખત્યાર હોય તે જગાનો ઝાડો પોતાની સમક્ષ લેવાનું ફરમાવવા કોઈ માજીસ્ત્રેટ મુખત્યાર છે.

---

## ભાગ ૪ થો.

### ગુન્હા અટકાવવા બાબત.

### બાબ ૮ મો.

સુલેહ રાખવા સારૂ તથા સારી રીતે ચલાવવા સારૂ તારણ બાબત.

અ.—ગુન્હો કર્યા ઉપરથી સુલેહ રાખવા સારૂ તારણ.

ગુનોહ કર્યા ઉપરથી સુલેહરાખવા સારૂ તારણ. ૧૦૬. જ્યારે હંગામો. હુમલો અથવા સુલેહનો બીજો ભંગ કરવાનું અથવા તેમાં મદદગારી કરવાનું, અથવા તેમ કરવાના સારૂ ઇરાદાથી હથિયારવાળા માણસોને એકઠાં કરવાનું અથવા કોઈની વિરૂદ્ધ બીજા ઉપાયો કરવાનું અથવા શરીરને અથવા મિલકતને નુકશાન કરવાનો ડર દેખાડીને સાપરાધ ધમકી આપવાનું તહોમત જે સખસની ઉપર આવ્યું હોય તે સખસની ઉપર કોઇ હાઇકોર્ટની આગળ અથવા સેશન કોર્ટની આગળ અથવા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ જીલ્લા માજીસ્ત્રેટના, પેટા ટુકડી માજીસ્ત્રેટની અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટના કોરટની આગળ તે ગુન્હો કરે.

અને તે કોરટનો એવો અભિપ્રાય હોય કે સુલેહ રાખવા સારૂ ખત કરીને આપવાનું સદરહુ સખસને ફરમાવવાની જરૂર છે.

ત્યારે સદરહુ કોરટ તે સખસની ઉપર શિક્ષાનો હુકમ કરતી વખતે ત્રણ વરસ કર-

ત્યાં વત્તી ન હોય એવી જે મુદત તે કોરટ મુકરર કરવાનું યોગ્ય ધારે તે મુદત સુધી સુલેહ રાખવા સારૂ જામીન સાથે કે વગર જામીને. તેની સ્થિતિને ઘટતી રકમનું ખત કરી આપવાનો તે કોરટ તે સખસને હુકમ કરવાને મુખત્યાર છે.

અપીલ ઉપરથી અથવા બીજી કોઇ રીતે જો ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ થાય એ પ્રમાણે આપેલું ખત રદ થશે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૮૯-૪૯૦ ને બદલે રચવામાં આવી છે. છેલો પારેગ્રાફ નવો છે, તે રાણી વિ. ધીસાના કેસ ઉપરથી કરવામાં આવ્યો છે, (જુઓ) અ. હા. કો. રી. વા. ૭ પ્ર. ૩૭૬.

આ કલમમાં જે માજીસ્ટ્રેટો વગેરેને જમાન લેવા અધિકાર આપ્યો છે તે શિવાયના માજીસ્ટ્રેટોએ આવા જમાન લેવા માટે કેમ કરવું તે માટે જુઓ આગળ કલમ ૧૦૮.

આબરૂને નુકશાન કરવાના ઇરાદાથી સાપ્રાધ ધમકી આપવાનું કોઇ સખસપર તહોમત આવ્યું હોય તે સખસનો આ કલમમાં સમાવેશ થતો નથી.—પ્રીનસેપ.

આ કલમ પ્રમાણે સુલેહ રાખવા બાબતના ખતના નમુના માટે જુઓ પરિશિષ્ટ ૫, નો નમુનો ૧૦ મો.

હું તારી ઉપર ખોટાં તહોમત મુકીશ એવી સાપ્રાધ ધમકી આપી હોય અને તે કેસ સાબિત થયો હોય તો તેના સુલેહ રાખવાના જમાન લેવાય નહીં.—રાણી વિ. રાઘુબા ઇંડિયન લા. રીપોટ (અલ્હાબાદ) વા. ૨, પ્ર. ૩૫૧

એક કામમાં હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૪૭ મુજબ સાપ્રાધ પ્રવેશનો ગુન્હો સાબિત થયાથી શિક્ષાની મુદત પુરી થયે સારી ચાલના જમાન લેવાનું ઠરાવવામાં આવ્યું હતું તે વ્યાજબી ગણવામાં આવલું છે કેમકે કેદી સુલેહનો ભંગ કરશે એવો તેનો ઇરાદો જણાયો હતો—રાણી વિ. જીદુખાન વીકલી રીપોટ ૭ પ્ર. ૧૪.

ભવિષ્યમાં સુલેહનો ભંગ કરશે એવો માત્ર સંભવ હોય તો તેટલા ઉપરથી આ કલમનો ઉપયોગ થઇ શકે નહીં. રાણી વિરૂદ્ધ અબદલહક, વિકલી રીપોટ ૨૦ પ્ર. ૫૭. પણ કલમ ૧૦૭ પ્રમાણે અમલ કરવો જોઇએ.

ડિસ્ટ્રિકટનો માજીસ્ટ્રેટ એપેલેટ કોરટનો અધિકાર ચલાવતો હોય ત્યારે પણ તે આ કલમ પ્રમાણેનો અધિકાર બજાવી શકે છે. કૈસરે હિંદ વિ. કાલકાપ્રસાદ ઇંડિયન લા. રીપોટ અલ્હાબાદ વા. ૪ પ્ર. ૨૧૨.

જામિનને બદલે નાણાની રકમ અથવા સરકારી નોટ મુકે તોપણ ચાલે જુઓ ક. ૫૧૩

બ—બીજાં કામોમાં સુલેહ રાખવા સારૂ તથા સારી રીતે ચાલવા સારૂ તારણ.

બીજાં કામોમાં સુલેહ રાખવા સારૂ તારણ.

૧૦૭ જ્યારે કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને પેટા તુકડી માજીસ્ટ્રેટને અથવા પેહેલા વરગના માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે પોતાની હકુમતની સ્થાનિક હદમાં ફલાણો સખસ સુલેહનો ભંગ કરશે એવો સંભવ છે. અથવા જેથી સુલેહનો ભંગ ઘણું કરીને થાય એવું કોઇ પણ ગેરવ્યાજબી કામ કરશે એવો સંભવ છે. અથવા સદરહુ હદમાં એવો કોઈ સખસ છે કે જે સદરહુ હદની બહાર હરકોઇ જગામાં સુલેહનો ભંગ અથવા ઉપર મુજબ કાંઇ પણ ગેરવ્યાજબી કામ કરશે એવો સંભવ છે, ત્યારે એક વરસ કરતાં વત્તી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું યોગ્ય ધારે તે મુદત સુધી સુલેહ રાખવા સારૂ, જામીન સાથે કે વગર જામીને, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ સખસને શા સારૂ ન કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે સખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

ટીકા—કોઈ સખસ માજીસ્ત્રેટ પાસે આવી અમુક સખસ મારી જીંદગીને જોખમ પહોંચાડશે એવી મને બીક છે એવું સોગન ખાઇ કહે તો એ ખબર વિશ્વાસ રાખવા લાયક ગણાય છે.—તારીનીકાંત લાહોરી. વીકલી રીપોટ ૮ પ્ર. ૭૯ તેજ ધોરણું ઉપર ક્રોસતેંદ્રોરાય વી. રી. ૭ પ્ર. ૩૦

આવા કામમાં પોલીસનો રીપોર્ટ કાયદાસર પુરાવ નથી એટલે કે માત્ર તેની ઉપરજ આધાર રાખી કાંઇ થઈ શકે નહી—અભાયા ચોધરી વીરૂધ રાજેંદ્ર કીશોર ચોધરી બેંગાળા રીપોટ વા. ૪ પ્ર. ૧૪૮ તેમજ વીકલી રીપોટ ૧૦ પ્ર. ૫૫.

એક સખસના ઘરની જોડે બીજો સખસ નવું ઘર બાંધે તેનાં નેવાં એ ઘર પુરૂ થયે તેના પાડોસીના ઘર ઉપર પડે તેમ છે અને તેથી તે વખતે સુલેહનો ભંગ થાય એવું ગણી તે ઘર બાંધનાર સખસને માજીસ્ત્રેટ ઘર બાંધતો અટકાવી શકતો નથી—કાશીચંદરદાસ વીરૂધ હરકીસોરદાસ બેંગાળા રીપોટ વા. ૧૦ પ્ર. ૪૪૧

આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટ કામ ચલાવતો હોય તે વખતે તોહોમતદારની રૂબરૂ આપેલા પુરાવાનો ઉપયોગ ન કરતાં આગાઉના ફોજદારી ઇનસાફ વખતે પડેલા પુરાવનો ઉપયોગ કરવાને પુરાવાના સને ૧૮૭૨ ના આકટ ૧ ની કલમ ૩૩ ઉપરથી તેને અધિકાર મળતો નથી રાણું વીરૂધ પોસોનોચંદર ગોસામી અને બીજા વીકલી રીપોટ ૨૨ પ્ર. ૩૬.

જે ખબર ઉપરથી સુલેહ રાખવાના જામીન માગવામાં આવ્યા હોય તે ખબર ખોટી માલુમ પડે તો પછી માજીસ્ત્રેટે કાંઇ હુકમ કરવો ન જોઇએ—જે આધાર ઉપરથી સમન કર્યો હોય તે આધારથી તદન જુદોજ આધાર જાણીને લેવાનો જણાય તો તે જામીન શા માટે ન લેવા તેનું કારણ બતાવવા પક્ષકારને વખત આપવો જોઇએ—રામકીસન અચારજી ચોધરી વીકલી રીપોટ ૨૧ પ્ર. ૬

કાયદા પ્રમાણે જે પુરાવ લેવો જોઇએ તે લીધા વગર માજીસ્ત્રેટે હુકમ કરયો હોય તે ખામી વિશે જે સખસને હુકમ કર્યો હોય તે સખસે ચુપકી પકડી હોય અથવા તે બાબત વીશે કાંઈ જાહેર કરવા ગફલત કરી હોય અથવા એવી ખામીની તકરાર લાવવા તે સખસે હક ઉઠાવી લીધો હોય તો તે ખામી દુર થઇ શકતી નથી—હરીરામ ભીખનના કામમાં મુંબાઇ હાઇકારટ રીપોટ વા. ૧૧ પ્ર. ૧૭૦

૧૦૭ મી કલમ પ્રમાણે ચાલવાનો જે માજીસ્ત્રેટ વગેરેને અધિકાર નહોય તેણે કેમ કરવું.

૧૦૮ ૧૦૭ મી કલમ પ્રમાણે કામ ચલાવવાનો જે માજીસ્ત્રેટને અધિકાર ન હોય તે માજીસ્ત્રેટને અથવા સેસન કોરટને અથવા હાઇ કોરટને, એવું માનવાનું કારણ હોય કે ફલાણો સખસ સુલેહનો ભંગ અથવા જેથી સુલેહનો ભંગ ઘણું કરીને થાય એવું કાંઇ ગેરવ્યાજબી કામ કરશે એવો સંભવ છે. અને સદરહુ સખસને પેહેરામાં અટકાવી રાખ્યા વગર બીજી રીતે તે સુલેહના ભંગનો અટકાવ થઈ શકવાનો નથી. ત્યારે (જો તે સખસ પેહેરામાં અથવા કોરટની આગળ આવી ચુકયા ન હોય તો) તેને પકડવા માટે વારંટ કહાડવાનો, તથા ૧૦૭ માં કલમ પ્રમાણે તે મુકદમાની તજવીજ કરવાનો જે માજીસ્ત્રેટને અધીકાર હોય તેની આગળ તે સખસને મોકલવાનો, સદરહુ માજીસ્ત્રેટને અથવા કોરટને અખત્યાર છે.

આ કલમ પ્રમાણે જે માજીસ્ત્રેટની આગળ કોઇ સખસને મોકલ્યો હોય તે માજીસ્ત્રેટ આ કાયદામાં આગળ કહેલી ચોકસી પુરી થતાં સુધી પોતાની નજરમાં આવે તો તે સખસને અટકાવી રાખવાને મુખત્યાર છે.

ભટકનારાઓતથા શકવાળા સખસો પાસેથી સારી રીતે ચાલવા સારૂ તારણ(લેવા બાબત).

૧૦૯ જ્યારે જ્યારે કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને, જીલ્લા માજીસ્ત્રેટને પેટા તુકડી માજીસ્ત્રેટને અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટને એવી ખબર મળે—

(અ) કે કોઈપણ સખસ સદરહુ માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં પોતાની હાજરી છુપાવવાને પુર્વોપાય કરે છે અને સદરહુ સખસ કાંઈ ગુન્હો કરવાના હેતુથી આવા ઉપાયો કરે છે એવું માનવાનું કારણ છે, અથવા

(બ) કે સદરહુ હદમાં એવો કોઇ સખસ છે કે જેની પાસે ગુજરાનનું કાંઇ પણ સાધન દેખાતું નથી, અથવા જે પોતાને વિશે કાંઇ ખાત્રી લાયક હકીકત કહી શકતો નથી.

ત્યારે ત્યારે છ મહીના કરતાં વત્તી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ત્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે એક ખત કરી આપવાનો હુકમ સદરહુ સખસને શા સારૂ નહી કરવો જોઈએ તેનું કારણ બતાવવાનું તે સખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ત્રેટ મુખત્યાર છે.

ગુન્હો કરવાની ટેવ હોય તેવા ગુન્હેગારો પાસેથી સારી રીતે ચાલવાસારૂ તારણ (લેવા બાબત.)

૧૧૦ જ્યારે કોઇ પ્રેસિડેન્સિ માજીસ્ત્રેટને જીલ્લા માજીસ્ત્રેટને, પેટા તુકડી માજીસ્ત્રેટને અથવા પેહેલા વરગના જે માજીસ્ત્રેટને સ્થાનીક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટને એવી ખબર મળે કે પોતાની હકુમતની સ્થાનીક હદમાં ફલાણા સખસને અપહરણ કરવાની, ઘર ફોડવાની અથવા ચોરી કરવાની ટેવ છે, અથવા ફલાણી મિલકત ચોરીની છે એમ જાણીને તે ચોરીની મિલકત લેવાની ટેવ છે, અથવા તે સખસને જબરાઈથી કહડાવવાની ટેવ છે, અથવા જબરાઇથી કહડાવવા સારૂ કોઇ સખસને હાની કરવાનો ભય ઉત્પન કરવાની ટેવ છે અથવા ભય ઉત્પન કરવાની કોશિસ કરવાની ટેવ છે.

ત્યારે ત્રણ વર્ષ કરતાં વત્તી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ સખસને શા સારૂ નહીં કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે સખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૫૦૫ ૫૦૬ ને બદલે રચવામાં આવી છે. ગુન્હો કરવાની ટેવ હોય તેવા સખસો પાસેથી સારી ચાલના જમાન લેવા માટે જુઓ આ કાયદાના પરીશીષ્ટ ૫ નો નમુનો ૧૧ મો.

પુરાવો લીધા વગર આ કલમ પ્રમાણે હુકમ થઈ શકે નહી—રાણી વિ. બુધીયા વલદે ગુરાયા વગેરે. મુ. હા. કો. તા. ૧૫ મી ડીસેંબર સને ૧૮૭૦, રાણી. વિરૂદ્ધ બદલા, અલ્લાબાદ હાઇકોર્ટ રીપોર્ટ વા. ૨ પ્ર. ૪૫૫.

એક વરસ સુધી સારી રીતે ચાલવા માટે પાંચ હજાર રૂપીઆના ચાર જમાન એટલે કે વીસ હજાર રૂપીઆના જમાન આપવા અને તે જમાન ન આપે તો બે મહીના આસાન કેદ અને બાકીના દસ મહીના સખત કેદ રેહેવાને ફરમાવવામાં આવ્યું. તે ગેરબાજબી

જણુવામાં આવ્યું છે—અંબીકાપ્રસાદના કામમાં કલકત્તા હાઈકોરટ રીપોર્ટ વા. ૧ પ્ર. ૨૬૮

એક માણુસ સારો આબરૂવાળો નથી, તે તેની પાસેથી સારી ચાલનો જમાન મા-ગવાનું પુરતું કારણુ નથી—કાલાચંદદાસ ઇં. લા. રી. (કલકતા) વા૦ ૬ પ્ર. ૧૪

એક માજીસ્ટ્રેટે કેદી ઉપર ઈં. પેનલકોડની કલમ ૪૪૮ પ્રમાણેનો ગુન્હો સાબિત ક-રાવી સજાનો ઠરાવ કર્યો તેમાં એવું ઠરાવ્યું કે "સજાનો અમલ થઈ રહે ત્યારે એક વ-રસના સારી ચાલના જમાન લેવા માટે તેને કોરટ આગળ લાવવો." આ હુકમ રદ કર-વામાં આવ્યો—રાણી. વિ. કોંઆજી બાપુજી મુંબાઈ હાઇકોરટ રીપોર્ટ વા. ૩ પ્ર. ૩૯

જે સખસોના જમાન માગવા હોય તે સખસ ઉપર આગળ માત્ર સુલેહનો ભંગ ક-ર્યાના ગુન્હા સાબીત થયા હોય તે કારણ; તેના આ કલમ પ્રમાણે જમાન લેવા પુરતા નથી અથવા એ માણુસની આબરૂ એવી હોય કે તે ન્હાના ન્હાના જબરાઇથી કઢાવવાના ગુન્હા કરનારની ટોળીનો ઉપરી છે તો એ કારણુ પણ તેના જમાન લેવા પૂરતાં નથી.—રાણી. વિ. બીસરીલાલ. અલ્હાબાદ હાઇકોરટ રીપોર્ટ વા. ૪ પ્ર. ૧૧૭.

કેટલી કેટલી રકમના કેટલા કેટલા જમાન આપવા તે જેના જમાન લેવા હોય તેને જણાવવું જોઇએ એવા જમાનો. જેના જમાન થયા હોય તેની સારી ચાલે ચાલવા માટે બંધા-એલા છે તે માટે જમાન થાય ત્યારે જેટલી રકમના જમાન થયા હોય તેટલી રકમ કોરટ-માં અનામત મુકવા બંધાએલા નથી.—રાણી વિરૂદ્ધ શોવબક્ષ અલ્હાબાદ હાઇકોરટ રીપોર્ટ વા. ૨ પ્ર. ૨૫૫

યુરોપીયનભટક નારા સબંધી વિશેષ ઠરાવ. — ૧૧૧. જે કામમાં રાણીના વીલાયતી રઇયતની તજવીજ સને ૧૮૭૪ ના યુરોપીયન વેગ્રન્સી આકટ પ્રમાણે થઇ શકતી હોય તે કામોમાં તે રઇયતને ૧૦૯ મી તથા ૧૧૦ મી કલમના ઠરાવો લાગુ નથી.

ટીકા—આ કલમ રદ થએલા કાયદાની કલમ ૫૧૭ ને બદલે ઘડવામાં આવી છે. જે કામોમાં રાણીની વીલાયતી રઇયતને સને ૧૮૭૪ નો યુરોપીયન વેગ્રન્સી આકટ લાગુ હોય તેવા કામને ઉપરની કલમ ૧૦૯ અને ૧૧૦ ના ઠરાવ લાગુ પડતા નથી એવું આ કલમ કહે છે. એ યુરોપીયન વેગ્રન્સી આકટ સને ૧૮૭૪ નો આકટ ૯ મો છે. એ આ-કટો રાણીની વિલાયતની રઇયત પાસેથી સારી ચાલના જમાન લેવા હોય ત્યારે શું કરવું જોઇએ તે બતાવેલું છે.

હુકમ કરવા બાબત. — ૧૧૨. જયારે ૧૦૭ મી, ૧૦૮ મી અથવા ૧૧૦ મી કલમ પ્રમાણે ચાલનારા કોઈ માજીસ્ટ્રેટ તે સદરહુ કલમ પ્રમાણે કારણુ બતાવવાનું કોઇપણ સખસને ફરમાવવાની જરૂર લાગે, ત્યારે તેણે એક લેખી હુ-કમ કરીને તેમાં જે ખબર મળી હોય તેનો સાર, તથા કેટલા રકમનું ખત કરી આપવું તે; તથા કેટલી મુદત સુધી તે અમલમાં રેહેશે તે તથા જામાન (જોઈતા હોયતો) કેટલા, કેવા પ્રકારના, અને કયા વર્ગના જામીન જોઈયે તે જણાવવું.

ટીકા—એક માજીસ્ટ્રેટે એવો હુકમ કર્યો કે તમારા ઘરથી એક માઇલ દુર રહેતો ન હોય તેવા કોઈ આબરૂદાર ત્રાહીત સખસને જમાન આપો. હકીકત ઉપરથી એવું માલમ પડયું કે એક માઈલના હદમાં એવો કોઇ આબરૂદાર માણુસ નહી હતો. જેથી હાઈકોરટે એ એક માઈલની બાબત રદ કરી—નારાયણુ સુબુબીના કામમાં વીકલી રીપોર્ટ ૨૨ પ્ર. ૩૭

આગળ એક કેસમાં એવું ઠર્યું છે કે આ કલમના ઠરાવ પ્રમાણે માજીસ્ટ્રેટે જમાન આપવાનો જે હુકમ કર્યો હોય તે રદ કરવા તેનો અધીકાર છે.—આનંદી કુંવર વિરૂદ્ધ સુ-નીત કુંવર વીકલી રીપોર્ટ ૧૦ પ્ર. ૪૦.

આ કલમ પ્રમાણે વીરૂદ્ધ કારણુ બતાવવાનો હુકમ લખ્યા વગર એકદમ જામીન

આપવા હુકમ કરવો તે ગેરવ્યાજબી છે એવું ઠરયું છે.—રાણી. વિરૂદ્ધ મુની કુબી આલ્હાબાદ હાઈકોરટ રીપોટ વા० ૨ પ્ર० ૧૮૯ તથા રાણી વિરૂધ્ધ હદૂ વા. ૩ પ્ર. ૨.

જેસખસ કોરટ માં હાજર હોય તે ની બાબતમાંહુકમ કરવું.

૧૧૩. જે સખસની બાબતમાં સદરહુ હુકમ કર્યો હોય તે સખસ જો કોરટમાં હાજર હોય, તો તે હુકમ તેને વાંચી સંભળાવવો. અથવા તે કહે તો, તે હુકમનો સાર તેને સમજાવવો.

જે સખસ સદ રહુપ્રમાણેહાજર ન હોય તેની બા- બતમાં સમન અ થવા વારંટ (કહા ડવા બાબત.)

૧૧૪. જો સદરહુ સખસ કોરટમાં હાજર ન હોય, તો માજીસ્ત્રેટે સ- મન કહાડીને તે સખસને કોરટની આગળ હાજર થવાનું ફરમાવવું, અ- થવા જ્યારે સદરહુ સખસ પેહેરામાં હોય ત્યારે માજીસ્ત્રેટે વારંટ કહાડીને જે અમલદારના પહેરામાં તે સખસ હોય તેને એવું ફરમાવવું કે એને કોરટની આગળ આણો.

પણ એવું ઠરાવ્યું છે કે, જ્યારે કોઈ પોલીસ અમલદારના રીપોટ ઉપરથી અથવા બીજી ખબર ઉપરથી (તે રીપોટનો અથવા ખબરનો સાર માજીસ્ત્રેટે દફતરમાં લખવો)સ- દરહુ માજીસ્ટ્રેટને એવું જણાય કે સુલેહનો ભંગ થવાની બીક રાખવાનું કારણ છે, અને સદરહુ સખસને તુરત પકડવા વગર બીજી રીતે તે સુલેહના ભંગનો અટકાવ થઇ શકશે નહીં, તો તે માજીસ્ટ્રેટ તેને પકડવા સારૂ ગમે તે વખતે વારંટ કહાડવાને મુખત્યાર છે.

૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુક મની નકલ સમન અથવા વારંટની સાથે મોકલવી.

૧૧૫. ૧૧૪ મી કલમ પ્રમાણે કહાડેલા દરેક સમન અથવા વારંટ- ની સાથે ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુકમની એક નકલ મોકલવી, અને જે સખસને સદરહુ સમન પોંહોચાડવામાં આવે અથવા જે સ ખસને સદરહુ વારંટ પ્રમાણે પકડવામાં આવે તે સખસને તે સમન પોંહોચાડનારા અથવા તે વારંટ બજાવનારા અમલદારે સદરહુ નકલઆપવી.

જાતે હાજર થ- વાનું માફ કરવા- નો અધિકાર.

૧૧૬. સુલેહ રાખવા સારૂ ખત કરી આપવાનો હુકમ શા સારૂ નહીં કરવો જોઈએ તેનું કારણ બતાવવા માટે જે સખસને ફરમાવ્યું હોય તે- ને જો માજીસ્ત્રેટને પુરતુ કારણ જણાય તો જાતે હાજર થવાનું માફ ક- રવાનો તે માજીસ્ત્રેટને અધિકાર છે. તથા કોઇ પ્લીડર મારફતે હાજર થવાની પરવાનગી આપવાનો તે માજીસ્ત્રેટને અધિકાર* છે.

ખબર ખરી છે કે નહીં તે વિશે ચોકસી.

૧૧૭. જે સખસ કોરટમાં હાજર હોય તે સખસને ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલો હુકમ ૧૧૩ મી કલમ પ્રમાણે વાંચી સંભળાવ્યો હોય અ- થવા સમજાવ્યો હોય અથવા કોઈ પણ સખસ ૧૧૪ મી કલમ પ્રમાણે કાહાડેલા સમનની રૂઇએ કોઈ માજીસ્ત્રેટની આગળ હાજર થાય, અથવા તે કલમ પ્રમાણે કહાડેલા વારંટની બજાવણી કરીને તેને માજીસ્ત્રેટની આગળ આણ્યો હોય ત્યારે જે ખબરને આધારે પોતે ચાલ્યો તે ખબર ખરી છે કે નહીં તે વિશે માજીસ્ત્રેટે ચોકશી કરવી, અને જે જાસ્તી પુરાવાની જરૂર જણાય તે લેવો.

જ્યારે સદરહુ હુકમમાં સુલેહ રાખવા સારૂ તારણ માગ્યું હોય, ત્યારે સમનના મુક- દમામાં કામસાફ ચલાવવા સારૂ આ કાયદામાં આગળ જે રીત કહી છે તે રીતે, બની શકે તેટલે સુધી, સદરહુ ચોકસી કરવી; અને જ્યારે સદરહુ હુકમમાં સારી રીતે ચલાવવા સારૂ

તારણ માગ્યું હોય, ત્યારે વારંટના મુકદમામાં ઇનસાફ ચલાવવા સારૂ આ કાયદામાં આગળ જે રીત કહી છે તે રીતે, બની શકે તેટલે સુધી, સદરહુ ચોકસી કરવી, પણ એમાં તોહોમતનામું તૈયાર કરવાની જરૂર નથી.

આ કલમના કારણ સારૂ, કોઇ સખસને ગુન્હો કરવાની ટેવ છે એ વાત (તેની) સાધારણ લૌકિક સબંધી પુરાવો આપીને અથવા બીજી કોઇ રીતે સાબીત કરવાનો અધિકાર છે.

ટીકા—જેમના જમાન લેવા હોય તેમની વિરૂદ્ધ જેઓ જુબાની આપવા આવે તેઓના ઉલટ તપાસણી કરવા દેવી જોઇએ—રાણી વિરૂદ્ધ શંકર અલ્હાબાદ હાઇકોરટ રીપોટ વા. ૨ પ્ર. ૪૦૬

બેઉ પક્ષકાર તરફથી જે સાહેદો આપવાના હોય તેઓને હાજર કરવા માટે માજીસ્ત્રેટે મદદ કરવી જોઇએ—રાણી વિરૂધ્ધ ચેતસીંગ વાંકલીરીપોટ ૨૨ પ્ર. ૭૦

તોહોમતદાર સુલેહનો ભંગ કરવાનો છે એવા સંભવ ઉપરથી તેના જમાન લેવાય નહીં પુરાવા ઉપરથી જો તેમ દેખાય તો જમાન લેવાયઃ—રાણી. વિરૂદ્ધ અબદુલ હક ૨૦ વી. રી. પ્ર. ૫૭ ગોશીન લછમન પ્રસાદપુરી. વિ. પુહુપન રાયનપુરી ૨૪ વી, રી. પ્ર. ૩૦ વિરૂધ્ધ હેમચંદ્ર ચૌધરી. બેં. લા. રી. વા. ૪ પ્ર, ૪૬ સરકાર વિરૂદ્ધ બીહારીલાલ પ્રજવાસી બેં. લા. રી. વા. ૪ પ્ર. ૪૬

તોહોમતદાર સુલેહનો ભંગ કરશે એવું સાબીત કરવાનો બોજો ખબર આપનારની ઉપર છે. રાણી વિ. નિરંજનસીંગ અલ્હાબાદ હાઈકોરટ રીપોટ વા. ૨ પ્ર. ૪૩૧

જે પુરાવો જોઇએ તે કાયદાસર પુરાવો જોઇએ. કોઇ તાબાનો માજીસ્ત્રેટ એક રીપોટ કરે તો એટલાજ ઉપરથી જામીન લેવાનો હુકમ થઇ શકે નહીં—રાણી. વિ. જીવણજી લીમજી મુંબઇ હાઈકોરટ રીપોટ વા. ૬ પ્ર. ૧૬૨

તાબાના માજીસ્ત્રેટના રીપોર્ટ ઉપરથી જમાન નહીં આપવાનું કાશુર બતાવવાના સમન કાઢવા હરકત નથી—રાણી. વિ. દલપતરામ પ્રેમાભાઇ મુ. હા. રી. વા. ૫ પ્ર. ૧૦૫

તારણ આપવાનો હુકમ. ૧૧૮ જે સખસની બાબતમાં સદરહુ ચોકસી કરવી હોય તે સખસે સુલેહ રાખવા સારૂ અથવા સારી રીતે ચાલવા સારૂ, જેમ હોય તેમ જામીન સાથે કે વગર જામીને ખત કરી આપવું જરૂરનું છે એવું જો સદરહુ ચોકસી ઉપરથી સાબીત થાય તો માજીસ્ત્રેટે તે મુજબ હુકમ કરવો.

પણ એવું ઠરાવ્યું છે.—

પેહેલુ—કે ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુકમમાં જે પ્રકારનું, જે રકમનું અથવા જે મુદતનું તારણ કહ્યું હોય તેથી જુદા પ્રકારનું અથવા વત્તી રકમનું અથવા વત્તી મુદત સુધીનું તારણ આપવાનો કોઇપણ સખસને હુકમ કરવો નહીં.

બીજુ—દરેક ખતની રકમ તે કામની હકીકત ઉપર ઘટતું ધ્યાન આપીને મુકરર કરવી અને તે અતીશે ભારે હોવી નહીં જોઇએ.

ત્રીજુ—જે સખસ સબંધી ચોકસી કરવામાં આવે તે સખસ સગીર હોય ત્યારે ફક્ત તેના જામીનોએજ ખત કરી આપવું.

જે સખસની વિરૂદ્ધ ખબર આપવામાં આવી હોય તેને છોડી મુકવા. ૧૧૯. જે સખસની બાબતમાં ૧૧૯ મી કલમ પ્રમાણે ચોકસી કરી હોય તે સખસે, સુલેહ રાખવા સારૂ અથવા સારી રીતે ચાલવા સારૂ, જેમ હોય તેમ, ખત કરી આપવું જરૂરનું છે, એવું સદરહુ ચોકસી ઉપરથી સાબિત ન થાય, તો તે માજીસ્ત્રેટે દફતરમાં તેવી મતલબની

બાબત. નોંધ કરવી, અને જો સદરહુ સખસને ફક્ત તે ચોકસીના કારણ સારૂ જ પેહેરામાં રાખેલો હોય તો તેને છુટો કરવો અથવા જો સદરહુ સખસને પેહેરામાં રાખેલો નહીં હોય તો તેને છોડી મુકવો.

## ક—તારણ આપવાનો હુકમ કર્યા પછી સઘળી બાબતમાં કામ ચલાવવા બાબત.

જે મુદત સુધી તારણ જોઇતું હોય તે મુદતની સરૂઆત. ૧૨૦. જે સખસની બાબતમાં ૧૦૬ ઠી અથવા ૧૧૮ મી કલમ પ્રમાણે તારણ આપવાનો હુકમ કર્યો હોય, તે સખસની ઉપર, સદરહુ હુકમ કર્યો હોય તે વખતે, જો કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય, અથવા કેદની શિક્ષા તે ભોગવતો હોય, તો તે મુદત સુધી સદરહુ તારણ માગ્યું હોય તે મુદત સદરહુ શિક્ષાનો હુકમની મુદત પુરી થયેથી સરૂ થવી જોઇએ.

બીજાં કામોમાં સદરહુ મુદત તે હુકમની તારીખે સરૂ થવી જોઈએ.

ખતમાં શું શું લખવું. ૧૨૧ જે ખત સદરહુ પ્રકારના કોઇ સખસે કરી આપવાનું હોય તે ખતમાં પ્રસંગ પ્રમાણે. સુલેહ રાખવી અથવા સારી રીતે ચાલવું એ પ્રમાણે તે સખસને બાંધી લેવો, અને સારી રીતે ચાલવા બાબત ખત હોય તો કેદની શિક્ષા કરવા લાયક કાંઇપણ ગુન્હો કરવાથી અથવા કરવાની કોશિશ કરવાથી અથવા કરવામાં મદદગારી કરવાથી, પછી તે ગુન્હો ગમે તે ઠેકાણે બને, તે ખતની સરત તુટી એવું સમજવું.

જામીનો નાકબુલ કરવાનો અધિકાર. ૧૨૨ સારી રીતે ચાલવા સારૂ આ બાબ પ્રમાણે આપવા માંડેલો કોઈ પણ જામીન ના લાયક સખસ છે એ સબબ ઉપરથી તેને ના કબુલ કરવાનો અધિકાર માજીસ્ત્રેટને છે, પણ તે માજીસ્ત્રેટે તેમ કરવાનાં કારણો દફતરમાં લખવાં.

તારણ ન આપે તો કેદ. ૧૨૩. ૧૦૬ ઠી અથવા ૧૧૮ મી કલમ પ્રમાણે તારણ આપવાનો જે સખસને હુકમ કર્યો હોય તે સખસ, જે મુદત સુધી સદરહુ તારણ આપવાનું હોય તે મુદત જે તારીખે શરૂ થતી હોય તે તારીખે અથવા તે પેહેલાં જો સદરહુ તારણ ન આપે તો, આનીજ હેઠળ લખેલા પ્રસંગ ખારેજ કરીને. સદરહુ મુદત પુરી થતાં સુધી. તે સખસને તુરંગમાં મોકલવો અથવા તે અગાઉથીજ કેદમાં હોય તો તેને કેદમાં અટકાવી રાખવો, એ પ્રમાણે તુરંગમાં મોકલવો અથવા અટકાવી રાખવો એ તે તારણ માગવાનો હુકમ કરનારી કોરટને અથવા માજીસ્ત્રેટને અથવા જે તુરંગમાં સદરહુ પ્રમાણે હુકમ કરેલા સખસને અટકાવી રાખ્યો હોય તે તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને સદરહુ મુદતની અંદર તે તારણ આપે ત્યાં સુધી તેને તુરંગમાં મોકલવો જોઇએ, અથવા કેદમાં અટકાવી રાખવો જોઇએ.

હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ કયારે કામ રજુ કરવું. જ્યારે એક વરસ કરતાં વત્તી મુદત સુધી તારણ આપવાનો સદરહુ સખસને કોઇ માજીસ્ત્રેટે હુકમ કર્યો હોય, ત્યારે જો સદરહુ સખસ ઉપર કહ્યા મુજબ તારણ ન આપે તો તે માજીસ્ત્રેટે વારંટ કહાડીને એવું ફરમાવવું કે સેશન કોરટનો હુકમ થતાં સુધી, અથવા સદરહુ માજીસ્ત્રેટ પ્રે-

સિડેન્સી માજીસ્ત્રેટ હોય તો. હાઇકોરટનો હુકમ થતાં સુધી, તે સખસને તુરંગમાં અટકાવી રાખવો, અને બની શકે તેટલી તાકીદે, તે કામ સદરહુ કોરટની આગળ રજુ કરવું.

સદરહુ કોરટ તે કામ તપાસીને અને કાંઈ પણ વધારે ખબર અથવા પુરાવો પોતાને જરૂરનો લાગે તે માગીને તે કામમાં પોતે દુરસ્ત ધારે તેવો હુકમ કરવાને મુખત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કે તારણ નહી આપવા બાબત કોઇ પણ સખસને કેદ કર્યો હોય તો તે કેદની મુદત ત્રણ વરસ કરતાં વત્તી હોવી નહી જોઇએ.

કેદનો પ્રકાર. સુલેહ રાખવા સારૂ તારણ નહી આપવા બાબત કેદ આસાન હોવી જોઈએ.

સારી રીતે ચાલવા સારૂ તારણ નહી આપવા બાબત કેદ દરેક કામમાં કોરટ અથવા માજીસ્ત્રેટ ફરમાવે તે પ્રમાણે સખત મજુરી સાથે અથવા આસન થઇ શકે.

તારણ નહી આપવા બાબત કેદ કરેલા સખસોને છુટા કરવાનો અધિકાર. ૧૨૪. જ્યારે જ્યારે જીલ્લા માજીસ્ત્રેટનો અથવા કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટનો એવો મત હોય કે આ બાબ પ્રમાણે તારણ નહી આપવા બાબત કેદ કરેલા કોઇપણ સખસને છુટો કરવાથી લોકને અથવા કોઇ પણ બીજા સખસને જોખમ પોહોંચશે નહી, ત્યારે ત્યારે તે સદરહુ સખસને છુટો કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે; પછી તે સખસને કેદ કરવાનો હુકમ તેણે પોતે કરેલો હોય કે પોતાના હોદા ઉપર જે અમલદાર હોય તેણે કરેલો હોય કે કોઈ તાબામાંહેના માજીસ્ત્રેટે કરેલો હોય તોપણ.

જ્યારે જ્યારે જીલ્લા માજીસ્ત્રેટનો અથવા કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટનો એવો મત હોય કે આ બાબ પ્રમાણે તારણ નહી આપવા બાબત સેશન કોરટના અથવા હાઇકોરટના હુકમ પ્રમાણે કેદ કરેલા કોઇ પણ સખસને સદરહુ જોખમ વગર છુટો કરી શકાય એવું છે, ત્યારે ત્યારે સદરહુ માજીસ્ત્રેટે, પ્રસંગ પ્રમાણે, સેસન કોરટના અથવા હાઇકોરટના હુકમ સારૂ તે કામનો તુરત રીપોર્ટ કરવો. અને સદરહુ કોરટ દુરસ્ત ધારે તો તે સદરહુ સખસને છુટો કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

સુલેહ રાખવાબાબતનું કોઇ પણ ખત રદ કરવાનો જીલ્લા માજીસ્ત્રેટનો અધિકાર. ૧૨૫. જીલ્લા માજીસ્ત્રેટ પોતાના જીલ્લામાંની જે કોરટ પોતાની કોરટથી ચહડતા દરજ્જાની ન હોય તેવી કોઇ કોરટના હુકમથી સુલેહ રાખવા સારૂ જે ખત આ બાબ પ્રમાણે કરી આપ્યું હોય તે ખત પાકાં કારણો સારૂ ગમે તે વખતે રદ કરવાને મુખત્યાર છે. તે કારણો દફતરમાં લખવાં.

જામીનોનો છુટકારો. ૧૨૬. કોઇ પણ સખસની સુલેહ ભરેલી અથવા સારી ચાલ માટે બીજો જે સખસ જામીન થયો હોય તે સખસ કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની. જીલ્લા માજીસ્ત્રેટની. પેટાટુકડી માજીસતરેટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાંહે આ બાબ પ્રમાણે કરી આપેલું હરકોઈ ખત રદ કરવા બાબતની અરજી ગમે તે વખતે સદરહુ માજીસ્ત્રેટને કરવાને મુખત્યારછે.

સદરહુ અરજી થયા ઊપરથી તે માજીસ્ત્રેટે પોતાને દુરસ્ત લાગે તે પ્રમાણે પોતાનો સમન અથવા વારંટ કાહાડીને જે સખસને માટે સદરહુ જામીન બંધાએલો હોય તે સખસ

ને પોતાની આગળ હાજર થવાનું અથવા આણવાનું ફરમાવવું.

જ્યારે તે માજીસ્ત્રેટની આગળ સદરહુ સખસ હાજર થાય અથવા તેને આણ્યો હોય ત્યારે સદરહુ માજીસ્ત્રેટે તે ખત રદ કરવું, અને તે ખતની મુદતના બાકી રહેલા ભાગને માટે અસલ તારણના જેવાજ પ્રકારનું નવું તારણ આપવાનો સદરહુ સખસને હુકમ કરવો. સદરહુ પ્રકારનો દરએક હુકમ ૧૨૧ માં, ૧૨૨ મા, ૧૨૩ મી, અને ૧૨૪, કલમનાં કારણ સારૂ, પ્રસંગ પ્રમાણે ૧૦૬ ઠી, અથવા ૧૧૮ મી, કલમ મુજબ કરેલો હુકમ છે એવું સમજવું.

## બાબ ૯ મો.

### કાયદા વિરૂદ્ધ મંડળીઓ.

માજીસ્ત્રેટના અથવા પોલીસઅમલદારના હુકમ ઉપરથી મંડળીએ વીખરાઇ જવું.

૧૨૭. કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીને, અથવા જેથી લોકની સુલેહમાં ગડબડ થવાનો સંભવ હોય એવા પાંચ અથવા વધારે સખસોની મંડળીને, વીખરાઇ જવાનો હુકમ કરવાને કોઇપણ માજીસ્ત્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તે અમલદાર મુખત્યાર છે; અને એવો હુકમ થએથી તે હુકમ મુજબ વીખરાઇ જવાની તે કાયદા વિરૂધ્ધ મંડળીના અંગભુતોની ફરજ છે.

આ કલમ કલકત્તા તથા મુંબાઇ એ શેહેરોમાં પોલીસને લાગુ છે.

વિખરી નાખવા સારૂ બિન લશ્કરી જબરી કરવા બાબત.

૧૨૮. એ પ્રમાણે હુકમ કર્યા ઉપરથી સદરહુ પ્રકારની કોઈ મંડળી વિખરાઈ નહી જશે અથવા એ પ્રમાણે હુકમ કર્યા વગર વિખરાઇ નહી જશે તો તેના વર્તણુક ઉપરથી વિખરાઈ નહી જવાનો તેનો નિશ્ચય જણાય તો હરકોઇ માજીસ્ટ્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તે અમલદાર, પછી તે ઇલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બાહાર હોય તોપણ સદરહુ મંડળીને જબરીથી વિખરી નાંખવાને મુખત્યાર છે, અને સદરહુ મંડળી વિખરી નાંખવાના કારણસારૂ, અને જરૂર હોય તો, સદરહુ મંડળી વીખરી નાંખવાને અથવા તે મંડળીના માણસોને કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તે માટે તે માણસોને પકડવા તથા કેદ કરવા સારૂ મલીકામાઆઝમાના લશ્કરમાંના અમલદાર અથવા સીપાઈ નહી હોય તેવા અથવા ૧૮૬૯ ના હીંદુસ્તાનના વાલન્ટીયરોના આકટ પ્રમાણે નોંધેલા વાલન્ટીયર નહી હોય અને તેવા તરીકે કામ કરતો ન હોય એવા કોઇપણ મરદ માણસની મદદ માગવાને મુખત્યાર છે.

લશ્કરી જબરી કરવા બાબત.

૧૨૯. જો સદરહુ પ્રકારની કોઇ મંડળી બીજી રીતે વિખરી નખાતી નહી હોય, અને લોકોની સહીસલામતી રાખવા સારૂ તે મંડળી વીખરી નાખવાની જરૂર હોય, તો ઊંચામાં ઊંચા દરજ્જાનો જે માજીસ્ટ્રેટ હાજર હોય તેને તે મંડળી લશ્કરી જબરીથી વિખરી નખાવવાનો અખત્યાર છે.

લશ્કરના જે કમાંડીંગ આફિસરને મંડળી વિખરી નાખવાનુ માજીસ્ત્રેટે ફરમાવ્યું હોય તે

૧૩૦. જ્યારે કોઇ માજીસ્ત્રેટ સદરહુ પ્રકારની કોઈપણ મંડળી લશ્કરી જબરીથી વિખેરી નાખવાનો નિશ્ચય કરે, ત્યારે મલીકામાઆઝમાના લશ્કરમાં હરકોઇ સિપાઇયોની અથવા ૧૮૬૯ ના હીંદુસ્તાનના વાલન્ટીયરોના આકટો પ્રમાણે નોંધેલા હરકોઇ વાલન્ટીયરોની, કમાંડ જે કોઇ સનંદી અથવા બીનસનંદી અમલદારની પાસે હોય તે અમલદારને

કમાંડીંગઆફીસરનું કામ. સદરહુ મંડળી તેવી જબરીથી વિખરી નાખવાનુ, તથા પોતે ફરમાવે તેવા, અથવા તે મંડળી વિખરી નાખવાને, અથવા કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તે માટે જેમને પકડી અટકાવી રાખવાની જરૂર હોય તેવા, તે મંડળીના માણસોને પકડી અટકાવી રાખવાનું, ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

સદરહુ પ્રકારના દરએક અમલદારે પોતાને દુરસ્ત લાગે એવી રીતે સદરહુ હુકમ પ્રમાણે ચાલવું; પણ તેમ કરવામાં તેણે તે મંડળી વિખરી તો નાખવીજ તથા સદરહુ માણસોને પકડીને અટકાવી તો રાખવાજ, પણ તેમ કરવામાં જેટલી ઓછી જબરી થાય તેટલી ઓછી જબરી કરવી. અને જાનમાલને જેટલું ઓછું નુકશાન થાય તેટલુ ઓછુ નુકશાન કરવું.

મંડળી વિખરી નાખવાનો કમીશન્ડ(સનંદી) લશ્કરી અમલદારોનો અધિકાર. ૧૩૧. જ્યારે સદરહુ પ્રકારની કોઇ પણ મંડળીથી લોકોની સહીસલામતીને ઉઘાડી રીતે ધોકો પોહોંચતો હોય. અને કોઇ માજીસ્ત્રેટને જણાવી શકાતું નહી હોય, ત્યારે મલીકામાઆઝમાના લશ્કરના હરકોઇ કમીશન્ડ (સનંદી) અમલદારને સદરહુ મંડળી લશ્કરી જબરીથી વિખરી નાખવાનો અધિકારછે, તથા સદરહુ મંડળી વિખરી નાખવા માટે અથવા કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તે માટે તે મંડળીના હરકોઇ માણસોને પકડીને કેદ કરવાનો તેને અધિકાર છે; પણ જ્યારે આ કલમ પ્રમાણે તે ચાલતો હોય તેવામાં કોઈ માજીસ્ત્રેટને તે બાબતની હકીકત જણાવવાની તક મળી આવે તો તેણે તેમ કરવુ અને ત્યાર પછી પોતે સદરહુ પ્રમાણે કરવાનું જારી રાખવું કે નહી તે બાબત તેણે માજીસ્ત્રેટના હુકમ પ્રમાણે ચાલવું.

આ બાબ પ્રમાણે કરેલાં કામ બાબત ફરિયાદમાં ડવાવિરૂદ્ધબચાવ. ૧૩૨. આ બાબ પ્રમાણે કરેલાં કામો છે એવું કહેવામાં આવતું હોય તેવાં કોઇપણુ કામ બાબત કોઈ પણ માજીસ્ત્રેટ, લશ્કરી અમલદાર, પોલીસ અમલદાર. સિપાઇ અથવા વાલંન્ટીયરની ઉપર કોઇપણુ ફરિયાદ, ગવરનર જનરલ ઇનકાંઉન્સિલની મંજુરી વગર, કોઇપણુ ફોજદારી કોરટમાં માંડવી નહી; તથા.

બ(અ) આ. બાબ પ્રમાણે શુધબુધિથી ચાલનારા કોઈ પણ માજીસ્ત્રેટે અથવા પોલીસ અમલદારે;

(બ) ૧૩૧ મી કલમ પ્રમાણે શુદ્ધબુદ્ધિથી ચાલનારા કોઇપણુ અમલદારે;

(ક) ૧૨૮ મી અથવા ૧૩૦ મી કલમ પ્રમાણે કોઈ હુકમ મુજબ શુદ્ધબુદ્ધિથી હરકોઈ કામ કરનારા કોઈ પણ સખસે, અને

(ડ) લશ્કરી કાયદા પ્રમાણે જે હુકમ માનવાને પોતે બંધાએલો હોય તે હુકમને તાબે થઇને કાંઈપણુ કામ કરનારા કોઈ હલકા દરજ્જાના અમલદારે અથવા સિપાઇએ. અથવા વાલન્ટીયરે.

તે ઉપરથી કાંઇ ગુન્હો કરયો છે એવું સમજવું નહી.

## • બાબ ૧૦ મો.

## લોકાપકારક કૃત્યો.

અપકારક વસ્તુ ૧૩૩. જ્યારે જ્યારે કોઇ રિપોટ અથવા બીજી ખબર મળ્યા ઉપરથી

ખશેડવા બાબત શરતી હુકમ. તથા પોતે દુરસ્ત ધારે એવો પુરાવો (જો જોઇતો હોય તો) લીધા ઉપર-થી કોઇ જીલ્લા માજીસ્ત્રેટના અથવા પેટા તુકડી માજીસ્ત્રેટના અથવા પેહેલા વરગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબતનો અધિકાર આપ્યો હશે તે માજીસ્ત્રેટના વિચારમાં એમ આવે કે,

ફલાણો રસ્તો અથવા નદી અથવા કાંસ લોકો કાયદેસર વાપરે છે અથવા લોકોને કાયદેસર વાપરવાનો અધિકાર છે તે રસ્તામાંથી અથવા નદીમાંથી અથવા કાંસમાંથી અથવા ફલાણી સારવજનિક જગામાંથી ફલાણી કાયદા વિરૂધ અડચણ અથવા અપકારક વસ્તુ ખશેડવી જોઈએ, અથવા

ફલાણો વેપાર અથવા ધંધો, અથવા ફલાણો માલ અથવા વેપારની જણુસ રાખવી એ લોકની તનદુરસ્તીને અથવા શરીર સુખને નુકશાનકારક હોવાના સબબથી તે વેપાર અથવા ધંધો બંધ કરી નાખવો જોઇએ અથવા ખસેડવો જોઇએ અથવા તે બાબત મના કરવી જોઇએ અથવા તે માલ અથવા વેપારની જણુસ રાખવાનુ બંધ કરી નાખવું જોઇયે અથવા ખસેડવું જોઇએ અથવા તે બાબત મના કરવી જોઇએ, અથવા

ફલાણી ઇમારત બાંધવાથી અથવા ફલાણા પદારથની વ્યવસ્થા થયાથી આગ લાગવાનો અથવા અવાજ થઇને ફુટવાનો સંભવ છે માટે તે અટકાવવી જોઈએ, અથવા બંધ કરવી જોઇએ; અથવા.

ફલાણી ઇમારત એવી હાલતમાં છે કે તે પડશે અને તેથી પડોશમાં રેહેનારા અથવા ધંધો ચલાવનારા લોકોને અથવા પાસે થઇને આવનાર જનાર લોકોને નુકશાન થશે એવો સંભવ છે, અને તેટલા માટે તેને ખશેડવાની અથવા તેની મરામત કરવાની અથવા તેને ટેકો આપવાની જરૂર છે.

અથવા સદરહુ પ્રકારના ફલાણા રસ્તા પાસેના અથવા ફલાણી સારવજનિક જગા પાસેનાં ફલાણાં તળાવની અથવા કુવાની અથવા ખાડાના આશપાસ વાડ અથવા પાળ એવી રીતે બાંધી લેવી જોઇએ કે પછી તેથી લોકોને કાંઇ ભય ઉત્પન થાય નહી,—

ત્યારે ત્યારે જે સખસ તે અડચણ અથવા અપકારક વસ્તુ કરતો હોય, અથવા તે વેપાર કે ધંધો ચલાવતો હોય અથવા તે માલ કે વેપારની જણુસ રાખતો હોય, અથવા તે ઇમારતનો, પદાર્થનો, તળાવનો, કુવાનો, અથવા ખાડાનો માલીક અથવા કબજેદાર હોય અથવા તે ઉપર અખત્યાર ચલાવનાર હોય તે સખસની ઉપર એક શરતી હુકમ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે તે હુકમમાં તે સખસને એમ ફરમાવવું કે આ હુકમમાં ઠરાવેલી આટલી મુદતમાં તમે:—

તે અડચણ અથવા અપકારક વસ્તુ કાહાડી નાખજો; અથવા

તે વેપાર અથવા ધંધો બંધ કરજો અથવા ખસેડજો; અથવા

તે માલ અથવા વેપારની જણુસ ખસેડજો; અથવા

તે ઇમારત બાંધસો નહીં અથવા બંધાવવી બંધ રાખજો; અથવા

તે ખસેડી લઈ જજો અથવા તેની મરામત કરજો અથવા તેને ટેકો આપજો; અથવા

તે પદાર્થની વ્યવસ્થામાં ફેરફાર કરજો; અથવા •

તે તળાવને અથવા કુવાને અથવા ખાડાને વાડ અથવા પાળ બાંધી લેજો. (આટલી બાબતોમાંથી પ્રસંગ હોય તે બાબત હુકમમાં લખવી.)

અને તેમાં બીજું એમ ફરમાવવું કે અગર તમે એ પ્રમાણે ન કરો તો આ હુકમથી ઠરાવેલી ફલાણી વખતે તથા જગાએ તમે અમારા આગળ અથવા કોઈ પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્ત્રેટની આગળ હાજર થજો, અને આ કાયદામાં આગળ ઠરાવેલી ફલાણી રીતે તે હુકમ રદ કરાવવાની અથવા બદલાવવાની દરખાસ્ત કરજો.

આ કલમ પ્રમાણે કોઈ માજીસ્ત્રેટે યોગ્ય રીતે હુકમ કર્યો હોય તે હુકમ વિશે કોઈ પણ દિવાની કોરટમાં તકરાર ઉઠાવવી નહીં.

ખુલાસો—"સાર્વજનિક જગા" આ શબ્દોમાં સરકારની માલ મિલકતનો તથા છાવણીની જગાનો અને લોકોની તનદુરસ્તી ઠીક રાખવા સારૂ અને તેઓની ગમતને સારૂ જે જગા છુટી રાખેલી હોય તે જગાનો પણ સમાવેશ થાય છે.

ટીકા—આ કલમ ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૨૧ ને મળતી છે પણ તેમાં ઘણા અગત્યના સુધારા થયા છે.

આ કલમ પ્રમાણે અપકારક વસ્તુ ખસેડવા બાબતનો હુકમ કરવા માટેના નમુના માટે જુઓ પરીશીષ્ટ ૫ નો નમુનો ૧૬ મો.

જે લોકાપકારક કૃત્ય ખસેડવા દરખાસ્ત કરવામાં આવી હોય તે લોકાપકારક કૃત્ય ઘણા વરસથી છે એવો બચાવ ચાલી શકે નહીં રાણી વિરૂદ્ધ કોશ. આર્ચ. પ્ર. ૯૫૭ કલકત્તાના પરાનો મ્યુનિસિપાલ કમિશનર વિ. મહમદઅલી બેંગાળા રીપોટ વા. ૭ પ્ર. ૪૯૯

સરીયામ રસ્તો પહોળો અને મોટો હોય તેને કોઇ હમેશને માટે સાંકડો કરવાની તજવીજ કરે તો તે લોકાપકારક કૃત્ય કહેવાય રાણી વિરૂદ્ધ યુનાઇટેડકીંગડમ ઈલેકટ્રીક ટેલીગ્રાફ કંપની, આર્ચ પ્ર. ૯૬૭

અમુક જગો સ્મશાન તરીકે વપરાય નહીં એવી અરજ માજીસ્ત્રેટને થઇ શકે નહીં તેમ તે મંજુર પણ કરી શકે નહીં ગદાધર કાગીલા વિ. બૈદ્યનાથ બાના. ૨૨ વી. રી. પ્ર. ૬

જે ખાડામાં ફરીયાદી પોતાનો કચરો પુંજો નાખતો હોય તો તે માટે માજીસ્ત્રેટથી કાંઇ થઈ શકે નહીં—ફરીયાદીએ દીવાની દાદે પહોંચવું જોઇએ—રામદાસ. વિ. ભોલાદાસ વીકલી રીપોટ ૧ પ્ર. ૩૨૪

આ કલમનો ઉપયોગ કરવા માટે માજીસ્ત્રેટ પાસે જે સખસે ફરીયાદ કરી હોય તેમની ઉપર કાંઇ નુકશાનીની ફરીયાદ માંડી શકાય નહીં પણ માજીસ્ત્રેટને જે ખબર આપી હોય તે દ્વેષથી આપેલી હોય અથવા સામાવાળાને કાંઇ ઇજા કરવા આપી હોય તો એવી નુકશાનીની ફરીયાદ ચાલી શકે ચીંતામાની બાપુજી. વિ. દીગંબર ચીંતર, બેં. વા. ૨ પ્ર. ૧૫

આ અને આગળની બીજી કલમો પ્રમાણે કામ ચલાવવામાં કાંઇ કાયદાની ભૂલ થઇ હોય તો હાઇકોરટ તે જોઇ શકે છે. ગણુપતપરસાદ બાનસોબારાની કામમાં મુંબઇ હાઈકોરટ રીપોટ વા. ૯ પ્ર. ૧૬૦

હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૬૮ મુજબ કોઇ સખસ ઉપર લોકાપકારક કૃત્યના ગુન્હાની ફરીયાદી થઇ હોય તે કામ સને ૧૮૭૨ ના આકટ ૧૦ માના બાબ ૩૯ એટલે હાલના કાયદાનો બાબ ૧૧ મુજબ પ્રથમ કામ ચાલેલું નથી એવા સબબથી સદરહુ ફરીયાદી ગેરકાયદે ગણાય નહીં. સુખલાલ અને બીજા. મુંબઈ હાઈકોરટ સપ્ટેમબર તા૦ ૧૭ સને ૧૮૬૯

કોઇ સખસના ઘરમાં થઇ રાજમાર્ગ ઉપર જવાનો રસ્તો હોય તે ખાનગી રસ્તો માજીસ્ત્રેટને ઉઘડાવવાને સતા નથી સબબ તે ખાનગી રસ્તો રાજમાર્ગ નથી તે કામ દીવાની કોરટ લાયક છે; જંકીનાથ ભટાચારજી, વીકલીરીપોટ ૨ પ્ર. ૩૬.

જે તળાવ ફકત જળાશય હોય તે તળાવને અકસમાત બનાવ અટકાવવાને ફકત વાડ કરવાનોજ હુકમ માજીસ્ત્રેટ કરી શકે પણ જો તે અર્ધો સુકાયેલો એક ખાડો હોય અને તેમાં

લોકો પુંજો નાખતા હોય અને તેથી લોકાપકારક કૃત્ય થતુ હોય ને બીજો ઉપાય ન હોય તો ગાજીસ્ત્રેટ તે ખાડો પુરાવી નાખવાને હુકમ કરવાને સતાવાન છે, બિસ્તોચંદ મકબતી. વીકલી રીપોટ ૧૦ પ્ર. ૨૭.

હુકમ પહોંચાડવા અથવા જાહેર કરવા બાબત. ૧૩૪ જે સખસની ઉપર સદરહુ હુકમ કર્યો હોય તે સખસને, બની શકે તો આ કાયદામાં સમન બજાવવા સારૂ ઠરાવેલી રીતે, તે હુકમ પોહોચાડવો.

જો સદરહુ હુકમ એ પ્રમાણે પોહોચાડી શકાતો ન હોય તો, સ્થાનીક સરકાર કાનુન કરીને ફરમાવે તે રીતે જાહેરનામુ પ્રસિદ્ધ કરીને તે હુકમ જાહેર કરવો તથા તેની ખાતર તે સખસને પોહોંચાડવા માટે સૌથી લાયક હોય એવી જગાપર અથવા જગાઓપર તેની નકલ ચોહોડવી.

૧૩૫ જે સખસની ઉપર સદરહુ હુકમ કર્યો હોય તેણે—

જેસખસને હુકમ કર્યો હોય તેણે તે હુકમ માનવો. (અ) તે હુકમમાં લખેલી મુદતમાં તે હુકમથી ફરમાવેલું કામ કરવું અથવા.

અથવા કારણ બતાવવું અથવા જ્યુરી માગવી. (બ) સદરહુ હુકમ પ્રમાણે હાજર થવું અને તેની વિરૂધ્ધ કારણ બતાવવું અથવા તે હુકમ વ્યાજબી તથા યોગ્ય છે કે નહીં તેનો ઇનસાફ કરવાને એક જ્યુરી મુકરર કરવા સારૂ, જે માજીસ્ટ્રેટે તે હુકમ કર્યો હોય તે માજીસ્ટ્રેટને અરજી કરવી.

**ટીકા**—અમુક રસ્તે જવાના મારગપગની અડચણ દુર કરવી અને એવો હુકમ કેમ ન કરવો તેનું કારણ બતાવવું એવો માજીસ્ટ્રેટે આ કામનો હુકમ કર્યો હતો. જે માણસપર આરોપ હતો તે માણસે અરજી કર્યા ઉપરથી તે માજીસ્ટ્રેટે જુના ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૫૨૩ એટલે આ કલમ ૧૩૫ પ્રમાણે પંચ નિમ્યા.

તેમાં ઠરાવવામાં આવ્યું કે માજીસ્ટ્રેટે પેહેલાં જે હુકમ કર્યો હતો તે બરાબર અને યોગ્ય હતો કીંવા નહીં? અને તેને નિર્ણય કરવા માટે ખરેખર રીતે અમુક જમીનમાંથી જવા આવવાના રસ્તાનો ટંટો ખરેખર છે કીંવા નહીં? એ વાતની ચોકશી કરવા વિશે માજીસ્ટ્રેટે તે પંચને કહેવું જોઇતું હતું. કલકત્તા હાઇકોરટ રીપોટ વા. ૨૧ પ્ર. ૬૪ તા. ૩૦ માર્ચ ૧૮૭૪

આ કલમ પ્રમાણે કામ ચલાવવામાં પંચના આશામી નિમવા તે માજીસ્ટ્રેટે પોતે પોતાની મરજી પ્રમાણેના નિમવા અને માજીસ્ટ્રેટનો હુકમ કાયમ કરવામાં જે વિરૂધ પક્ષકારનું હીત છે તે પક્ષકારે પસંદ કરેલાને માજીસ્ટ્રેટે નિમવો નહીં.

આ કામમાં વિરૂધ પક્ષકારે નિમેલા પંચ માજીસ્ટ્રેટે નિમ્યા હતા સબબ તે માજીસ્ત્રેટનો પંચ નિમવા બદલનો હુકમ હાઇકોરટે જુના ક્રિમીનલ પ્રોસિજરકોડની કલમ ૨૯૭ના આધારે તપાસણી કોરટ તરીકે રદ કર્યો. કારણ તેણે કરીને કામમાંના ગુણ દોષને બાધ આવ્યો છે. સબબ આ કામ ચલાવવાના કામમાં મોટી મુદાની ચુક છે એવો હાઈકોરટનો અભિપ્રાય હતો. કલકત્તા તા. ૧૮ ફેબ્રુઆરી ૧૮૭૪ વા. ૨૧ પ્ર. ૪૩

તેમ નહીં કરવાનું ફળ. ૧૩૬. ૧૩૫ મી કલમમાં ફરમાવ્યા મુજબ સદરહુ સખસ સદરહુ કામ ન કરે અથવા હાજર થઇને કારણ ન બતાવે અથવા જ્યુરી મુકરર કરવા સારૂ અરજી ન કરે, તો તે બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૮૮ મી કલમમાં ફરમાવેલા શિક્ષાને તે પાત્ર થશે, અને તે હુકમ નિઃસંકેત કરવામાં આવશે.

ટીકા—એ કેસમાં એવું ઠરયું હતું કે નિમેલી મુદત વીતી ગયા પછી પણ એ હુકમ નહીં માનવાનું કામ ચલાવવું શરૂ કર્યા પહેલાં કાંઇ કારણ બતાવવામાં આવે તો માજીસ્ત્રેટે કારણ સાંભળવાં જોઇએ. બાંસ્તોચંદર ચકરબતીના કામમાં વી. રી. ૧૦ પ્ર. ૨૭.

તે કારણ બતાવવાને હાજર થાય ત્યારે કેમ કરવું.

૧૩૭. જો તે સખસ હાજર થાય અને તે હુકમની વિરૂધ કારણ બતાવે, તો માજીસ્ત્રેટે તે બાબતમાં પુરાવો લેવો.

જો માજીસ્ત્રેટની એવી ખાત્રી થાય કે તે હુકમ બ્યાજબી તથા યોગ્ય નથી. તો તે બાબતમાં આગળ કામ ચલાવવું નહીં.

જો તે માજીસ્ત્રેટની એવી ખાત્રી ન થાય તો તે હુકમ નિ:સંકેત કરવો.

ટીકા—આ કલમમાં પુરાવો લેવા માજીસ્ત્રેટો ઉપર જે ફરજ નાખી છે તે પ્રમાણે તેઓએ પુરાવો લેવો જોઈએ એવું આ કલમના ઠરાવથી દેખાય છે અને એવું ઠરયું પણ છે, નીમાઈચરણ દેવા વિરૂદ્ધ કાળીનાથ રકીથ વી. રી. ૨૬ પ્ર. ૭

સરીયામ રસ્તા ઉપરથી કાંઇ અડચણ દુર કરવા માટે કોઇ માજીસ્ત્રેટ પાસે કાંઇ ફરીયાદ કરવામાં આવી હોય ત્યારે સદરહુ રસ્તો સરીયામ છે એવું માજીસ્ત્રેટે પ્રથમ તપાસવું જોઈએ એ તપાસમાં રસ્તો મજકુર સરીયામ છે એવું જણાય તો તે બાબતનું કામ આગળ ચલાવવા તેનો અધિકાર છે જો તે રસ્તો મજકુર સરીયામ નથી એવું તેને એ તપાસને અંતે જણાય તો એ કામ આગળ ચલાવવા તેનો અધિકાર નથી અને તેથી અડચણ દુર કરવા તેનો હુકમ અમલમાં લાવવો નહીં જોઇએ. બચ્ચારામ ભટાચારજી વીકલી રીપોટ ૧૫. પ્ર. ૬૭

તે સખસ જ્યુરી માગે ત્યારે કેમ કરવું.

૧૩૮. જ્યુરી મુકરર કરવા સારૂ ૧૩૫ મી કલમ પ્રમાણે અરજી આપે એટલે માજીસ્ત્રેટે,—

(અ) તુરત એક જ્યુરી મુકરર કરવી તેમાં પાંચ સખસો કરતાં ઓછા નહીં હોય તેવી વિષમ સંખ્યા હોવી જોઈએ અને તેનો પ્રમુખ તથા બાકીના સભાસદો માંહેના અડધા સભાસદો તે માજીસ્ત્રેટે મુકરર કરવા, અને બીજા સભાસદો તે અરજદારે મુકરર કરવા.

(બ) સદરહુ પ્રમુખને તથા સભાસદોને માજીસ્ત્રેટ દુરસ્ત ધારે તેવી જગાએ તથા વખતે હાજર થવા સારૂ સમન કરવા; અને

(ક) તેમણે પોતાનો ઠરાવ કેટલી મુદતમાં આપવો તે મુદત મુકરર કરવી.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૨૩ ના બીજા પારીગ્રાફ કલમ ૫૨૪ ના પેહેલા પારેગ્રાફને મળતી છે. જ્યુરી રચવા બાબત માજીસ્ત્રેટે જે હુકમ કરવો તેના નમુના માટે જુઓ પારિશિષ્ટ ૫ નો નમુનો ૧૭ મો.

નીમેલી મુદતમાં જ્યુરી પોતાનો નીવેડો લાવે નહીં તો તે નીવેડો રદ બાતલ છે. જો મુદત વધારી હોય તો તે મુદતમાં નીવેડો આવવો જોઈએ પણ તે મુદતમાં નીવેડો આપવામાં ન આવે તો તે નીવેડો રદ છે. દીનોનાથ ચકરબતી વિરૂદ્ધ હરગોવીંદ પાલ વીકલી રીપોટ ૧૬ પ્ર. ૨૩

જ્યુરીઓમાંથી એક જુરરે પોતાનો રીપોર્ટ માજીસ્ત્રેટને મોકલ્યો ન હોય તે કારણથી બીજી જુરી ભરવાની અથવા બીજી જુરીને તે બાબત ફરીથી સોંપવાની સત્તા માજીસ્ત્રેટને નથી. જ્યારે કલમ ૧૩૮ મુજબ યોગ્ય રીતે નામેલી જુરી કાંઈ સારા કારણને લીધે સોંપેલા

બાબતનો નીવેડો કરી શકે નહી ત્યારે માજીસ્ત્રેટને નવી જુરી નિમવાનો અખત્યાર છે. નિમાએલા જુરીમાંથી એક સખસ મરણ પામે અથવા એમધારો કે જુરી હઠ કરી જે બાબતસારૂ નિમવામાં આવી હોય તે બાબતનો ફેંસલો કરવા ના પાડે તો એવી બાબતમાં જુરી નિમવાનો પ્રથમનો હુકમ નીરઉપયોગી અને રદ થાય છે એમ ગણી માજીસ્ત્રેટ કલમ ૧૩૮ મુજબ બીજી જુરી નિમવાને મુખત્યાર છે પણ ઉપરના કામમાં તો બીજી જુરી નીમાઇ ત્યાર પહેલાં પ્રથમના જુરરોએ પોતાનો અભિપ્રાય પ્રમુખને જણાવ્યો હતો અને માજીસ્ત્રેટને રિપોર્ટ કરવાનુંજ બાકી રહ્યું હતું ખામી એટલીજ રહી હતી કે પ્રમુખે રીતસર રીપોર્ટ માજીસ્ત્રેટને કર્યો નહોતો પણ એ રીપોટ બીજી જુરીના પ્રમુખ મારફત માજીસ્ત્રેટે ફરીઆદમાં માગેલો હુકમ કાઢયો ત્યાર પેહલાં તેને પોહોચાડયો હતો. આ ઉપરથી એમ ઠરાવવામાં આવ્યું કે માજીસ્ત્રેટે પ્રથમની જુરીએ કરેલા રીપોટ પ્રમાણે વરતવું અને બીજી જુરીનો રીપોટ રદ બાતલ ગણવો જોઇએ—શેખનોઝીમુડાના કામમાં વીકલી રીપોટ ૨૧ પ્ર ૫૪

જો જ્યુરી માજીસ્ત્રેટનો હુકમ બ્યાજબી ઠરાવે તો કેમ કરવું.

૧૩૯. જો તે જુરીને અથવા જુરરોમાંના અડધાથી વધારે જણને માજીસ્ત્રેટનો અસલનો હુકમ બ્યાજબી તથા યોગ્ય છે અથવા તે હુકમમાં કાંઇએક ફેરફાર કર્યો હોય તો તે હુકમ બ્યાજબી તથા યોગ્ય થશે એવું દેખાશે અને તે ફેરફાર માજીસ્ટ્રેટ કબુલ કરશે તો સદરહુ પ્રકારના (જો કાંઈ ફેરફાર હોય, તો તેને અનુસરીને તે માજીસ્ટ્રેટે તે હુકમ નિઃસંકેતકરવો.

બીજી બાબતોમાં આગળ કામ ચલાવવું નહી.

હુકમ નિઃસંકેત કરેથી કેમ કરવું.

૧૪૦ જ્યારે ૧૩૬ મી, ૧૩૭ મી; અથવા ૧૩૯ મી કલમ પ્રમાણે કોઇ હુકમ નિઃસંકેત કરવામાં આવ્યો હોય ત્યારે જે સખસનાં ઉપર તે હુકમ કર્યો હોય તેને તે માજીસ્ટ્રેટે તે હુકમની નોટીસ આપવી અને તે નોટીસમાં જે મુદત ઠરાવવામાં આવે તે મુદત તે હુકમથી ફરમાવેલું કામ કરવાનું તે સખસને વળી ફરમાવવું અને તેને ખબર આપવી કે જો તમે આ હુકમ નહી માનો તો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૮૮ મી કલમમાં ઠરાવેલી શિક્ષાને તમો લાયક થશો.

હુકમ નહી માનવાનાં ફળ.

જો તે ઠરાવેલી મુદતમાં સદરહુ કામ કરવામાં ન આવે, તો તે માજીસ્ટ્રેટ તે કામ કરાવવાને મુખત્યાર છે, અને તે કરવાનો ખરચ જે કોઈ ઇમારત અથવા માલ અથવા બીજી મિલકત તેના હુકમથી ખસેડવામાં આવે તેનું વેચાણ કરીને, અથવા સદરહુ સખસની બીજી કોઈ જંગમ મિલકત સદરહુ માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનીક હદની અંદર કે બાહાર હોય, તે મિલકત જપ્ત કરીને તથા વેચીને, વસુલ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે, જો સદરહુ પ્રકારની બીજી મીલકત સદરહુ હદની બાહાર હોય, તો જપ્ત કરવાની મિલકત જે માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનિક હદમાં માલમ પડે તે હુકમની પાછળ સહી કરે એટલે તે મિલકત જપ્ત કરીને વેચવાનો અધિકાર તે હુકમથી મળશે.

આ કલમ પ્રમાણે શુદ્ધબુધ્ધિથી કાંઇપણ કર્યું હોય તે સબંધી કાંઇપણ દાવો ચાલશેનહી.

જ્યુરી મુકરરનહી કરેથી અથવા જ્યુરી પોતાનો ઠરાવ નહી કહી સંભળાવે તો.

૧૪૧. જો ગફલતથી કોઇ બાજી રીતે અરજદાર જ્યુરી મુકરર થતી અટકાવે, અથવા મુકરર કરેલી જ્યુરી ઠરાવેલી મુદતમાં અથવા જેટલી મુદત વધારે આપવાનું માજીસ્ટ્રેટની નજરમાં આવે તેટલી મુદતમાં કોઇ પણ કારણને લીધે પોતાનો ઠરાવ નહી કહી સંભળાવે, તો પોતે દુર-

સેથી કેમ કરવું. સ્ત ધારે એવો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે, અને ૧૪૦ મં કલમમાં ઠરાવેલી રીતે સદરહુ હુકમ અમલમાં લાવવો.

ચોકસી થતા સુધી તાકીદ આપવા બાબત. ૧૪૨. જો ૧૩૩ મી કલમ પ્રમાણે હુકમ કરનારા કોઈ માજીસ્ટ્રેટના વિચારમાં એવું આવે કે લોકને તુરત થાય એવું જોખમ અથવા ભારે નુકશાન અટકાવવાને તાબડતોબ ઇલાજ કરવો જોઇએ, તો તે જોખમ અથવા નુકસાન દુર કરવાને અથવા અટકાવવાને, જ્યુરી મુકરર કરવાની હોય અથવા ન હોય અથવા જ્યુરી મુકરર કરી હોય કે ન કરી હોય તોપણ જે સખસની ઉપર તે હુકમ કર્યો હોય તે સખસને જેવી જોઇએ તેવી તાકીદ મોકલવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

સદરહુ તાકીદ પ્રમાણે તુરત ચાલવામાં જો તે સખસ કસુર કરે તો તે જોખમ દુર કરવાને અથવા તે નુકશાન અટકાવવને પોતે દુરસ્ની ધારે એવા ઇલાજો પોતે કરવાને અથવા કરાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કોઇ માજીસ્ટ્રેટે કાંઇપણ શુદ્ધબુદ્ધિથી કર્યું હોય તે સંબંધી કાંઇપણ દાવો ચાલશે નહી.

લોકોપકારકકૃત્ય ફરીથી કરવાની અથવા જારી રાખવાની મના કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે. ૧૪૩. લોકાપકારક કૃત્ય આ શબ્દોની વ્યાખ્યા હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં લખી છે, અથવા કોઇ વિશેષ કે સ્થાનિક કાયદામાં લખી હોય તે લોકાપકારક કૃત્ય ફરીથી નહી કરવાનો અથવા જારી નહી રાખવાનો હુકમ જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ અથવા બીજા જે માજીસ્ટ્રેટને સ્થાનિક સરકારે અથવા જીલ્લા માજીસ્ટ્રેટે આ બાબત અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટ કરવાને મુખત્યાર છે.

## બાબ ૧૧ મો.

### અપકારક કૃત્ય સંબંધી તાકીદના મુકદમાઓમાં હંગામી હુકમો.

અપકારક કૃત્ય સંબંધી તાકીદના મુકદમાઓમાં એકદમ નિઃસંકેત હુકમ કહાડવાનો અધિકાર. ૧૪૪ જે બાબતોમાં કોઇ જીલ્લા માજીસ્ટ્રેટનો પેટા તુકડી માજીસ્ટ્રેટની, અથવા બીજા જે માજીસ્ટ્રેટને સ્થાનિક સરકારે અથવા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે આ કલમ પ્રમાણે ચાલવાનો વિશેશે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટના નજરમાં તાબડતોબ અટકાવ કરવો અથવા દેહેલો ઇલાજ કરવો યોગ્ય જણાય તે બાબતોમાં.

જો સદરહુ માજીસ્ટ્રેટના વિચારમાં એવું આવે કે ફલાણા સખસને હેઠળ લખ્યા પ્રમાણે ફરમાવ્યાથી કાયદાસર રીતે કામ કરનારા કોઇ પણ માણસોને અડચણ, દુખ અથવા નુકશાન થતુ, અથવા અડચણ, દુખ અથવા નુકશાનનું જોખમ થતુ, અથવા માણસની જીંદગીને અથવા તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થતુ, અથવા કાંઇ હંગામો અથવા બખેડો થતા, ઘણું કરીને અટકશે અથવા અટકે એવું છે, તો તે માજીસ્ટ્રેટ એક લખેલો હુકમ કહાડીને તથા તેમાં તે કામની મુદાની હકીકત જણાવીને તથા ૧૩૪ મી કલમમાં ઠરાવેલી રીતે તે હુકમ પોહોંચાડીને તે સખસને એવું ફરમાવવાને મુખત્યાર છે કે, તમારે

ફ્લાણા કામથી દુર રેહેવુ અથવા તમારા કબજામાંની અથવા વહિવટમાંની ફ્લાણી મિલકત-ની તગારે ફ્લાણી વ્યવસ્થા કરવી.

જરૂરીને પ્રસંગે અથવા જે સખસને તે હુકમ ફરમાવ્યો હોય તે સખસની ઉપર યોગ્ય વખતમાં નોટીસ બજાવવાનુ બનતુ ન હોય એવી હકીકત હોય તેવે પ્રસંગે આ ક-લમ પ્રમાણેએક તરફી હુકમ કરવાનો અધિકાર છે.

આ કલમ પ્રમાણે કરેલો હુકમ કોઈ મુકરર સખસનુ નામ લખીને અથવા કોઇ મુકરર જ-ગાએ લોકો મળતાં હોય અથવા જતાં હોય ત્યારે સાગાન્ય રીતે સઘળા લોકોને ફરમાવવાનો અખ્તયાર છે.

પોતાની જાતે અથવા પોતાના તાબા માંહેના કોઈ પણ માજીસ્ત્રેટે અથવા પોતાના હુદ્દા ઉપર પોતાની અગાઉ જે અમલદાર હોય તે અમલદારને આ કલમ પ્રમાણે જે હુકમ કરયો હોય તે હુકમ રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અખત્યાર હરકોઈ માજીસ્ત્રેટને છે.

માણસની જીંદગીને અથવા તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય તેવે પ્રસંગે અથવા કાંઇ હંગામો અથવા બખેડો થવાનો સંભવ હોય તેવે પ્રસંગે સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિધ કરીને સ્થાનિક સરકાર બીજી રીતે ફરમાવે નહી તો આ કલમ મુજબ કરેલો કાંઈપણ હુકમ, તે કર્યા પછી બે મહિના કરતાં વધારે મુદત સુધી અમલમાં રહેશે નહી.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૫૧૮ ને મળતી છે પણ તેમાં ઘણા અગત્યના સુધારા વધારા થયા છે; બીજા પારેગ્રાફમાં લખેલા હુકમમાં કેસની અગત્યની હકીકત બતાવવાની બાબત છે તે તદન નવી છે.

આ કલમ પ્રમાણે અમલ કરી હુકમ કાઢતી વખતે ઘણોજ અગત્યનો પ્રસંગ હોય અને તુરત અડચણ વગેરે દુર નહી કરવાથી માણસની જીંદગીને હરકત પોહાંચે વગેરે જેવું છે. ત્યારેજ તેવો હુકમ કાઢી શકાય. બાની માધવઘોસ વિરૂધ વુમાનાથરાય ચોધરી; વીકલી રીપોટ ૨૧ પ્ર. ૨૧.

સ્થાવર મિલકતના સંબંધમાંજ માજીસ્ત્રેટ આ કલમ પ્રમાણે અમલ કરી શકે છે, કાંઇ નાણાની રકમ માટે બેઉ પક્ષકારની તકરાર હોય અને તેથી સુલેહનો ભંગ થાય તેવું હોય તો એ નાણાની રકમના કબજા માટે માજીસ્ત્રેટ કાંઈ પણ હુકમ કરી શકતા નથી; રાણી વિરૂધ ગોલખચંદર ગુહો. વીકલી રીપોટ ૧૨ પ્ર. ૩૮

બજારની કોઈ ઉઘરાતના સંબંધમાં બે પક્ષકારની તકરાર પડે તે વખતે માજીસ્ત્રેટ કાં-ઈ પણ હુકમ કરી શકતા નથી, રાણી વિરૂધ સુબનસીંગ. વીકલી રીપોટ ૨૩, પ્ર. ૫૩

તમારા ઢોરની તમે સંભાળ લેજો, નહી તો કાયદા પ્રમાણે તમને સજા થશે એવો આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટ હુકમ કરી શકતા નથી. રાણી વિરૂધ્ધ મુઝાફર ખલીફા બેંગાળા રીપોટ વા, ૯ પ્ર. ૩૬

જો કે આવો હુકમ કાઢવો યોગ્ય છે કે નહી તે ઉપલી કોરટ જોઈ શકતી નથી તો પણ જો એ હુકમ ન માન્યા માટે સજા કરવામાં આવે તો હુકમ મજકુર કાઢવો યોગ્ય હતો કે નહી તે ઉપલી કોરટ તપાસી રદ કરી શકે છે. સુરજી નારાયણદાસ ઇંડીયન લા. રીપોટ કલકત્તા વા, ૬ પ્ર, ૮૮

સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૧૮ એટલે આ કલમ (૧૪૪) મુજબ બી-જા વરગના માજીસ્ત્રેટે એકાદ હુકમ કીધા છતાં તે હુકમ અમાન્ય કર્યા બદલ સને ૧૮૭૨ ના આકટ ૧૦ની કલમ ૪૭૩ એટલે આ આકટની કલમ ૪૮૭ ઉપરથી શિક્ષા કરવાનો અ-ધિકાર તેને મળતો નથી માટે બીજા વરગના માજીસ્ત્રેટે ઠરાવેલું તોહોમત અને શિક્ષા રદ કરવામાં આવી, સરકાર વિરૂધ્ધ રણછોડ દયાળ, મુંબાઇ હાઈકોરટ વા. ૧૦. પ્ર. ૪૨૪.

એક માજીસ્ત્રેટે એક સખસને એવો હુકમ કીધો કે તમારી વધી પડેલી વાડ કાપી બ-

રોજાર કરવી, આ હુકમ નહી માનવાથી માજીસ્ત્રેટે તેનીપર કામ ચલાવી પીનલકોડ કલમ ૧૮૮ મુજબ તોહોમતની સાબીતી કરી. તે કાગમાં એવું ઠર્યું કે. તાબડતોબ મનાઈ કરવાની કાંઇ જરૂર નહોતી, અને જે હુકમ માનવામાં આવ્યો નથી તે હુકમ કરવા માજીસ્ત્રેટને અખત્યાર નહોતો, કેમકે સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૧૮ ના પહેલા ખુલાસામાં આવી બાબતને સારૂ બીજે અને થોડો સંક્ષેપમાં ખુલાસો બતાવ્યો છે. સરકાર વિરૂધ્ધ બાપુ બેહેચર મુંબાઇ હાઇકોરટ તા૦ ૧૧ જુન ૧૮૭૪

ભોળાનાથ બોસ વિરૂદ્ધ કમરૂદીનના કામમાં નામદાર કલકત્તા હાઇકોરટે એવો ઠરાવ કીધો છે કે, માજીસ્ત્રેટની ખાતરી થવા જેવી બાતમી મળે તે પ્રસંગે તે બાતમી ઉપરથી તેને મનાઈ હુકમ કરવાનો સને ૧૮૭૨ આકટ ૧૦ ની કલમ ૫૧૮ ની વ્યાખ્યા એ ઉપરથી તે કાયદા વિરૂધ્ધ થતુ નથી, તેટલા માટે સદરહુ આકટની કલમ ૨૯૭ ના આધારે તે હુકમ રદ કરવાનો હાઇકોરટને અધિકાર નથી; કલમ ૫૧૮ પ્રમાણે થયેલો હુકમ એ ન્યાયનું કામ પણ નથી તેટલા માટે તે કલમ ૨૯૭ નીચે આવતું નથી, વીકલી રીપોર્ટ ૨૦, પ્ર. ૫૩

આ કલમ ઉપરથી અડચણ દુર કરવા વિશે હુકમ કરવા માજીસ્ત્રેટને અધિકાર છે. પણ તે જે વખતે કાયદાસર રીતે કામ કરનાર માણસને હરકત કીંવા ઉપદ્રવ કીંવા નુકશાન થવાનો જોખમ અથવા માણસના જીવને કીંવા આરોગ્યતા સુરક્ષીતપણાને ધોકો યા ગરદી કીંવા મારામારી થવાનો સંભવ હોય તે વખત માત્ર ચલાવવા જોઈએ, શ્રીનાથ દત. વિરૂધ્ધ અનંદચરણ દત, કલકત્તા હાઈકોરટ રીપોટ. વા. ૨૩. પ્ર. ૩૪. તા૦ ૧૮ ફેબ્રુઆરી. ૧૮૭૫

સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૧૮ એટલે આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટે જે યોગ્ય રીતે હુકમ કર્યો હોય તેમાં ચારટર આકટ પ્રમાણે હાઈકોરટથી હાથ ઘાલી સકાતો નથી, ચંદ્રનાથ શેન અને બીજાઓની બાબતમાં કલકત્તા હાઇકોરટ વા. ૩, પ્ર.૨૯૩, તા૦ ૨૦ ફેબ્રુવારી સને ૧૮૭૭.

## બાબ ૧૨ મો.

### સ્થાવર મિલકત સબંધી તકરારો બાબત.

જમીન વગેરે બાબતની તકરારથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોય ત્યારે કેમ કરવું.

૧૪૫ જ્યારે જ્યારે કોઇ પોલીસ રીપોર્ટ ઉપરથી અથવા બીજી અબર ઉપરથી જિલ્હા માજીસ્ત્રેટની અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટની અથવા પહેલા વરગના માજીસ્ત્રેટની એમ ખાત્રી થાય કે પોતાની હકુમતની સ્થાનીક હદમાં કોઇપણ સ્પર્શજ્ઞેય સ્થાવર મીલકત સબંધી અથવા તેની હદ સબંધી એવી કાઇ તકરાર છે કે જેથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે, ત્યારે ત્યારે તેણે એક લેખી હુકમ કરવો અને તેમાં પોતાની ઉપલી ખાત્રીનાં કારણો લખવા, અને પોતે મુદત ઠરાવીને તે તકરારમાં જેઓનું લાગતુ વળગતુ હોય તેવા સઘળા પક્ષકારોને ફરમાવવું કે આટલી મુદતમાં તમે જાતે અથવા પ્લીડરની મારફતે હમારી કોરટમાં હાજર થઇને તે તકરારની વસ્તુ ખરેખર કોના કબજામાં છે તે વિશે તમે તમારા પોતપોતાના દાવાની લખેલી કેફીયત આપો.

કબજા બાબત ચોકસી.

પછી તે તકરારની વસ્તુના કબજાના હક બાબત સદરહુ પ્રકારના કોઇ પણ પક્ષકારના દાવાના ગુણદોષનો વિચાર ન કરતાં તે માજીસ્ત્રેટે ઉપર લખ્યા મુજબ આપેલી કેફીયત વાંચી જોવી, તે પક્ષકારોનું કહેવું સાંભળવું, તેઓએ રજુ કરેલો પુરવો લેવો, તે પુરાવાનું શું પરિણામ થાય છે તે ધ્યાન માં લેવું, પોતાને જરૂરનો લાગે એવો જાસ્તી પુરાવો (જો હોય તો) લેવો, અને તકરારની વસ્તુ તે પક્ષકારોમાંથી તે વખતે કોઇના પણ કબજામાં સદરહુ પ્રમાણે છે કે કેમ અને કોના કબજામાં છે તે બની શકે તો ઠરાવવું.

જે સખસના કબજામાં તે વસ્તુ હોય તે સખસના કબજામાંથી તે વસ્તુ કાયદાપ્રમાણે લઈ લેવામાં આવે ત્યાં સુધી તે તેની પાસે રાખવી.

જો સદરહુ વસ્તુ તે વખતે તે પક્ષકારોમાંથી ફલાણા પક્ષકારના કબજામાં સદરહુ પ્રમાણે છે એવું તે માજીસ્ત્રેટ ઠરાવે તો તેણે હુકમ કાઢી ડવો અને તેમાં લખવું કે સદરહુ પક્ષકારના કબજામાંથી તે વસ્તુ કાયદાના ક્રમથી લઈ લેવામાં આવે ત્યાં સુધી તે વસ્તુનો કબજો રાખવાનો તેનો હક છે, અને ત્યાં સુધી તે કબજામાં કોઈએ હરકત કરવી નહી.

જે પક્ષકારને સદરહુ પ્રમાણે હાજર થવાનું ફરમાવ્યું હોય તે પક્ષકારને, સદરહુ પ્રકારની કાંઈ તકરાર થઈ નથી અથવા થએલી નથી, એવું બતાવવામાં આ કલમ માંહેના કોઈપણ મચકુરથી હરકત છે એમ સમજવું નહી; અને એવું બતાવવામાં આવે ત્યારે માજીસ્ત્રેટે પોતાનો સદરહુ હુકમ રદ કરવો, અને પછી આગળ સઘળુ કામ ચલાવવાનું બંધ થવું જોઈયે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૩૦ ને મળતી છે પણ તેમાં છેલો પારેગ્રાફ તદન નવો છે.

દિવાની કોરટથી પક્ષકારના હક નક્કી થઈ જાય તો પછી આ કલમ પ્રમાણે ફરી અમલ કરવાની જરૂર નથી. રાણીગંજકોલ એસોસીએસન, વિરૂદ્ધ હેગલાલ ઘટવાલ. વીકલી રીપોટ ૨૪ પ્ર. ૧૭

એક પોલીસના રીપોટ ઉપર વીસ્વાસ રાખી માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે ઉપાય લીધા પણ એ પોલીસના રીપોટમાં જે સખસો વીરૂધ હુકમ કરાવવાનો હતો તે સખસોએ કાંઈ માણસ ભેગા કર્યાની હકીકત તેમાં નહોતી; આથી માજીસ્ત્રેટે ચલાવેલું સઘળું કામ રદ કરવામાં આવ્યું પદમોનોદોસી. વિરૂધ જગદંબાદોસી વીકલી રીપોટ ૨૫ પ્ર. ૨

આ કલમ પ્રમાણે કબજો રાખવા માટે કોનો ખરેખરો હક છે એવું દીવાની કોરટથી નકી થતાં સુધી તકરારી મીલકત જેનો કબજો છે તેને સોંપવામાં આવે ત્યારે એ મીલકત બીજા ત્રાહીત સખસની છે એવું કદી એ ત્રાહેત સખસ કાંઈ દાવો ફોજદારી કોરટમાં ઉઠાવી શકતો નથી. રાયમોહનરાય, વીરૂધ વાઈઝ વીકલી રીપોટ ૧૯ પ્ર. ૨૪

એક જમીનને માટે બેઉ પક્ષકારને કબજાની તકરાર પડી તેમાં બેઉની એવી તકરારછે કે એ જમીન અમારા કબજામાં છે અને તેનો વહીવટ અમારા ખેડુત કરેછે. દીવાની કોરટથી ફેંસલો થતાં સુધી તે જમીનનો કબજો અમુક એક પક્ષકાર પાસે છે એવો માજીસ્ત્રેટે જુના ક્રીમીનલપ્રોસીજરકોડ કલમ ૫૩૦ પ્રમાણે હુકમ કર્યો તે કામમાં હાઈકોરટે એવો ઠરાવ કર્યો કે સર્વે જમીન એક પક્ષકાર પાસે રહેવા દેવા વિશે હુકમ ન કરતાં પ્રત્યેક પક્ષકાર પાસે કેટલી જમીન અને કોના કોના કુળ પાસે છે એનો નિર્ણય કરી તેટલો જમીનનો ભાગ એક પક્ષકારના કબજામાં રહેવા દેવાનો માજીસ્ત્રેટે હુકમ કરવો જોઈતો હતો. કલકત્તા હાઈકોરટ રીપોટ વા. ૨૧ પ્ર. ૫૫ તા૦ ૨૪ માર્ચ ૧૮૭૪.

જે જમીન બાબત ટંટાથી લોકોની સુલેહ તુટવા જેવું હોય તે જમીનના કબજા બાબત સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૩૦ એટલે આ કલમ ૧૪૫ મુજબ પક્ષકારને જે પુરાવો આપવાનો તે માજીસ્ત્રેટે જે વખતે તે સબંધીનું કામ ચલાવ્યું હોય તે વખતના કબજાનો પુરાવો આપવો અને માજીસ્ત્રેટ પોતાનો ફેંસલો કહે તે વખત કબજાનો પુરાવો આપવાની જરૂર નથી. કલકત્તા હાઈકોરટ રીપોટ વા. ૨૦ પ્ર. ૨૧ તા૦ ૧૬ જુલાઈ ૧૮૭૩. પરથી રાયચૌધરી રાય બાહાદુરના કામમાં.

એકપડોશી જમીનદારોની દરમીયાન કબજા બદલ ટંટો હોય અને તે જમીન તેણે કોઈ માણસને સાથે આપ્યાથી તે જમીનના કુળને તથા હકદારને ધાસ્તી આપતો હોય તો

તે જમીનદારનો કબજો આ કલમમાં કહ્યા પ્રમાણે છે એમ થતુ નથી. સરકાર વીરૂધ ઠાકુર દયાળશીંગ અને બીજા. કલકત્તા હાઇકોરટ રીપોટ વા. ૩ પ્ર. ૩૨૦

આ કલમ નીચે આવનાર કામનો ઇનસાફ કરવા સારૂ કોઈ પણ માજીસ્ત્રેટની એચને જિલ્લા માજીસ્ત્રેટ હુકમ કરી શકતા નથી. સકરૂદીન વીરૂધ ઇબ્રાહીમના કામમાં કલકત્તા હાઈ કોરટ તા○ ૩○ એપ્રીલ ૧૮૭૮ વા. ૩ પ્ર. ૭૫૪

જે માણસ પાસે કાયદેસર કબજો હોય તે કબજો કોઈ માણસ કારણ વગર કાહાડી લે તો તે કાહાડી લેનારનો કબજો સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૩૦ આ કલમ ૫૧૪ પ્રમાણે ચાલેલા કામમાં માન્ય કરવામાં આવનાર નથી તેઓની દરમિયાન ટંટો ઉત્પન થયાની અગાઉ બેમાંના કયા પક્ષકાર પાસે સ્વથપણે કબજો હતો તે કોરટે જોવું જોઈએ. મોહેસચંદરખાનની અરજીની બાબતમાં કલકત્તા હાઈકોરટ વા. ૪ પ્ર. ૪૧૭ તા○ ૭ આગષ્ટ ૧૮૭૮

સરકાર વિરૂદ્ધ કુનુદ નારાયણભુપના કામમાં નામદાર કલકત્તા હાઇકોરટે એમ ઠરાવ્યું છે કે અમુક એકાદી મિલકતનો કબજો કોની પાસે છે એવો ઠરાવ કરવાને માજીસ્ત્રેટને સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૩○ એટલે આ કલમ ૧૪૫ માં જે અધિકાર છે તેજ કામમાં લોકોની સુલેહનો ભંગ થવાનો છે એવી માજીસ્ત્રેટની ખાતરી થાય અને તાકીદથી તજવીજ નહીં થાય તો લોકોની સુલેહનો ખચીત ભંગ થશે એમ માજીસ્ત્રેટને દેખાય તો તે કામમાં માજીસ્ત્રેટે માત્ર અધિકાર ચલાવવો; નહીં તો ચલાવવો નહીં. લોકોની સુલેહનો ભંગ થવાનો છે એ બદલ જે કાંઇ પોતાના કારણો હોય તે માજીસ્ત્રેટે દાખલ કરવા જોઈએ.

આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટની રૂબરૂ હાજર થવાને જે પક્ષકારને નોટીસ આપવાની તેનો જો કે કોઈપણ જાતનો નકી નમુનો નથી તોપણ તે નોટીસ જાહેરાત સ્વરૂપની નહીં છતાં કોઇ એકાદ અગર અનેક માણસના નામની હોવી જોઇએ, આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટે કામ ચલાવ્યા છતાં દરમ્યાન કોઇ માણસને વચે આવવાની પરવાનગી આપવા વિશે સદરહુ આકટમાં કોઇ ઠેકાણે ઠરાવ નથી. તા○ ૧૮ ડીસેમ્બર ૧૮૭૮ વા, ૪ પ્ર. ૬૫○

કાંઇ જમીન બાબતની તકરાર ઉપરથી સુલેહનો ભંગ થશે એવી પોતાની ખાત્રી થયાના સબબો પોતાના પ્રોસિડીંગ (દફતર) માં લખ્યા વગર કોઈ ફુલપાવર માજીસ્ત્રેટે ૧૮૬૧ ના ૨૫ મા આકટની કલમ ૩૧૮ એટલે આ ૧૪૫ પ્રમાણે કબજા વિશેની તકરારનો ઠરાવ કર્યો તેનું પ્રોસિડીંગ હાઇકોરટે રદ કર્યું સરકાર વિરૂધ્ધ અમરચંદ વિરચંદ મુંબઇ હાઇકોરટ તા○ ૧૮ અગષ્ટ ૧૮૭○

કોઈ અમુક કામમાં વાદીએ પોતાનો હક તથા કબજો કહી તે સાબિત કર્યા નથી એવા કોષ્ટ દિવાની કોરટના ઠરાવ ઉપરથી સદરહુ વાદીનો કબજો લેઇ બીજાને કબજો આપવાનો હુકમ માજીસ્ત્રેટ કરે તો તે વ્યાજબી નથી આ કલમ પ્રમાણે કામ ચલાવી શકાય એવી જમીન સંબંધી તકરારના કામમાં જો સદરહુ તકરાર જમીન તથા પાક વીગેરેના કબજા વીશેનો હોય તો તેવાજ કામમાં માજીસ્ત્રેટને હકુમત છે. બે જમીનદારો વચે ભાડુ લેવાના હક સબંધી તકરાર હોય તો તેવી તકરારનો સમાવેશ આ કલમમાં થતો નથી. મદ્રાસ હાઇકોરટ તા○ ૧૩ જુલાઇ સને ૧૮૯૮

આ કલમ પ્રમાણે તકરારી કબજા સબંધી ઠરાવ કરતાં પેહેલાં રીતસર કામ ચલાવેલું હોવું જોઇએ, જે પક્ષકારનો કબજો માજીસ્ત્રેટને માલમ પડે તે પક્ષકારને તે કબજો જારી રાખવાનો હક છે એટલુંજ માજીસ્ત્રેટના છેવટના હુકમમાં હોવું જોઇએ. પોલીસ પાસેથી કબજો અપાવવા હુકમ કરવો તે ગેરકાયદેસર છે. રાણા વિરૂદ્ધ આગા મોની, ૨ આર, જે, પી, જે, ૩૮૭ તા○ ૩○ જાનેવારી ૧૮૬૪

સુલેહનો ભંગ થાય એવી તકરાર વિશે માજીસ્ત્રેટને ખબર મળ્યા છતાં જો તેણે તે તકરારથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે એવી મારી ખાતરી થઇ છે એ પ્રમાણે, પોતા-

આ હુકમમાં લખ્યું ન હતું એવા સબબથી તે હુકમમાં હાથ ઘાલવો બિલકુલ નિર્થક છે એમ ઠરાવવામાં આવ્યું છે. રાણી વિરૂધ્ધ મસ્તાજા હોરન વી. રી. ૬ પ્ર. ૪

એક કામમાં એક પક્ષકાર અ. હતો અને બીજી તરફ બ. અને તેના ત્રણ ખેડુ હતા, તે કામમાં આ કલમમાં ફરમાવ્યા મુજબ એમ હુકમ કરવામાં આવ્યો હતો કે તકરારી મિલકતનો કબજો અ. નો છે એમ ઠરાવવામાં આવ્યું છે કે તે કેસની અંદર જે સખસો ખરેખરા પક્ષકાર છે તેમનેજ આ હુકમ બંધનકારક છે અને સદરહુ હુકમ બ. ના પાછળથી રાખેલા ખેડુઓ અમાન્ય કરે તે બદલ તમને ફોજદારીરાહે શિક્ષા થઇ શકે નહીં.—ગોપાળ પુરનાવર બેંગાળા રી. બા. ૩ પ્ર. ૧૩

નદીમાં રેલ આવવાથી એક જગાપર પાણી ફરી વળ્યું ત્યારબાદ તે જગાના માલકીપણાનો હક મુળધણીનો સાબિત થયો, સબબ તે જગામાં જે જમીનનો વધારો થનો હતો તે તથા તેપર આવેલી વસ્તુઓ તે તે જગાના માલિકની છે અને તેપર પાસેની જમીનના માલિકનો હક નથી. ફ્રેંકસલેપેઝ વિરૂદ્ધ મદન ઠાકોર બેંગાળા લા રી. વા ૫ પ્ર. ૫૨૧.

**તકરારની વસ્તુ જપ્ત કરવાનો અધિકાર.**

૧૪૬. જો માજીસ્ત્રેટ એવો ઠરાવ કરે કે તકરારની વસ્તુ તે પક્ષકારોમાંના કોઇના કબજામાં સદરહુ પ્રમાણે તે વખતે નથી. અથવા તે ક્યા પક્ષકારના કબજામાં સદરહુ પ્રમાણે તે વખતે છે એ બાબત પોતાની ખાત્રી ન થઇ શકે, તો પક્ષકારોના તે સબંધી હક બાબત અથવા તેનો કબજો કોને મળવાનો હક છે તે બાબત, યોગ્ય અધિકારવાળી દિવાની કોર્ટનો ફેંસલો થતાં સુધી તે તકરારની વસ્તુ જપ્ત કરવાને મુખત્યાર છે.

**ઈઝમેન્ટના હક વિગેરે સબંધીત કરારો.**

૧૪૭ જ્યારે જ્યારે ઉપર કહ્યા મુજબ સદરહુ પ્રકારના હરકોઇ માજીસ્ત્રેટની એવી ખાત્રી થાય કે પોતાના હકુમતના સ્થાનિક હદમાં આવેલી કોઇપણ સ્પર્શજ્ઞેય સ્થાવર મિલકતમાં અથવા મિલકત ઉપર કાંઇપણ વસ્તુ કરવાના અથવા નહીં કરવા દેવાના હક બાબત એવો કાંઈ તકરાર છે કે તેથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે ત્યારે ત્યારે તે બાબત ચોકશી કરવાને તે મુખત્યાર છે, અને સદરહુ હક વિદ્યમાન છે એમ તેને જણાય. તો જે સખસ સદરહુ વસ્તુ કરવામાં હરકત કરતો હોય અથવા જે સદરહુ વસ્તુ કરવાનો દાવો કરતો હોય તે સખસનો, પ્રસંગ પ્રમાણે સદરહુ વસ્તુ નહીં કરવા દેવાનો, અથવા કરવા દેવાનો હક છે એ પ્રમાણે કોઇ યોગ્ય અધિકારવાળો દિવાની કોર્ટનો ઠરાવ તે સખસ મેળવે ત્યાં સુધી, સદરહુ વસ્તુ કરવા દેવા બાબત અથવા તે વસ્તુ નહીં કરવા દેવા બાબત પ્રસંગ પ્રમાણે એક હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

પણ, એવું ઠરાવ્યું છે કે જ્યારે કોઇપણ વસ્તુ કરવાનો હક વર્ષમાં સઘળી વખતે બજાવી શકાય એવો હોય ત્યારે જો તે ચોકશીની શરૂઆત થતાં પેહેલાં તુરત ત્રણ મહિનામાં સદરહુ હક બજાવ્યો ન હોય તો તે વસ્તુ કરવા દેવાનો, અથવા જ્યારે તે હક ફક્ત મુકરર મોસમેજ બજાવી શકાય એવો હોય, ત્યારે જો સદરહુ ચોકશી સરૂ થવાથી તુરત પેહેલાંની તે મોસમે તે હક બજાવ્યો ન હોય તો, આ કલમ પ્રમાણે તે વસ્તુ કરવા દેવાનો, કાંઇપણ હુકમ કરવો નહીં.

**સ્થાનિક ચોકસી.**

૧૪૮. જ્યારે જ્યારે આ બાબના કારણસાર કાંઇ સ્થાનિક ચોકસી કરવાની જરૂર હોય ત્યારે ત્યારે તે ચોકસી કરવાને પોતાના તાબા માંહેના હર-

કોઈ માજીસ્ટ્રેટને મોકલવાને, તથા તેણે શી રીતે ચોકસી કરવી તે બાબતમાં તેની સમજુતી થવા સારૂ જરૂર જણાય તેવો લખેલો હુકમ ચાલુ કરવાનું ધોરણ રાખીને તેને કરવાને, અને ચોકસી કરવાનો જરૂરનો સઘળો ખરચ અથવા તેમાંનો કોઈપણ ભાગ કોણે આપવો તે ઠરાવવાને હરકોઈ જીલ્હા માજીસ્ટ્રેટ અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

ખરચબાબતહુકમ — આ બાબ પ્રમાણે ચલાવેલાં કોઇ કામમાં કોઇપણ પક્ષકારને શાહેદોની અથવા પ્લીડરોની અથવા એ બંનેની ફી બાબત કાંઇ ખરચ થયો હોય ત્યારે તે ખરચ કોણે આપવો, સદરહુ પક્ષકારે આપવો કે તે કામના બીજા કોઇ પક્ષકારે આપવો તે, અને તે ખરચ સઘળો આપવો કે થોડો આપવો કે ફાળાપડતો આપવો તે ફરમાવવાનો અધિકાર ૧૪૫ મી અથવા ૧૪૬ મી અથવા ૧૪૭ મી કલમ પ્રમાણે ઠરાવ કરનારા માજીસ્ટ્રેટને છે, જે ખરચ આપવાનું એ પ્રમાણે ફરમાવ્યું હોય તે સઘળો ખરચ જાણે દંડ હોય એવી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

## બાબ ૧૩ મો.

### અટકાવ કરવા બાબત પોલીસનું કામ.

કાગ્નિઝેબલ ગુન્હાનો અટકાવપોલીસે કરવો. — ૧૪૯. કોઈ પણ કાગ્નિઝેબલ ગુન્હો થતો અટકાવવાનાં કારણ સારૂ દરેક પોલીસ અમલદાર વચ્ચે પડવાને મુખત્યાર છે, અને તેણે બનતો પ્રયત્ન કરીને સદરહુ ગુન્હો થતો અટકાવવો જોઈએ.

સદરહુ ગુન્હા કરવાની ધારણા બાબત ખબર. — ૧૫૦. કોઇપણ કાગ્નિઝેબલ ગુન્હો કરવાની ધારણા જે પોલીસ અમલદારને ખબર પડે તે પોલીસ અમલદારે તે ખબર જે પોલીસ અમલદારના તાબામાં પોતે હોય તે પોલીસ અમલદારને, તથા તે ગુન્હો થતો અટકાવવાનું અથવા તે સાંભળવાનું બીજા જે અમલદારનું કામ હોય તે અમલદારને આપવી.

સદરહુ ગુન્હા અટકાવવા સારૂ પકડવા બાબત. — ૧૫૧. કોઇપણ કાગ્નિઝેબલ ગુન્હો કરવાની ધારણા જે પોલીસ અમલદારના જાણ્યામાં હોય તે પોલીસ અમલદારને જો એમ જણાય કે તે ગુન્હો થતો બીજી રીતે અટકાવી રાખશે નહી તો કોઈ માજીસ્ટ્રેટના હુકમ શિવાય અને વગર વારંટે તેવી ધારણા કરનાર સખસને પકડવાને તે અમલદાર મુખત્યાર છે.

સાર્વજનિક મિલકતને નુકસાન થતુ અટકાવવા બાબત — ૧૫૨. કોઇ પોલીસ અમલદારના દેખતાં કાંઈ સાર્વજનિક સ્થાવર અથવા જંગમ મિલકતને જે નુકસાન કરવાની કોશિસ કરવામાં આવે તે નુકસાન થતું અટકાવવા સારૂ, અથવા કાંઇ સાર્વજનિક ભુમિચિન્હ અથવા બોયું અથવા વાહાણ ચલાવવાના કામમાં વપરાતી હોય એવી બીજી કોઇ નીશાની કાહાડી નાખતાં અથવા તેને નુકસાન થતું અટકાવવા સારૂ, પોતાનાજ અખત્યારથી વચ્ચે પડવાને તે પોલીસ અમલદાર મુખત્યાર છે.

કાટલાં તથા માપ જોવા બાબત. — ૧૫૩ કોઇ પોલીસથાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને જ્યારે એમ માનવાનું કારણ હોય કે પોતાના થાણાની હદમાંહેની ફલાણી જગામાં કાંઇ ખોટાં કાટલાં અથવા માપ અથવા તોળવા-

નાં યંત્ર છે ત્યારે તે જગામાં વપરાતાં અથવા રાખેલાં કાટલાં અથવા માપ અથવા તોળવાનાં યંત્ર તપાસવાને અથવા તેનો શોધ કરવાને વગર વારંટે તે જગામાં પેસવાને તે અમલદાર મુખત્યાર છે.

જો તે અમલદારને તે જગામાં કાંઈ ખોટાં કાટલાં, માપ અથવા તોળવાનાં યંત્રો જડે, તો તે પકડવાને પોતે મુખત્યાર છે, અને હકુમતવાળા માજીસ્ટ્રેટને તેણે તે પકડયાની તુરત ખબર આપવી.

---

## ભાગ ૫ મો.

### પોલીસને ખબર આપવા બાબત તથા તપાસ કરવાના તેના અધિકાર બાબત.

### બાબ ૧૪ મો.

કાગ્નિઝેબલ મુકદમામાં ખબર કરવા બાબત.

૧૫૪. જે અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તેને કાગ્નિઝેબલ ગુન્હો કર્યા સંબંધી જે જે ખબર મ્હોડેથી આપવામાં આવે તે દરેક ખબર તેણે અથવા તેના હુકમ પ્રમાણે લખી લેવી અને ખબર આપનારને વાંચી સંભળાવવી; અને સદરહુ પ્રકારની ગમે તે ખબર લખીને આપી હોય કે ઉપર કહ્યા મુજબ લખી લીધી હોય તોપણ તે આપનાર સખસે તે ઉપર સહી કરવી; અને આ બાબત સ્થાનિક સરકાર ફરમાવે તેવા નમુનાની જે એક બુક તે અમલદારે રાખવી જોઇએ તે બુકમાં તેનો સાર નોંધવો.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૧૧૨ ને બદલે રચવામાં આવી છે, પોલીસની રૂબરૂ જુબાની લેતાં પોલીસ અમલદારે સોગન આપવાનો અધિકાર નથી પણ જે ફરીયાદ લખેલી અગર લખી લીધેલી હોય તે ફરીયાદ કરનારને વાંચી સંભળાવવી, ફરીયાદીએ કરેલી ફરાયાદ ખોટી પડે તો તે પીનલકોડ કલમ ૧૮૦ પ્રમાણે ગુન્હેગાર થાય છે. રાણી વિરૂદ્ધ બોનોમાલી સેહાઈ વાકલી રીપોટ ૫. પ્ર. ૩૨

નાનકાગ્નિઝેબલ મુકદમામાં ખબર કરવા બાબત.

૧૫૫. જ્યારે કોઇ પોલીસથાણાની હદમાં કોઇ નાનકાગ્નિઝેબલ ગુન્હો કર્યાની ખબર જે અમલદારના હવાલામાં તે પોલીસથાણું હોય તેને આપવામાં આવે, ત્યારે તે અમલદારે ઉપર કહ્યા મુજબ એક બુક રાખીને તેમાં સદરહુ ખબરનો સાર નોંધવો અને તે ખબર આપનારને માજીસ્ટ્રેટની આગળ જવાનું ફરમાવવું.

નાનકાગ્નિઝેબલ મુકદ્દમાનીતપાસ.

કોઇ નાનકાગ્નિઝેબલ મુકદમાની તપાસ પેહેલા વર્ગના અથવા બીજા વર્ગના જે માજીસ્ટ્રેટને તે મુકદમાનો ઈનસાફ કરવાનો અથવા ઇનસાફ કરવા સારૂ તે મુકદમો કમિટ કરવાનો અધિકાર હોય તે માજીસ્ટ્રેટના અથવા પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટના હુકમ વગર કોઈપણ પોલીસ અમલદારે કરવી નહીં.

જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તે અમલદાર જેટલો અધિકાર કાગ્નિઝેબલ મુકદમામાં ચલાવી શકતો હોય તેટલો અધિકાર ( વગર વારંટે પકડવાના અધિકાર સિવાય ) સદરહુ હુકમ પોંહોચેથી હરકોઈ પોલીસ અમલદાર તે તપાસના સબંધમાં ચલાવવાને મુખત્યાર છે.

કાગ્નિઝેબલ મુકદમાનો તપાસ. ૧૫૬. કોઈ પોલીસથાણાની હદમાંહેના સ્થાનિક ક્ષેત્ર ઉપર જે કોરટને હકુમત હોય ન કોરટને ચોકશી અથવા ઇનસાફનો જગા સબંધી ૧૫ મા બાબના ઠરાવો પ્રમાણે જે કાગ્નિઝેબલ મુકદમાની ચોકસી અથવા ઇનસાફ કરવાનો અધિકાર હોય તેવા હરકોઇ કાગ્નિઝેબલ મુકદમાની તપાસ, કોઇ માજીસ્ત્રેટના હુકમ વગર, કરવાનો અધિકાર સદરહુ પોલીસથાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને છે.

સદરહુ પ્રકારના કોઈ પણ મુકદમામાં કોઈ પોલીસઅમલદાર જે કાંઇ કામ ચલાવે તે વિશે, સદરહુ અમલદારને આ કલમ પ્રમાણે તે મુકદમાનો તપાસ કરવાનો અધિકાર નહોતો, એ સબબ ઉપરથી મુકદમો ચાલતાના દરમિયાન કોઇ પણ વખતે તકરાર ઉઠાવવી નહીં.

કાગ્નિઝેબલ ગુન્હો થવાનો શક આવે ત્યારે કેમ કરવું. ૧૫૭. જે અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તે અમલદારને ૧૫૬ મી કલમ પ્રમાણે જે ગુન્હાની તપાસ કરવાનો અધિકાર હોય ત ગુન્હો થયો છે એ મુજબ અમલદારને ખબર મળ્યા ઉપરથી અથવા બીજી રીતે શક આણવાનું કારણ હોય, તો જે મજીસ્ત્રેટને પોલીસના રીપોટ ઉપરથી સદરહુ ગુન્હો સાંભળવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટને તે બાબત તાબડતોબ રીપોટ મોકલવો, અને તે મુકદમાની હકીકત તથા બીનાની તપાસ કરવા સારૂ તથા ગુન્હેગારને શોધી કાહાડવા તથા પકડવા માટે જરૂર હોય તેવા ઉપાયો કરવા સારૂ પોતે જાત તે ઠેકાણે જવું, અથવા પોતાના તાબા માંહેના અમલદારોમાંના એક અમલદારને મોકલવો.

સ્થાનિક તપાસ કરવાની ક્યારે જરૂર નથી. પણ, હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) જ્યારે સદરહુ પ્રકારનો કોઇ પણ ગુન્હો થયા વિશે કાંઇ પણ ખબર કોઇ સખસનું નામ દઇને તે સખસના વિરૂદ્ધ આપવામાં આવે અને તે કામ ભારે ન હોય ત્યારે જે અમલદારના હવાલામાં કોઈ પોલીસથાણું હોય તેને તે ઠેકાણે તપાસ કરવા સારૂ જાતે જવાની અથવા તાબા માંહેના કોઇ અમલદારને મોકલવાની જરૂર નથી.

જે અમલદારના હવાલામાં થાણું હોયને અમલદારને તપાસ કરવાનો પુરતો સબબ જણાય નહીં તો શું કરવું. (બ) જે અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તે અમલદારને જો એમ જણાય કે તપાસ કરવા માંડવાનો કાંઈ પુરતો સબબ નથી, તો તેણે તે મુકદમાની તપાસ કરવી નહીં.

(અ) તથા (બ) રકમોમાં કહેલે દરેક પ્રસંગે; જે અમલદારના હવામાં પોલીસથાણું હોય તે અમલદારે આ કલમના પેહેલા પારેગ્રાફમાં ફરમાવ્યા પ્રમાણે પુરતી રીતે નહીં ચાલવાનાં કારણ સદરહુ રીપોટમાં લખવાં.

૧૫૭ મી કલમ ૧૫૮. સ્થાનિક સરકાર ફરમાવે તો ૧૫૭ મી કલમ પ્રમાણે માજી-

**પ્રમાણે રીપોટ કેવી રીતે મોકલવા.**

સ્ત્રેટને મોકલવાનો દરેક રીપોટ સ્થાનિક સરકાર, સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને પોલીસના જે ઉપરી અમલદારને આ બાબત નીમે તે અમલદારની મારફતે મોકલવો.

જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તેને સદરહુ ઉપરી અમલદાર પોતાને દુરસ્ત લાગે એવી સમજુત આપવાને મુખત્યાર છે, અને તેણે તે સમજુત સદરહુ રીપોટ ઉપર લખીને તે માજીસ્ત્રેટને તે રીપોટ વગર ઢીલે મોકલી દેવો.

**તપાસ કરવાનો અથવા પ્રથમ ચોકસી કરવાનો અધિકાર.**

૧૫૯. સદરહુ રીપોટ પોંહોચેથી પોતાને દુરસ્ત લાગે તો, આ કાયદામાં ઠરાવેલી રીતે તે કામની તપાસ અથવા પ્રથમ ચોકશી કરવા સારૂ, અથવા બીજી રીતે તે કામની બ્યવસ્થા કરવા સારૂ સદરહુ માજીસ્ત્રેટ તુરત ત્યાં જવાને અથવા પોતાના તાબામાંહેના કોઇ માજીસ્ત્રેટને મોકલવાને મુખત્યાર છે.

**સાહેદોને હાજર થવાનું ફરમાવવાનો પોલીસઅમલદારનો અધિકાર.**

૧૬૦. આ બાબ પ્રમાણે હરકોઈ પોલીસઅમલદાર જે કામની તપાસ કરતો હોય તે કામની હકીકતથી પોતાના થાણાની અથવા કોઇ પાસેના થાણાની હદમાંહેનો ફલાણો સખસ વાકેફ છે, એમ મળેલી ખબર ઉપરથી અથવા બીજી રીતે તેને જણાય, તો તે અમલદાર લેખી હુકમ કરીને તે સખસને પોતાની આગળ હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને તે હુકમમાં ફરમાવ્યા પ્રમાણે તે સખસે હાજર થવું જોઇએ.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૧૮ ને મળતી છે; પોલીસ અમલદાર કોઈ પણ સાહેદને જબરદસ્તીથી પોતાની રૂબરૂ હાજર થવાને ફરજ પાડી શકતો નથી પણ જે લોકોને હાજર થવાને હુકમ ફરમાવવામાં આવ્યો હોય તે માણસો હાજર થવા બંધાએલા છે. રાણી વિ. બીહારીસીંગ અને બીજાઓ વી. રી. ૭ પ્ર. ૩.

આ કલમ પ્રમાણે પોલીસના સુપ્રીન્ટેન્ડેન્ટે ચલાવેલું કામ હાઈકોરટ તરફ મોકલવાનો ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટને સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૯૬ એટલે આ કાયદાની કલમ ૪૩૬ ની રકમ પેહેલી અને ૪૩૮ ના ભાગ પેહેલા મુજબ અખત્યાર નથી, કેમકે પોલીસનો સુપ્રીટેન્ડેન્ટ એ માજીસ્ત્રેટના તાબાની કોરટ નથી.

આ કલમ પ્રમાણે સાક્ષીઓને સમન કરી બોલાવવાની બાબતમાં પોલીસ અમલદારને નજરમાં આવે તેવું કરવાની મુખત્યારી સોંપી છે તે મુખત્યારી પોલીસનો અંમલદાર બજાવે તેમાં ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ હાથ ઘાલી શકતો નથી. ( માત્ર પોલીસના અમલદારને સુચના તથા સલાહ આપી શકે છે. મુંબઇ હાઇકોરટ તા. ૮ એપ્રીલ સને ૧૮૭૮ સરકાર વિ. સાંકળચંદ જેઠાભાઈના કામમાં.

**પોલીસે શાહેદોની જબાની લેવા બાબત.**

૧૬૧. આ બાબ પ્રમાણે તપાસ કરનાર હરકોઇ પોલીસ-અમલદાર, તે કામની બીના તથા હકીકતથી ફલાણો સખસ વાકેફ છે એમ ધારવામાં આવે તે સખસની મુખજબાની લેવાને અને એ પ્રમાણે જે સખસની જબાની લેવામાં આવે તે સખસ જે કહે તે લખી લેવાને મુખત્યારછે.

સદરહુ કામ સબંધી જે સવાલોના જવાબ દેતાં પોતાની ઉપર કાંઇ ફોજદારી ગુન્હાનું તોહોમત આવી પડે અથવા કાંઈ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે તે સવાલો સિવાય બીજા જે સવાલો-પોતાને સદરહુ અમલદાર પુછે તે સઘળા સવાલોના ખરા જવાબ સદરહુ સખસે દેવા જોઇએ.

પોલીસને કહેલા ગન્જકુરઉપરસહી કરવીનહીઅથવા તે પુરાવામાં દા ખલકરવી નહી.

૧૬૨. ભરતી વખતે કહેલા મચકુર સિવાય બીજો જે મચકુર આ બાબ પ્રમાણે તપાસ ચાલતી હોય ત્યારે પોલીસઅમલદારને કોઇ પણ સખસે કહ્યો હોય તેવો કોઇપણ મચકુર લખી લેવામાં આવ્યો હોય તો તે મ-ચકુર કેહેનાર સખસે તે ઉપર સહી કરવી નહી અથવા તે તોહોમત-વાળાની વિરૂધ પુરાવા તરીકે વાપરવો નહી.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૧૯ ના પેરેગ્રાફ ૩ જા અને કલમ ૧૨૧ ને મળતીછે. છેલો ભાગ તદન નવો છે.—જો કોઇ સાહેદે કહેલો મચકુર પોલીસે લખી લીધો હોય અને પછી તે માજીસ્ટ્રેટની રૂબરૂ ફરી જાય તો તે સાહેદનો મચ-કુર પુરાવામાં મુકાય નહી પ્રનસેપ.

પોલીસ કાંઇ ગુન્હાની તજવીજ કરતી ન હોય તે વખતે કબુલત નહી પણ કોઇ તહો-મતદાર કાંઇ ગુન્હાની હકીકત કહે તો પુરાવમાં લેવા લાયક છે એવું ઠરયું છે.—કૈસરે હીંદ વિરૂધ દેબીપ્રસાદ ઇંડીયન લા, રીપોટ કલકત્તા વા. ૬ પ્ર. ૫૩૦.

કોઇ ગુન્હાની તજવીજ કોઇ પોલીસ અમલદાર કરતો હોય તે વખતે જે હકીકત કહે તો પુરાવામાં લઇ શકાતી નથી કૈસરે હીંદ વારૂધ રામા બીનાપા ઇંડીયન લા, રીપોટ મુંબઇ વા. ૩, પ્ર. ૧૨.

પોલીસ પાસે કેદીએ કબુલત કરી ત્યારે માજીસ્ટ્રેટ પાસે હતો એટલા કારણથી તે ક-બુલત પોલીસ પાસે કર્યા છતાં પુરાવામાં લઇ શકાતી નથી.-રાણી વારૂધ દોહમ કાહાર અને બીજાઓ; વીકલી રીપોટ ૧૧ પ્ર. ૮૨.

પોલીસની પાસે કેદીએ જે હકીકત કહી હોય તે ગુન્હાની કબુલત તરીકે ન હોય પણ પોતે નીરદોષ અથવા ઈરાદાથી પોલીસની રૂબરૂ તે કબુલત કરેલા હોય તોપણ ગુન્હા થાય તેવી હકીકતની તે કબુલત થતા હોય તો તે કબુલત પુરાવા બાબતના સને ૧૮૭૨ ના આ કટ ૧ લાની કલમ ૨૫–૨૬ પ્રમાણે તે તોહોમતવાળા વારૂદ્ધ પુરાવામા લઇ શકાતી નથી. કૈસરે હીંદ વીરૂધ પંઢારીનાથ, ઇંડીયન લા. રીપોટ મુંબાઇ વા. ૬ પ્ર, ૩૪.

કાંઇલાલચ દેખા ડવી નહી.

૧૬૩ કોઇપણ પોલીસ અમલદારે અથવા અધિકારવાળા સખસે સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૨૪ મી કલમમાં કહ્યું છે તેવી કાંઇ પણ લાલચ અથવા ધમકી દેખાડવી નહીં અથવા દેખડા-વવી નહી, અથવા તેવું વચન આપવું નહીં. અથવા અપાવવું નહી.

પણ આ બાબ પ્રમાણે કાંઈપણ તપાસ ચાલતી હોય ત્યારે કાંઇ મચકુર પોતાની રાજી ખુશીથી કહેવાની કોઇપણ સખસની મરજી હોય તો કોઈપણ પોલીસ અમલદારે અ થવા બીજા સખસે ચેતવણી આપીને અથવા બીજી રીતે તે સખસને તે મચકુર કહેતાં અ ટકાવવો નહીં.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૮૪ ને મળતી છે, ગુન્હો કબુલ કરવા માટે કોઈ પોલીસ અમલદારે અથવા હરકોઈ અખત્યારવાળા સખસે સાહેદ અ થવા તોહોમતદારને ધમકી અગર લાલચ આપવી નહી એ બાબતને માટે આ કલમ છે.

એક કહીને માફીનું વચન આપી કબુલત લીધી હતી તે કબુલત કર્યા પછી તે નાહાસી ગયો તેને ફરીથી પકડયો ત્યારે તેણે કરેલી કબુલાત પુરાવામાં લેવા લાયક નથી એવું ઠરયું–રાણી વિરૂધ રાધાનાથ દોસાધ વીક્લી રીપોટ ૯ પ્ર. ૫૩.

કાંઈ લાલચ, બીક વીગેરે ઉપરથી કબુલત કરીછે એવું કેદી કહે તો તે લાલચ વીગે-રેની હકીકત તેણે સાબીત કરી દેવી જોઇએ ત્યાં સુધી તે કબુલત માન્ય રહી શકે—રાણી વીરૂદ્ધ બલવંત પેઢાકર, મુંબાઇ હાઈકોરટ રીપોટ વા. ૧૧ પ્ર. ૧૩૮

જે પોલીસ અમલદારનો. જે કામમાં કબુલાત આપી હોય તે સાથે કાંઇ સંબંધ ન હોય એટલે કે જે જગ્યાએ તે ગુન્હો બન્યો હોય ત્યાંનો તે પોલીસ અમલદાર ન હોય તો પણ તેની આગળ કરેલી કબુલાત પુરાવામાં લેવાય નહીં—કલકત્તા હાઇકોરટ. તા. ૧૨ મી જુલાઇ સને ૧૮૭૭

કહેલો મચકુર તથા કબુલ કરેલી વાત દફતરમાં દાખલ કરવાનો અધિકાર.

૧૬૪ જે માજીસ્ત્રેટ પોલીસઅમલદાર ન હોય તે માજીસ્ત્રેટ આ બાબ પ્રમાણે કોઇ તપાસ ચાલતી હોય ત્યારે, અથવા પછી પણ ચોકસી અથવા ઇનસાફ સરૂ થતાં પેહેલાં કોઇપણ વખતે પોતાને કહેલો કાંઇ પણ મચકુર અથવા પોતાની આગળ કબુલ કરેલી કાંઇપણ વાત દફતરમાં દાખલ કરવાને મુખત્યાર છે.

પુરાવો દફતરમાં દાખલ કરવાસારૂ આ કાયદામાં આગળ કહેલી રીતોમાંની જે રીત તે કામની હકીકત જોતાં પોતાની નજરમાં ઘણીજ યોગ્ય આવે તે રીતે સદરહુ મચકુરો દફતરમાં દાખલ કરવા. ૩૬૪ મી કલમમાં ઠરાવેલી રીતે સદરહુ કબુલ કરેલી વાતો દફતરમાં દાખલ કરવી તથા તે ઉપર સહી કરવી, પછી જે માજીસ્ત્રેટ તે કામની ચોકશી અથવા ઇનસાફ કરવાનો હોય તે માજીસ્ત્રેટની ઉપર તે કબુલ કરેલી વાતો રવાના કરવી.

સદરહુ પ્રકારની કોઇપણ કબુલાત રાજી ખુશીથી કરવામાં આવી છે એમ, તે કબુલાત કરનાર સખસને સવાલ પુછવા ઉપરથી, માનવાનું કારણ ન હોય તો કોઇપણ માજીસ્ત્રેટે તે કબુલાત દફતરમા દાખલ કરવી નહી; અને તે કબુલાતની નીચે માજીસ્ત્રેટે હેઠળ લખ્યા પ્રમાણે ટીપ લખવી.

" મને લાગે છે કે આ કબુલાત રાજી ખુશીથી કરી છે. આ મારી સમક્ષ તથા મારા સાંભળતા લીધી છે, અને આ કબુલાત કરનાર સખસને તે વાંચી સંભળાવી છે, અને તે ખરી છે એવો તેણે અંગીકાર કર્યો છે, અને તેણે કહેલા મજકુરનો પુરેપુરો તથા ખરો હેવાલ તેમાં છે,"

(સહી) અ. બ.
"માજીસ્ત્રેટ."

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૧૧૨ ને મળતી છે. પોલીસમાં કેસ હોય ત્યારે સાહેદોની જુબાની અને તોહોમતદારોની જુબાની લખી લેવા માટે શું નિયમ છે તેને માટે આ કલમ છે.

પોલીસ પાસે કેસ હોય તે વખતે કબુલાત માજીસ્ટ્રેટ પાસે લેવાય છે તે માટે આ કલમ છે. તેમજ પોલીસમાં કેસ હોય, ત્યારે કોઇ શાહેદની જુબાની લેવરાવવી હોય તો તેને પણ આ કલમના નિયમ લાગુ છે પણ તે જુબાની પ્રતીજ્ઞા ઉપર લેવી જોઈએ, કૈસરે હીંદ વિરૂદ્ધ ગલકા. ઇંડીયન લા, રીપોર્ટ મુંબાઇ વા. ૨, પ્ર. ૬૪૩ તા૦ ૪ જુલાઇ ૧૮૭૮

ચાર કેદીપર ખુન કર્યાનું તોહોમત છતાં તેનો ઇનસાફ કલાદગી જીલ્લા બેલગામના જોઇંટ સેસનજડજ ડબલ્યુ. એચ કો. એ કર્યો અને તેઓને ફાંસીની શીક્ષાનો હુકમ કર્યો.

જે વખતે તેઓને પકડ્યા તે વખતે તેઓ પૈકી કેટલાક આસામીને એક ત્રીજા વરગના માજીસ્ટ્રેટની રૂબરૂ લેઈ ગયા અને તેઓએ ગુન્હો કબુલ કરી જુબાની લખી આપી અને તે ઉપર તેઓએ સહી કરી માજીસ્ત્રેટે તે જુબાની દફતરમાં દાખલ કરી રાખી. તે કબુલાતપર જુના ક્રી પ્રો કો. કલમ ૧૨૨ એટલે આ કલમ ૧૬૪ પ્રમાણે તે માજીસ્ટ્રેટે "મને લાગે છે કે આ અપરાધ તેમણે પોતાની ખુશીથી કબુલ કર્યો છે' એવી ટીપ લખી છે. પણ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૩૪૬ એટલે આ કાયદાની કલમ ૩૬૪ માં કહ્યા પ્રમાણે તેનાપર શેરો લખ્યો નથી, પછી પ્રથમની ચોકસી કરવા માટે તે આરોપીતને તેજ મા-

જીસ્ટેટની રૂબરૂ હાજર કર્યો, તે વખતે તેમાંના બે જણે પોતે અગાઉ કહેલો મજકુર ના કબુલ કર્યો. સદરહુ કલમ ૩૪૬ માં કહ્યા પ્રમાણે તે જુબાનીપર શેરો લખ્યો અને તે સ-રવેને ઈનસાફ માટે સેસન કોરટમાં કમીટ કર્યો. સેસનજડજને તેઓ અપરાધી જણાયાથી ઉપર પ્રમાણે શિક્ષા કરી.

આ ઠરાવપર અપીલ થવાથી ઠરાવ્યું કે સને ૧૮૭૨ ના આકટ ૧૦ની કલમ ૧૨૨ પ્રમાણે કેદીની લખી લીધેલા કબુલાતપર માજીસ્ત્રેટે "મને દેખાય છે કે આ અપરાધ પો-તાની ખુશીથી કબુલ કર્યો છે." એવી ટીપ લખી હોય તેથી તે પુરાવામાં લેવા જોગ થતી નથી. પણ સદરહુ કલમ ૩૪૬ પ્રમાણે "આ જુબાની મારી રૂબરૂ અને હું સાંભળું એવી રીતે લીધી છે અને આરોપીતે જે મજકુર કહ્યા તે સર્વ મેં બરોબર લખ્યો છે." એવો પોતાની સહીનો શેરો માજીસ્ત્રેટે તેનીપર લખવો જોઈએ.

આ કામમાં પ્રથમ કલમ ૧૨૨ પ્રમાણે લખેલી કબુલાતપર કલમ ૩૪૬ પ્રમાણે શેરો લખેલો નથી તેથી તે કબુલાત પુરાવામાં લેવા યોગ્ય નથી અને તેમ નથી ત્યારે તેવી કબુ-લત થઇ હતી કીંવા તેમાં અમુક મજકુર હતો એ સાબિત કરવાને મુખજુબાન પુરાવ લઇ શકાતો નથી માટે આ કામમાંની કબુલત પુરાવામાં લેવાને અમે તદન ના કબુલ કરીએ છી-એ અને તે સિવાય આમાં બીજો પુરાવ નથી ત્યારે આ કામમાંનું તોહોમત રદ કરીએ છીએ આમ કરવાને અમોને સારૂ લાગતુ નથી પણ જો કબુલત પુરાવામાં લેવા જોગ હોય તો એ કેદીએ સર્વ મજકુર લખી આપ્યો નથી અને તેઓએ કહેલો મજકુર એક બીજા સાથે મળતો નથી માટે કેદીને છાડી દેવા બદલ આસેસરોનો જે અભિપ્રાય છે તે અભિ-પ્રાયને અમે મળીએ છીએ. સરકાર વિરૂદ્ધ સીવાપા ભાગાઇનો પુત્ર અને બીજા ત્રણ, મું-બાઇ હાઇકોરટ રીપોટ વા, ૧ પ્ર. ૨૧૯ તા૰ ૫ એપ્રીલ સને ૧૮૭૬

તે ઉપરથી ઠરાવ કર્યો કે જુના ક્રી. પ્રો. કો. કલમ ૧૨૨ એટલે આ કલમ ૧૬૪ પ્ર-માણે કરેલી કબુલતને કીંવા કલમ ૩૪૨ થી ૩૪૬ પ્રમાણે કોરટે કરેલા સવાલના આરો-પીતે આપેલા જવાબને પીનલકોડ કલમ ૧૮૦ લાગુ છે કીંવા નહી એ વિષે તો ઘણો સં-સય છે એમ દેખાય છે. તે કબુલત અને જવાબ પોતાની ખુશીથી આપેલાં જોઈએ અને તેપર આરોપિતે સહી કરતાં સુધી તે પુરાં થયાં છે એમ સમજવામાં આવતું નથી એમ દેખાય છે એવોજ કાયદાનો હેતુછે એમ સરકાર વિરૂધ્ધ બાઈ રતન મુંબાઇ હાઈકોરટ રીપોટ વા. ૧૦ પ્ર. ૧૬૬ ના કામમાં ફુલબેંચે ઠરાવ કર્યો છે. અને એ કામનો ફેસલો આપતા પેહેલાં ફુલબેંચે જુના ક્રી. પ્રો. કોડમાંના ઠરાવનો પુર્ણપણે વિચાર કર્યો છે.

જબાનીપર આરોપિત માણસની સહી અને નિશાની લેવાનો જે કાયદો કરનારાનો ઉ-દેશ છે: તે બદલ ફુલબેંચે જે પોતાનો અભિપ્રાય આપ્યો છે, તે આરોપિતે સહી કરવા માટે તેનો દંડ કરવો કીંવા તેમ કરવાની તેને જરૂર પાડવી એ વાતને બીલકુલ મળતો નથી.

માટે ચોકસી ચાલતા છતાં કોરટે કરેલા સવાલનો જવાબ આપતાં કહેલા મજકુરપર સહી કરવાને આરોપિત માણસે ના કબુલ કર્યું તો તેથી પીનલકોડ કલમ ૧૮૦ પ્રમાણે શિક્ષા આપવા જોગ ગુન્હો તેણે કર્યો એમ થતું નથી.

માટે આરોપિતપરનું તોહોમત રદ કર્યું તેમજ શિક્ષા રદ કરી માટે દંડ ભર્યો હોય તો પાછો આપવો. સરકાર વિરૂદ્ધ સીરસાયા મુંબાઇ હાઇકોરટ રીપોટ વા. ૪ પ્ર. ૧૫ તા. ૫ અગસ્ટ ૧૮૭૯ તેમજ કલકત્તા હાઇકોરટ રીપોટ વા. ૪ પ્ર. ૬૯૬ જુઓ.

પોલીસઅમલ-દારે ઝાડો લેવા બાબત. ૧૬૫. જે અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તેને અ-થવા કોઇ પોલીસઅમલદાર તપાસ કરતો હોય તેને જે ગુન્હા બાબત તપાસ કરવાનો અખત્યાર હોય તે ગુન્હાની તપાસ કરવા સારૂ ફલાણો દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હાજર થવાની જરૂર છે એમ તે અમલદારની નજરમાં આ-વે, અને જે સખસને ૯૪ મી કલમ પ્રમાણે સમન અથવા હુકમ મોકલ્યો હોય અથવા

મોકલી શકાય તે સખસ તે સમનમાં અથવા હુકમમાં ફરમાવ્યા મુજબ સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હાજર કરશે નહી અથવા નહીં કરે એમ માનવાનું કારણ હોય, અથવા સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ ફલાણા સખસના કબજામાં છે એવું જાણવામાં ન હોય, ત્યારે ત્યારે જે થાણું પોતાના હવાલામાં હોય અથવા જે થાણામાં તેને નિમ્યો હોય તે થાણાની હદ માંહેની કોઈ પણ જગામાં તેને માટે ઝાડો લેવાને અથવા ઝાડો લેવરાવવાને તે અમલદાર મુખત્યાર છે.

સદરહુ અમલદારે બની શકે તો, ઝાડો લેવો તે જાતે લેવો.

જો તે ઝાડો તેનાથી જાતે લેવાનું ન બની શકે, અને તે ઝાડો લેવાને બીજો કોઇપણ લાયક સખસ તે વખતે હાજર ન હોય, તો પોતાના હાથ તળેના કોઈપણ અમલદારને તે ઝાડો લેવાનું ફરમાવવાને તે અમલદાર મુખત્યાર છે અને તેણે તે હાથ તળેના અમલદારને એક હુકમ લખીને આપવો. અને કયા દસ્તાવેજ અથવા બીજી વસ્તુને માટે ઝાડો લેવો છે તે, તથા કઇ જગાનો ઝાડો લેવો છે તે, હુકમમાં લખવું, અને ત્યાર પછી તે જગામાં તેને માટે ઝાડો લેવાને તે હાથ તળેનો અમલદાર મુખત્યાર છે.

ઝાડો લેવાના વારંટો બાબત આ કાયદાના ઠરાવો, આ કલમ પ્રમાણે લીધેલા ઝડાને, બની શકે તેટલે સુધી લાગુ પડશે.

પોલીસથાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર બીજા તેવા અમલદારને ઝાડો લેવાનું વારંટ કાઢાડવાનું ક્યારે ફરમાવવાને મુખત્યાર છે.

૧૬૬ પોલીસનું એક થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર જે કામમાં પોતાના થાણાની હદમાં કાંઇ ઝાડો લેવરાવવાને મુખત્યાર હોય તે કામમાં તેવો ઝાડો કોઇપણ જગામાં લેવરાવવાનું, પોલીસનું કોઇ બીજુ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને ફરમાવવાને મુખત્યાર છે, પછી તે બીજુ થાણું તેજ જીલ્લામાં હોય કે જુદા જીલ્લામાં હોય તોપણ.

સદરહુ પ્રકારના અમલદારને સદરહુ પ્રમાણે ફરમાવ્યું હોય ત્યારે તેણે ૧૬૫ મી કલમના ઠરાવો પ્રમાણે ચાલવું અને કાંઇ વસ્તુ જડે તો જે અમલદારના ફરમાવ્યાથી ઝાડો લીધો હોય તે અમલદારના ઉપર તેણે તે વસ્તુ મોકલી દેવી.

જ્યારે ચોવીસ કલાકમાં તપાસ પુરી થઇ શકે નહી ત્યારે કેમ કરવું.

૧૬૭. જ્યારે જ્યારે આ ભાગ પ્રમાણે કોઈપણ તપાસ ૬૧ મા કલમથી મુકરર કરેલી ચોવીસ કલાકની મુદતમાં પુરી થઈ સકશે નહીં એમ જણાય, અને તોહોમત પાકા આધારવાળું છે એમ માનવાના સબબ હોય, ત્યારે ત્યારે પોલીસથાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે આ કાયદામાં આગળ ફરમાવેલા રોજનામામાં તે મુકદમા સબંધી કરેલી નોંધની એક નકલ પાસેમાં પાસેના માજીસ્ત્રેટને તાબડતોબ મોકલવી અને તેજ વખતે તે તોહોમતવાળાને સદરહુ માજીસ્ત્રેટની આગળ મોકલી દેવો.

જે માજીસ્ત્રેટની આગળ આ કલમ પ્રમાણે તોહોમતવાળા સખસને મોકલ્યો હોય તે માજીસ્ત્રેટ તે કામનો ઈનસાફ કરવાના પોતાને હકુમત હોય કે નહિ તોપણ તે તોહોમતવાળાને બધી મળીને પંદર દિવસની મુદત સુધી પોતાને યોગ્ય લાગે તેવા પેહેરામાં અટાક-

વી રાખવાનો વખતે વખતે અધિકાર આપવાને મુખત્યાર છે, જો તે કામનો ઇનસાફ કરવાની અથવા ઇનસાફ કરવા સારૂ તે કામ કમિટ કરવાની પોતાને હકુમત ન હોય, અને પોતાના વિચારમાં એવું આવે કે તોહોમતવાળાને વધારે વાર અટકાવી રાખવાની જરૂર નથી તો તે માજીસ્ત્રેટ તેને સદરહુ હકુમતવાળા માજીસ્ત્રેટની પાસે મોકલવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે પોલીસના પેહેરામાં અટકાવી રાખવાનો અધિકાર આપનારા માજીસ્ત્રેટે તેમ કરવાનાં કારણો પોતાનાં દફતરમાં લખવાં.

જો તે હુકમ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટાટુકડી માજીસ્ત્રેટ સિવાય બીજા કોઇ માજીસ્ત્રેટે કર્યો હોય, તો તેણે પોતાના હુકમની નકલ તથા તે હુકમ કરવાના કારણો પોતે જે માજીસ્ત્રેટના પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ત્રેટને લખી મોકલવાં.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૨૪ ને મળતી છે પોલીસ અમલદાર જે તપાસ કરે તે ચોવીસ કલાકમાં પુરી ન થાય તો તેણે કેમ કરવું તે માટે આ કલમ છે.

ચોવીસ કલાકથી માત્ર થોડોજ વખત અટકાવવામાં રાખ્યો હતો એવો પોલીસઅમલદાર બચાવ કરી શકે નહીં પણ કોઇ એવો અસાધારણ બનાવ બન્યો હોય તો તે વખતે થોડી ઘડી રોકી રાખ્યાની હકીકત ધ્યાનમાં લેવાય છે ખરો-રાણી વિરૂદ્ધ સુર્પ્રાસુનો ધુસાલ. વીકલી રીપોટ ૬ પ્ર. ૮૮

તાબા માંહેના પોલીસઅમલદારે તપાસનો રીપોટ કરવો.

૧૬૮. જ્યારે તાબા માંહેના કોઈ પોલીસ અમલદારે આ બાબ મુજબ કાંઇ તપાસ કરી હોય, ત્યારે જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણુ હોય તે અમલદારને તેણે તે તપાસનાં પરીણામનો રીપોટ કરવો.

જ્યારે પુરાવો બરોબર ન હોય ત્યારે તોહોમતવાળાને છુટો કરવો.

૧૬૯ તોહોમતવાળાને કોઇ માજીસ્ત્રેટની પાસે મોકલવાનું બ્યાજબી થાય એટલો પુરતો પુરાવો અથવા એવા વાજબી આધારવાળો શક નથી એમ જે અમલદારના હવાલામાં તે પોલીસથાણું હોય તે અમલદારને, આ બાબ પ્રમાણે તપાસ કર્યા ઉપરથી, જણાયતો જે માજીસ્ત્રેટને પોલીસ રિપોર્ટ ઉપરથી, તે ગુન્હો સાંભળવાનો અધિકાર તથા તોહોમતવાળાનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની આગળ હાજર થવાનું ફરમાવવામાં જો અને જ્યારે આવે તો અને ત્યારે હાજર થવા બાબત સદરહુ અમલદાર ફરમાવે તે મુજબ, જામીન સાથે, અથવા જામીન વગર, તે સખસ એક ખત લખી આપે એટલે જો તે પેહેરામાં હોય તો, તેને તે અમલદારે છુટો કરવો.

જ્યારે પુરાવો પુરતો હોય ત્યારે કામ માજીસ્ત્રેટની પાસે મોકલવું.

૧૭૦ ઉપર કહ્યા પ્રમાણે પુરતો પુરાવો અથવા બ્યાજબી આધારવાળો શક છે એમ જે અમલદારના હવાલામાં તે પોલીસથાણું હોય તે અમલદારને, આ બાબ પ્રમાણે તપાસ કર્યા ઉપરથી જણાય તો જે માજીસ્ત્રેટને પોલીસ રીપોટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અધિકાર તથા તોહોમતવાળાનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની પાસે સદરહુ અમલદારે તોહમતવાળાને પેહેરામાં આપીને મોકલી દેવો, અથવા જો તે ગુન્હો જામિન લઇ શકાય એવો હોય

અને તોહોમતવાળો તારણ આપી શકતો હોય તો, કાંઈ મુકરર દિવસે સદરહુ માજીસ્ટ્રેટની આગળ હાજર થવા તથા સારૂ જ્યાં સુધી બીજી રાતે ફરમાવવામાં આવે નહીં ત્યાં સુધી સદરહુ માજીસ્ત્રેટની આગળ રોજરોજ હાજર રેહેવા સારૂ તેની પાસેથી તે અમલદારે તારણ લેવું.

જે અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તે અમલદાર જ્યારે આ કલમ પ્રમાણે કોઇ તહોમતવાળા સખસને માજીસ્ત્રેટની પાસે મોકલે અથવા સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ તેની પાસેથી તારેણ લે, ત્યારે તે માજીસ્ત્રેટની આગળ જે હથિયાર અથવા બીજી વસ્તુ હાજર કરવાની જરૂર હોય તે પણ તેણે મોકલવાં અને કોઈ ફરિયાદી હોય તો તેને તથા ફલાણા સખસો તે કામની હકીકતથી વાકેફ છે એમ તે અમલદારને જ ણાય તેમાંના જેટલાની પોતાને જરૂર લાગે તેટલા સખસોને તહોમતવાળાની ઉપર મુકેલા તોહમતના કામમાં માજીસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ તથા પ્રસંગ પ્રમાણે ફરિયાદનું કામ ચલાવવા સારૂ અથવા પુરાવો આપવા સારૂ એક ખત લખી આપવાનું ફરમાવવું.

જો તે ખતમાં જીલ્લા માજીસ્ટ્રેટની અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટની કોરટ કહી હોય તો જે કોરટની પાસે સદરહુ માજીસ્ત્રેટ તે કામ ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ મોકલે તે કોરટનો તેમાં સમાવેશ થાય છે એવું સમજવું, પણ એવું ઠરાવ્યું છે કે આ પ્રમાણે કામ મોકલવાની વ્યાજબી નોટીસ સદરહુ ફરીયાદીને અથવા સખસોને આપવી જોઇએ.

આ કલમ પ્રમાણે મુકરર કરવાનો દાહાડો તોહોમતવાળા સખસ પાસેથી હાજર થવાનું તારણ લીધુ હોય તો તેને જે દહાડે હાજર થવાનું હોય તે દહાડો, અથવા તે સખસને પેહેરામાં આપીને મોકલવો હોય તો, જે દહાડે તે માજીસ્ટ્રેટની કોરટ આગળ આવી પોહોંચવાની તેની વકી હોય તે દહાડો હોવો જોઇએ.

જે અમલદારની સમક્ષ તે ખત લખી આપ્યું હોય તે અમલદારે તેની એક નકલ જે સખસોએ તે ખત લખી આપ્યું હોય તેમાંના એક જણને આપવી. અને પછી તે અસલ ખતને પોતાના રીપોર્ટ સાથે માજીસ્ટ્રેટ ઉપર મોકલવું.

ટીકા—એક સખસની પાસેથી પોલીસ અમલદારે એવો મુચરકો લીધો કે ૨૦મી અપ્રેલના રોજ તેણે માજીસ્ટ્રેટના રૂબરૂ હાજર રહેવું બાદ ૨૪ મા ના રોજ મુકદમો સુનાવણી ઉપર લેવામાં અને પછી દીવસે દીવસે મુલતવી રાખવામાં આવ્યો. છેવટે તા. ૯ મી માહે મેના રોજ માજીસ્ત્રેટ કામ ચલાવવાને તૈયાર થયો ત્યારે ફરીયાદી ગેરહાજર હતો તેથી માજીસ્ટ્રેટે એકદમ મુચરકો બજાવવાનો ઠરાવ કર્યો તે કામમાં હાઈકોર્ટનો અભિપ્રાય એવો થયો કે આ રીતનો મુચરકો બજાવવો એસ્પષ્ટ રીતે ગેરકાયદે છે માટે વસુલ કરેલી રકમ પાછી આપવી મદ્રાસ હાઇકોરટ રીપોર્ટ વા. ૪ પ્ર. ૧૮

પોલીસના અમલદારને ફરીયાદ પાછી ખેંચી લેવાની અરજી સાંભળવાનો અધિકાર નથી. ફરિયાદ પાછી ખેંચી લેવા દેવી એ ન્યાયનું કામ છે આવું કામ માજીસ્ટ્રેટ કલમ ૨૪૮ અને ૩૪૫ પ્રમાણે કરી શકે છે. પણ પોલીસઅમલદારને એવા કામમાં હાથ ઘાલવાનો કાંઈ અધિકાર નથી. સુરત જીલ્લાના માજીસ્ટ્રેટના પત્ર નંબર ૩૦૬ ઉપરથી થએલો મુંબઈ હાઇકોરટનો ઠરાવ તા. ૧૪ જુન ૧૮૭૫

ફોજદારી મુકદમામાં હાજર થઇ સાક્ષી આપવાનું માથે રાખી મુચરકો આપ્યા છતાં હાજર ન થાય તો તે ઇનસાફના કામને અડચણકારક છે તેથી મુચરકો બજાવી શકાય છે પણ બજાવતાં અવલ તે સખસને તે પોતે શામાટે હાજર નહીં થઈ શકયો તેનું કારણ બતાવવા સારૂ લાગ આપવો જોઈએ વીકલી રીપોટ ૧૧ પ્ર. ૩૯

ફરીયાદીઓને તથા સાહેદાને પોલીસ અમલદારની સાથે જવાનું ફરમાવવું નહીં

૧૭૧. કોઈપણ ફરીયાદી અથવા સાહેદ માજીસ્ત્રેટની કોરટમાં જતો હોય ત્યારે રસ્તે તને કાંઇ પોલીસઅમલદારની સાથે જવાનું ફરમાવવું નહીં.

ફરીયાદીઓને તથા સાહેદોને પ્રતિબંધ કરવો નહીં.

અથવા કોઈપણ ફરીયાદીને અથવા સાહેદને નકામો પ્રતિબંધ અથવા અડચણ કરવી નહીં, અને હાજર થવા બાબત તેના પોતાનાં જાત મુચરકા સિવાય કાંઇ બીજું તારણ આપવાનું તેને ફરમાવવું નહિં.

હુકમ નહીં માનનારા ફરિયાદીને અથવાસાહેદને પેહેરામાંઆપીનેમોકલવાનોઅખિત્યારછે

પણ એવું ઠરાવ્યું છે કે ૧૭૦ મી કલમમાં ફરમાવ્યા મુજબ અગર કોઈપણ ફરિયાદી અથવા સાહેદ હાજર થવાની ના કહે અથવા ખત લખી આપવાની ના કહે તો, જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તે અમલદાર તે ફરિયાદીને અથવા સાહેદને પેહેરામાં આપીને માજીસ્ત્રેટની પાસે મોકલવાને મુખત્યાર છે અને તે ફરિયાદી અથવા સાહેદ સદરહુ ખત લખી આપે ત્યાં સુધી, અથવા તે કામની સુનાવણી પુરી થાય ત્યાં સુધી તેને પેહેરામાં અટકાવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

તપાસમાંચલાવેલાં કામનું રોજનામું.

૧૭૨. આ બાબ મુજબ તપાસ કરનારા દરેક પોલીસઅમલદારે તે તપાસમાં ચલાવેલું પોતાનું કામ રોજ રોજ એક રોજનામામાં લખવું. તે મધ્યે પોતાના પાસે ખબર કયારે આવી તે વખત, પોતે તપાસ કયારે કરવા માંડી તથા કયારે બંધ કરી તે વખત, જે જે જગાએ પોતે જઇ આવ્યો હોય તેઓનાં નામ તથા પોતે કરેલી તપાસથી જે જે હકીકત માલુમ પડી હોય તેની વિગત, એટલી વાત લખવી.

પોતાની આગળ જે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ ચાલતો હોય તે મુકદમા બાબત પોલીસનાં રોજનામાં હોય તે રોજનામાં મંગાવવાનો, અને તે રોજનામાંને મુકદમામાં પુરાવા દાખલ નહીં પણ તે ચોકસીમાં અથવા ઇનસાફમાં પોતાને મદદ મળે એટલા સારૂ વાપરવાનો દરકોઇ ફોજદારી કોરટને અખત્યાર છે તોહોમતવાળાને અથવા તેના મુખત્યારોને તે રોજનામાં મંગાવવાના હક નથી. અથવા કોરટે તે જોવા લીધા એટલાજ સબબથી તે જોવાનો તોહોમતવાળાને અથવા તેના મુખત્યારોને હક નથી, પણ જે પોલીસઅમલદારે તે રોજનામાં લખ્યાં હોય તેણે પોતાની યાદદાસ્ત તાજી કરવા સારૂ તે કામમાં લીધાં હોય, અથવા તે પોલીસઅમલદારને ખોટો પાડવા સારૂ કોરટે તે કામમાં લીધાં હોય, તો સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૧૬૧ મી અથવા ૧૪૫ મી, જેમ હોય તેમ, કલમના ઠરાવો લાગુ પડશે.

**ટીકા**—પોલીસની ડાયરી પુસ્ટીકારક પુરાવ દાખલ કેસમાં દાખલ કરાય નહી રાણી વિરૂધ્ધ ઠાકોરચંદ સરમા વીકલી રીપોટ ૧૩ પ્ર. ૨૨

એવી ડાયરી કાયદાસર પુરાવ નથી. રાણી વિરૂધ્ધ હરદત સરમા વીકલી રીપોટ ૮ પ્ર. ૬૮

પોલીસ અમલદા

૧૭૩ આ બાબ પ્રમાણે દરેક તપાસ નકામી ઢીલ ન કરતાં પુરી

રનો રિપોર્ટ. કરવી જોઈએ, અને તે પુરી થઈ રહે કે તુરત, જે અમલદારના હવાલામાં તે પોલીસથાણું હોય તેણે સ્થાનિક સરકારે ફરમાવેલા નમુના મુજબ એક રિપોર્ટ જે તે માજીસ્ત્રેટને પોલીસ રીપોટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલવો. તેમાં પક્ષકારોનાં નામ, ખબરનો પ્રકાર, તથા જે સખસો તે મુકદમાની હકીકતથી વાકેફ જણાતા હોય તેઓનાં નામ એ વિગત લખવી, અને તોહોમતવાળા સખસને પેહેરામાં આપીને મોકલ્યો છે કે તેને તેના ખતં ઉપરથી છુટો કર્યો છે અને, અગર તેને એ પ્રમાણે છુટો કર્યો હોય તો, જામીન સાથે કે જામીન વગર તેમ કર્યું છે, તે પણ લખવું.

જ્યારે ૧૫૮ મી કલમ પ્રમાણે કોઇ ઊંચા દરજજાના પોલીસ અમલદારને નીમ્યો હોય ત્યારે તે રીપોટ તેની મારફતે મોકલવો, અને માજીસ્ત્રેટનો હુકમ થતા સુધી જે અમલદારને હવાલે તે પોલીસથાણું હોય તે અમલદારને વધારે તપાસ કરવાનું ફરમાવવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે મેકલેલા રીપોટ ઉપરથી જ્યારે એમ જણાય કે તોહોમતવાળાને પોતાના ખત ઊપરથી છુટો કર્યો છે ત્યારે તે માજીસ્ત્રેટે તે ખત રદ કરવાનો અથવા બીજી રીતનો જે હુકમ તેને વ્યાજબી લાગે તે હુકમ કરવો.

આતમઘાતવિગેરે નીચોકસી કરીને પોલીસેરીપોટકરવો. ૧૭૪ જે અમલદારના હવાલામાં કોઈ પોલીસથાણું હોય તે અમલદારને એવી ખબર મળે કે,—

(અ) કોઇ સખસે આતમઘાત કર્યો છે, અથવા.

(બ) કોઇ સખસને કોઈ બીજા સખસે અથવા કોઇ જાનવરે મારી નાખ્યો છે અથવા કોઇ સખસ સંચાથી અથવા અકસ્માતથી મરણ પામ્યો છે; અથવા.

(ક) કોઇ સખસ એવી રીતે મરણ પામ્યો છે કે તે ઉપરથી કોઇ બીજા સખસે ગુન્હો કર્યાનો વ્યાજબી શક ઉત્પન્ન થાય છે.

એટલે તુરત તે અમલદારે પાસેના જે માજીસ્ત્રેટને * ઇનકવેસ્ટ ભરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટને તે બાબત ખબર આપવી, અને સ્થાનિક સરકારે કરેલા કાંઇ પણ કાનુનથી અથવા જીલ્હા માજીસ્ત્રેટના અથવા પેટા તુકડી માજીસ્ત્રેટના કોઇપણ સામન્ય અથવા વિશેષ હુકમથી બીજીરીતે ફરમાવ્યું ન હોય તો જે જગાએ સદરહુ મરેલા સખસનુ મુડદુ હોય તે જગાએ જવું અને ત્યાં પડોસમાંના બે અથવા વધારે આબરૂદાર રેહેવાશીઓની સમક્ષ તપાસ કરીને મોતનાં દેખઇતાં કારણનો રિપોટ તૈયાર કરવો, અને તેમાં તે મુડદા ઉપર જે જખમ, ભાગેલા અવયવ, ચગદાયાની તથા નુકસાનની બીજી નીશાણીઓ માલુમ પડે તેનું વર્ણન કરવું તથા શી રીતે અથવા કેવાં (જો હોય તો) શસ્ત્રવડે અથવા હથિયારવડે સદરહુ નીશાણીઓ કરેલી જણાય છે તે લખવું.

તે રીપોટપર તે પોલીસઅમલદારે તથા બીજા સખસોએ અથવા તેઓમાંના જેટ-

---

* કાંઇ પણ ચોકશી અથવા તપાસ; વિશેષે કરીને અકસ્માતથી અથવા બીજી રીતે આકસ્મિક મરણ નિપજ્યું હોય ત્યારે.

લાનો વિચાર તેમાં લખ્યા પ્રમાણે હોય તેટલાઓએ સહી કરવી, અને પછી તુરત તે રીપોટ જિલ્હા માજીસ્ત્રેટની પાસે અથવા પેટાટુકડી માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો.

જ્યારે મોતના કારણ સબંધી કાંઈપણ શક હોય, અથવા જ્યારે બીજા કોઇપણ કારણ સાર પોલીસ અમલદાર યોગ્ય ધારતો હોય ત્યારે આ બાબત સ્થાનિક સરકાર જે જે કાનુનો ફરમાવે તે તે કાનુનોને અનુસરીને તે પોલીસઅમલદારે તે મુડદુ પાસેમાં પાસેના સિવિલસર્જન પાસે તપાસવા સાર અથવા આ બાબત સ્થાનિક સરકારે બીજા જે વૈદકીય અમલદારને નિમ્યો હોય તે અમલદાર પાસે તપાસવા સાર મોકલી દેવું. પણ હવા તરફ જોતાં તથા કેટલે દુર તે મુડદુ મોકલવું છે તેનો બિચાર કરતાં એમ જણાય કે સદરહુ તપાસ નિરૂપયોગી થઇ પડે એવી રીતે તે મુડદું રસ્તે જતાં જતાં સડી જવાનો ભય નથી તો એ પ્રમાણે મોકલવું

મદ્રાસ ઇલાકામાં તથા મુંબાઇ ઇલાકામાં આ કલમ પ્રમાણે તપાસ કરવાનો અધિકાર ગામના મુખીને છે, અને પછી તે મુખીએ પાસેમાં પાસેના જે માજીસ્ટ્રેટને ઈનકવેસ્ટ ભરવાનો અધિકાર મળ્યો હોય તે માજીસ્ટ્રેટને તે તપાસનાં પરિણામનો રીપોટ કરવો.

હેઠળ લખેલા : માજીસ્ત્રેટોને, ઇનકવેસ્ટ ભરવાનો અધિકાર આપ્યો છે, એટલે હરકોઇ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ, તથા જે માજીસ્ત્રેટને આ બાબત સ્થાનિક સરકારે અથવા જીલ્લા માજીસ્ત્રેટે વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ.

માણસોને બોલાવવાનો અખત્યાર. ૧૭૫. સદરહુ તપાસ કરવા સાર ઉપર કહ્યા પ્રમાણે બે અથવા વત્તાં માણસોને અને તે કામની હકીકતથી બીજુ જે માણસ વાકેફ જણાતું હોય તે માણસને, હુકમ લખીને બોલાવવાનો અખત્યાર જે અમલદારના હવાલામાં કોઈ પોલીસથાણું હોય તે અમલદારને છે. એ પ્રમાણે બોલાવેલો દરએક માણસ હાજર થવાને અને જે સવાલોના જવાબ દેતાં કાંઇ ફોજદારી ગુન્હાનું તોહોમત પોતાની ઉપર આવી પડે, અથવા કાંઇ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે એવા સવાલો સિવાય બીજા સઘળા સવાલોના ખરા જવાબ દેવાને બંધાએલો છે એમ સમજવું.

એવો કોઇ કાગ્નિઝેબલ ગુન્હો હકીકત ઉપરથી દેખાતો ન હોય કે જેને ૧૭૦ મી કલમ લાગુ પડતી હોય, તો તે માણસને માજીસ્ત્રેટની કોરટમાં હાજર થવાનું તે પોલીસ અમલદારે ફરમાવવું નહી.

મોતનાં કારણની ચોકસી માજીસ્ત્રેટે કરવી. ૧૭૬. જ્યારે કોઇ સખસ પોલીસના હવાલામાં હોય તેવામાં તે મરણ પામે ત્યારે પાસેમાં પાસેના જે માજીસ્ત્રેટને ઇનકવેસ્ટ ભરવાનો અધિકાર મળ્યો હોય તેણે, તે પોલીસઅમલદારે કરેલી તપાસને બદલે અથવા તે ઉપરાંત મોતનાં કારણની ચોકસી કરવી, અને ૧૭૪ મી કલમની (અ) (બ) અને (ક) રકમોમાં કહેલી બીજી કોઇપણ બાબતમાં જે માજીસ્ત્રેટને એ પ્રમાણે અધિકાર મળ્યો હોય તે માજીસ્ત્રેટ તે પોલીસઅમલદારે કરેલી તપાસને બદલે અથવા તે ઉપરાંત મોતનાં કારણની ચોકસી કરવાને મુખત્યાર છે; અને તે એ પ્રમાણે ચોકસી કરે તો, કોઈ ગુન્હાની ચોકસી કરવા બાબત તેનો જેટલો અધિકાર હોય તેટલો સઘળો અધિકાર તેને સદરહુ પ્રકારની ચોકસી કરવા બાબત છે એવું સમજવું સદરહુ પ્રકારની કોઇ ચોકસી કરનારા માજીસ્ત્રેટે તે ચોકસીના સંબંધમાં પોતે લીધેલો પુરાવો, કામની હકીકત પ્રમાણે આ કાયદામાં આગળ કહેલી રીતે માંહેની ગમે તે રીતે દફતરમાં દાખલ કરવો.

દાટેલું મુડદુ ખોદી કાઢવાનો અધિકાર.

જે સખસનું મુડદુ દાટી દીધું હોય તે સખસનાં મોતનું કારણુ શોધી કાહાડવા માટે તેના મુડદાની તપાસ કરવાનું જ્યારે સદરહુ માજીસ્ટ્રેટ યોગ્ય ધારે ત્યારે તે મુડદુ ખોદી કહડાવવાને તથા તેની તપાસ કરાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ની કલમ ૧૩૫ ને મળતી છે છેલો પારેગ્રાફ તદન નવો છે આકસ્મીક અથવા શક ભરેલા રીતે મરણુ થયું હોય તેની તજવીજ કરવા માજીસ્ટ્રેટોનો શું અધિકાર છે તે માટે આ કલમ પ્રમાણે ચલાવેલું કામ ફરી તપાસી જોવાતું નથી જુઓ કલમ ૪૩૫

---

## ભાગ ૬ ઠો.

### ચાલેલા મુકદમામાં કામ ચલાવવા બાબત.

### બાબ ૧૫ મો.

### ચોકસી તથા ઇનસાફ કરવામાં ફોજદારી કોરટોની હકુમત બાબત.

### અ—ચોકસી અથવા ઇનસાફ કરવાની જગા.

ચોકસી તથા ઇનસાફ કરવાની મામુલ જગા.

૧૭૭. દરેક ગુન્હાની ચોકસી તથા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે ગુન્હો કર્યો હોય તે કોરટે ઘણું કરીને કરવો.

મુકદમાનો ઇનસાફ જુદી સેસન ટુકડીઓમાં કરવાનું ફરમાવવાનો અધિકાર.

૧૭૮. ૧૭૭ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં ફલાણા જીલ્લામાં ઇનસાફ કરવા સારૂ કમિટ કરેલા ફલાણા મુકદમાનો અથવા ફલાણા વર્ગના મુકદમાનો ઇનસાફ ફલાણી સેસન ટુકડીમાં કરવાનો અધિકાર છે એવો હુકમ ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

પણુ એવું ઠરાવ્યું છે કે, વિકટોરીયાની કારકોર્દીના ચોવીસમા તથા પચીસમા વરસના સ્ટાટયુટના ૧૦૪ થા બાબની ૧૫ મી કલમ પ્રમાણે, અથવા આ કાયદાની ૫૨૬ મી કલમ પ્રમાણે કોઈ હુકમ આગાઉથી કાહાડયો હોય તેની વિરૂદ્ધ સદરહુ હુકમ હોવો નહીં જોઇએ.

જે જીલ્લામાં કૃત્ય કર્યું હોય, અથવા જે જીલ્લામાં પરિણામ થયું હોય તે જીલ્લામાં તોહોમતવાળાનો ઇનસાફ થઇ સકશે.

૧૭૯. કાંઇ વસ્તુ કર્યાના સબબથી, અને તેનું કાઇ પરિણામ થયું હોય તે સબબથી, કાંઈ ગુન્હો કર્યાનું તોહોમત કોઈ સખસ ઉપર આવ્યું હોય, ત્યારે જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે વસ્તુ કરી હોય અથવા તે પરિણામ થયું હોય તે કોરટને તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાનો અધિકાર છે.

### દૃષ્ટાંતો.

(અ) અ. નામનો સખસ ક્ષ- કોરટની હકુમતની સ્થાનિક હદમાં જખમી થયો અને તે ઝ. કોરટની હકુમતની સ્થાનિક હદમાં મરણ પામ્યો. અ.ના શિક્ષાણીય મનુષ્યવધના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ ક્ષ. ને અથવા ઝ. ને કરવાનો અધિકાર છે,

(બ) અ નામનો સખસ ક્ષ. કોરટની હકુમતની હદમાં જખમી થયો; અને દહાડા સુધી ય. કોરટના હકુમતની સ્થાનિક હદમાં રહ્યો. અને ય. કોરટની કે ઝ કોરટની હકુમતની સ્થાનિક હદમા તેનાથી પોતાનો મામુલ ધંધો કરાયો નહીં." અ. ને મહાવ્યથા કરવાના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ ક્ષ. ને અથવા ય. અથવા ઝ. ને કરવાનો અખત્યાર છે.

(ક) અ. નામના સખસને નુકશાન કરવાનો ભય ક્ષ. કોરટની હકુમતની સ્થાનિક હદમાં ઉત્પન્ન કર્યો, અને જે માણસે એને ભય ઉત્પન્ન કર્યો તેને તે કારણથી માલ સ્વાધિન કરવાને ય. કોરટની હકુમતની સ્થાનિક હદમાં અ. લલચાયો. અ. ની ઉપર જબરાઇથી કઢાવવાનો હુકમ કર્યો તેની ચોકશી તથા ઇનસાફ ક્ષ ને અથવા ય. ને કરવાનો અખત્યાર છે.

જ્યારે બીજા ગુન્હાસાથેસબંધહોવાના સબબથીકાંઇ કૃત્યગુન્હોથાયત્યારે ઈનસાફ કરવાની જગા.

૧૮૦. જે કૃત્ય ગુન્હો હોય અથવા જે કૃત્યનો કરનાર ગુન્હો કરી સકતો હોય તો તે ગુન્હો થાય તેવા કાંઇ કૃત્યની સાથે સબંધ હોવાના સબબથી બીજું કાંઈ કૃત્ય પણ ગુન્હો હોય ત્યારે આ છેલ્લા કહેલા ગુન્હાના તોહમતની ચોકસી અથવા ઈનસાફ જે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં એ બેમાંનું ગમે તે કર્યું હોય તે કોર્ટને કરવાનો અધિકાર છે.

દૃષ્ટાંતો.

(અ) મદદગારીના તોહોમતની ચોકસી અથવા જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં મદદગારી કરી તે કોરટને, અથવા મદદગારી કરેલો ગુન્હો જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં કર્યો હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

(બ) ચોરીનો માલ લેવાના અથવા રાખવાના તોહોમતની ચોકસી અથવા ઇનસાફ, જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં માલ ચોર્યો હોય તે કોરટનો અથવા તે માલમાનો કાંઇપણ માલ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં કોઈપણ વખતે બદદાનતથી લીધો અથવા રાખ્યો હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

( ક ) કોઈ સખસનું હરણ થયું છે એવું જાણીને તે સખસને ગેરવ્યાજબી રીતે સંતાડવાના તોહોમતની ચોકસી અથવા ઇનસાફ, જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં ગેરવ્યાજબીરીતે સંતાડવાનું કામ બન્યું હોય તે કોરટને; અથવા જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે સખસનું હરણ થયું હોય તે કોરટને કરવાનો અધિકાર છે."

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૬૬ ને બદલે રચવામાં આવી છે. ચોરી બ્રીટીસ હદમાં થઇ હોય પણ ચોરીનો માલ રાખવાનો ગુન્હો પારકા રાજ્યની હદમાં બન્યો હોય તો બ્રીટીસ કોરટથી ચોરીનો માલ, રાખવાના ગુન્હાનો ઈનસાફ થઈ શકે નહીં—રાણી વિરૂદ્ધ બેચરગાવા મુંબઈ હાઇકોરટ રીપોટ વા. ૪ પ્ર ૩૮.

આ કામમાં ચાર કેદી હતા તેમાં પહેલા ત્રણ કેદીએ ખુનનો અને ચોથા (પીરતાઇ) એ ખુન કરવામાં મદદ કર્યાનો ગુન્હો કર્યાનું સાબીત ઠરાવી સતારાના સેસન જડજે ચારેજણને મોતની શિક્ષાનો હુકમ કર્યો.

તે ઠરાવથી નારાજ થઇ ચોથા નંબરના કેદી (આ અરજદારે) અપીલ કર્યાથી હાઇકોરટે ઠરાવ્યું કે બાબાજીની વિધવા પીરતાઈ ઉપર જે ગુન્હો સાબિત ઠરાવી શિક્ષા કરી છે

તે તોહોમત અને શિક્ષા અમે રદ્દ કર્યાં છે, કારણકે તે પરરાજ્યમાં રહેનાર પ્રજા છે અને ખુન કરવાંમાં મદદ કરવાનો જે ગુન્હો તેણે કર્યો છે તે સર્વ પરમુલકમાં થયોછે. જુના ક્રીં પ્રો. કો એ બ્રીટીસ કોરટને માત્ર લાગુ છે, અને તે કોડ ઉપરગા જે કોરટ સ્થાપન થયેલા છે તે તે કોરટની સ્થળ સીમામાં જે ગુન્હો થાય તે ગુન્હાને ગાત્ર જુના આકટની કલમ ૬૬ લાગુ છે. ઈ. પીં. કો. કલમ ૨ ઉપરથી ક્રીં. પ્રો. કો. એ બ્રિટિસ મુલકમાં થયેલા ગુન્હાને લાગુ છે. અને ઈ. પી. કો. કલમ ૩ પ્રમાણે વિશેષ કાયદાથી બિરતાઇ બ્રિટિશ મુલકની કોરટથી ચોકસી થવાને લાયક થયાનું દેખાઇ આવતું નથી. સરકાર વીરૂધ્ધ પારતાઇ મુંબઇ હાઇકોરટ રીપોટ વા. ૧૦ પ્ર. ૩૫૬ તા૦ ૧૯ જુલાઈ ૧૮૭૩.

નેપાલના રાજાની પ્રજામાંના એક માણુસે નેપાલમાં કાંઇ ઢોર ચોરી બ્રિટિસ રાજ્યમાં આણ્યો તેને અહીંઆં પકડયો અને તેનાપર પીં. કો. કલમ ૪૧૧ પ્રગાણે ચોરીનો માલ પોતાની પાસે રાખવા બદલ તોહોમત મુકી તેને એક માજીસ્ત્રેટે એક વરસની સખત મજુરીની કેદની શિક્ષા કરી આ કાગનો બ્રિટિસ સરકારના મુલકમાંના ગાજીસ્ત્રેટને ચોકસી કરવાનો અધીકાર નથી એમ જીલ્લા માજીસ્ત્રેટનો અભિપ્રાય હોવાથી તેણે તે કાગ હાઇકોરટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ્યું કે.

આરોપીતપર પીનલકોડ કલમ ૪૧૧ પ્રમાણે તોહોગત સાબીત કર્યું છે તે કાયદેસર છે. તેણે નેપાલના રાજ્યમાં ચોરી કરી, અને ચોરીનો માલ બ્રીટીસ મુલકગાંથી તેના કબજાગાંથી જડયો; સબબ જુના ક્રીં. પ્રો. કલગ ૬૬ એટલે આ કલગ ૧૮૦ ઉદાહરણ બં. પ્રગાણે તેનો ઇનસાફ કરવાનો અત્રેની કોરટોને અધિકાર છે. આમાં તેણે ચોરીનો જે ગુન્હો કર્યો તે બ્રિટિસ મુલક બાહાર કરેલો હોવાથી ચોરીના તોહોગત બદલ તેનાપર ઇનસાફ થાય નહીં પણ ચોરીનો માલ તાબાગાં રાખ્યા બદલ તેને શિક્ષા કરવાનો અતરેના કોરટોને અધિકાર છે, સબબ તોહમત રદ નહીં કરતાં કાયગ રાખીએ છીએ, સરકાર વિરૂદ્ધ સંકર ગોપ કલકત્તા હા. કો. લા. રી. વા. ૬ પ્ર. ૩૦૭ તા૦ ૧૭ એપ્રીલ ૧૮૮૦

**ઠગહોવા બાબત અથવા ડાકાઇટોની ટોળીગાં હોવા બાબતઅથવાપેહેરામાંથીન્હાસીજવા બાબત વિગરે.**

૧૮૧. ઠગ હોવાના, ઠગ થઈને ખુન કરવાના, ડાકાઈટી કરવાના ખુન કરીને ડાકાઇટી કરવાના, ડાકાઈટોની ટોળીગાં હોવાના, અથવા પેહેરાગાંથી નાશી જવાના, ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદગાં તોહગતવાળો સખસ હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

**સાપરાધખોટોઉપયોગ તથા સાપરાધ વિશ્વાસઘાત.**

સાપરાધ ખોટો ઉપયોગ કરવાના અથવા સાપરાધ વિશ્વાસઘાત કરવાંના ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ, જે મિલકત બાબત તે ગુન્હો કર્યો હોય તે મિલકતનો કોઇપણુ ભાગ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તોહોગતવાળા સખસે લાધો હોય તે કોરટને, અથવા જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે ગુન્હો કર્યો હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

**ચોરવા બાબત.**

કાંઈપણુ વસ્તુ ચોરવાના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ. જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે વસ્તુ ચોરી હોય અથવા ચોરના કબજાગાં હોય અથવા તે ચોરેલા છે એવું જાણ્યાં છતાં અથવા એવું માનવાનું કારણુ છતાં તે વસ્તુ લેનારા અથવા રાખનારા કોઈપણુ સખસના કબંજાગાં હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

**ગુન્હાનું સ્થળ ન**

૧૬૨. ઘણાં એક સ્થાનિક ક્ષેત્રોમાંના, ક્યાં સ્થાનિક ક્ષેત્રમાં ગુન્હો થ-

કકી ન થાય ત્યારે. યા તેનો નિશ્ચય નહિં હોય ત્યારે, અથવા

અથવા એકજ જીલ્લામાં ગુન્હો ન હોય ત્યારે. ગુન્હાનો કાંઈક ભાગ એક સ્થાનિકક્ષેત્રમાં અને કાંઈક ભાગ બીજા સ્થાનિક ક્ષેત્રમાં થયો હોય ત્યારે, અથવા

અથવા ગુન્હો ચાલુ રહેતેવોહોયત્યારે ગુન્હો ચાલુ રહે તેવો હોય, અને એક કરતાં વત્તાં સ્થાનિક ક્ષેત્રોમાં તે કરવાનું ચાલુ રહેલું હોય ત્યારે. અથવા

અથવા ઘણુંએક કત્યો મળીનેગુન્હો થયો હોય ત્યારે. જુદાં જુદાં સ્થાનિક ક્ષેત્રોમાં કરેલાં ઘણુંએક કત્યો મળીને એક ગુન્હો થયો હોય ત્યારે.

ચોકસીઅથવાઈનસાફ કરવાની જગા. સદરહુ પ્રકારનાં ગમે તે સ્થાનિકક્ષેત્ર ઉપર જે કોરટને હકુમત હોય તે કોરટને તે ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ કરવાનો અધિકાર છે.

મુસાફરીમાં કરેલો ગુન્હો. ૧૮૩. કાંઇ ગુન્હો જ્યારે ગુન્હેગાર મુસાફરી, અથવા સફર કરતો હોય ત્યારે કર્યો હોય તે ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ, ગુન્હેગાર અથવા જે સખસની વિરૂદ્ધ અથવા જે વસ્તુ સબંધમાં તે ગુન્હો કર્યો હોય તે સખસ અથવા વસ્તુ એ પ્રત્યેક તે મુસાફરી અથવા સફર કરતાં કરતાં જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં થઈને અથવા હદમાં ગયા હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૬૭ ના દ્રષ્ટાંત (અ) ઉપરથી ઘડવામાં આવી છે.

મુંબઇથી કલકત્તે જવાની મુસાફરીમાં એક ગુન્હો થયો એવું કેહેવામાં આવ્યું હતું અને ખરેખરી રીતે આ ગુન્હો મુંબાઈ અને અલ્હાબાદ વચ્ચે થયો હતો. આલ્હાબાદના સ્ટેસનથી ફરીયાદી અને તોહોમતદાર જુદી જુદી રેલવેથી કલકત્તે ગયા. હાઉરાના માજીસ્ટ્રેટે એ ગુન્હાનો ઈનસાફ કર્યો તે રદ કરો એવું ઠરાવવામાં આવ્યું કે તેનો ઇનસાફ કરવા તેનો અધિકાર નહોતો, કેમકે આ કલમના હેતુ મુજબ ફરીયાદી, અને તોહોમતદારની મુસાફરી કલકત્તા સુધી ભેગી થયેલી હોવી જોઈએ. અલ્હાબાદથી તેઓ જુદી ગાડીમાં ગયા તેમ ગયેલા હોવા જોઇએ એટલે કે મુસાફરી બેઉએ સાથેજ અને કયાંઈથી જુદા પડયા વગર કરેલી હોવી જોઇએ, રાણી વિ. પારાન, બેં. લો, રીપોટ વા. ૧૩ પ્ર. ૪

એક મુસાફરીમાં થોડાં વખત માટે એક જગ્યોએ મુકામ કર્યો તે મુકામે એક ચોરી થઇ તેમાં ઠરાવવામાં આવ્યું કે એ ચોરીની તજવીજ જ્યાં મુસાફરી પુરી કરી હોય ત્યાં થઇ શકે—રાણી વિ. અબદુલ અલી વી. રી. ૨૫ પ્ર. ૪૫

રેલવે, ટેલેગ્રાફ, ટપાલ આફીસ તથા લડાઈના શહસ્ત્ર સંબંધી આકટો ની વિરૂદ્ધ ગુન્હા. ૧૮૪. રેલવે, ટેલેગ્રાફ, ટપાલ આફીસ અથવા લડાઇનાં શહસ્ત્ર અને લડાઇના સામાન સબંધી હરકોઈ ચાલુ કાયદાના ઠરાવો વિરૂદ્ધ સઘળા ગુન્હાઓની ચોકસી તથા ઇનસાફ ઇલાકાના મુખ્ય શેહેરમાં કરવાનો અધિકાર છે. પછી તે ગુન્હો સદરહુ શેહેરમાંહે કરેલો છે એવું જણાવ્યું હોય કે નહીં હોય તોપણ એવું ઠરાવ્યું છે કે ગુન્હેગાર તથા તેની ઉપર મુકદમો ચલાવવા માટે જરૂરના સઘળા સાહેદો સદરહુ શેહેરમાં માલમ પડવા જોઇએ.

**કયા જીલ્લામાંચોકસી અથવા ઇનસાફ કરવો તે, સંસયને પ્રસંગે, હાઇકોરટે ઠરાવવું.**

૧૮૫ જ્યારે જ્યારે ફલાણા ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ આ બાબમાં પાછળ કહેલા ઠરાવો પ્રમાણે કઇ કોરટે કરવો તે બાબત કાંઈ પણ સંસય પડે, ત્યારે ત્યારે જે હાઈકોરટની અપેલેન્ટ ફોજદારી હકુમતની સ્થાનિક હદમાં ગુન્હેગાર ખરેખર હોય તે હાઇકોરટ તે ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ કઇ કોરટે કરવો તે ઠરાવવાને મુખત્યાર છે.

• બ્રિટિસ બરમામાં, જ્યારે ગુન્હેગાર રાણીની વિલાયતી રઇયત હોય ત્યારે, રંગુનનો રીકારડર, અને બીજે સઘળે પ્રસંગે, જુડીશીયલ કમીશનર આ કલમના કારણો સારૂ હાઇકોરટ છે એમ સમજવું.

**સ્થાનિક હકુમતની બાહાર કરેલા ગુન્હા સારૂ સમન અથવા વારંટ કાહાડવાનો અધિકાર**

૧૮૬ જ્યારે કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને કોઇ જીલ્લા માજીસ્ટ્રેટને કોઇ પેટા ટુકડી માજીસ્ત્રેટને અથવા પેહેલા વરગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટને એવું માનવાનું કારણ જણાય કે પોતાની હકુમતની સ્થાનિક હદ માંહેના કોઇપણ સખસે સદરહુ હદની બાહાર ( પછી બ્રિટિશ ઇંડીયાની અંદર કે બાહાર ) એવો કોઇ ગુન્હો કર્યો છે કે જેની ચોકસી અથવા ઇનસાફ ૧૭૭ થી ૧૮૪ સુધીની કલમો ( એ બંને કલમો સુદ્ધાં) કલમોના ઠરાવો પ્રમાણે, અથવા બીજા હરકોઇ ચાલુ કાયદા પ્રમાણે, સદરહુ હદની અંદર થઇ શકે એમ નથી, પણ જેનો ઇનસાફ કોઇ ચાલુ કાયદા પ્રમાણે બ્રિટિસ ઈંડીયામાં થઇ શકે એમ છે, ત્યારે તે ગુન્હો જાણે સદરહુ હદમાં થયો હોય એવી રીતે તેની ચોકસી કરવાને, તથા

**પકડયા પછી માજીસ્ટ્રેટે કેમ કરવું**

સદરહુ સખસને પોતાની આગળ હાજર થવાની આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે જરૂર પાડવાને, તથા સદરહુ ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ કરવાની હકુમત જે માજીસ્ટ્રેટને હોય તે માજીસ્ટ્રેટની પાસે તે સખસને મોકલવાને, અથવા સદરહુ ગુન્હો જામીન લઇ શકાય એવો હોય તો, સદરહુ માજીસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ તેની પાસેથી જામીન સાથે કે વગર જામીને ખત લેવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

જ્યારે સદરહુ હકુમતવાળા એક કરતાં વધારે માજીસ્ટ્રેટો હોય અને સદરહુ સખસને કયા માજીસ્ટ્રેટની પાસે મોકલવો, અથવા કયા માજીસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ બાંધી લેવો, તે બાબત આ કલમ પ્રમાણે ચાલનારા માજીસ્ટ્રેટની ખાત્રી થાય નહીં, ત્યારે હુકમ મળવા સારૂ હાઇકોરટને તે કામનો રીપોટ કરવો.

**ટીકા**—આ કલમ પ્રમાણે વારંટ કાહાડતી વખતે માજીસ્ત્રેટો જે પોતાની હદમાં હોય ત્યારે કાઢવા જેવું કાંઈ નથી, પારકા રાજ્યમાં તે પોતે હોય ત્યાંથી પણ આવાં વારંટ કાઢી શકે છે. રાણી વિ. લખાંયા કાલા ઇંડીયન લા. રી. મું. વા. ૧ પ્રે. ૩૪૦

**તાબામાંહેલા માજીસ્ટ્રેટે વારંટ કાહાડયું હોય ત્યારે કેમ કરવું.**

૧૮૭. ૧૭૬ મી કલમ પ્રમાણે પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ સિવાય બીજા કોઇ માજીસ્ટ્રેટે કહાડેલા વારંટ ઉપરથી જો તે સખસને પકડવામાં આવ્યો હોય તો સદરહુ માજીસ્ટ્રેટે તે સખસને જે જીલ્લા માજીસ્ટ્રેટના તાબામાં પોતે હોય તે જીલ્લા માજીસ્ટ્રેટને મોકલવો પણ તેવા ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાની જે માજીસ્ટ્રેટને

હકુમત હોય તે માજીસ્ટ્રેટે જો તે સખસને પકડવા માટે પોતાનું વારંટ કાહાડયું હોય તો તે પકડેલા સખસને જે પોલીસઅમલદાર તે વારંટ બજાવતો હોય તે પોલીસઅમલદારને હવાલે કરવો, અથવા જે માજીસ્ટ્રેટે તે વારંટ કાહાડયું હોય તેની પાસે મોકલવો.

જો તે પકડેલા સખસે જે ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય અથવા કર્યાનો શક આવ્યો હોય તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ તેજ જીલ્લામાં ૧૮૬ મી કલમ પ્રમાણે ચાલનારા માજીસ્ટ્રેટની કોરટ સિવાય બીજી કોઇ ફોજદારી કોરટને કરવાનો અધિકાર હોય, તો સદરહુ માજીસ્ટ્રેટે તે સખસને સદરહુ કોરટની પાસે મોકલવો.

બ્રિટિસ ઈંડિયા નીબહારકરેલાગુન્હાબાબતબ્રિટીસ રૈયતનીજવાબદારી

૧૮૮ જ્યારે રાણીની કોઇ વિલાયતી રઈયત હિંદુસ્તાન માંહેના અને ગલિકામાઆંઝમાની સાથે મૈત્રી રાખનારા કોઇ રાજાના અથવા સંસ્થાનનાં મુલકોમાં કાંઈ ગુન્હો કરે, અથવા

જ્યારે મલિકામાઆઝમાની હિંદુસ્તાન માંહેની કોઈ દેશી રૈયત બ્રિટિસ ઈંડીયાની હદની બાહાર કોઇપણુ જગાએ કાંઈ ગુન્હો કરે.

ત્યારે બ્રિટિસ ઇંડીયા માંહેની જે જગાએ તે રઇયત જડી આવે તે જગાએ જાણે તે ગુન્હો કર્યો છે એવી રીતે તે ગુન્હા સંબંધી તેની તજવીજ કરવાનો અધિકાર છે.

તોહોમતબાબત ચોકસીકરવાનીપો ગ્યતા સંબંધીપો લીટીકલ એજંટે

પણ એવું ઠરાવ્યું છે કે જે મુલકમાં સદરહુ પ્રકારનો કોઈપણ ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય તે મુલકમાં કોઇ પોલીટીકલ એજંટ હોય તો તેના મત પ્રમાણે તે તોહોમતની ચોકસી બ્રિટીસ ઇંડિયામાં કરવી જોઈએ એવો દાખલો તે આપે નહી તો સદરહુ ગુન્હા સંબંધી દાખલો આપેલો. કોઇ પણ તોહોમતની ચોકસી બ્રિટિશ ઇંડીયામાં કરવી નહી.

વળી એવું પણ ઠરાવ્યું છે કે આ કલમ પ્રમાણે કોઈપણ સખસની ઉપર કાંઇ પણ કામ ચલાવ્યું હોય તેથી, જો તેજ ગુન્હો બ્રિટિસ ઇંડિયામાં કર્યો હોય તો તે ગુન્હા બાબત સદરહુ સખસની ઉપર પછીથી કામ ચલાવતાં જેમ અટકાવ થાત તેમજ સદરહુ ચલાવેલા કામથી બ્રિટિસઇંડિયાની હદની બાહાર કોઇપણુ મુલકમાં તેજ ગુન્હા સંબંધી સન ૧૮૭૯ના પરરાજમાંહેની હકુમત બાબતના અને ગુન્હેગારને સ્વાધીન કરવા બાબતના આકટ પ્રમાણે આગળ બીજુ કામ ચલાવતાં અટકાવ થશે એમ સમજવું.

ટીકા—રાણી સાહેબની હિંદુસ્તાનની રઈયતે રાણી સાહેબની સાથે સલાહવાળા દેશી સ્વસ્થાનની હદમાં એક ગુન્હો કીધો અને તે ગુન્હો રાણી સાહેબની સાથે સલાહવાળા બીજા દેશી સ્વસ્થાનની હદમાં પકડાયો અને ત્યાંથી ગુન્હેગાર પોતે પોતાની મેળે અમદાવાદ આવ્યો અગર તેને લાવ્યા. પોલીટીકલ એજંટે સરટીફીકેટ આપ્યું કે મારા વિચાર પ્રમાણે આ ગુન્હાની ચોકસી ઇંગ્રેજી રાજ્યમાં થવી જોઇએ, અમદાવાદમાં માજીસ્ત્રેટે પ્રથમ ચોકસી કીધી અને તેણે તોહમતવાળાને સેસન કોરટમાં ઇનસાફ થવા કમીટ કીધો તે કામમાં એવો ઠરાવ થયો કે અમદાવાદની સેસન કોરટને પરરાજ્યની હદમાં કરેલા ગુન્હાનો ઇનસાફ અમદાવાદ જીલ્લામાં ગુન્હો બન્યો હોય તેજ માફક ૧૮૭૯ ના એકસ્ત્રાડીશન અને પરરાજ્યના હકુમતના આકટની કલમ ૯ મુજબ, કરવાને અખત્યાર હતો કારણ કે જ્યારે તે તોહમતવાળાને પરરાજ્યની હદમાંથી અમદાવાદ લાવ્યા ત્યારે તે કલમના અર્થ પ્રમાણે તે બ્રિટિશ ઈંડિયાની એક જગાએ માલમ પડયો આ કલમમાં "માલમ પડયો" એ શબ્દનો અર્થ એવા ના લેવો જોઇએ કે જ્યાં આગળ તે સખસ માલમ પડયો; પણ ત્યાં એવો અર્થ

લેવો જોઇએ કે "જ્યાં આગળ તે ખરેખર હોય" રાણી વિરૂદ્ધ ગગનલાલ ઇંડીયન લા. રીપોર્ટ મુ. વા. ૬ પ્ર. ૬૬૨

જુબાનીની તથા રજુ કરેલા કાગળો નકલો પુરાવા ગ લેવાનું ફરમા કાનો અખત્યાર

૧૮૯. જ્યારે જ્યારે ૧૮૮ મી કલમમાં કહેલા કોઇપણ ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ ચાલતો હોય ત્યારે ત્યારે સ્થાનિક સરકારને યોગ્ય લાગે તો જે મુલકમાં સદરહુ ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય તે મુલકમાંના અથવા તે મુલકના પોલીટીકાલ એજંટ અથવા કોઇ જુડીશીયલ (ન્યાયખાતાના) અમલદારની આગળ આપેલી જુબાની અથવા રજુ કરેલા કાગળો જે બાબતો સાથે સંબંધ રાખતા હોય તે બાબતનો સબંધી પુરાવો લેવા સારૂ સદરહુ ચોકસી અથવા ઇનસાફ કરનારી કોરટ જે પ્રસંગે કમિશન કાહાડી શકે તે પ્રસંગે સદરહુ જુબાનીની અથવા રજુ કરેલા કાગળોની નકલો સદરહુ કોરટે પુરાવા દાખલ લેવી એવું સ્થાનિક સરકારને ફરમાવવાને મુખત્યાર છે.

"પોલીટીકલ એજંટ" આ શબ્દો ની વ્યાખ્યા.

૧૯૦. ૧૮૮ મી તથા ૧૮૯ મી કલમમાં "પોલીટીકલ એજંટ" આ શબ્દનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે છે અને તે શબ્દોમાં હેઠળ લખેલા અમલદારોનો સમાસ થાય છે.—

(અ) બ્રિટિસ ઇંડીયાની હદ બાહારના કોઇ મુલકમાં હિંદુસ્તાનની બ્રિટિસ સરકારની તરફથી મુખ્ય અમલદાર હોય તે અમલદાર.

(બ) જે મુલક બ્રિટિસ ઇંડિયાનો ભાગ નહી હોય તે મુલકમાં સન ૧૮૭૯ ના પરરાજ્ય માંહેની હકુમત બાબતના અને ગુન્હેગારોને સ્વાધીન કરવા બાબતના આકટ પ્રમાણે પોલીટીકલ એજંટના સઘળા અથવા હરકોઇ અધીકાર ચલાવવાને ગવરનર જનરલ ઇનકાંઉસીલે અથવા મદ્રાસ અથવા મુંબઈ ઇલાકાના ગવરનર ઇનકાંઉસીલે બ્રિટિસ ઇંડિયામાંહેનો કોઇ અમલદાર નિમ્યો હશે તે અમલદાર.

બ—કામ ચલાવવા માટે જે સરતો અવશ્ય છે તે.

માજીસ્ત્રેટોએ ગુન્હાસાંભળવાબાબત.

૧૯૧. આ કાયદામાં આગળ ઠરાવ્યું છે તે સિવાય હરકોઈ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ, જીલ્લા માજીસ્ત્રેટ, પેટા ફૈકડી માજીસ્ત્રેટ, અને બીજા જે માજીસ્ત્રેટને આ બાબત વીશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ હેઠળ લખ્યા પ્રમાણે હરકોઇ ગુન્હો સાંભળવાને મુખત્યાર છે.

(અ) જે હકીકતનો સદરહુ ગુન્હો બનેલો હોય તે હકીકતની ફરીયાદ આવ્યા ઊપરથી;

(બ) સદરહુ હકીકત વીશે કોઇ પોલીસ રીપોર્ટ ઊપરથી;

(ક) પોલીસ અમલદાર સિવાય બીજા કોઈપણ સખસ પાસેથી ખબર મળ્યા ઊપરથી, અથવા સદરહુ ગુન્હો થયો છે એવું પોતેજ જાણ્યા ઊપરથી અથવા એવો પોતાનેજ શક આવ્યા ઉપરથી;

જે માજીસ્ત્રેટને જે ગુન્હાઓનો ઈનસાફ કરવાનો અથવા ઇનસાફ થવાસારૂ કમિટ કરવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટને તે ગુન્હા રકમ (અ) પ્રમાણે અથવા રકમ (બ) પ્રમાણે સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકાર, અથવા સ્થાનિક સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમને અનુસરીને જિલ્લા માજીસ્ત્રેટ આપવાને મુખત્યાર છે.

પહેલા અથવા બીજા વરગના જે માજીસ્ત્રેટને જે ગુન્હાઓનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમીટ કરવાનો અધીકાર હોય તે માજીસ્ત્રેટને તે ગુન્હાં રકમ (ક) પ્રમાણે સાંભળવાનો અધીકાર સ્થાનીક સરકાર આપવાને મુખત્યાર છે.

"(ક) રકમ. પ્રમાણે જ્યારે કોઇ માજીસ્ત્રેટ ગુન્હો સાંભળે ત્યારે તોહોમતદારને અથવા જ્યારે ઘણા તોહોમતદાર હોય ત્યારે તેઓમાંના હરકોઈને મુકદમાનો ઇનસાફ એવા માજીસ્ત્રેટે કરવાને બદલે તે મુકદમો કાંતો બીજા માજીસ્ત્રેટની પાસે મોકલવાનું કહેવાનો અથવા સેસન કોરટમાં કમીટ કરવાનું કહેવાનો હક છે."

**ટીકા**—પોતાના તાબાના એકાદ માજીસ્ત્રેટે જુના ક્રી. પ્રો. કલમ ૨૧૫ એટલે આ કાયદાની કલમ ૨૫૩ મુજબ એકાદ તોહોમતવાળાને અયોગ્ય રીતે છોડી મુકયો છે એમ જીલ્લા માજીસ્ત્રેટની નજરમાં આવે ત્યારે તેણે જુના ક્રી. પ્રો. કલમ ૨૯૬ એટલે આ કાયદાની કલમ ૪૩૮ મુજબ પ્રોસીડીંગ હાઇકોરટ તરફ ન મોકલતાં જુના ક્રી. પ્રો. કલમ ૧૪૨ એટલે આ કલમ પ્રમાણે તે મુકદમો (ઇનસાફને સારૂ) લઇ જરૂર હોય તો તે જુના આકટની કલમ ૪૪ એટલે આ કાયદાની કલમ ૧૯૨ મુજબ ઇનસાફ થવા સારૂ મોકલવો એજ યોગ્ય માર્ગ છે, સરકાર વિરૂધ શાંધ્યાબીન સત્યા તા૦ ૧૭ જુલાઇ સને ૧૮૭૩ મુંબાઈ હાઇકોરટ.

આ કલમમાં છેલો પારેગ્રાફ રકમ (ક) એ સને ૧૮૮૪ ના આકટ બીજાથી સુધારો કરવામાં આવ્યો છે.

માજીસ્ત્રેટોએ મુકદમા બીજાની પાસે મોકલવા બાબત. ૧૯૨ જે મુકદમો પોતે હાથમાં લીધો હોય તે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ પોતાના તાબાગાંહેના હરકોઈ માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવાને હરકોઇ જિલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટ મુખત્યાર છે.

પેહેલા વર્ગના જે માજીસ્ત્રેટે જે મુકદમો હાથમાં લીધો હોય તે માજીસ્ત્રેટને તે મુકદમો પોતાના જીલ્લામાંનો બીજો વિશેષે કરીને કહેલો જે કોઇ માજીસ્ત્રેટ આ કાયદા પ્રમાણે તે તોહોમતવાળાનો ઇનસાફ કરવાને અથવા ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને લાયક હોય તે માજીસ્ત્રેટની પાસે ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ મોકલવાનો અધિકાર આપવાને હરકોઈ જલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે; અને તે મુજબ સદરહુ માજીસ્ત્રેટને તે મુકદમાની વ્યવસ્થા કરવાનો અધિકાર છે.

**ટીકા**—અરજીથી ફરીયાદ કરવામાં આવે ત્યારે ફરીયાદીની જુબાની લીધા વગર તાબાના માજીસ્ત્રેટને એ ફરીયાદનો નીકાલ કરવા સોંપી શકાતુ નથી. રાણી વિરૂધ ભીખારી અલ્હાબાદ હાઈકોરટ રીપોટ વા. ૪ પ્ર. ૮૮

કોઇ તાબાના માજીસ્ત્રેટ પાસે કોઇ કેસ ઇનસાફ થવા માટે મોકલવામાં આવ્યો હોય તો તે તાબાનો માજીસ્ત્રેટ કોઇ બીજા તાબાના માજીસ્ત્રેટ પાસે તે કેસ ઇનસાફ થવા મોકલી શકતો નથી મદ્રાસ રીપોટ વા. ૭ પ્ર. ૩૩

સેશન કોરટોએ ગુન્હા સાંભળવા બાબત. ૧૯૩ આ કાયદાથી અથવા બીજા હરકોઇ ચાલુ કાયદાથી બીજી રીતે સ્પષ્ટ ઠરાવ કર્યો હોય તે સિવાય કોઇ યોગ્ય અધિકારવાળા માજીસ્ત્રેટે તોહોમતવાળા સખસને કમિટ કર્યા વગર કોઇપણ સેસન કોરટે અસલ હકુમતની કોરટ દાખલ કોઇપણ ગુન્હો સાંભળવો નહી.

આડીશનલસેસન જડજોએ અને આડીશનલ સેસન જડજોએ તથા જાઇન્ટ સેસન જડજોએ ફકત જે મુકદમાનો ઇનસાફ કરવાનું સ્થાનિક સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમ

જાઇન્ટ સેસન જડજોએ ઈનસાફ કરવાના મુકદમા. કરીને તેને ફરમાવે, અથવા જે મુકદમા તે ટુકડીનો સેસન જડજ ઈનસાફ કરવા સારૂ તેને સોંપે, તેવાજ મુકદમાનો ઈનસાફ કરવો.

આસિસ્ટન્ટસેસન જડજોએ(ઇનસાફ કરવાના મુકદમા) આસિસ્ટંટ સેસન જડજોએ ફક્ત જે મુકદમા ટુકડીનો સેસન જડજ ઇનસાફ કરવા સારૂ પોતાને સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને ને સોંપે તેવાજ મુકદમાનો ઈનસાફ કરવો.

**ટીકા—**આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૭-૧૮ અને ૨૩૧ ને ગળતી છે આ કલમ પ્રમાણે આસીસ્ટંટ સેસન જડજને કાળા પાણીનો હુકમ કરવાનો અધિકાર નથી અથવા કેદની શીક્ષા બદલ પણ કાળાપાણીનો શીક્ષા કરી શકતો નથી. મુંબાઈ હાઇકોરટ તા૦ ૧ અકટોબર સને ૧૮૭૯.

અધિકારવાળા માજીસ્ત્રેટે કેસ, કમીટ કર્યા વગર કોઈપણ સેસન જડજને મુળ કેસ હાથમાં લેવો નહી એવો કાયદાનો ઠરાવ છે. તે ઠરાવનું કારણ એવું છે કે, માજીસ્ત્રેટ પાસે કેસ ચાલવાથી તેની ઉપર જે તોહોમત હોય તેની હકીકતથી કેદી વાકેફ થાય, અને તેથી તેણે તેનો બચાવ કેમ કરવો તે કેદી વાકફ થઇ તેવો બચાવ કરવા શક્તિવાન થાય. રાણી વીરૂધ મુક્તિરાય ઇંડીયન લા. રીપોર્ટ મદ્રાસ વા. ૧ પ. ૩૫૧

આરોપીત સરકારી નોકર છતાં તેણે સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો એવા તોહોમત ઊપરથી સુરતના આસીસ્ટંટ સેસન જડજ જી. ડુઇટ તેનો ઇનસાફ કરી આરોપિતે અપરાધ કબુલ કર્યાથી તેને ચાર વરસની સખત મજુરીની કેદની શિક્ષા કરી તેની મંજુરી મેળવવા આ કામ સુરતના સેસન જડજ એમ, એચ બર્ડઊડ તરફ મોકલ્યું. સેસન જડજે તે શિક્ષા વધારી પાંચ વરસની શિક્ષા આપી.

હાઈકોરટે ગુન્હા સાંભળવા બાબત. ૧૯૪ હાઇકોરટ હરકોઈ ગુન્હો આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે પોતાને ત્યાંહાં કમિટ કર્યા ઊપરથી સાંભળવાને મુખત્યાર છે.

વિકટોરિયા રાણીની કારકિર્દીના ચોવીસમા તથા પચીસમા વરસના સ્ટાટયુટના ૧૦૪ થા બાબ પ્રમાણે આપેલા હરકોઇ લેટર્સપેટંટના ઠરાવોને આ કલમ માંહના કોઈપણ મજકુરથી બાધ થાય છે એવું સમજવું નહી.

સરકારી નોકરોના કાયદેસરઅખત્યારના તીરસ્કાર બાબત ફરીયાદનું કામ ચલાવવું. ૧૯૫.—(અ) હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૨ થી ૧૮૮ સુધીની કલમો (એ બંને કલમો સુદ્ધાં) પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઈપણ ગુન્હો, જે સરકારી નોકરનું લાગતું વળગતુ હોય તેની અથવા તે જે સરકારી નોકરના તાબામાં હોય તેની પ્રથમ મંજુરીયત લીધા વગર અથવા તેની ફરીયાદ વગર, કોઇપણ કોરટે સાંભળવો નહી;

સરકારી ઇનસાફની વિરૂધ કેટલાએક ગુન્હાઓ બાબત ફરીયાદનું કામ ચલાવવું. (બ) સદરહુ કાયદાની ૧૯૩ મી; ૧૯૪ મી, ૧૯૫ મી, ૧૯૬ મી, ૧૯૯ મી, ૨૦૦ મી, ૨૦૫ મી, ૨૦૬ ઠી. ૨૦૭ મી, ૨૦૮ મી, ૨૧૦ મી, ૨૧૧ મી, અથવા ૨૨૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઇપણ ગુન્હો, જ્યારે તે હરકોઇ કોરટમાં ચાલેલાં હરકોઇ કામમાં અથવા કામના સબંધમાં કર્યો હોય ત્યારે, તે કોરટની, અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તેની પ્રથમ મંજુરિયત લીધા વગર અથવા તેની ફરીયાદ વગર કોઇપણ કોરટે સાંભળવો નહીં.

પુરાવામાં આપે (ક) સદરહુ કાયદાની ૪૬૩ મી કલમમાં વર્ણવેલો અથવા ૪૭૧ મી,

આ દસ્તાવેજો સંબંધી કેટલાએક ગુન્હા બાબત ફરીયાદનું કામ ચલાવવું.

૪૭૫ મી, અથવા ૪૭૬ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઈપણ ગુન્હો જ્યારે તે હરકોઇ કોરટમાં હરકોઇ કામના કોઇ પક્ષકારે તે કામમાં પુરાવામાં આપેલા કોઇ દસ્તાવેજના સંબંધમાં કર્યો હોય ત્યારે તે કોરટની અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તે કોરટની પ્રથમ મંજુરિયત લીધા વગર અથવા તેની ફરીયાદ વગર કોઇ કોરટે સાંભળવો નહીં.

મંજુરિયત કેવા પ્રકારની જોઇએ.

આ કામમાં સુચવેલી મંજુરિયત મોઘમ રીતે આપવાનો અખત્યાર છે, અને તેમાં તોહમતવાળા સખ્સનું નામ લખવાની જરૂર નથી; પણ બની શકે તેટલે સુધી જે કોરટમાં અથવા બીજી જગામાં અને જે પ્રસંગે તે ગુન્હો કર્યો હોય તે કોરટ અથવા જગા અને તે પ્રસંગ, એ વિશેષે કરીને તેમાં જણાવવા.

જ્યારે આ કલમમાં સુચવેલા હરકોઇ ગુન્હાના સબંધમાં મંજુરિયત આપી હોય ત્યારે તે મુકદમો સાંભળનારી કોરટને સદરહુ પ્રમાણે સુચવેલો બીજો જે ગુન્હો હકીકત ઉપરથી જણાઇ આવે તે ગુન્હાનું તોહમતનામું તઇયાર કરવાનો અધિકાર છે.

જે મંજુરિયત આ કલમ પ્રમાણે આપી હોય અથવા આપવાની ના કહી હોય તે મંજુરિયત રદ કરવાનો અથવા આપવાનો અખત્યાર જે અધિકારીના તાબામાં તે મંજુરિયત આપનારો અથવા અપવાની ના કહેનારો અધિકારી હોય તે અધિકારીને છે; અને જે તારીખે સદરહુ પ્રકારની કોઇપણ મંજુરિયત આપી હશે તે તારીખથી છ મહીના કરતાં વધારે મુદત સુધી તે મંજુરીયત અમલમાં રહેશે નહીં.

આ કલમનાં કારણો સારૂ સ્માલકાજ કોરટ સિવાય બીજી દરેક કોરટ, ફકત જે કોરટમાં તેની ઉપર અપીલો ઘણું કરીને ચાલી શકતી હોય તે કોરટના તાબામાં છે એવું સમજવું.

ઈલાકાના મુખ્ય શેહેરોમાંહેની સ્માલકાજ કોરટો હાઈકોરટના તાબામાં છે એવું સમજવું, અને બીજી દરેક સ્માલકાજ કોરટ જે સેસન ટુકડીમાં તે કોરટ આવેલી હોય તે કોરટના તાબામાં છે એવું સમજવું.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કમલ ૪૬૭-૪૬૮-૪૬૯ અને ૪૭૦ કલમોના નીચે લખ્યા મુજબના ભાગને મળતી રચવામાં આવી છે.

આ કમલની રકમ (અ) ને બદલે જુના આકટમાં કલમ ૪૬૭ હતી તેમાં કેટલીક ફેરફાર કરવામાં આવ્યો છે એટલે જુના આકટમાં, જે મંજુરિયત અને "તેના ઉપરી અમલદારની" એ શબ્દો હતા તેને બદલે અનુક્રમે "પ્રથમ મંજુરી અને જે સરકારી નોકરના તાબામાં હોય તેની" એ શબ્દો આ કલમમાં નવા દાખલ કરવામાં આવ્યા છે, તથા રકમ (બ) ને બદલે જુના આકટમાં કલમ ૪૬૮ હતી તેમાં પણ ફેરફાર કરવામાં આવ્યો છે. તથા રકમ (ક) ના બદલે જુના આકટમાં કલમ ૪૬૯ હતી, તેમાં પણ ફેરફાર થયો છે; અને આ કલમના ચોથા ભાગને બદલે કલમ ૪૭૦ હતી તેમાં પણ ફેરફાર થયો છે, અને આ કલમની રકમ (ક) ના બીજા પારેગ્રાફમાં બીજો ભાગ નવો છે અને તે રાણી વિરૂદ્ધ બાલાજી શીવારામ મું. હા. વા. ૧૧ પ્ર. ૩૪ મે છપાયો છે તે ઉપરથી ઘડવામાં આવેલો છે.

સરકાર વિરૂદ્ધ કુબતારણસીંગના કામમાં નામદાર અલ્હાબાદ હાઇકોરટે ઠરાવ્યું છે કે ન્યાયના કામની વિરૂદ્ધના જે ગુન્હા છે તે સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૭૩ ના અર્થ પ્રમાણે કોરટના અધિકારનું અપમાન કરી અપરાધ કરેલો છે એમ થતું નથી.

પરંતુ એમ હોય તોપણ સદરહુ આકટની કલમ ૪૬૭, ૪૬૮ અને ૪૬૯ આમાં ક-

હેલા કોઇપણ તોહમતની ચોકસી કરવાને પુરતુ કારણ છે એવું કોઇ દીવાની કીંવા ફોજદારી કોરટને દેખાય તે વખતે સદરહુ આકટની કલમ ૪૭૨ માં જે ચારજ બદલ લખ્યું છે તેવું ચાર્જ હોવા સિવાય મુકેલા ચાર્જની તે કોરટને પોતાને ચોકસી કરવાનો અધિકાર નથી.

સબબ આરોપિત કે જેનાપર એક આસિસ્ટંટ કલેક્ટરે પોતાની રૂબરૂ ધારાની બાબત ચાલેલા દાવામાં ખોટી શાક્ષીનો ઉપયોગ કર્યા બાબત પીનલકોડ કલમ ૧૯૬ પ્રમાણે તોહમત રાખી આસિસ્ટંટ માજીસ્ટ્રેટ તરીકે પોતે ચોકસી કરી શિક્ષા કરી હતી તે આ કોરટ રદ કરે છે. વા. ૧ પ્ર. ૨૨૯ તા. ૧૫ જાનેવારી ૧૮૭૬

આ કામની હકીકત એવી છે કે એક રાવજીએ ચીકોડીના મામલતદારની કોરટમાં એક સાવન્તી (અરજદાર) ઉપર કબજાનો દાવો કર્યો હતો, મામલતદારે તે દાવો રદ કર્યો અને ઠરાવમાં પોતાનો અભિપ્રાય જણાવ્યો કે સાહેદોએ ખોટી જુબાની આપી છે માટે તેમના ઉપર ખોટી જુબાની આપ્યાનું કામ ચલાવવું જોઇએ, પણ કાયદા પ્રમાણે સાંકશન આપ્યા પેહેલાં તે મરી ગયો.

તે ઉપરથી પ્રતિવાદીએ કલેકટરને સાંકશન માટે અરજ કરી પણ કલેકટરસાહેબે ઠરાવ્યું કે મામલતદારની કોરટ એ જુના ક્રી. પ્રો. કો. ની કલમ ૪૬૮ ને માટે સીવીલ કોરટ નથી તેથી કરીને સાવન્તે ચીકોડીના ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટની રૂબરૂ ફરીયાદ માંડી તેમાં તેઉએ એમ ઠરાવ્યું કે મામલતદારની કોરટ એ સીવીલ કોરટ છે માટે મરનાર મામલતદારની જગોએ આવનાર અધિકારીના સાંકશન સિવાય ફરીયાદ ચાલી સકતી નથી તે ઉપરથી અરજદારે હાઇકોરટને અરજ કરી કે માજીસ્ત્રેટનો કરેલો હુકમ રદ કરવો જોઇએ અથવા તે કોરટે નવેસરથી સાંકશન આપવું જોઈએ.

હાઇકોરટે ઠરાવ્યું કે મુંબઇના સને ૧૮૭૬ ના આકટ ૩ ના આધારે જે મામલતદારની કોરટ સ્થાપન કરવામાં આવી છે તે કોરટ જુના ક્રી. પ્રો. કો. કલમ ૪૬૮ ને માટે સીવીલ કોરટ છે. તેટલા માટે તે કલમમાં બતાવેલા ગુન્હાની ફરીયાદ જ્યારે તે ગુન્હો મામલતદારની કોરટની રૂબરૂ અથવા તેની સામે થયેલો હોય તો ફોજદારી કોરટના સાંકશન સિવાય અથવા જેના તાબાની તે કોરટ છે તે કોરટના કે હાઇકોરટના સાંકશન સિવાય ચાલી શકે નહિં. સરકાર વિરૂદ્ધ સાવન્તીની બાબતમાં મું. હા. રી. વા. ૫ પ્ર. ૧૩૭

ન્યાયની વિરૂધ્ધ કરેલો અપરાધ એ જુના ક્રી. પ્રો. કો. કલમ ૪૭૩ ના અર્થ પ્રમાણે કોરટના અપમાનથી કરેલા અપરાધ પ્રમાણે નથી.

ક્રી. પ્રો. ઉપરથી જેટલી કોરટોને ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી આપવાનો અધિકાર છે તે કોરટો પૈકી એકાદી કોરટે સને ૧૮૭૨ ના આકટ ૧૦ની કલમ ૪૬૮ અને ૪૬૯ પ્રમાણે મંજુરી આપી છતાં તે કામમાં હાથ ઘાલવાનો કોઇપણ વરીષ્ટ કોરટને અધિકાર નથી પણ તે કોરટો પૈકી એકાદી કોરટે મંજુરી આપવાને ના કબુલ કર્યા છતાં તે કોરટ ઉપરની જે વરિષ્ટ કોરટને તેવી મંજુરી આપવાનો અધિકાર છે તે તે અધિકારને બાધ આવતો નથી. બરકતુલ્લા અરજદાર વિરૂદ્ધ રેની અને બીજા અલ્હાબાદ હાઇકોરટ રીપોર્ટ વા. ૧ પ્ર. ૧૦ તા. ૩ જુલાઇ સને ૧૮૭૫

પી. કો. કા. ૨૯૧ પ્રમાણે બંધ કરવાની તાકીદ થયા પછી અપકારક કૃત્ય જારી રાખ્યા બદલ હલીયાલના બીજા વરગના માજીસ્ત્રેટે આરોપિતની ચોકસી કરી તેનાપર તેજ કલમ પ્રમાણે અપરાધ સાબિત કરી તેને શિક્ષા કરી.

ખોટી સાક્ષી આપ્યા બદલના તોહોમત ઉપરથી એક પહેલા વરગના માજીસ્ત્રેટે પદ્મનાભ નામના માણુસપર અપરાધ સાબીત કર્યો હતો. મીસતર માનટોથ અને મીસ્તર ઠાકુર એ બેઉ પહેલા વરગના માજીસ્ત્રેટ આગળ આરોપિતે એક બીજાની વિરૂદ્ધ એવા બે મજકુર કહ્યા ઉપરથી તેનાપર ખોટી પ્રતિજ્ઞા કર્યાનું તોહોમત રાખવામાં આવ્યું હતું. સને ૧૮૭૨ ના ૧૦ ની કલમ ૪૬૮ પ્રમાણે ફોજદારીમાં કામ ચલાવવા માટે જે મંજુરી જોઈયે તે મંજુરી મીસ્તર માનટોથે આપી હતી, પરંતુ મિસ્તર ઠાકુરની રૂબરૂ આરોપિતે જે

મજકુર કહ્યો તે મજકુરના સંબંધે તેણે તેવી મંજુરી આપવાને ના કબુલ કર્યું. તથાપી તે બાબતમાં જીલ્લા માજીસ્ત્રેટને અરજ થયાથી મી. ઠાકુરની રૂબરૂ કહેલા મજકુરને સબંધે આરોપિતપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી જીલ્લા માજીસ્ત્રેટે આપી તે ઉપરથી કામ ચાલી સદરહુ પ્રમાણે નિકાલ થયો એટલે આરોપિતને શિક્ષા કરી.

તે ઉપર આરોપિતે સેસન જડજને અપીલ કરી તેમાં સેસન જડજે માજીસ્ત્રેટનો ઠરાવ રદ કર્યો કેમકે પહેલા વરગનો માજીસ્ત્રેટ એ જીલ્લા માજીસ્ટ્રેટના તાબાગાંનો માજીસ્ત્રેટ નથી. જો કે કેટલાક કામના સંબંધે સર્વે માજીસ્ત્રેટ જીલ્લા માજીસ્ટ્રેટના તાબાના માજીસ્ત્રેટ છે તોપણ ન્યાયાધીકારની રીતે તે માજીસ્ત્રેટ જીલ્લા માજીસ્ત્રેટના તાબાગાંના માજીસ્ત્રેટ નથી. અને પેહેલા વરગના માજીસ્ત્રેટની કોરટ જીલ્લા માજીસ્ટ્રેટના તાબાગાંની કોરટ નથી, પરંતુ પેહેલા વરગના માજીસ્ત્રેટના ફેંસલાપર હમેશની કોર્ટ તરીકે સેસન જડજની કોર્ટમાં અપીલ ચાલે છે, સબબ તે કોરટના તાબામાંની પેહેલા વરગના માજીસ્ત્રેટની કોર્ટ છે. માટે જીલ્લા માજીસ્ત્રેટને તેવી મંજુરી આપવાનો અધિકાર નહોતો.

તે પેહેલા વરગના માજીસ્ત્રેટના સને ૧૮૭૭ ની સાલના માર્ચ માસના રીટરનની હાઇકોર્ટે તપાસણી કરી અને કામના કાગળપત્ર મંગાવ્યા. તેની સાથે સેસન કોર્ટના ફેંસલા પર મુંબાઈ સરકારે હાઈકોર્ટને અપીલ કરી.

તેમાં હાઇકોર્ટે ઠરાવ્યું કે જુના ક્રી. પ્રો. કો. કા. ૪૬૮ ના કારણ માટે પહેલા વરગના માજીસ્ત્રેટ એ જીલ્લાના માંજીસ્ત્રેટના તાબામાંના માજીસ્ત્રેટ છે. પેહેલા વરગના માજીસ્ત્રેટની રૂબરૂ જાણી બુજીને ખોટી સાક્ષી આપ્યા બદલ કોઇ માણસપર ફોજદારીમાં કામ ચલાવવાની જીલ્લા માજીસ્ત્રેટે પરવાનગી આપ્યા છતાં તે પરવાનગી તેનાપર કામ ચલાવવાને કાયદેસર અને બાજબીછે એમ સમજવું જોઇએ. માટે સેસન જડજનોઠરાવ રદ કરી આરોપિતની અપીલનો નિકાલ કરી ગુણદોષ વિશે ચોકસી કરવાનો સેસન કોરટને હુકમ કરવામાં આવ્યો સરકાર વિરૂદ્ધ પદ્મનાભ પરકર મુંબાઈ હાઇકોરટ રીપોટ વા. ૨ પ્ર. ૩૪૮ તા૦ ૪ અકટોબર ૧૮૭૧.

ખોટી શાહેદી આપવી એ ગુન્હો સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૭૩ ના ના ભાવાર્થ પ્રમાણે કોરટના અધિકારના અપમાન કર્યાનો ગુન્હો છે માટે ખોટી સાક્ષી આપ્યા બદલ જે સેસન જડજે આરોપ મુકયો હોય તેનોજ,આગળ સદરહુ આરોપિતને કમિટ કર્યાથી તેનો ઈનસાફ તેજ સેસન જડજ કરી શકતો નથી. સરકાર વિરૂદ્ધ ગજીકોમરાણું. મું. હા. કો. રી. વા. ૧ પ્ર. ૩૧૧ તા૦ ૨૪ અગષ્ટ ૧૮૭૬.

ઉપર બતાવેલા કેસમાં એવી હકીકત હતી કે કેદી બાલાજી સીતારામ અને એક અનાજી ફરશરામ કોઇ ગામની જકાત વસુલ કરવાના કામમાં વઢા પડયા તેથી તેઓએ એક એક ઉપર દિવાની અને ફોજદારીમાં ફરિયાદ કરી. તેમાં એકબીજાએ આપેલી જુબાની ખોટી છે એમ એક એકનું કહેવું હતું. આ બે સખસ માંહેના અનાજી ફરશરામે એક પ્રસંગે ખોટી સાક્ષી આપ્યા બદલ પાંચ વર્ષ કેદની સજા ભોગવી હતી, અને હવે કેદી બાલાજી સિતારામ ઉપર ફોજદારીમાં ફરિયાદ કરવા પ્રયત્ન કરે છે તે માટે તેણે મંજુરી મેળવા કેટલીક અરજીઓ કરી તેમાં તે ફાવ્યો નહિં. પણ આખરે સતારાના જીલ્લા માજીસ્ત્રેટે તેને નિચે પ્રમાણે પરવાનગી લખી આપી. " ઈ. પે. કો. કલમ ૧૯૩ ના આધારે બાલાજી સિતારામે જુદી જુદી કોર્ટોમાં સોગન ખાઇ જુદો જુદો મચકુર કહ્યો છે જેથી તેની ઉપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી આપું છું." આ મંજુરીના હુકમ ઉપર આરોપિતે હાઇકોર્ટને પોતાની અસાધારણ હકુમત ચલાવવા અરજ કરી તેમાં હાઈકોરટે ઠરાવ્યું કે ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી આપવી તેમાં જે ખોટો મજકુર કહ્યો હોય તે મજકુર જે કોર્ટમાં ખોટો કહ્યો હોય તે અને જે પ્રસંગે કહ્યો હોય તે કોર્ટનું નામ અને પ્રસંગ એવું લખવું જોઇએ. આ મંજુરીમાં તેમ નહીં હતું. તેથી મંજુરી રદ કરી.

આ કલમમાં જે ફોજદારી કાયદાની કલમો બતાવવામાં આવી છે તેને માટે જુઓ

પીનલકોડ બાબ ૧૦ કલમ ૧૭૨ થી કલમ ૧૯૦ સુધી.

રાજયમાં વિરૂદ્ધ ગુન્હાબાબત ફરિયાદનું કામ ચલાવવું.

૧૯૬. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૭ મી કલમ સિવાય ૬ ઠા બાબ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો અથવા તેજ કાયદાની કલમ ૨૯૪ અ. પ્રમાણે શિક્ષા થઇ શકે એવો કોઇપણ ગુન્હો ગવરનર જનરલ ઇન કાંઉન્સિલના અથવા સ્થાનિક સરકારના અથવા જે અમલદારને ગવરનર જનરલ ઈનકાંઉન્સિલે આ બાબત અધિકાર આપ્યો હોય તે અમલદારના હુકમથી અથવા અખત્યારથી ફરિયાદ કર્યા વગર કોઇપણ કોર્ટે સાંભળવો નહીં.

જડજો તથા સરકારી નોકરો ઉપર ફરિયાદનું કામચલાવવું.

૧૯૭. ઇંડિયા સરકારની અથવા સ્થાનિક સરકારની મંજુરિયત વગર પોતાના હોદા ઉપરથી ખસેડી ન શકાય એવા હરકોઈ જડજની ઉપર અથવા એવા હરકોઇ સરકારી નોકર ઉપર તે સદરહુ પ્રકારનો જડજ છે, અથવા સરકારી નોકર છે તે સબબથી કોઇ ગુન્હાનું તોહમત મુકવામાં આવે, ત્યારે તેને ખસેડવાનો હુકમ કરવાનો જે સરકારને અધિકાર હોય તે સરકારની અગાઉથી મંજુરિયત લીધા વગર અથવા એવી મંજુરિયત આપવા બાબત જે અમલદારને તે સરકારે અધિકાર આપ્યો હોય તે અમલદારની અથવા જે કોર્ટના અથવા બીજા અધિકારીના તાબામાં સદરહુ જડજ અથવા સરકારી નોકર હોય અને સદરહુ મંજુરિયત આપવાના જેના અધિકારની સદરહુ સરકારે મર્યાદા કરી ન હોય તે કોર્ટની અથવા બીજા અધિકારીની અગાઉથી મંજુરિયત લીધા વગર કોઇપણ કોર્ટે તે ગુન્હો સાંભળવો નહીં.

ફરિયાદનું કામચાલવા બાબત સરકારનો અધિકાર

કયા સખસે તથા કઇ રીતે સદરહુ જડજ અથવા સરકારી નોકરની ઉપર ફરિયાદનું કામ ચલાવવું તે નક્કી કરવાને તથા જે કોરટની આગળ ઇનસાફ કરાવવો હોય તે કોરટ વિશેષે કરીને જણાવવાને સદરહુ સરકાર મુખત્યાર છે.

**ટીકા**—જ્યારે સન ૧૮૨૭ ના કાયદા ૧૬ ની કલમ ૨૬ પ્રમાણે કુલકરણીને મામલતદારે રીપોટ કરવાનું કહ્યું હોય ત્યારે એ કુલકરણી આ કલમના અર્થ મુજબ મામલતદારના તાબામાં છે, તેટલા માટે જ્યારે સબ માજીસ્ટ્રેટ તરીકે કામ ચલાવતાં દરમ્યાન હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૧૮ મુજબ શિક્ષા કરવા લાયક ગુન્હો થયાનું માલમ પડે ત્યારે ખોટો રીપોટ કર્યા બાબતના ગુન્હાનું કામ એ કુલકરણી ઉપર ચલાવવા માટે મામલતદારને પરવાનગી આપવાને કાંઇ હરકત નથી માટે આપેલા મંજુરી સિવાય બીજી મંજુરીની જરૂર નહોતી—રાણી વિરૂદ્ધ મલ્હાર રામચંદ્ર ૭ મદ્રાસ. હા. કો. રી. ક્રા. કે. પાનું ૬૪ મુંબાઇ હાઇકોરટ રીપોટ. વા. ૭ પ્ર. ૬૪

અમુક અધિકારીએજ અમુક સરકારી નોકર ઉપરના તોહમતનું કામ ચલાવવું એવું સરકારે ખાસુસ કરીને મંજુરીના હુકમમાં લખ્યું હોય તો પછી બીજા કોઇ અધિકારીથી એ કામ ચલાવી શકાય નહીં. કામ ચલાવ્યું હોય તો રદ થાય—રીણી વિરૂધ્ધ વીનાયક દીવાકર મુંબાઇ હાઇકોરટ રીપોટ વા. ૮ પ૦ ૩૩

કરારતોડવા બાબત, આબરૂ લેવા બાબતઅને લગ્નવિરૂદ્ધગુન્હા બાબતફરિયાદનુંકામચલાવવુ.

૧૯૮ જે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૯ મા અથવા ૨૧ મા બાબમાં અથવા તેજ કાયદાની ૪૯૩થી ૪૯૬ સુધીની ( એ બંને કલમો સુધાં) કલમોમાં આવતો હોય તે ગુન્હાથી જે સખસને નુકશાન પોહોંચ્યું હોય તે સખસે કરેલી ફરિયાદ વગર કોઇપણ કોરટે તે ગુન્હો સાંભળવો નહીં.

છીનાળાં બાબત અથવા પરણેલી સ્ત્રીફોસલાવીજવા બાબતફરિયાદનું કામચલાવવું

૧૯૯ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૯૭મી અથવા ૪૯૮મી કલમ મુજબના કોઈ ગુન્હા બાબત, તે સ્ત્રીના ધણીએ, અથવા તેની ગેરહાજરીમાં, તેની તરફથી જે સખસના હવાલામાં સદરહુ સ્ત્રી તે ગુન્હો કરવામાં આવ્યો તે વખતે હોય તે સખસે ફરિયાદ ન કરી હોય તો કોઈ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહિ.

## બાબ ૧૬ મો.

### માજીસ્ટ્રેટોને ફરિયાદ કરવા બાબત.

ફરીયાદીની જબાની લેવા બાબત.

૨૦૦ ફરિયાદ ઉપરથી કોઈ ગુન્હો સાંભળનારા માજીસ્ટ્રેટે તુરત ફરિયાદીની કસમ ઉપર જબાની લેવી, અને તે જબાનીનો સાર લખી લેવો તથા તે ઉપર ફરિયાદીએ અને માજીસ્ટ્રેટે પણ સહી કરવી. પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) જ્યારે ફરિયાદ લખીને કરવામાં આવે ત્યારે આ કલમ માંહેના કોઈપણ મચકુરથી, ૧૯૨ મી કલમ પ્રમાણે તે મુકદમો બીજાની પાસે મોકલતાં પેહેલાં કોઈ માજીસ્ટ્રેટને ફરિયાદીની જબાની લેવાની જરૂર છે એવું સમજવું નહીં;

(બ) જ્યારે માજીસ્ટ્રેટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ હોય, ત્યારે દરેક મુકદમામાં તે માજીસ્ટ્રેટ દુરસ્ત ધારે તે પ્રમાણે સદરહુ જબાની કસમ ઉપર અથવા તે વગર લેવાનો અધિકાર છે; અને તે લખી લેવાની કાંઈ જરૂર નથી પણ પોતે દુરસ્તધારે તો, ફરિયાદીની બાબત પોતાની આગળ આણતા પેહેલાં, તે માજીસ્ટ્રેટ તે બાબત લખી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(ક) જ્યારે તે મુકદમો ૧૯૨ મી કલમ પ્રમાણે કોઇબીજા પાસે મોકલવામાં આવ્યો હોય અને આ પ્રમાણે મોકલનારો માજીસ્ટ્રેટ ફરિયાદીની જુબાની લઇ ચુકયો હોય ત્યારે જે માજીસ્ટ્રેટની પાસે તે મુકદમો મોકલવામાં આવ્યો હોય તે માજીસ્ટ્રેટ ફરિયાદીની ફરીથીજ બાની લેવાને બંધાએલો નથી.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૪૪ ને મળતી છે ફરીયાદીની ફરીયાદ લખ્યા હોય કે મોહોડેથી કરવામાં આવી હોય તે ઉપરથી માજીસ્ટ્રેટ ગુન્હો સાંભળે તેને લાગુ પડેછે. આ કલમમાં તુરત પ્રતીજ્ઞા લેવા બાબતનો ઠરાવ છે તે તદન નવો છે,

દીવાની કામ ચાલતુ હોય ત્યારે કોઇ પ્રકારે ફોજદારીમાં તે કામ ચલાવવા માગતો હોય તો ચાલતે કામે તેમ કરવું ઉચીત નથી. પણ જો તેને તેમ કરવા મરજીજ હોય તો દાવાની કેસ પુરો થતાં સુધી ફોજદારી કામ ચાલતુ મુલતવી રહી શકે–રાણી વીરૂધ અચરતલાલ. વીકલી રીપોટ ૧૭ પ્ર૦ ૪૬.

ફરીયાદીની જુબાનીમાં તેને ફરીયાદના મચકુર વીશેજ પુછવું અને તે વીશેજ પુરાવ લેવો એમ નથી ફરીયાદના મચકુર વીશે બારીકાઈથી પુછપરછ કરવાથી જે કામોમાં પુર્ણ તપાસ કર્યા બાદ છોડી મુકવાનો હુકમ કરવો પડે તેવા કામોમાં પ્રથમથીજ નકામી લંબાણ કરી આખર સુધી તપાસ કરવાની જરૂર રહેતી નથી. મું. હા. કો. સરકયુલર બુક. પ્ર. ૪૩

આ કલમ પ્રમાણે કામ કરવાને દરેક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને અધીકાર છે હોનરરી માજીસ્ટ્રેટને આ કલમ પ્રમાણે કામ કરવાને માટે ખાસ સરકારનો હુકમ જોઇએ સન ૧૮૭૨ નું મુંબાઈનું સરકારી ગેજીટ પ્ર. ૧૩૨૫; સને ૧૮૭૩ નું મુંબાઈનું સરકારી ગેજીટ પ્ર.

૧૬, કાગ્નીઝેબલ ગુન્હાની ફરીયાદને આઠ આનાનો સ્ટાંપ જોઇતો નથી પણ સાદા કાગળ ઊપર ફરીયાદ લખી આપે તો બસ છે. મુ. હા. કો. નો ઠરાવ તા૦ ૪ થી અપ્રેલ સને ૧૮૭૩.

જે માજીસ્ત્રેટને ફરીયાદલેવાનોઅધીકાર ન હોય તેણે શું કરવું.

૨૦૧ જો તે ફરીયાદ લખીને કરી હોય અને તે મુકદમો સાંભળવાનો માજીસ્ત્રેટને અધીકાર ન હોય તો, તેણે તે ફરીયાદ યોગ્ય કોરટની આગળ રજુ કરવા સારૂ પાછી આપવી અને તેની ઉપર તે મતલબનો શેરો લખવો.

પ્રોસેસ કાહાડવાનુ મુલતવી રાખવું.

૨૦૨ ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને અથવા બીજા જે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને સ્થાનિક સરકાર આ બાબત વખતે વખતે અધિકાર આપે તે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને અથવા પહેલા અથવા બીજા વર્ગના માજીસ્ત્રેટને જે ગુન્હો સાંભળવાનો જેને અધિકાર હોય તે ગુન્હાની ફરીયાદના ખરાપણા બાબત શક આણવાનું કારણ જણાય, તો ફરીયાદીની જબાની લીધા પછી તે ફરીયાદના ખરાપણા બાબત શક આણવાના કારણ પોતાના દફતરમાં દાખલ કરવાને અને પછી જે સખસની ઉપર ફરીયાદ થઈ હોય તે સખસને હાજર થવાની જરૂર પાડવા માટે પ્રોસેસ કાહાડવાનું મુલતવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને ફરીયાદનું ખરાપણું અથવા ખોટાપણું નકી કરવા સારૂ માજીસ્ત્રેટ તે મુકદમાની પોતાની જાતે ચોકશી કરવાને અથવા પોતાના તાબા માંહેના હરકોઇ અમલદારને અથવા કોઇ પોલીસઅમલદારને અથવા પોતે યોગ્ય ધારે એવો બીજો જે સખસ માજીસ્ત્રેટ અથવા પોલીસઅમલદાર ન હોય તે સખસને પ્રથમ સ્થાનિક તપાસ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

જે સખસ માજીસ્ત્રેટ અથવા પોલીસઅમલદાર હોય તેવો કોઇ સખસ સદરહુ તપાસ કરે તો જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તે અમલદારને આ કાયદાથી આપેલા સઘળા અધિકાર તે સખસે ચલાવવા; પણ વગર વારંટે પકડવાનો અધિકાર તેને નથી.

આ કલમ કલકત્તા અને મુંબઇ શેહેરમાં પોલીસને લાગુ છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૪૬ ને મળતી છે પણ તેમાં એક અગત્યનો ફેરફાર એ થયો છે કે ફરીયાદીની ફરીયાદના ખરાપણા વિશે પોતાને બે વિસ્વાસ આવે તો તેનાં કારણ તેણે દફતરમાં લખવાં જોઇએ. ધ્યાનમાં રાખવાનું છે કે ફરીયાદીની ફરીયાદના ખરાપણા માટે કોઈ ખાનગી માણસને હુકમ કરવામાં આવે તો તે ખાનગી માણસ કોઈ સખસને માજીસ્ત્રેટના વારંટ વગર કોઈને પકડી શકે નહી એવા ખાનગી માણસને આ કાયદામાં પોલીસના ઉપરી અમલદારને જે સત્તા છે તે ચલાવવા હક છે. પોલીસના ઉપરી અમલદારને શું સત્તા છે તે માટે જુઓ આ કાયદાની કલમ ૧૬૦, ૧૬૧, ૧૬૫, ૧૭૧.

આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટ કામ ચલાવતો હોય ત્યારે ફરીયાદીને તેના વકીલને હાજર રાખવા હક નથી—જીનદાચારી. વિરૂદ્ધ દરેક ૫. મુંબાઈ હાઈકોરટ રીપોટ વા૦ ૮. પ્ર. ૨૦૨

વારંટથી તોહોમતદારને હાજર કરવામાં આવ્યો હોય તો પછી આ કલમ પ્રમાણે કાંઇ તજવીજ કરી શકાતી નથી—રામકાંત સરકાર વિરૂદ્ધ જદવ ચંદરબોસ કલકત્તા હાઇકોરટ રીપોટ વા. ૨૧ પ્ર. ૪૪

ફરીયાદ કાહાડી નાખવા બાબત.

૨૦૩. જે માજીસ્ત્રેટની આગળ ફરીયાદ કરી હોય અથવા જે માજીસ્ત્રેટની પાસે તે ફરીયાદ મોકલી હોય તે માજીસ્ત્રેટ ફરિયાદીની જબાની લીધા પછી અને ૨૦૨ જી કલમ પ્રમાણે તપાસ કરી હોય તો તેના

પરીણામ ઉપર વિચાર કર્યા પછી આગળ કામ ચલાવવાને પુરતો સબબ નથી એવું તેની નજરમાં આવે તો તે ફરીયાદ કાહાડી નાખવાને મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ નો કલમ ૧૪૭ ના પહેલા પારેગ્રાફને મળતી છે "જે માજીસ્ત્રેટની પાસે તે ફરીયાદ મોકલી હોય તે માજીસ્ત્રેટ" એ શબ્દો તથા કલમ ૨૦૨ પ્રમાણે "તપાસ કરી હોય તો તેના પરીણામ ઉપર વિચાર કર્યા પછી" એ શબ્દો નવા છે.

એક માજીસ્ત્રેટે ફરીયાદીની ફરીયાદ મંજુર કરી તહોમતદારને પકડવાનું વારંટ કાઢયું તે વખતે તેના ઉપર માજીસ્ત્રેટે પોતાને ત્યાં એ કેસ ચલાવવા મંગાવી લીધો અને પકડવાનું વારંટ કાઢવાનું વારંટ રદ કરી ફરીયાદીની ફરીયાદ કાઢી નાખી અને રીતસર કામ ચલાવ્યું નહી તેમાં ઠરાવવામાં આવ્યું કે એ પ્રમાણે કરવામાં ગેરવ્યાજબી થયું છે તેણે કેસ મંગાવ્યો ત્યારે જે સ્થીતીમાં કેશ હોય તે સ્થીતીમાં તેણે કામ ચલાવવું જોઇએ એટલે કે તાબાના માજીસ્ત્રેટે કાઢેલુ વારંટ રદ કરી છોડી મુકાય નહી. વારંટ બજી આવ્યા પછી પોતાને યોગ્ય લાગે તે કરવું જોઇએ—રાધુપેરોરાની અરજીના કામમાં બેંગાળા લા રીપોટ વા. ૧૦ પ્ર.૨૬

માજીસ્ત્રેટ પાસે ફરીયાદ થાય તે ઉપરથી માજીસ્ત્રેટને એવું જણાય કે ફરીયાદી જે હકીકત કહેછે તે ગુન્હો તો છે પણ ફરિયાદી દીવાની કોરટમાં ફરીયાદ કરશે તો તેને વધારે અનુકુળ પડશે આવા કારણથી ફરીયાદીની ફરીયાદ કાઢી નાખી શકાતી નથી રાણી વિરૂધ ખુશાલસીંગ તુલસી ચૌધરી વીકલી રીપોટ ૧૦ પ્ર. ૪૦

ફરીયાદી એકથી વધારે ગુન્હાની ફરીયાદ કરેતો તેમાંની એક બાબતનો ગુન્હો બન્યો જણાય નહી તો તે બાબતની ફરીયાદ કાઢી નાખી શકે છે પણ બીજી બાબતનો ગુન્હો થયાનું જણાય તો તે બાબત કામ ચલાવવા હરકત આવતી નથી મુંબાઇ સરકાર. વિરૂધ સીડાપા ઈંડીયન લા. રીપોટ મુંબાઈ, વા. ૫ પ્ર. ૪૦૫ તા૦૧૩ એપ્રીલ ૧૮૮૧

જ્યારે માજીસ્ત્રેટને ફરીયાદી કરી હોય ત્યારે ફરીયાદીને તપાસ્યા પછી આગળ કામ ચલાવવાનું કારણ ન જણાયતો આ કલમ મુજબ માજીસ્ત્રેટ તે ફરીયાદ કાહાડી નાંખે અથવા કલમ ૨૦૨ મુજબ પ્રોસેસ કાહાડવું મોકુફ રાખી તપાસ કરવા હુકમ કરે, અને તપાસ થઇ રહ્યા પછી કારણ ન જણાય તો ફરીયાદ કહાડી નાંખે. જો કે ચોરીના મુકરદમામાં ફરીયાદીએ પેહેલાં પોલીસ પાસે જવું જોઇતું હતું, પરતું તે માજીસ્ત્રેટ પાસે ગયો તો તેને તપાસવાને માજીસ્ટ્રેટ બંધાએલો હતો વુ. રી. ૧૪ પ્ર. ૩૬

કોઇ માજીસ્ટ્રેટ સોગન ઉપર ફરીયાદીની જુબાની લીધા શિવાય ફરીયાદ કાહાડી નાંખી શકે નહી તેમ છતાં જો તે કાહાડી નાંખેતો ફરીયાદ ફરીથી માંડતાં હરકત નથી. સન ૧૮૭૦નું મદ્રાસ જ્યુરીસ્ટ પ્ર. ૬૩

તોહોમતદાર ઉપરનું તોહોમત સાબીત ન થતું હોય એમ ધ્યાનમાં આવે તો પછી તે કેસ અગાડી ચલાવવાની ફરજ રહેતી નથી તેથી તે ફરીયાદ એકદમ કાહાડી નાંખવામાં આવી છે તે અખત્યાર બાહારની વાત નથી. વીકલી રીપોટ ૧૦ પ્ર. ૫૦

ધારો એ છે કે જે કેસમાં તેના રૂપ ઉપરથી જે ફરિયાદ સાચો માલમ પડી હોય તે કામમાં માજીસ્ટ્રેટે ફરીયાદી તથા તેના સાક્ષીઓને તપાસવા જોઇએ પણ જે કામમાં ફરીયાદ તેના રૂપ ઉપરથી ખરી માલમ ન પડતી હોય તે કામમાં સાક્ષીઓ તપાસ્યા વગર માજીસ્ટ્રેટ જો ફરીયાદ કાહાડી નાખે તો તે ગેરવ્યાજબી છે અને ફરીયાદીને તપાસ્યો હતો તે બસ છે. વુકલી રીપોટ ૧૬ પ્ર. ૩૯

કોઈ ફરીયાદમાં દીવાની કામ ચાલ્યુ હોય તે સબબ ઉપરથી તે ફરીયાદ કાઢી નાંખી શકાય નહી, કારણ કે દીવાની કામથી ફોજદારી કામ ચલાવવાને અટકાવ થતો નથી—માધ્વકાય બરધો વિરૂધ કેસબશીંગ અને બીજા વીકલી રીપોટ ૯ પ્ર. ૨૨

માજીસ્ટ્રેટની રૂબરૂ ફરીયાદ કરવામાં આવી હોય અને ફરીયાદના સાક્ષીઓને સમન્સ

કરવામાં આવ્યા હોય અને તે સાક્ષીઓ તે સમન્સપરથી હાજર થયા હોય અને ફરીયાદી ગેરહાજર રહે અને તેની ગેરહાજરીમાં તે કામની તજવીજ ચલાવવી માજીસ્ટ્રેટને જરૂરની ન લાગતી હોય તો તે માજીસ્ટ્રેટ તોહોમતદારને છોડી દેવાને મુખત્યાર છે. વુકલીરીપોર્ટ૧૧ પ્ર. ૩૯

ફરીયાદીની જુબાની લેનાર અમલદારે તે ફરીયાદના કામમાં સમન્સ કાઢવો કે વારંટ કાઢવું તે ઠરાવવાનું કામ તેનુંજ છે. કલકત્તા હાઇકોરટ સરકયુલર નંબર ૬ સને૧૮૬૪

સમન્સ અગર વારંટ કાહાડી કામ ચલાવવાનો કોઈ માજીસ્ટ્રેટને હુકમ કરવા સારૂ અથવા જે સમન્સ અગર વારંટ કાઢવા અમલ આ કલમ પ્રમાણે જે ફરિયાદ માજીસ્ટ્રેટે માંડીવાળી હોય તે ફરીયાદના કામમાં વધારે તજવીજ કરવા સેસન જડજને, માજીસ્ટ્રેટને હુકમ કરવાની સત્તા નથી તેવા કામમાં માજીસ્ટ્રેટની ગફલત અથવા અજ્ઞાનતા માલમ પડે તો સેસન જડજે તે બાબત હાઇકોરટને રીપોટ કરવો. કલકત્તા હાઈકોરટ સરકયુલર ન. ૪૩૨ સને ૧૮૬૩

## બાબ ૧૭ મો.

### માજીસ્ટ્રેટોની આગળ કામ શરૂ કરવા બાબત.

પ્રોસેસ કહાડવા બાબત.

૨૦૪ કોઇ ગુન્હો સાંભળનારા માજીસ્ટ્રેટના મતપ્રમાણે આગળ કામ ચલાવવાનો પુરતો સબબ હોય, અને બીજા પરિશિષ્ટના ચોથા આસન પ્રમાણે પ્રથમજ સમન નિકળવો જોઈએ એવો તે મુકદમો જણાય તો, તોહોમતવાળો હાજર થાય એટલા માટે તે માજીસ્ટ્રેટે પોતાનો સમન કહાડવો. જો તે મુકદમો એવો જણાતો હોય કે તેમાં તે આસન પ્રમાણે પ્રથમજ વારંટ નિકળવું જોઇએ તો, તે માજીસ્ટ્રેટ તોહોમતવાળા પોતાની આગળ અથવા હકુમતવાળા બીજા કોઇ માજીસ્ટ્રેટની આગળ અમુક વખતે પકડી મંગાવવા સારૂ અથવા હાજર કરાવવાસારૂ વારંટ, અથવા પોતાને યોગ્ય લાગે તો, સમન કાહાડવાને મુખત્યાર છે.

આ કલમ માંહેના કોઈ પણ મચકુરથી ૯૦ મી કલમના ઠરાવોને બાધ થાય છે. એવું સમજવું નહીં.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૧૪૭ના ત્રીજા પારેગ્રાફ, કલમ ૧૪૮ ના પહેલા પારેગ્રાફ અને કલમ ૧૪૯ને મળતી છે. માજીસ્ટ્રેટને ખાતરી થાય કે સાક્ષીએ તેને પોચાડેલા સમનનું અપમાન કર્યું છે તે શિવાય તે શક્ષીને પકડવાનું વારંટ માજીસ્ટ્રેટ કહાડી શકતો નથી. વીકલી રીપોટ ૧૪ પ્ર૦ ૨૦

ફરિયાદીની જુબાની લીધા પેહલા તોહમતદારને બોલાવવા એ ગેરવ્યાજબી છે. વીકલી રીપોટ ૧ પ્ર. ૩

જે મુકદમામાં ડીપ્યુટી માજીસ્ત્રેટ પોતેજ ફરીયાદી હોય તે મુકદમામાં તેણે માજીસ્ત્રેટ તરીકે પોતાની રૂબરૂ કેદીઓના કબુલાતો લેવી જોઈએ નહી—રાણી વીરૂધ બોઇદનાથ શીંગ અને બાજા, વીકલીરીપોટ ૩ પ્ર. ૨૯

માજીસ્ત્રેટ તોહોમતવાળાને જાતે હાજર થવાનું માફ કરવાને મુખત્યાર છે.

૨૦૫ જયારે માજીસ્ત્રેટ સમન કહાડે, ત્યારે તોહોમતવાળાને જાતે હાજર થવાનુ માફ કરવાનું અને તેના પ્લીડરની મારફતે હાજર થવાની છુટ આપવાનું પોતાને કારણ જણાયતો તેમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

પણ તે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ કરનારા માજીસ્ત્રેટની નજરમાં આવે તો, કામ ચાલતુ હોય ત્યારે ગમે તે વખતે, તે માજીસ્ત્રેટ તોહોમતવાળાને જાતે હાજર થવાનું

ફરમાવવાને, અને જરૂર હોય તો, આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે તેને જબરીથી હાજર કરાવવાને મુખત્યાર છે.

## બાબ ૧૮ મો.

### સેસન કોરટ અથવા હાઇકોરટ ઇનસાફ કરી શકે એવા મુકદમાની ચોકસી બાબત.

ઈનસાફથવા સારૂ કમિટ કરવાનો અધિકાર. ૨૦૬ હરકોઈ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, જિલ્હા માજીસ્ત્રેટ, પેટા ટુકડી માજીસ્ત્રેટ, પેહેલા વરગનો માજીસ્ત્રેટ, અથવા જે માજીસ્ત્રેટને આ બાબત સ્થાનિક સરકારે અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ સેસન કોરટથી અથવા હાઇ કોરટથી ઇનસાફ થઇ શકે એવા હરકોઇ ગુન્હા બાબત હરકોઇ સખસને સદરહુ કોરટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને મુખત્યાર છે.

પણ આ કાયદામાં બીજી રીતે ઠરાવ્યું છે તે સિવાય, જે સખસનો ઇનસાફ સેસન કોરટથી થઇ સકતો હોય તે સખસને હાઇકોરટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરવો નહીં.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૪૩ ને મળતી છે પ્રથમ ની ચોકશીમાં પુરાવો લીધા વગર સેસન કમીટ કરવાનો હુકમ કરવો તે ગેરકાયદે છે રાણી વીરૂદ્ધ શીતારામ વેનકુ મુંબાઈ હાઇકોરટનો ઠરાવ તા૦ ૧૦ જુન ૧૮૭૬

કમિટ કરતાં પેહેલાં ચોકસીમાંકામ ચલાવવાની રીત. ૨૦૭ જે મુકદમાનો ઇનસાફ ફકત સેસન કોરટજ અથવા હાઇકોરટજ કરી શકે અથવા જે મુકદમાનો ઇનસાફ માજીસ્ત્રેટના મત પ્રમાણે સદરહુ કોરટે કરવો જોઇએ, તેવા મુકદમાની ચોકશી માજીસ્ત્રેટની આગળ ચાલતી હોય ત્યારે હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.

રજુકરેલોપુરાવો લેવાબાબત. ૨૦૮ જ્યારે માજીસ્ત્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે, ત્યારે ફરિયાદી હોય તો તેનો મચકુર માજીસ્ત્રેટે સાંભળવો, અને ફરિયાદીપક્ષની સાબેતીમાં અથવા તોહોમવાળાની તરફથી જે પુરાવો રજુ કરવામાં આવે અથવા જે પુરાવો માજીસ્ત્રેટ માગે તે સઘળો પુરવો આ કાયદામાં આગળ ઠરાવેલી રીત લેવો.

વધારે પુરાવો રજુકરવા બાબત પ્રોસેસ. જો ફરિયાદી અથવા ફરિયાદીપક્ષ ચલાવનારો અમલદાર અથવા તોહોમતવાળો હરકોઇ સાહેદને હાજર થવાની અથવા હરકોઇ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત પ્રોસેસ કાહાડવાની માજીસ્ત્રેટને અરજી કરે, તો તે પ્રોસેસ કાહાડવાની જરૂર નથી એમ ધારવાનાં માજીસ્ત્રેટને કારણ નહી હોય તો, જો હોય તો તે દફતરમાં દાખલ કરવાં જોઇએ; તેણે તે પ્રોસેસ કાહાડવું જોઇએ;

આ કલમ માંહેના કોઇપણ મચકુરથી કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટને પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાની જરૂર છે એવું સમજવું નહીં.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૯૦-૩૫૭ નો પેરેગ્રાફ ૧ લો અને ૩૬૨ ને મળતી છે. ફરીયાદી તરફનો પુરાવો લેવા અને ફરીયાદીએ નહી બતાવેલો બીજો વધતો પુરાવો માજીસ્ત્રેટ લેવા શું નિયમ છે તે માટે આ કલમ છે,

તોહોમતનામું તૈયાર કરીને પ્રતીવાદીએ જવાબ આપતાં સરકાર તરફના સાક્ષીદારને ફરી બોલાવી તેને ઊલટ સવાલ કરવાનો પ્રતીવાદીને જુના ક્રી. પ્રો. કો. કલમ ૨૧૮ ઉપરથી હકછે.

સરકાર તરફના સાક્ષીદારને ફરીને બોલાવવાનો હક એ જુના ક્રી. પ્રો. કલમ ૩૬૨ પ્રમાણે એકાદ સાક્ષીદારને સમન કરવા વીશે પ્રા. એ કરેલી અરજીથી તદન જુદોજ છે.

સરકાર તરફના સાક્ષીદારોને ઉલટ સવાલ કરવાના હેતુએ બોલાવવા વિશે આરોપિતે અરજ કર્યા છતાં જો તે અરજ સેસન જડજે કીંવા ડેપ્યુટી માજીસ્ટ્રેટે ના કબુલ કરી હોય તો તેના ઉપર અપીલ ચાલતી નથી. પરંતુ તે ના કબુલ કરવાનો હુકમ એ એવી પ્રકારની ચુક છે કે તે લાગલીજ દુરસ્ત કરવા જોગ નથી પરંતુ હાઇકોરટમાં પોતાની તપાસણી કરવાના અધિકારની રીતે માત્ર તે દુરસ્ત કરવા જોગ છે. જે. આર. બેલીલીયાસ વિરૂધ કાળીદાસ બેનરજી, કલકત્તા હાઇકોરટ રીપોટ વા, ૧૯, પ્ર, ૫૩

ફરીયાદીએ જેટલા શાક્ષીદાર આપ્યા હોય તેટલા સર્વે સાક્ષીદારને માજીસ્ટ્રેટે સમન કરવો જોઈયે એમ નથી, જુના ક્રી. પ્રો. કલમ ૨૧૫ ની વ્યાખ્યા ૩ એ જુના આકટની કલમ ૩૬૨ સાથે વાંચવી જોઇયે અને તેમ કર્યું એટલે સાક્ષીદારને સમન કરવો કીંવા નહી એ બાબત માજીસ્ટ્રેટની મુખત્યારી છે એમ દેખાય છે. કલકત્તા હા. કો. રી. વા. ૨૩. પ્ર. ૯.

પ્રથમ ચોકશી કરતી વખતે કાંઇ પુરાવો ન લેતાં કામ ઈનસાફ થવા સારૂ કમિટ કરવું ગેરકાયદેસર છે એમ ઠરાવ થયો અને તે તેમ છે તેથી રદ કરવામાં આવ્યું તોહમતવાળા સખસને સવાલ પુછી તેના જવાબ લેવાની જુના ક્રી. પ્રો. કલમો ૧૯૨ તથા ૩૪૨ પ્રમાણે માજીસ્ટ્રેટને ફરજ છે એમ નથી પણ કલમ ૨૪૮ માં એવો અભિપ્રાય છે કે તેને સવાલ પુછી તેના જવાબ લેવા અને તોહમતવાળા સખસને પોતાની તરફનો પુરાવો હાજર કરવાની તક પણ આપવી જોઇએ એમ જુના આકટની કલમ ૩૫૮ અને આ કલમ ૨૦૮ માં છે તે પુરાવો ન લેવા બાબત પોતાના કારણો કયાં કયાં છે તે દફતરમાં લખ્યા વગર માજીસ્ટ્રેટથી તે લેવાનો ના પડાય નહિ. મુંબઇ હાઈકોરટનો ઠરાવ તા૦ ૧૦ જાનેવારી ૧૮૭૬

**તોહમતવાળા સખસને ક્યારે છોડી મુકવો.**

૨૦૯ જ્યારે ૨૦૮ મી કલમના ૧ લા તથા ૨ જા પારેગ્રાફમાં કહેલો પુરાવો લીધો હોય અને જે હકીકત તોહમતવાળાની વિરૂદ્ધ પુરાવામાં જણાતી હોય તે હકીકતનો તે ખુલાસો કરી શકે એટલા સારૂ તે તહોમતવાળાની પોતે જુબાની લીધી હોય, ત્યારે જો પોતે એવું ઠરાવે કે ઇનસાફ થવા સારૂ તોહમતવાળા સખસને કમિટ કરવાનો પુરતો સબબ નથી તો સદરહુ માજીસ્ત્રેટે તેને છોડી મુકવો, પણ પોતાની આગળ અથવા બીજા કોઇ માજીસ્ત્રેટની આગળ સદરહુ સખસનો ઇનસાફ કરવો જોઇએ એવું તે માજીટ્રેટને જણાય તો તે બાબતમાં તેણે તે મુજબ કરવું.

જો માજીસ્ટ્રેટ એમ ધારતો હોય કે તોહમત પાયા વગરનું છે, તો મુકદમો ચાલતો હોય તેવામાં અગાઉ કોઈપણ વખતે તોહમતવાળાને છોડી મુકતાં તેને આ કલમના કોઇપણ મચકુરથી અટકાવ થશે એવું સમજવું નહીં; પણ સદરહુ માજીસ્ટ્રેટે તેમ કરવાનાં કારણો દફતરમાં નોંધવા.

**તોહમતનામું ક્યારે તઇયાર કરવું**

૨૧૦ જ્યારે સદરહુ પુરાવો લીધા ઉપરથી અને સદરહુ જુબાની (જો હોય તો) લીધા ઉપરથી માજીસ્ટ્રેટને એવું દેખાય કે તોહમતવાળાનો ઈનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો પુરતો સબબ છે, ત્યારે તેણે પોતાની સહીવાળું એક તોહમતનામું તઈયાર કરવું, અને તોહમતવાળાની ઉપર કયા ગુન્હાનું તોહમત મુકયું છે તે તેમાં જણાવવું.

**તોહમતવાળાનેતો**

તે તોહમતનામું તઈયાર થઈ રહે એટલે તુરત તોહમતવાળાને તે

હગતનામુંસગગત વાંચી સંભળાવવું તથા સમજાવવું, અને તે માગે તો તેની એક નકલ
વવુંઅનેતેનીનકલ તેને મફત આપવી.
આપવી.

ટીકા—કમિટ કરવાના હેતુથી જે માજીસ્ટ્રેટ ચોકશી કરતો હોય તે માજીસ્ટ્રેટે ખાસ રીતે જે પુરાવા ઉપરથી કમિટમેન્ટ કર્યું હોય તે પુરાવો સારી રીતે દફતરમાં દાખલ કરવા તે બંધાએલો છે.—રાણી વિરૂદ્ધ એંડરસન વી. રી. ૨ પ્ર. ૬૫

કમિટમેન્ટ કરતાં તોહમતદાર સખસના ગુન્હા વિશે માજીસ્ત્રેટોએ પુરી ખાત્રી કરવી જોઈએ એવી કાંઇ જરૂર નથી પરંતુ જ્યારે તોહમતદાર સખસનો ઇનસાફ થવાની જરૂર હોય ત્યારે કમિટમેન્ટ કરવું જોઇએ-રાણી વિરૂદ્ધ મહાસીંગ અને બીજા વાવ્યખુણાના પ્રાંતોની હાઈકોરટના રીપોર્ટો વા. ૩ પ્ર. ૨૭ જો પુરાવો સમતુલ હોય અને માજીસ્ત્રેટને શક રેહેતો હોય તો તે કમિટ કરવા બંધાએલો છે—ગુજરધણના કેસમાં

કમિટ કરવાના કારણોમાં અમુક કેદીની વિરૂદ્ધ જે પુરાવ હોય તે સ્પષ્ટરીતે જણાવવો જોઇએ અને તે ગુન્હો કેવી રીતે સાબેત કરવામાં આવ્યો છે તે પણ જણાવવું જોઇએ. કોદારી કહાર. વી. રી. ૫ પ્ર. ૬

ઇનસાફનીવખતે તોહમતવાળાનાગચાવસારૂશાહેદોની ટીપ. ૨૧૧ પોતાના ઈનસાફની વખતે પુરાવો આપવા સારૂ જે કોઈ સખસોને સમન કરાવવાની તોહમતવાળાની મરજી હોય તો તે સખસોની ટીપ મ્હોડેથી બોલીને અથવા લખીને આપવાનું તેને તુરત ફરમાવવું.

બીજી ટીપ. માજીસ્ત્રેટની નજરમાં આવે તો પાછળથી કોઈ વખતે તે તોહમતવાળાને સાહેદોની કાંઇ બીજી ટીપ આપવા દેવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે; અને તોહમતદારને તેનો ઇનસાફ થવાસારૂ હાઇકેરટમાં કમિટ કર્યો હોય ત્યારે તેના ઈનસાફની વખતે પુરાવો આપવાસારૂ જે સખસોને સમન કરાવવાના તે તોહમતવાળાની મરજી હોય તે સખસોની બીજી ટીપ પોતાનો ઇનસાફ થવાની અગાઉ કોઇપણ વખતે, કલારક આફધી ક્રૌનને આપવામાં આ કલમ માંહેના કોઈપણ મચકુરથી તે તોહમતવાળાને બાધ છે એવું સમજવું નહીં.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૦૦ ના પારેગ્રાફ ૧ લા અને ૩ જાને મળતી છે. તોહમતદારોએ કમાઈંગ માજીસ્ટ્રેટ પાસે પોતાના સાહેદોની યાદી આપવા માટે અને પાછળથી બીજી વધારાની યાદી આપવા માટેની સમજુત માટે આ કલમ છે.

તોહમતદારનો સાહેદ તોહમતદાર સાથે ગુન્હો કરવામાં સામેલ છે એવું કહી તેમને બોલાવવા ના પડાય નહીં—રામસાહી ચૌધરી વિરૂદ્ધ શંકરબાહાદુર બેં. રી. વા. ૬ પ્ર. ૬૫

જ્યારે કેદી કમિટ થયા પછી કલમ ૪૨૦ મુજબ સાક્ષીઓની ટીપ આપે ત્યારે માજીસ્ટ્રેટ તે વાત ઉપર નજર પોહોંચાડી સાક્ષીઓને સમન કાઢવા કે નહીં તે કેહેવાને બંધાએલો છે, સમન કાહાડવાની ના પાડવામાં આવે તો તેણે તેના કારણો બતાવવાં જોઈએ. જો તેમની નજરમાં એમ આવે કે ઢીલ કરવાનાં કારણસર સાક્ષીઓનાં નામ ટીપમાં દાખલ કર્યાં છે તો તેણે સન ૧૮૭૨ ના આકટ ૧૦ નીકલમ ૩૫૯ એટલે આ આકટની ક. ૨૧૬ મુજબ ચાલવું જોઇએ—રાણી વિરૂદ્ધ રાજકુમાર મુકરજી વી. રી. ૧૬ પ્ર. ૧૪

સદરહુ શાહેદોની જબાની લેવાનોમાજીસ્ટ્રેટનેઅધિકાર. ૨૧૨ માજીસ્ટ્રેટની નજરમાં આવે તો ૨૧૧ મી કલમ પ્રમાણે પોતાને આપેલી હરકોઇ ટીપમાં જે સખસનું નામ લખેલું હોય તે સખસને સમન કરીને તેની જબાની લેવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

કમિટ કરવાનો ૨૧૩. જ્યારે ૨૧૧ મી કલમ પ્રમાણે ટીપ આપવાનું તોહોમતવા-

હુકમ. ણાને ફરમાવેથી તેણે તેમ કરવાની ના કહી હોય, અથવા જ્યારે સદરહુ ટીપ તેણે આપી હોય અને તે માંહેના (જો હોય તો) જે સાહેદોની જબાની લેવાની તે માજીસ્ત્રેટની મરજી હોય તે સાહેદોને ૨૧૨ મી કલમ પ્રમાણે સમન કરીને તેમની જબાની લીધી હોય, ત્યારે તે માજીસ્ટ્રેટ તોહોમતવાળાનો હાઇકોરટમાં અથવા સેસન કોરટમાં (જેમ હોય તેમ) ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને (તે માજીસ્ટ્રેટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ ન હોય તો) તેણે આવી રીતે કમિટ કરવાનાં કારણ પણ મુખતેસરમાં નોંધવા.

ઇલાકાનાં મુખ્ય શેહેરોનીબાહારજે સખસની ઉપરરાણીસાહેબનીવિલાયતી રૈયતનીસાથે એકઠું તોહોમત આવ્યું હોય તેસખસ બાબત. ૨૧૪. (રાણી સાહેબની વિલાયતી રઇયત ન હોય એવા) કોઇ સખસે રાણી સાહેબની કોઇ વિલાયતી રઇયતની સાથે મળીને કાંઇ ગુન્હો કર્યો છે એવું તે સખસની ઉપર પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઈ માજીસ્ટ્રેટની આગળ તોહોમત મૂકવામાં આવે, અને રાણી સાહેબની સદરહુ વિલાયતી રૈયતને તેજ કામમાંથી ઉઠેલાં તેવાંજ તોહોમત ઉપરથી હાઇકોરટમાં તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાની, અથવા તેનો ઇનસાફ કરવાની તૈયારી હોય, અને તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાના પુરતા સબબ છે એવું તે માજીસ્ટ્રેટ ઠરાવે, તો તેણે તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ સેસન કોરટમાં કમિટ ન કરતાં હાઈકોરટમાં કમિટ કરવો.

૨૧૩ મી અથવા ૨૧૪મી કલમ પ્રમાણેકમિટકર્યાના હુકમરદ કરવાબાબત. ૨૧૫. કોઇ યોગ્ય અખિતારવાળા માજીસ્ટ્રેટે ૨૧૩ મી અથવા ૨૧૪ મી કલમ પ્રમાણે કમિટ કરવાનો હુકમ એક વખત કર્યો એટલે પછી તે ફક્ત હાઇકોરટથીજ રદ થઈ શકે, અને ફકત કાયદાની કોઈ બાબત ઉપરથીજ રદ થઇ શકે.

**ટીકા**—કમિટ કર્યા પછી ફરિયાદી રાજીનામુ આપે તો કમિટ કરેલું કામ માંડીવાળી શકાતું નથી—રાણી વિરૂદ્ધ સલીમસેખ વીકલી રીપોર્ટ ર પ. ૫૭

જો સેસન જડજની નજરમાં એમ આવે કે કમિટ કરવાનો હુકમ ગેરવ્યાજબી છે તો તેણે હાઈકોરટને એ બાબત લખી મોકલવું જોઇએ. પોતાથી કાંઇ થઈ શકે નહી—રાણી વિરૂદ્ધ માતા દયાલ અલહાબાદ હાઈકોરટ રીપોર્ટ વા. ૪ પ. ૧૪

માજીસ્ત્રેટે ચાર સાહેદ લીધા અને તોહોમતવાળાને છોડી મુકવાને હુકમ કર્યો બાદ એમ માલમ પડયું કે એક પાંચમો સાહેદ કોરટમાં હાજર છે તેથી છોડી મુકવાનો હુકમ રદ કરી વધારે પુરાવો લીધો અને પછી તોહોમતવાળાને સેસન કમિટ કરવાનો હુકમ કર્યો આ કામમાં એમ ઠરાવ્યું કે માજીસ્ત્રેટનો હુકમ ગેરકાયદેસર નથી. મદ્રાસ હા. કો. રી. એપેન્ડ વા. ૭ પ્ર૦ ૪૦ તા૦ ૨૩ નવેંબર સન ૧૮૭૪

જ્યારે તોહોમતવાળાને કમિટકર્યો હોયત્યારે તેનાબચાવસારૂ સાહેદોને સમન કરવા બાબત. ૨૧૬. જ્યારે તોહોમતવાળા સખસે ૨૧૧ મી કલમ પ્રમાણે સાહેદોની કોઇપણ ટીપ આપી હોય અને તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કર્યો હોય, ત્યારે તે ટીપ માંહેના જે સાહેદો પોતાની આગળ થયા ન હોય તે સાહેદોને જે કોરટમાં તોહોમતવાળાને કમિટ કર્યો હોય તે કોરટની આગળ હાજર થવા સારૂ તે માજીસ્ત્રેટે સમન કરવા.

પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે સદરહુ સખસને હાઇકોરટમાં કમિટ કર્યો હોય, ત્યારે માજીસ્ત્રેટની નજરમાં આવે તો સદરહુ સાહેદોને સમન કરવાનું કામ કલાક આદ્દ ધી કાંઉનની પાસે રહેવા દેવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને સદરહુ સાહેદોને તે પ્રમાણે સમન કરવા જોઈએ.

(સાહેદના ખરચ નીરકમ)અનામત મુકવામાં ન આવે તો નકામા શાહેદ ને સમન કરવાની ના કેહેવી.

વળી એવું પણ ઠરાવ્યું છે કે જો તે ટીપમાં કોઈપણ સાહેદનું નામ તસ્દી આપવા સારૂ અથવા વિલંબ કરવા સારૂ અથવા ન્યાયની મતલબ પાર ન પડે એમ કરવા સારૂ દાખલ કરેલું છે એવું તે માજીસ્ત્રેટ ધારે, તો સદરહુ શાહેદનો પુરાવો મુદ્દાનો છે એવું માનવાનાં યોગ્ય કારણો છે એવી પોતાની ખાત્રી કરી આપવાનું તોહોમતવાળાને ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને પોતાની ખાત્રી ન થાય તો, તે શાહેદને સમન કરવાની ના કેહેવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે. (એ પ્રમાણે ના કહેવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં) અથવા તે સાહેદને સમન કરતાં પેહેલાં તેને હાજર કરાવવાનો ખરચ પુરો પાડવા સારૂ પોતે જરૂરની ધારે તેવી રકમ અનામત મુકવાનું ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**ટીકા**—અમુક સાહેદોને બોલાવવાનું શું કારણ છે એવું માજીસ્ટ્રેટ કેદીને પુછે ત્યારે તે કાંઇ કારણ બતાવે નહી તો પછી એ શાહેદોને સમન્સ કરવા માજીસ્ટ્રેટની ફરજ નથી પણ એ શાહેદોને બોલાવવા હોય તો આટલું ખરચ લાગશે અને તે અનામત મુકે તો સમન્સ કરવા હરકત નથી એવું માજીસ્ટ્રેટે કેદીને તેજ વખતે કહી દેવું જોઈએ—સુબારાયા મુદાલીનો કેસ મદ્રાસ હાઇકોરટ રીપોટ વા. ૪. પ્ર. ૮૧

આ કલમમાં તોહોમતદારના સાહેદોને ઈનસાફના કામમાં ઢીલ થશે વગેરે કારણથી ન બોલાવવા માજીસ્ટ્રેટને જે મુખત્યારી આપી છે તે માટે કલકત્તા હાઇકોરટના વિદ્વાન જડજ મી. જેકસન આ પ્રમાણે કહે છે.—તોહોમતદાર શું બચાવ કરવાનો છે તે માજીસ્ટ્રેટ જાણી શકે અને પછી એ બચાવનો પ્રકાર જાણી તોહોમતદારના સાહેદોને તે બોલાવવા ના કેહે તેને માટે આ મુખત્યારી આપી નથી સાહેદ અગત્યનો છે કે કેમ તેજ માત્ર તેણે જાણી લેવું જોઈએ—કૈસરેહીંદ વિરૂદ્ધ, દીનાનાથ ઘટક. ઈંડિયન લા. રીપોટ કલકત્તા. વા. ૩ પ્ર. ૫૮૨

તોહોમતદારના સાહેદીઓને નહી બોલાવવા માટે આ કલમમાં જે આધાર બતાવ્યા છે તે આધાર સિવાય તહોમતદારે જે સાહેદોનાં નામ આપ્યા હોય તે સાહેદોને સમન્સ કરવાની ના કેહેવા માજીસ્ટ્રેટ મુખત્યાર નથી તહોમતદારને તેના સાહેદોના નામ આપવાનું કેહેવામાં આવે ને વખતે તે તેવા સાહેદો આપવાનું ના કેહે ત્યાર પછી માજીસ્ટ્રેટ કાંઇ નવો પુરાવો લેતો આગળ પોતાના સાહેદના નામ આપવાને કાંઇ હરકત થતી નથી—દીલામાહાતન વિરૂદ્ધ સીવોદયાલ કોરી ઈંડીયન લા. રીપોટ કલકત્તા વા. ૬ પ્ર. ૭૧૪

ફરિયાદીઓનું તથાસાહેદોનું ખત.

૨૧૭ ફરિયાદીઓ તથા ફરિયાદી પક્ષનો અને તોહોમતવાળાના સાહેદો, જેઓની હાજરી સેસન કોરટમાં અથવા હાઇ કોરટમાં જરૂરની હોય, અને જેઓ તે માજીસ્ત્રેટની આગળ હાજર થાય, તેઓએ જ્યારે તેમને ફરમાવવામાં આવે ત્યારે, પ્રસંગ પ્રમાણે. ફરિયાદનું કામ ચલાવવા સારૂ અથવા સાક્ષી આપવા સારૂ સેસન કોરટમાં અથવા હાઇ કોરટમાં હાજર થવા બાબતનાં ખત તે માજીસ્ત્રેટની આગળ લખી આપવા.

હાજરથવાનીઅ થવા ખત લખી આપવાની નાકહે તો પેહેરામાંઅટકા વી મુકવાબાબત.

જો કોઇપણ ફરિયાદી અથવા સાહેદ સેશન કોરટની અથવા હાઇકોરટની આગળ હાજર થવાની, અથવા ઉપર ફરમાવ્યા મુજબ મુચરકો લખી આપવાની ના કહે, તો તે સદરહુ ખત લખી આપે ત્યાં સુધી, તેને પેહેરામાં અટકાવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને જ્યારે સદરહુ પ્રમાણે જરૂર પડે ત્યારે તે માજીસ્ત્રેટે તેને પેહેરામાં આપીને, પ્રસંગ પ્રમાણે સેશન કોરટની અથવા હાઇ કોરટની પાસે મોકલી દેવો.

કમિટ કરયાનીવાત કયારે જાહેર કરવી.

૨૧૮ જયારે તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવામાં આવે, ત્યારે જે સખસને સ્થાનિક સરકાર આ બાબત નીમે તે સખસની ઉપર તે માજીસ્ત્રેટે એક હુકમ મોકલવો. તેમાં કમિટ કર્યાની વાત જણાવવી અને તોહોમતનામાના નમુનાની ખબર સદરહુ સખસને થઇ ચુકી છે એવી તે માજીસ્ત્રેટની ખાત્રી થાય તો તેમ કરવાની જરૂર નથી.

તોહોમતનામુવિગેરેહાઇકોરટનીપાસે અથવા સેશન કોરટનીપાસે મોકલવા બાબત.

અને તોહોમતનામું, ચોકસીનું દફતર તથા જે હથિયાર અથવા બીજી વસ્તુ પુરાવામાં રજુ કરવાની હોય તે, એટલું તે માજીસ્ત્રેટે સેશન કોરટને અથવા (જ્યારે તે કામ હાઇ કોરટમાં કમિટ કર્યું હોય ત્યારે) કલાર્ક આફ ધી ક્રાઉનને અથવા બીજા જે અમલદારને હાઇ કોરટે આ બાબત નીમ્યો હોય તે અમલદારને મોકલવું.

હાઇકોરટનીપાસે અંગરેજીતરજુમો મોકલવા બાબત.

જ્યારે તે કામ હાઈ કોરટમાં કમિટ કર્યું હોય અને દફતરનો કોઇ પણ ભાગ અંગ્રેજી ભાષામાં ન હોય ત્યારે સદરહુ ભાગનો અંગ્રેજી તરજુમો દફતર સાથે મોકલવો.

પુરવણી સાહેદોને સમન કરવાનો અખત્યાર.

૨૧૯ કામ કમિટ કર્યા પછી અને ઇનસાફ સરૂ થતાં પેહેલાં પુરવણી સાહેદોને સમન કરીને તેઓની જુબાની લેવાને, અને હાજર થઇને સાક્ષી આપવા સારૂ આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે તેમને બાંધી લેવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે,

સદરહુ જુબાની બની સકે તો, તોહોમતવાળાની સમક્ષ લેવી, અનેજયારે તે માજીસ્ત્રેટ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ ન હોય ત્યારે, તોહોમતવાળો માગે તો, સદરહુ સાહેદોના પુરાવાની એક નકલ તેને મફત આપવી.

ઇનસાફ થતાંસુધીતોહોમતવાળાને પેહેરામાં રાખવા બાબત.

૨૨૦ ઇનસાફ થતાં સુધી, અને ઇનસાફનું કામ ચાલતું હોય ત્યારે માજીસ્ત્રેટે, જામીન લેવા સબંધી આ કાયદાના ઠરાવોને અનુસરીને તોહોમતવાળાને પોતાનું વારંટ કાહાડીને કેદ કરવો.

## બાબ ૧૯ મો.

### તોહોમતનામા બાબત.

### તોહોમતનામાનો નમુનો.

તોહોમતનામામાં ગુન્હો લખવો.

૨૨૧ તોહોમતવાળાની ઊપર જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો આ કાયદા મુજબના દર એક તોહોમતનામામાં લખવો,

ગુન્હાનું વર્ણન કરવાને તેનું મુકરર નામ લખવું બસ છે. જે કાયદા પ્રમાણે તે ગુન્હો થતો હોય તે કાયદામાં તેનું કાંઈ મુકરર નામ પાડયું હોય તો તોહોમતનામામાં ફક્ત તે નામ લખીને તે ગુન્હાનું વર્ણન કરવામાં આવે તો ચાલે.

ગુન્હાનું કાંઇ મુકરર નામ ન હોય ત્યારે તે કેમ લખવો. જે કાયદા પ્રમાણે તે ગુન્હો થતો હોય તે કાયદામાં તેનું કાંઇ મુકરર નામ પાડયું ન હોય; તો તોહોમતવાળાની ઉપર જે બાબતનું તોહોમત મુકયું હોય તે બાબતની તેને ખબર મળે એટલો તે ગુન્હાની વ્યાખ્યાનો ભાગ લખવો જોઇએ.

જે કાયદાની તથા તેવી જે કલમની વિરૂદ્ધ તે ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય તે કાયદો તથા કલમ તોહોમતનામામાં જણાવવાં.

તોહોમતનામાં ઉપરથી શું શું સમજવું. તોહોમતનામું કર્યું છે એ વાત જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો થવાને કાયદાસર જે જે સરત કાયદા પ્રમાણે જોઈએ તે તે સરત તે અમુક કામમાં પાર પડીછે, એવું કહ્યા સમાન છે.

તોહોમતનામાની ભાષા. ઇલાકાનાં મુખ્ય શેહેરોમાં તોહોમતનામું અંગ્રેજીમાં લખવું; બીજે ઠેકાણે તે અંગ્રેજીમાં અથવા કોરટની ભાષામાં લખવું.

અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કયાં લખવો. તોહમતવાળાની ઉપર અગાઉ કાંઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય અને જે શિક્ષા ઠરાવવાને કોરટને અધિકાર હોય તે શિક્ષા ઉપર અસર થવા સારૂ અગાઉનો ઠરાવ સાબિત કરવાનો ઇરાદો હોય તો અગાઉ ગુન્હો સાબિત થયાના ઠરાવની વાત તથા તેની તારીખ તથા જગા તોહમતનામામાં લખવી. તે મચકુર લખ્યો નહીં હોય, તો શિક્ષાનો હુકમ કરતાં પેહેલાં કોઈપણ વખતે તે મચકુર વધારવાનો કોરટને અધિકાર છે.

દ્રષ્ટાંતો.

(અ) બ નું ખુન કર્યાનું તોહમત અ. ની ઉપર મુકયું છે એ વાત હેઠળ કહ્યા સમાન છે; એટલે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૯૯ મો અને ૩૦૦ મી કલમમાં ખુનની વ્યાખ્યા લખી છે તે વ્યાખ્યામાં અ. નુ કૃત્ય આવે છે; અને તેજ કાયદાના સાધારણ અપવાદમાંના કોઈ અપવાદમાં તે કૃત્ય આવતું નથી; અને ૩૦૦ મી કલમમાં પાંચ અપવાદ છે તેમાંના કોઇ અપવાદમાં તે કૃત્ય આવતું હોય તો તે અપવાદમાં ત્રણ શરતો છે તેમાંની એક નહીં તો બીજી શરત તેને લાગુ પડે છે.

(બ) ગોળી મારવાનાં હથિયારવડે બંને બુધ્ધિપૂર્વક મહાવ્યથા કરવાનું તોહોમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૪૫ મી કલમ પ્રમાણે અ ની ઉપર મુકયું છે; એ વાત હેઠળ કહ્યા સમાન છે, એટલે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૩૫ મી કલમમાં તે બાબત સંબંધી ઠરાવ્યું નથી, અને તે બાબતને સાધારણ અપવાદો લાગુ પડતાં નથી.

(ક) અ ની ઉપર ખુનનું અથવા ઠગાઇનું અથવા ચોરીનું અથવા જબરાઇથી કઢાવવાનું અથવા છિનાળાનું અથવા સાપરાધ ધમકીનું અથવા મિલકતની ખોટી નિશાણી વાપરવાનું તોહોમત આવ્યું છે, હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં એ ગુન્હાઓની જે વ્યાખ્યાઓ લખી છે તે વિષે કાંઇપણ કહ્યા વગર, અ એ ખુન અથવા ઠગાઇ અથવા

ચોરી અથવા જબરાઇથી કઢાડાવવાનો ગુન્હો અથવા છિનાળું કરયું છે અથવા સાપરાધ ધમકી દેખાડી છે, અથવા ગિલકતનો ખોટી નિશાણી વાપરી છે એટલુંજ તોહોમતનામામાં લખવામાં આવે તો ચાલે. પણ તે ગુન્હા બાબત જે કલમ મુજબ શિક્ષા થઇ શકતી હોય તે કલમ, પ્રત્યેક પ્રસંગે, તોહોમતનામામાં લખવી.

(ડ) સરકારી નોકરના કાયદેસર અખત્યારથી વેચવા કાહાડેલી ગિલકતના વેચાણમાં ઇરાદા પૂર્વક અડચણ કરવાનું તોહોમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૮૪ મી કલમ પ્રમાણે અ નો ઉપર મુકયું છે. ત્યારે તોહોમતનામામાં એ શબ્દો લખવા.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૩૯ ના પારેગ્રાફ ૧—૨ ૩–૪–૫–૬ ને મળતી છે, અને છેલ્લા ભાગમાં દગાવ થયાની વાત એ શબ્દો પછી જે "તેની તારીખ તથા જગ્યા" એ શબ્દો નવા છે.

આગળ ગુન્હો કર્યાની હકીકત છેવટ ફેંસલો થયા અગાઉ કોઇપણ વખતે વધારી શકાય છે રાણી વિરૂધ્ધ રાજકુમાર બોસ વીકલી રીપોટ ૧૯ પ્ર. ૪૧

આગળ ગુન્હેગાર ઠર્યો હતો એ હકીકતની બાબત છે જેથી તેનો નિર્ણય જજથી નહી પણ જુરીથી થવો જોઇએ ઇશાનચંદર દેવ ની રી. ૨૧ પ્ર. ૪૦

એક સેકંડ કલાસ માજીસ્ત્રેટે તોહોમતદારને ૬ મહીના સખત મજુરીની કેદની તથા બસેં રૂપિઆ દંડની અને તે નહી આપે તો એક મહીનો વધારે સખત મજુરીની કેદની એવી શિક્ષા કરી. પીનલકોડના બાબ ૧૨ યા ૧૭ પ્રમાણે તે સખસ ઉપર પેહેલાં શિક્ષણીય ગુન્હા કેટલીએક વખત સાબિત થયા છે એ વાત ધ્યાનમાં લઇ (કલમ ૭૫) જીલ્લા માજીસ્ત્રેટે તે મુકદમો આ સબબથી મજાલ માટે મોકલી દીધો જે તે સખસને હમેસ ગુન્હો કરવાની ટેવ છે માટે તેનો ઇનસાફ કરવાનો મજકુર સેકંડ કલાસ માજીસ્ત્રેટને અધિકાર નથી જુ. ક્રી. પ્રો. કો. કલમ ૩૧૫ આ કાયદાની કલમ ૩૪૮ પેસ્તરના ગુન્હાની સાબિતીથી જુના ક્રી. પ્રો કો. ૩૧૫ આ કાયદાની કલમ ૩૪૮ પ્રમાણે મજકુર સખસ વિશે તપાસ થવી યોગ્ય છે એવો તે જીલ્લા માજીસ્ત્રેટનો અભિપ્રાય છે તેની સાથે હાઇકોરટ મળતી છે તોએ પણ ઇનસાફ કરનાર માજીસ્ત્રેટને મજકુર કલમ ૩૧૫ ઉપરથી પોતાના વ્યાજબી અભિપ્રાય પ્રમાણે ચાલવા વિશે અધિકાર આપવામાં આવેલો છે તે જોતાં મજકુર સેકંડ કલાસ માજીસ્ત્રેટને મજકુર ૩૧૫ ઉપરથી પોતાના વ્યાજબી અભિપ્રાય પ્રમાણે ચાલવા વિશે અધિકાર આપવામાં આવેલો છે તે જોતા મજકુર સેકંડ કલાસ માજીસ્ત્રેટને અધિકાર નથી એમ આ કોરટ કહી શકતી નથી એવું ઠરાવવામાં આવ્યું અને તેજ કારણસર નવો ઇનસાફ કરવા સારૂ આ કોરટથી હુકમ કરી શકાતો નથી, કોરટે એમ ઠરાવ્યું કે પેહેલા ગુન્હાની સાબિતી જુના. ક્રી. પ્રો, કો. કલમ ૪૩૯, આ કલમ ૨૨૧ મુજબ ચાર્જમાં દાખલ કીધેલી નથી માટે શિક્ષા વિચારવામાં તેઓનો ઉપયોગ કરી શકાતો નથી, સરકાર વિરૂધ્ધ આણાજી કૃષ્ણા. મુ. હા. કો. નો ઠરાવ તા० ૨૪ એપ્રેલ ૧૮૭૩.

વખત, જગા અને સખસ સંબંધી વિગત. ૨૨૨. જે ગુન્હો કર્યાનું કેહેવામાં આવતું હોય તે ગુન્હાના વખત સંબંધી તથા જગા સંબંધી અને (કોઇ સખસની વિરૂદ્ધ તે ગુન્હો કરવામાં આવ્યો હોય તો) તે સખસ સંબંધી અથવા (કોઇ વસ્તુની બાબતમાં તે ગુન્હો કરવામાં આવ્યો હોયતો) તે વસ્તુ સંબંધી જેટલી વિગત તોહોમતવાળાની ઉપર મુકેલાં તોહોમતની બાબત વિશે તેને ખબર આપવાને વ્યાજબી રીતે બસ થાય તેટલી વિગત તોહમતનામામાં લખવી.

ગુન્હો કર્યાનીરીત ૨૨૩. જ્યારે કામનું સ્વરૂપ એવું હોય કે ૨૨૧ મી અથવા ૨૨૨

કયારે લખવી જોઇએ. — મી કલમમાં કહેલી વિગત ઉપરથી તોહોમતવાળાની ઉપર મુકેલું તોહોમત તેને પુરતું સમજાતુ નહી હોય, ત્યારે જે ગુન્હો કરવાનું કહેવામાં આવતું હોય તે ગુન્હો જે રીતે કર્યો હોય તે રીત સંબંધી જેટલી વિગત પણ તે કારણ સારૂ બસ થાય તેટલી વિગત તોહોમતનામામાં લખવી.

દ્રષ્ટાંતો.

(અ) ફલાણી વખતે ફલાણી જગાએ ફલાણી જણસની ચોરી કર્યાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે. ત્યારે કઇ રીતે ચોરી કરી તે રીત તોહોમતનામામાં લખવાની જરૂર નથી.

(બ) ફલાણી વખતે ફલાણી જગાએ બ ને ઠગ્યાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે. ત્યારે અ એ બ ને શી રીતે ઠગ્યો તે રીત તોહમતનામામાં લખવી જોઇએ.

(ક) ફલાણી વખતે ફલાણી જગાએ ખોટી સાહેદી આપવાનું તોહમત અ ની ઉપર આવ્યું છે, ત્યારે અ એ આપેલી સાહેદીનો ફલાણો ભાગ ખોટો છે એવું કેહેવામાં આવ્યું હોય તે ભાગ તોહમતનામામાં લખવો જોઈએ.

(ડ) ફલાણી વખતે ફલાણી જગાએ બ. નામનો સરકારી નોકર પોતાનું સરકારી કામ કરતો હોય ત્યારે તેને અડચણ કરવાનું તોહમત અ. ની ઉપર આવ્યું છે. ત્યારે બ. પોતાનું કામ કરતો હતો ત્યારે તેને અ. એ જે રીતે અડચણ કરી તે રીત તોહમતનામામાં લખવી જોઇએ.

(ઇ) ફલાણી વખતે ફલાણી જગાએ બ. નું ખુન કર્યાનું તોહમત અ. ની ઉપર આવ્યુ છે. ત્યારે અ. એ બ. નું ખુન શી રીતે કરયું તે રીત તોહમતનામામાં લખવાની જરૂર નથી.

(ફ) બ. ને શિક્ષામાંથી બચાવવાના ઇરાદાથી કાયદામાં ફરમાવેલો હુકમ નહિં માનવાનું તોહમત અ. ની ઉપર આવ્યું છે. ત્યારે જે હુકમ નહિ માન્યાનું તોહમત હોય તે હુકમ નહીં માન્યાની વાત અ. એ જે કાયદો તોડયો હોય તે કાયદો એ બેઉ વાનાં તોહમતનામામાં લખવાં જોઈએ.

તોહમતનામામાં હેનાશબ્દોનો અર્થ જેકાયદાપ્રમાણેગુન્હોશિક્ષાકરવાલાયકહોયતેકાયદાપ્રમાણે કરવો. — ૨૨૪ દરએક તોહમતનામામાં ગુન્હાનું વર્ણન કરવામાં વાપરેલા શબ્દો જે કાયદા પ્રમાણે સદરહુ ગુન્હો શિક્ષા કરવા લાયક હોય તે કાયદામાં તેમનો જે અર્થ કર્યો હોય તે અર્થમાં વાપરેલા છે એવું સમજવું.

ચુકનું ફળ. — ૨૨૫. તોહમતનામામાં જે ગુન્હો અથવા વિગત લખવી જોઈએ તે લખવામાં કાંઇ ચુક પડે તેથી, અને તે ગુન્હો અથવા વિગત લખવામાં કાંઇ કસુર થાય તેથી તોહમતવાળો ઉલટું સમજ્યો નહીં હોય તો તે ચુક અથવા કસુર મુકાની છે એવું મુકદમો ચાલતો હોય ત્યારે કોઇપણ વખતે સમજવું નહીં.

દ્રષ્ટાંતો.

(અ) "ખોટો શિક્કો પોતાના કબજામાં આવ્યો તે વખતે તે ખોટો છે એમ જાણ્યા છતાં

તે શિક્કો પોતાના કબજામાં રાખ્યાનું" તોહમત હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૨૪૨ મી કલમ પ્રમાણે અ ની ઉપર મુકયું છે. "દગલબાજીથી" આ શબ્દ તોહમતનામામાં મુકી દીધો છે. આ શબ્દ મુકી દીધાથી અ ખરેખર ઉલટુ સમજ્યો એવું જણાતું નહિં હોય તો તે ચુક મુદ્દાના છે એવું સમજવું નહીં.

(ખ) બ. ને ઠગવાનું તોહમત અ. ની ઉપર મુકયું છે, અને તેણે બ. ને શી રીતે ઠગ્યો તે રીત તોહમતનામામાં લખી નથી અથવા ખોટી લખી છે. અ. પોતાનો જવાબ કરે છે, અને સાહેદોને બોલાવે છે. તથા એ કામ શી રીતે બન્યું તે વિશે પોતાનો હેવાલ આપે છે. ત્યારે ઠગાઇ શી રીતે કરી તે રીત તોહમતનામામાં લખવાની કસુર કરી, તે મુદ્દાની નથી એવું અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

(ક) બ. ને ઠગવાનું તોહમત અ. ની ઉપર મુકયું છે, અને તેણે બ. ને શી રીતે ઠગ્યો તે રીત તોહમતનામામાં લખી નથી; અ. ને તથા બ. ને ઘણી આપ લે થઇ હતી, અને તોહમત કાંઇ આપ લે બાબત છે તે જાણવાનું સાધન બ. ની પાસે નહીં હતું માટે તેણે કાંઇ જવાબ કર્યો નહીં. ઠગાઇ શી રીતે કરી તે રીત તોહમતનામામાં લખવાની કસુર કરી તે મુદ્દાની ચુક છે એવું અનુમાન સદરહુ વાતો ઉપરથી કરવાનો કોરટને અખત્યાર છે.

(ડ) સન ૧૮૭૨ ના જાન્યુઆરી મહિનાની ૨૧ મી તારીખે ખુદાબક્ષનું ખુન કર્યાનું તોહમત અ. ની ઉપર મુકયું છે. ખરૂં જોતાં જે માણસનું ખુન કર્યું તેનુ નામ હૈદરબક્ષ હતું. અને ખુન થયાની તારીખ ૨૦ મી જાન્યુઆરી સન ૧૮૭૨ એ હતી. એ ક ખુન સિવાય બીજા કોઈ ખુનનું તોહમત અ. ની ઉપર મુકેલું નહીં હતું. અને માજીસ્ટ્રેટની આગળ જે ચોકસી થઇ તે હૈદરબક્ષના મુકદમા બાબતજ હતી, અને તે ચોકસી અ. એ સાંભળી છે અ. ઉલટુ સમજ્યો નથી. અને તોહમતનામાં માંહેની તે ચુક મુદ્દાની નથી એવું એ વાતો ઉપરથી અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

(ઇ) અ ની ઉપર સન ૧૮૭૨ ના જાન્યુઆરી મહિનાની ૨૦ મી તારીખે હૈદરબક્ષનું ખુન કર્યાનું અને તેને ખુન બાબત પકડવાનો યત્ન ખુદાબક્ષ કરતો હતો તેનું સન ૧૮૭૨ ના જાન્યુઆરી મહિનાની ૨૧ મી તારીખે ખુન કર્યાનું તોહમત મૂકયું છે, હૈદરબક્ષના ખુનનું તોહમત મૂકયું હતું ત્યારે ખુદાબક્ષના ખુનનાં તોહમત બાબત તેનો ઈનસાફ થયો. તેનો જવાબ કરતી વખતે જે સાહેદો હાજર હતા. તે હૈદરબક્ષના મૂકદમાના સાહેદો હતા એ ઉપરથી અ ઉલટું સમજ્યો હતો. અને તે ચુક મુદ્દાની હતી એવું અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૪૩ ને મળતી છે, તોહમતનામામાં ગુન્હાનું વર્ણન લખવા વગેરેની ભુલ થઈ હોય તો તેથી શું અસર થાય છે તે માટે આ કલમ છે.

**ટી.** ફોજદારી કાયદાની કલમ ૪૧૧ પ્રમાણેના તોહમતમાં "બદદાનત નથી" મિલકત લીધાનું લખવું રહી ગયું હોય. પણ તેથી કેદીને કાંઈ નુકશાન થયું ન હોયતો તેટલા કારણથી સઘળું કામ રદ થાય નહીં.—રાણી વિરૂધ્ધ રખમા અને બીજા મું. હા. રા. ૧૦ પ્ર ૩૭૩

તોહમતનામું મોઘમ મૂકેલું હોય અને તેમ હોવાથી તોહમતદારને જવાબ આપવાના કામમાં નુકશાન થયું થયું હોય તો સઘળું કામ રદ થાય—કૈસરે હીંદ વિ. બાબનખાન ગસકોજી ઈંડાયન લા. રી. ૨ મુંબાઈ. વા. ૨ પ્ર. ૧૪૨

તોહમતનામા વગર અથવા અધુરૂં તોહમત મુકીને કમિટ કરવામાં આવે ત્યારે કેમ કરવું

૨૨૬. જ્યારે કોઇપણ સખસને તોહમતનામા વગર અથવા અધુરૂં અથવા ભુલ ભરેલું તોહમત મુકીને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવામા આવે, ત્યારે કોરટને અથવા હાઈકોરટની બાબતમાં કલાર્કે આફ ધા કોનને તાહમતનામું તૈયાર કરવાનો અથવા તોહમતનામામાં ઉમેરો કરવાનો અથવા બીજી રીતે ફેરફાર કરવાનો, જેમ હોય તેમ અધિકાર છે; અને તેમ કરવામાં તોહમતનામાં બાબત આ કાયદા માંહેના નમુના સબંધી કાનુનો ઉપર ધ્યાન આપવું.

કોરટનેતોહોમતનામામાં ફેરફારકરવાનોઅધિકારછે

૨૨૭ કોઇ પણ કોરટ ફેંસલો જાણાવનાં પેહેલાં અથવા સેશન કોરટની અથવા હાઇકોરટની આગળ ઇનસાફનાં કામ ચાલતાં હોય તે બાબતમાં, જ્યુરી પોતાનો ઠરાવ કેહે તેના પેહેલાં અથવા આસેસરો પોતાના અભિપ્રાય જણાવે તેની પેહલાં કોઇપણ વખતે કોઈ પણ તોહોમતનામામાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

સદરહુ પ્રકારનો દરએક ફેરફાર તોહોમતવાળાને વાંચી સંભળાવવો તથા સમજાવવો.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૪૪. ૪૪૫ ને મળતી છે તોહોમત ફેરવવા માટે કોરટના કેવો અધિકાર છે તેની રીતો માટે આ કલમ છે. જુરીએ પોતાનો નોતેરો આપ્યા પછી તોહોમત ફેરવી શકાય નહી એવું આગળ ઠર્યું છે. રાણી વિરૂધ સેખઅલી. મુંબાઇ હાઈકોરટ રીપોટ, કો કે. વા. ૫ પ૦ ૯

ખુનના તોહોમત માટે આસેસરોએ પોતાનો મત આપ્યા પછી તેમને રજા મળી, જડજે પાછળથી ખુનનું તોહોમત ફેરવી શીક્ષાપાત્ર મનુષ્યવધનું તોહોમત સખ્યું અને કેદીને સજા કરી તે એ પ્રમાણે ફેરવેલું તોહોમત ગેરવ્યાજબા ઠરયું—રાણી વિરૂધ ડોશભોલા. વીકલી રીપોટ ૧ પ્ર. ૪૦

તોહોમત મુકી તોહોમતદારને સેશન કમીટ કરવામાં આવ્યો હોય તે તોહોમતને બદલે બીજુ તોહોમત સેસનજડજ મુકી શકેછે, પણ નીચલી કોરટે મુકેલા તોહોમતથી તદન જુદુજ હોય એવું નવું તોહોમત ઘાલવા તેનો અધિકાર નથી—રાણી વિરૂધ વારીજ અલી અલ્હાબાદ હાઇકોરટ રીપોટ વા, ૩ પ્ર, ૩૩૭.

ફેરફારકર્યા પછી ઈનસાફનુંકામ તુરતક્યારે ચલાવી શકાય.

૨૨૮ ૨૨૬ મી કલમ મુજબ અથવા ૨૨૭ મી કલમ મુજબ તૈયાર કરેલું તોહોમતનામું અથવા કરેલો ફેરફાર જો એવી તરેહનો હોય કે પછી તુરત તે ઈનસાફનું કામ ચલાવવાથી કોરટના અભિપ્રાય પ્રમાણે, તોહોમતવાળાને પોતાનો જવાબ કરવામાં અથવા ફરિયાદનું કામ ચલાવનારને તે મુકદમો ચલાવવામાં કાંઇ નુકશાન થવાનો સંભવ નથી, તો સદરહુ તોહોમતનામું તઇયાર કર્યા પછી, અથવા સદરહુ ફેરફાર કર્યા પછી, જાણે તે નવું અથવા ફેરફાર કરેલું તોહોમતનામું અસલ તોહોમતનામું હોય એવી રીતે, તે ઈનસાફનું કામ, પોતાની નજરમાં આવે તો, ચલાવવાને તે કોરટ મુખત્યાર છે.

નવેસરથીઇનસાફ કરવાનુંક્યારે ફરમાવી શકાય અથવા ઇનસાફ ક્યારે મુલતવી રાખી શ

૨૨૯ જો તે નવું અથવા ફેરફાર કરેલું તોહોમતનામું એવી તરેહ હોય કે પછી તુરત તે ઇનસાફનું કામ ચલાવવાથી, કોરટના અભિપ્રાય પ્રમાણે તોહોમતવાળાને અથવા ફરીયાદનું-કામ ચલાવનારને ઉપર કહ્યા મુજબ નુકશાન થવાનો સંભવ છે, તો નવેસરથી ઈનસાફ કરવાનું ફરમાવવાને અથવા જેટલી મુદત જરૂરની હોય તેટલી મુદત સુધી ઇનસા-

કામ.

ફેનું કામ મુલતવી રાખવાને. તે કોરટ મુખત્યાર છે.

ફેરફાર કરેલા તોહોમતનામાં માંહેના ગુન્હા બાબત ફરિયાદનું કામ ચલાવવા સારૂ અગાઉથી મંજુરીયત જોઇતી હોયતો કામ બંધ રાખવું.

૨૩૦ જો તે નવાં અથવા ફેરફાર કરેલાં તોહોમતનામામાં લખેલા ગુન્હા બાબત ફરિયાદનું કામ ચલાવવા સારૂ અગાઉથી મંજુરીયત લેવી જરૂરની હોય, તો તે મંજુરીયત મેળવવામાં આવે ત્યાં સુધી તે મુકદમો ચલાવવો નહીં, પણ જે હકીકતોને આધારે તે નવું અથવા ફેરફાર કરેલું તોહોમતનામું બનાવ્યું હોય તેજ હકીકતોને આધારે ફરીયાદનું કામ ચલાવવા સારૂ મંજુરીયત લેવાઈ ચુકી હોય તો તે મુકદમો ચલાવવાને હરકત નથી.

જ્યારે તોહોમતનામામાં ફેરફાર કરવામાં આવે ત્યારે સાહેદોને પાછા બોલાવવા બાબત.

૨૩૧. જ્યારે ઈનસાફ સરૂ થયા પછી કોરટ કોઇ તોહમતનામામાં ફેરફાર કરે, ત્યારે સાહેદની જુબાની લેવાઇ હોય તે સાહેદને ફરીથી બોલાવીને અથવા ફરીયો સમન કરીને સદરહુ ફેરફારના સબંધમાં તેની જુબાની લેવાની છુટ ફરીયાદનું કામ ચલાવનારને તથા તોહમતવાળાને આપવી.

મુદ્દાની ચુકનું ફળ.

૨૩૨. કોઈ પણ અપીલ કોરટના અથવા હાઈકોરટ તપાસ કરવાનો અથવા ૨૭ મા બાબ મુજબનો પોતાનો અધિકાર ચલાવતાં હોય ત્યારે હાઇકોરટના મતમાં એમ આવે કે જે સખસના ઉપર કોઈ ગુન્હો સાબિત થવાનો ઠરાવ થયલો છે તે સખસ કાંઇ તોહમતનામું નહીં હોવાને લીધે અથવા તોહમતનામામાં કાંઇ ચુકને લીધે પોતાનો જવાબ કરવામાં ઉલટું સમજ્યો છે. ત્યારે પોતે દુરસ્ત ધારે એવી ગમે તે રીતે તોહમતનામું તઇયાર કરીને તે ઉપરથી ઇનસાફ નવેસરથી કરવાનું તે કોરટે ફરમાવવું.

જો તે કોરટના નજરમાં એવું આવે કે સાબિત થયેલી હકીકતોના સબંધમાં તોહમતવાળાના ઉપર કાંઈ કાયદેસર તોહમત મૂકી શકાય નહીં એવા તે મુકદમાની હકીકત છે તો તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ તે કોરટે રદ કરવો.

દ્રષ્ટાંત.

અ. ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૬ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે, અને જે સાહેદી આપવા પુરાવાને ખરી સાહેદી અથવા ખરાં પુરાવાની માફક તેણે દુષ્ટ ભાવથી વાપર્યો અથવા વાપરવાની કોશીસ કરી તે સાહેદી ખોટી છે અથવા તે પુરાવો બનાવટનો છે એવું તે જાણતો હતો એવા મજકુર તોહમત નામામાં મુકી દીધો છે. અ. ને સદરહુ પ્રકારનું જ્ઞાન હતું, અને તે વાતનો મજકુર તોહમતનામામાં મુકી દેવાથી તે પોતાનો જવાબ કરવામાં ઉલટું સમજેલો એવું તે કોરટને સંભવિત લાગે, તો તોહમતનામામાં સુધારો કરીને તે ઉપરથી ઈનસાફ નવેસરથી કરવાનું તે કોરટે ફરમાવવું; પણ અ, ને સદરહુ પ્રકારનું કાંઇ જ્ઞાન હતું નહીં એવું ચલાવેલાં કામ ઉપરથી સંભવિત જણાય, તો તે સાબિત થયાનો ઠરાવ તે કોરટે રદ કરવો.

### તોહોમતનામા એકઠાં કરવાં.

જુદાજુદા ગુન્હા

૨૩૩. કોઇપણ સખસની ઉપર જુદા જુદા ગુન્હાના તોહમત મુકવા-

બાબત જુદાજુદા તોહમતનામાં. માં આવે ત્યારે તે દરેક ગુન્હા બાબત જુદુ જુદુ તોહમત મુકવું, અને તે દરેક તોહમતનો ઇનસાફ જુદો જુદો કરવો જોઇએ, પણ ૨૩૪ મી, ૨૩૫ મી, ૨૩૬ મી, અને ૨૩૯ મી કલમોમાં કહેલી બાબતોમાં તેમ નહીં કરવું.

દ્રષ્ટાંતો.

એક વખતે ચોરી કર્યાનું અને બીજી વખતે મહાવ્યથા કર્યાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે. ચોરી બાબત અને મહાવ્યથા કર્યા બાબત અ ની ઉપર જુદુ જુદુ તોહોમત મુકીને જુદો જુદો ઈનસાફ કરવો.

એક વરસમાં એ કજ જાતના ત્રણ ગુન્હા કર્યા હોયતે ઓનું એકઠું તો હોમત મુકવાનો અધિકાર છે.

૨૩૪ જ્યારે એકજ જાતના એક કરતાં વત્તા ગુન્હા પેહેલેથી તે છેલ્લા ગુન્હા સુધી બાર મહીનાની મુદતમાંહે કર્યાનું તોહોમત કોઈ સખસની ઉપર આવ્યું હોય ત્યારે તે ગુન્હાઓમાંના ઘણામાં ઘણા ત્રણગુન્હા સુધી ગમે તેટલા ગુન્હાઓનું તોહોમત તે સખસની ઉપર મુકીને તે બાબત તેનો એકજ વખતે ઈનસાફ કરવાનો અધિકાર છે.

જે ગુન્હાઓ બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની અથવા હરકોઈ વિષય અથવા સ્થાનિક કાયદાની એકજ કલમ પ્રમાણે એકસરખી સિક્ષા થઇ શકે તે ગુન્હાઓ એકજ જાતના છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૫૩ ને મળતી છે. એક વરસમાં કેદીએ જુદા જુદા ઘણા ગુન્હા કર્યા હોય તો તે ગુન્હા માટે જુદા જુદા તોહોમત મુકી તેનો એકજ દિવસે જુદો જુદો ઇનસાફ કરવાને હરકત નથી—રાણી વિરૂદ્ધ રામનાઈ કપા. ઈંડીયન લા રીપોટ કલકતા વા. ૨૦ પ્ર. ૫૪૦

તોહોમતદારે જુદા જુદા સખસના સબંધમાં ગુન્હા કર્યા હોય તો સાથે તોહોમત મુકાય નહી એકજ સખસ ફરીયાદી હોય તો એકઠાં તોહોમત મુકાય—કેસરે હીંદ વિરૂધ મુરારી. ઈંડીયન લા રીપોટ અલ્હાબાદ વા. ૪ પ્ર. ૧૪૭.

એકજ જાતના જે ત્રણ કરતાં વધારે ગુન્હાઓ એક વરસમાં બનેલા હોય તે ગુન્હાઓનો ઇનસાફ જુદુ જુદુ કામ ચલાવી કર્યો. આવા પ્રસંગે આ તમામ ગુન્હાઓને માટે માજીસ્ત્રેટ ફકત પોતાના અધિકારથી બમણી શિક્ષા કરી શકે છે એમ નથી. આવા પ્રસંગે દરેક ગુન્હા ને માટે પોતાને જે શિક્ષા કરવાનો અધિકાર છે તેટલી શિક્ષા તે માજીસ્ત્રેટ કરી શકે છે દોલતીયા વિગેરેના કામમાં ઈંડીયન લા. રીપોટ અલ્હાબાદ વા. ૩ પ્ર. ૩૦૫

૧ એકકરતાં વત્તા ગુન્હા બાબત ઇનસાફ.

૨૩૫ ૧—કેટલાંએક કૃત્યોનો એક બાજા સાથે એવો સબંધ હોય કે તેથી તે કૃત્યો મળીને એકજ કામ થાય તેવાં કૃત્યો કરવામાં જો એકજ સખસે એક કરતાં વત્તા ગુન્હા કર્યા હોય, તો એવા દરએક ગુન્હાનું તોહોમત તે સખસની ઉપર મુકીને તે બાબત તેનો ઇનસાફ એકજ વખતે કરવાનો અધિકાર છે.

૨–એક ગુન્હાને બે વ્યાખ્યા લાગુ હોય તે ગુન્હો.

૨.—જે કૃત્યો કર્યાનું કેહેવામાં આવતું હોય તે કૃત્યો મળીને એક ગુન્હો થાય અને જે કોઇ ચાલુ કાયદામાં ગુન્હાઓની વ્યાખ્યા અથવા શિક્ષા કહેલી હોય તે કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યા તે ગુન્હાને લાગુ હોય, તો જે સખસની ઉપર તે કૃત્યોનું તોહોમત આવ્યું

હાય તે સખસની ઉપર સદરહુ ગુન્હાઓમાંના દરએક ગુન્હાઓનું તોહોમત મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

૩-જે કૃત્યો (છુટા છુટા લેવાથી) એક ગુન્હો થાય, પણ એકઠાં લેવાથી કાંઈ જુદો ગુન્હો થાય તેવાં કૃત્યો.

૩—જે કૃત્યોમાંનું એક અથવા એક કરતાં વધારે કૃત્ય જાતેજ કાંઈ ગુન્હો થાય તેવાં કેટલાએક કૃત્યોને જ્યારે એકઠાં કરવામાં આવે ત્યારે કાંઇ જુદોજ ગુન્હો થાય, તો જે સખસની ઊપર તે કૃત્યોનું તોહોમત આવ્યું હોય તે સખસની ઉપર જે ગુન્હો સદરહુ કૃત્યો એકઠાં કરવાથી થતો હોય તે ગુન્હાનું અથવા જે ગુન્હો સદરહુ કૃત્યોમાંના એક અથવા વધારે કૃત્યથી થતો હોય તે ગુન્હાનું તોહોમત મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

આ કલમના કોઇ પણ મચકુરથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૭૧ મી કલમ ને બાધ આવશે નહી.

દૃષ્ટાંતો.

૧ લા પારેગ્રાફનાં—

(અ) બ નામનો સખસ કાયદાસર કેદમાં છે તેને અ છોડાવે છે, અને તેમ કરવામાં ક નામના જે કાન્સ્ટેબલના પેહેરામાં બ હતો તે કન્સ્ટેબલને મહાવ્યથા કરે છે. અ ની ઊપર હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૫ મી તથા ૩૪૩ મી કલમમાં કહેલા ગુન્હામાં તોહોમત મુકવાનો અને તે ગુન્હા બાબત તેનો ઇનસાફ કરવાનો અધિકાર છે.

(બ) છીનાળુ કરવાના ઈરાદાથી અ દાહાડે ઘર ફોડે છે, અને જે ઘરમાં એ પ્રમાણે પ્રવેશ કર્યો, તે ઘરમાં બ ની બાયડી સાથે છિનાળું કરે છે. અ ની ઉપર હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૫૪ મી તથા ૪૯૭ મી કલમ મુજબના ગુન્હાનું જુદુ જુદુ તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબીત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ક) બ જે ક ની બાયડી છે તેની સાથે છિનાળુ કરવાના ઈરાદાથી અ બ ને ફોસલાવીને ક ની પાસેથી લઈ જાય છે, અને પછી તેની સાથે છિનાળુ કરે છે, અ ની ઉપર હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૯૮ મી તથા ૪૯૭ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદા જુદા તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ડ) અ ના કબજામાં કેટલીએક મોહોરો છે અને તે ખોટી છે એવું તે જાણે છે. અને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૬ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કેટલાએક ખોટા લેખ બનાવવાના ગુન્હા કરવાસારૂ તે મોહોરોનો ઉપયોગ કરવાનો તે ઇરાદો રાખે છે અ ની ઊપર હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૭૩ મી કલમ પ્રમાણે દરએક મોહોર રાખવા બાબત જુદુ જુદુ તોહોમત મુકવાનો અને તેની ઉપર તે ગુન્હા સાબીત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ઈ) બ ને નુકસાન કરવાના ઈરાદાથી અ તેની ઉપર ફોજદારી કામ માંડે છે અને એ પ્રમાણે કામ માંડવા માટે કાંઇ વ્યાજબી અથવા કાયદેસર આધાર નથી એવું તે જાણે છે, અને વળી તે બ ની ઉપર કાંઇ ગુન્હો કર્યાનુ જુદું તોહમત મુકે છે અને તે તોહમત માટે કાંઇ વ્યાજબી અથવા કાયદેસર આધાર નથી એવું તે જાણે છે.

અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૧૧ મી કલમ પ્રમાણે એ ગુન્હા કરવા બાબત જુદા જુદા તોહમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ફ) બ ને નુકસાન કરવાના ઇરાદાથી અ તેની ઉપર કાંઈ ગુન્હો કર્યાનું જુઠું તોહમત મુકે છે. અને તે તોહમત માટે કાંઇ વ્યાજબી અથવા કાયદેસર કારણ નથી એવું તે જાણે છે, ઇનસાફની વખતે અ. બ ની વિરૂદ્ધ ખોટી શાહેદી આપે છે, અને એ પ્રમાણે બ નીઉપર દેહાન્ત શિક્ષા કરવા લાયક કોઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરાવવાનો ઈરાદો રાખે છે અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૧૧ મી અને ૧૯૪ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદા જુદા તોહમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ગ) અ બીજા છ માણસોની સાથે મળીને હંગામાનો, મહાવ્યથાનો, અને કોઈ સરકારી નોકર પોતાના હુદ્દાનું કામ બજાવતાં તે હંગામો બંધ પાડવાનો યત્ન કરતો હોય ત્યારે તેની ઉપર હુમલો કરવાનો ગુન્હો કરે છે. અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૪૭ મી, ૩૨૫ મી અને ૧૫૨ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદા જુદા તોહમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(હ) બ, ક અને ડ ના મનમાં દેહેસત ઉત્પન કરવાના ઈરાદાથી અ તેમનાં શરીરને નુકસાન કરવાની ધમકી એકજ વખતે ત્રણને દેખાડે છે, અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૫૦૬ ઠી કલમ પ્રમાણે એ ત્રણ ગુન્હામાંના દરએક ગુન્હા બાબત જુદુ જુદુ તોહમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે

(અ) થી (હ) સુધીના દ્રષ્ટાંતોમાં કહેલાં જુદા જુદા તોહમતોનો ઇનસાફ એકજ વખત કરવાનો અધિકાર છે.

૨ જા પારેગ્રાફનાં—

(આઈ) અ એક નેતરવતી બ ને ગેરવ્યાજબી રીતે મારે છે. અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૩૫૨ મી તથા ૩૨૩ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદા જુદા તોહમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(જે) કેટલીએક ચોરેલી દાણાની ગુણો અ ને તથા બ ને સંતાડવાનાં કારણ સારૂ સ્વાધીન કરવામાં આવી છે, તે ચોરીની મિલકત છે એવું તેઓ જાણે છે, પછી તે ગુણો એક કોઠારને તળીએ સંતાડવાને અ તથા બ એક બીજાને બુધ્ધિપૂર્વક મદદ કરે છે. અ તથા બ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૧૧ મી તથા ૪૧૪ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદા જુદા તોહમત મુકવાનો, અને તેમની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(કે) અ પોતાનું બચ્ચું ખુલ્લું મુકે છે તેથી તે એનું મોત આણશે એવું તે જાણે છે, સદરહુ પ્રમાણે ખુલ્લું મુકવાથી તે બચ્ચું મરી જાય છે, અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૧૭ મા તથા ૩૦૪ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં

જુદાં તોહમત મુકવાનો અને તેની ઉ૫ર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ
કરવાનો અધિકાર છે.

(ક) બ નામના એક સરકારી નોકરની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૬૭ મી ક-
લમ પ્રમાણે ગુન્હો સાબિત કરવા માટે અ એક બનાવટના દસ્તાવેજનો ખરા પુરા-
વા માફક બદદયાનતથી ઉપયોગ કરે છે. અ ની ઉપર તેજ કાયદાની ૪૭૧ મી કલમ
(સાથે ૪૬૬ મી કલમ ધ્યાનમાં લઇને) અને ૧૯૬ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા
બાબત જુદાં જુદાં તોહમત મુકવાના અને તેની ઉપર તે તે ગુન્હાનો સાબિતીના
જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

૩ જા. પારેગ્રાફનું—

(મ) અ. બ નું અપહરણ કરે છે, અને તેમ કરવામાં તેને બુધિપૂર્વક વ્યથા કરે છે. અ
ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૩ મી તથા ૩૯૨ મી તથા ૩૯૪ મી
કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહમત મુકવાનો અને તેની ઉપર તે
ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલગ ૪૫૪ ને મળતી છે અને
કેટલોક ભાગ નવો દાખલ કરેલો છે.

કેટલોક ભાગ નવો દાખલ કરેલો છે. ઓરડામાંથી રાત્રે બે જુદા જુદા સખસોનો
તોહમતવાળા સખસે એક ઘરના એક ઓરડામાંથી રાત્રે બે જુદા જુદા સખસોનો ... ઠરાવ કરી
માલ ચોર્યો. ઠરાવ એમ થયો કે બે સખસોના સામે બે ગુન્હા કર્યાનું સાબેત કરી ઠરાવ કરી
શકાય નહી પરંતુ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૫૭ મુજબ ઘર ફોડી ચોરી કરવાનો
ગુન્હો સાબિત કરી ઠરાવ કરાય—રાણી વિરૂધ્ધ સેખ મુનીઆદ વીકલી રીપોટ ક્રી. રૂ. ૧૧ પ્ર. ૩૪
જે કામમાં ખરૂ જોતાં એક ગુન્હો થયેલો હતો અને સેશન જડજે ૫૦૬ અને ૫૦૭
એ બંને કલમો મુજબ બે જુદા તોહમતનામા ઉપર એક સખસને સાપ્રાધ ધમકીનો
ગુન્હેગાર ઠરાવ્યો; એ કામમાં હાઈકોરટે બીજા તોહમતનો ઠરાવ રદ કર્યો–રાણી વિરૂધ્ધ
ઝોરા કાદુબેગ ૪. મુ. હા. કો રી. ક્રી. કે. ૧૨

કેદી તુકયાં બીન તેમનાપર રાત્રે ઘર ફોડયા બદલ ઈ. પી કો. કલમ ૪૫૭ પ્રમાણે
અને રેહેવાના ઘરમાં ચોરી કર્યા માટે પીનલકોડ કલમ ૩૮૦ પ્રમાણે આરોપ મુકી આમુપર
જીલ્લે બેલગામના પેહેલા વરગના માજીસ્ટ્રેટ શ્રીનીવાસ બાળાજીએ તેની ચોકસી કરી અને
તેના ઉપર બે ગુન્હાની સાબિતી થવાથી બંને બદલ એકઠી પંદર મહીનાની સખત મંજુ-
રીની કેદની શિક્ષા કરી. તે માજીસ્ટ્રેટના ફોજદારી રીટર્નની તપાસણી થઇ તે વખતે હાઇકોરટે
સરકાર વિરૂદ્ધ હરિદાસના કામમાં કરેલા ઠરાવ પ્રમાણે બેઉ અપરાધ બદલ પેહેલા વરગના
માજીસ્ત્રેટે જુદી જુદી શિક્ષા કરી નથી. આ કામમાં મુદ્દાની ચુક થઇ છે કે નહીં? એ જોવા
માટે આ કામના કાગળ પત્ર અને પ્રોસીડીંગ મંગાવ્યું, કાગળો જોઇ હાઇકોરટે એમ ઠરા-
વ્યું કે ચોરી કરવાના ઇરાદે રાત્રે ઘર ફોડવું અને ચોરી કરવી એવા બે ગુન્હાની સાબિ-
તી એકજ કામમાં થઇ તો તે અપરાધ બદલ એકજ શિક્ષા કરી તોપણ ચિંતા નથી પરંતુ
તે શિક્ષા તે પૈકીમાં જે ભારે ગુન્હો હોય તેને માટે કાયદામાં જે શિક્ષા ફરમાવી હોય તે
શિક્ષાથી જાસ્તી કરવી નહીં જોઇએ; કીંવા તે પૈકી પ્રત્યેક ગુન્હા બદલ જુદી જુદી શિક્ષા
આપવી અને તે જુદી જુદી શિક્ષા પણ તેમાંના જાસ્તી ગુન્હા બદલ કાયદામાં ફરમાવેલી
શિક્ષા કરતાં વધવી ન જોઇએ. તેમજ જુના ક્રીમીનલ પ્રોસીજર કોડ ૪૫૩ નવાની (કલમ
૨૩૪) પ્રમાણે જુદા જુદા ગુન્હા બદલ જે કામમાં એકજ તોહમત સાબિત કર્યું હોય તે
વખતે જુદા અપરાધ બદલ જુદી શિક્ષા કરે કિંવા સર્વ અપરાધ બદલ ગણીને એકજ શિ-
ક્ષા કરે તોપણ હરકત નથી. સરકાર વિરૂદ્ધ તુકયાબીન તમના. ઇંડિયન લા, રીપોટ મુંબ-
ઈ વા. ૧ પ્ર. ૨૧૪

ચોરી કરવા સારૂ રાતરે ઘર ફોડવું તથા રેહેવાના ઘરમાં ચોરી કરવી એ ગુન્હાઓ જુના ક્રી. પ્રો. કો. કલમ ૪૫૪ પારેગ્રફ ૩ આ કલમ ૨૩૫ મુજબ શિક્ષા કરવાસારૂ એક ગુન્હા જેવા સમજવા જોગ છે. માટે તે ગુન્હાઓની સાબિતીના ઠરાવ ઉપરથી એક ગુન્હાને સારૂ બમણી કેદની શિક્ષા તથા બીજા ગુન્હાને સારૂ ફટકા મારવાની શિક્ષા એમ કાયદેસર રીતે કરાય નહીં. સરકાર વિરૂદ્ધ ગોવીંદાબીન રામા વિગરે મુંબઈ હાઇકોરટનો ઠરાવ તા. ૧૧ મી ડીસંબર સન ૧૮૭૩.

તોહમતદાર ચોરી કરવાના ઇરાદાથી બાર વરસની અંદરની વયના એક છોકરાને એક ઠેકાણે લલચાવી લઈ ગયો, અને ત્યાંહાં તે છોકરાના અંગ ઉપરથી તેણે બદઘાનતથી કેટલાક દાગીના કાઢી લીધા. સેશન જડજે પેહેલા ચોરી કરવાના ઇરાદાથી હરણ કરવાના ગુન્હાનો તથા બીજીવાર ચોરીના ગુન્હાનો એ રીતે તોહમતદારને ગુન્હેગાર ઠેરવ્યો. એ પ્રમાણે ગુન્હેગાર ઠેરવી પેહેલી બાબત વિશે તેને એક વરસ સખત મજુરી કેદની શિક્ષા કરી તથા બીજી બાબત વિશે તેને પંચોતેર ફટકા મારવાની શિક્ષા કરી, તેમાં ઠરાવ્યું કે જુના ક્રી. પ્રો. કો. કલમ ૪૫૪ આ (કલમ ૨૩૫) મુજબ કેદની તથા ફટકાની બેવડી શિક્ષા ગેર કાયદેસર છે. સરકાર વિ. દાદા પરસરામ મુ. હા. કોરટનો ઠરાવ તા. ૨ મે સને ૧૮૭૯.

**કયોગુન્હો કર્યોછે તેનોશક હોયત્યારે કેમ કરવું.** ૨૩૬. જે વાતો સાબિત થઇ શકે છે તે ઉપરથી કેટલાએક ગુન્હાઓમાંનો કયો ગુન્હો થાય છે તે બાબત શક પડે એવા પ્રકારનું એકજ કૃત્ય હોય અથવા કૃત્યોનો સમુદાય હોય ત્યારે તોહમતવાળાની ઉપર સદરહુ પ્રકારના સઘળા ગુન્હા અથવા તેમાંનો હરકોઇ ગુન્હો કર્યાનું તોહમત મુકવાનો અધિકાર છે, અને સદરહુ પ્રકારનાં ગમે તેટલાં તોહમતોનો એકી વખતે ઈનસાફ કરવાનો અધિકાર છે; અથવા સદરહુ ગુન્હાઓમાંનો એક નહીં તો બીજો ગુન્હો કર્યાનું તોહમત વિકલ્પની રીતે તેની ઉપર મુકવાનો અધિકાર છે.

દ્રષ્ટાંત.

ચોરી કરવાનો અથવા ચોરીની મિલકત લેવાનો, અથવા સાપરાધ વિશ્વાસઘાત કરવાનો, અથવા ઠગાઇ કરવાનો, અથવા ગુન્હો થયો હોય એવાં કાંઈ કૃત્યનું તોહમત અ. ની ઉપર આવ્યું છે ત્યારે ચોરી કરવાનું અથવા ચોરીની મિલકત લેવાનું તથા સાપરાધ વિશ્વાસઘાત કરવાનું તથા ઠગાઈ કરવાનું તોહમત તેની ઉપર મુકવાનો અધિકારછે, અથવા ચોરી કર્યાનું અથવા ચોરીની મિલકત લીધાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું અથવા ઠગાઇ કર્યાનું તોહમત તેની ઉપર મુકવાનો અધિકાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૫૫ ને મળતી છે. કયો ગુન્હો થયોછે એ વિશે શક હોય ત્યારે તોહમત કેવી રીતે મુકવું તે માટે આ કલમ છે.

ખોટો પુરાવો આપ્યાનું તોહમત વિકલ્પ રીતે મૂકયું તેમાં કયા કયા શબ્દો ખોટા કહ્યા તે બતાવવા જોઇએ. રાણી વિરૂદ્ધ સુંદર મોહરી. વાં. રી. ૫ પ્ર. ૩૭

વિકલ્પ રીતે તોહમત મુકવામાં આવે ત્યારે સઘળાં તોહમતો પિનલકોડ વિરૂદ્ધનાં હોવાં જોઇએ—રાણી વિરૂદ્ધ આજમકેલા. મું. હા. કો. રી. વા. ૮ પ્ર. ૧૨૫

આ કલમ જે કેસોમાં હકિકત શક ભરેલી હોય તેવા કેસોએ નહી પણ બનેલી હકીકતને કયો કાયદો લાગુ કરવો તે શક ભરેલી હોય તેવા કેસોને લાગુ પડે છે.—રાણી વિરૂદ્ધ જ્યુરહા. અ. હા. કો. રી. વા. ૭ પ્ર. ૧૩૭.

**જ્યારે કોઈસખ** ૨૩૭. ૨૩૬ મી કલમમાં કહેલી બાબતમાં જો તોહમતવાળાની ઉસની ઉપર એક પર એક ગુન્હાનું તોહમત મુકયું હોય અને જો જુદા ગુન્હા બાબત

ગુન્હાનું તોહમત મુક્યું હોય ત્યારે તેની ઉપર બીજો ગુન્હો ઠરી શકે.

તે કલમના ઠરાવો પ્રમાણે તેની ઉપર તોહમત મુકી શકાય તેવો જુદોજ ગુન્હો તેણે કર્યો છે એવું પુરાવા ઉપરથી દેખાય તો ફલાણો ગુન્હો તેણે કર્યો છે એવું બતાવવામાં આવે તે ગુન્હાનું તોહમત તેની ઉપર મુકેલું ન હોય તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

દૃષ્ટાંત.

અ. ની ઉપર ચોરીનું તોહમત મુકયું છે. તેણે સાપરાધ વિશ્વાસઘાત કરવાનો અથવા ચોરીનો માલ લેવાનો ગુન્હો કર્યો એવું જણાય છે. સાપરાધ વિસ્વાસઘાત કરવાનું અથવા ચોરીનો માલ લેવાનું, (પ્રસંગ પ્રમાણે) તોહમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

જે ગુન્હાનું તોહમત મુકયું હોય તે ગુન્હામાં સાબિત થએલા ગુન્હાનો સમાવેશ થાય ત્યારે (કેમ કરવું)

૨૩૮. જે ગુન્હાનું તોહમત કોઇ સખસની ઉપર મુકયું હોય તે ગુન્હો કેટલીએક બાબતોનો બનેલો હોય અને તે બાબતોમાંની ફકત કેટલીક બાબતોને એકઠી કરવાથી કોઇ પૂર્ણ નહાનો ગુન્હો થતો હોય અને સદરહુ રીતે એકઠી બાબતો સાબિત કરવામાં આવે પણ બાકી રહેલી બાબતો સાબિત ન કરવામાં આવે ત્યારે તે નાહાના ગુન્હાનું તોહમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

કોઇ સખસ ઉપર કોઇ ગુન્હાનું તોહમત મુકયું હોય અને એવી હકિકત સાબિત થાય કે તેથી તે ગુન્હો ઓછો થઈને નાહાનો ગુન્હો થાય ત્યારે તે નાહાના ગુન્હાનું તોહમત તેની ઉપર મૂકેલું નથી તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકારછે.

જ્યારે ૧૯૮ મી અથવા ૧૯૯ મી કલમથી ફરમાવ્યા પ્રમાણે કાંઇ ફરીયાદ કરવામાં આવી ન હોય ત્યારે તે કલમમાં કહેલો કોઈપણ ગુન્હો સાબિત થયાનો ઠરવા કરવાનો અધિકાર આ કલમ માંહેના કોઈપણ મચકુરથી છે એવું સમજવું નહીં.

દ્રષ્ટાંતો.

(અ) અ ને ભારવાહક દાખલ કાંઈ મિલકત સોંપી તે બાબત સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું તોહમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૦૭ મી કલમ પ્રમાણે તેની ઉપર મુકયું છે. તે મિલકત બાબત તેણે ૪૦૬ ઠી કલમ પ્રમાણે વિશ્વાસઘાત કર્યો, પણ તે મિલકત તેને ભારવાહક દાખલ સોંપેલી નહિ એમ જણાય છે. ૪૦૬ ઠી કલમ પ્રમાણે એ સાપરાધ વિશ્વાસઘાતનો ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકારછે.

(બ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૫ મી કલમ મુજબ અ. ની ઉપર મહાવ્યથા કર્યાનું તોહમત મુકયું છે. ભારે તથા આકસ્મીક ક્રોધ ચડયાથી તેણે એમ કર્યું, એવું તે સાબિત કરે છે. તે કાયદાની ૩૩૫ મી મુજબ તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૫૭ ને મળતી છે. જે ગુન્હાનું તોહમત મુકયું હોય તેમાં સાબિત થયેલા ગુન્હાનો સમાવેશ કયારે થાય છે તેને માટે આ કલમ છે.

કેટલાક ભાગ મળી થનારા ગુન્હા બદલ કોઇના ઉપર તોહમત મુક્યું હોય અને તે ભાગ પૈકી કાંઇ ભાગ મળીને એકાદ નાનો અપરાધ પુર્ણ થતો હોય તો આ કલમ પ્રમાણે તે માણસપર તે નાહાના ગુન્હા બદલ જુદું તોહમત મૂકયું ન હોય તો પણ તે ગુન્હો ઠરાવવાને હરકત નથી. પરંતુ તેના ઉપર જે મોટું તોહમત મૂક્યું હોય તો તેમાંની હકીકત ઉપરથી નાહાનો અપરાધ થાય છે એવું દેખાઇ આવવું જોઇએ—રાણી વિ. ચાંદનુર અને પીરાભાઇ આદમજી મુ. હા. રી. વા. ૧૧ પ્ર. ૨૪૦ તા. ૧૩ નવેંબર સને ૧૮૭૪

એક સખસ ઉપર હિં. ફો. કા. ની કલમ ૩૦૪ અને ૩૨૫ વિરૂદ્ધના ગુન્હા કર્યાનું તોહમત હતું પણ પુરાવ ઉપરથી કલમ ૩૩૫ વિરૂદ્ધનો ગુન્હો કર્યાનું જણાતાં તે કલમ ૩૩૫ નો ગુન્હો કર્યાનો ગુન્હેગાર ઠરાવ્યો તે વ્યાજબી ગણવામાં આવ્યું છે—સખો નારાયણ અગોરી વિકલી રીપોટ ૨૩ પ્ર. ૬૧

ડેકોઈટીનું તોહમત મુક્યું હોય પણ પુરાવા ઉપરથી ડેકોઈટીમાં ગયેલી મિલકત રાખવાનો ગુન્હો કર્યાનું જણાય તો તેને માટે કેદી ઉપર એ મિલકત રાખવાનું તોહમત મૂક્યું ન હોય તો પણ એ ગુન્હાનો ગુન્હેગાર ઠરાવી શકાય—કૈસરે હીંદ વિરૂદ્ધ લખીયા ગોવીંદ ઈંડીયન લા. રીપોટ મુંબઇ વા. ૧ પ્ર. ૫૦

કેદીપર મુકેલું તોહમત સાબિત ન થયાથી જ્યુરીએ કેદીને છોડી દીધો. પરંતુ કામમાં જે વાત સાબિત થઈ હતી તે ઉપરથી કેદીએ એક બીજો જુદોજ અપરાધ કર્યો છે એવું જો કે દેખાઇ આવતું હતું તોપણ તે બીજી ગુન્હા બદલ જુના ક્રી. પ્રો. કો. ૪૫૭ પ્રમાણે જ્યુરીએ કેદીપર તોહમત સાબિત કર્યું નહિં. પછી તે કામ જુના ક્રી. પ્રો. કો. કલમ ૨૪૩ ના આધારે હાઇકોરટની રૂબરૂ આવ્યું તે વખતે તે બીજો અપરાધ ઠરાવવાનો હાઇકોરટને અધિકાર છે એમ સમજી હાઇકોરટે તે તોહમત ઠરાવ્યું. કલકત્તા હાઈકોરટ રીપોટ વા. ૩ પ્ર. ૧૮૯ સરકાર વિ. ઉમેદ સરદાર વિગેરેના કામમાં.

કયા સખસો ઉપર એકઠા તોહમત મુકવાનો અધિકાર છે.

૨૩૯. જ્યારે એકજ ગુન્હો કર્યાનું અથવા એકજ કામમાં જુદા જુદા ગુન્હા કર્યાનું તોહમત એક કરતાં વત્તા સખસો ઉપર આવ્યું હોય અથવા કોઇપણ ગુન્હો કર્યાનું તોહમત એક સખસની ઉપર આવ્યું હોય અને તે ગુન્હામાં મદદગારી કરવાનું અથવા તે ગુન્હો કરવાની કોસીશ કરવાનું તોહમત કોઇ બીજા સખસ ઉપર આવ્યું હોય ત્યારે કોરટની નજરમાં યોગ્ય તે પ્રમાણે તે સખસો ઉપર એકઠું તોહમત મૂકીને ઇનસાફ કરવાનો અથવા જુદાં જુદાં તોહમત મુકીને ઇનસાફ કરવાનો અધિકાર છે, અને આ બાબના પાછલા ભાગ માહેના ઠરાવો એવાં સઘળાં તોહમતોને લાગુ પડશે.

દ્રષ્ટાંતો.

(અ) અ. તથા બ. ની ઉપર એકજ ખુનનું તોહમત આવ્યું છે, તે ખુન બાબત અ તથા બ. ની ઉપર એકઠું તોહમત મુકીને ઇનસાફ કરવાનો અખત્યાર છે.

(બ) અ. તથા બ. ની ઉપર અપહરણ કરવાનું તોહમત આવ્યું છે, તે અપહરણ કરવામાં અ એ ખુન કર્યું તે ખુનમાં બ નો કાંઇ સબંધ નથી; અ તથા બ એ બેઉની ઉપર અપહરણ કરવાનું તોહમત મુકીને અને એકલા અ ની ઉપર ખુનનું તોહમત મુકીને તેઓનો એકઠો ઇનસાફ કરવાનો આધકાર છે.

(ક) અ તથા બ એ બંનેની ઉપર એક ચોરી કર્યાનું તોહગત મુક્યું છે, અને તેજ કામમાં બ એ બીજી બે ચોરી કર્યાનું તોહગત બ ની ઉપર મુકયું છે. અ તથા બ એ બંનેની ઉપર એક ચોરીનું તોહગત મુકીને અને એકલા બ ની ઉપર બીજી બે ચોરીનું તોહમત મુકીને એ બંનેનો એકઠો ઈનસાફ કરવાનો અધિકાર છે.

ટીકા—કેદીઓએ જડજની રૂબરૂ ખોટી સાક્ષિ આપ્યાથી તે ત્રણે કેદીઓની એકઠી તપાસ કરી ભરૂચના આસિસ્ટંટ સેશન જડજે શિક્ષા કરી, અપીલમાં એમાં ઠરાવવામાં આવ્યું હતું કે જાણીબુજી ખોટી સાહેદી આપ્યાના ગુન્હાની ત્રણે કેદીઓની એકઠી તપાસ કરવામાં આસિસ્ટંટ સેશન જડજ સાહેબે ભુલ કરેલી છે, જુદી જુદી તપાસ કરાવવાનો કેદીનો હકછે. સરકાર વિરૂદ્ધ ભવાનીશંકર હરીભાઈ વિગેરે મુંબાઇ હાઈકારટ રીપોટ વા ૫ પ્ર. ૫૫

એક સખસના ઉપર ચોરી કર્યાનું અને બીજા ઉપર ચોરાનો માલ જાણીબુજીને લીધાનું તોહમત મુકી તેઓ બંનેનો ઇનસાફ એકઠો થઇ શકે છે. ડાડેવીડના કામમાં—કલકત્તા હાઇકારટ રીપોટ. વા. ૯ પ્ર. ૨૪૫

સામ સામા તડના માણસો ઉપર હંગામાંનું તોહમત મુકવામાં આવ્યું હતું તે કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે દરેક તડના માણસો એટલે દરેક પક્ષનો ઇનસાફ જુદો જુદો થવો જોઈએ. સરકાર વિરૂદ્ધ હુસન બક્ષ ઈ. લા. રી. વા. ૬ કલકતા પ્ર. ૯૬.

કેટલાંએક તોહમતોમાંના એકતો હોમત ઉપરથીગુન્હોઠરેતો બાકીનાં તોહોમત પાછાં લઇલેવા બાબત.

૨૪૦ જ્યારે એકજ સખસની ઉપર એક કરતાં વત્તાં તોહમત મુકયાં હોય અને જ્યારે તેમાંના એક અથવા વધારે તોહમત ઉપરથી ગુન્હો ઠરે ત્યારે ફરીયાદી અથવા ફરીયાદનું કામ ચલાવનારો અમલદાર કોરટની સંમતિ લઇને બાકીનું તોહમત અથવા બાકીનાં તોહમત પાછાં લઇ લેવાને મુખત્યાર છે, અથવા તે કોરટ તે બાકીના તોહમતની અથવા તોહમતોની ચોકસી અથવા ઇનસાફ કરવાનું પોતાનીજ મેળે બંધ રાખવાને મુખત્યાર છે. સદરહુ પ્રમાણે તોહમત અથવા તોહમતો પાછાં લઈ લેવાનું ફળ, સદરહુ તોહમત અથવા તોહમતો બાબત ગુન્હો ના સાબીત થયાના ઠરાવ જેવું થશે, પણ જો ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ કરવામાં આવે તો તે પ્રસંગે (તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ કરનારી હુકમને કોરટના અનુસરીને) સદરહુ કોરટ એ પ્રમાણે લઇ લીધેલા તોહમતની અથવા તોહમતોની ચોકસી અથવા ઇનસાફનું કામ ચલાવવાને મુખત્યાર છે.

## બાબ ૨૦ મો.

### સમનના મુકદમાઓનો માજીસ્ત્રેટોએ ઇનસાફ કરવા બાબત.

સમનના મુકદમાં કામ ચલાવવાની રીત.

૨૪૧. સમનના મુકદમાઓનો ઈનસાફ કરતી વખતે માજીસ્ટ્રેટોએ હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.

તોહમતનો સાર કહી જણાવવો.

૨૪૨. જ્યારે માજીસ્ટ્રેટની આગળ તોહમતવાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે ત્યારે જે ગુન્હાનું તોહમત તેની ઉપર આવ્યું હોય તે ગુન્હાની વિગત તેને કહી જણાવવી અને તેને પુછવું કે તમારી ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ શા સારૂ નહીં કરવો જોઇએ તેનું કાંઇ કારણ તમારે બતાવવાનું છે પણ કાંઇ પદ્ધતી પ્રમાણે તોહમતનામું તૈયાર કરવાની જરૂર નથી.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૦૩, ૨૦૬ ને મળતી છે; સમનસના મુકદમામાં તોહમતદારોને પ્રથમ શું પુછવું જોઇએ તેની રીત માટે આ કલમછે.

તોહમતદાર ગુન્હો કર્યાનું ના કબુલ કરે એટલે પુરતું નથી, એ પ્રમાણે ના કહે ત્યારે ફરીયાદીની પ્રતિજ્ઞા ઉપર લીધેલા જુબાની ઉપર વધારે વીસવાસ મુકવો જોઇએ અને ફરીયાદીના સાહેદને રજુ કરાવી છેવટ આણવું જોઇએ—જંગીખાન વિરૂદ્ધ હરચંદરાય. વીકલી રીપોટ ૧૬ પ્ર. ૬૯

તોહોમતસાચું છે એવું કબુલ કરેથી ગુન્હાની સાબિતી નો ઠરાવ.

૨૪૩ તોહોમતવાળાની ઉપર જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો મેં કર્યો છે એવું તે કબુલ કરે તો તેની કબુલાત બની શકે તેટલે સુધી તેણે વાપરેલા શબ્દોમાં નોંધી લેવી, અને તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ શા સારૂ નહી કરવો જોઇએ તેનું કારણ તે ન બતાવે તો એ પ્રમાણે તેની ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ માજીસ્ટ્રેટે કરવો.

સદરહુ પ્રકારની કાંઇ કબુલતકરવા માં ન આવેત્યારે કેમ કરવું.

૨૪૪ જો તોહોમતવાળો સદરહુ પ્રકારની કાંઇ કબુલત કરે નહી તો માજીસ્ટ્રેટે ફરીયાદી હોય તો તેની વાત સાંભળવી, અને ફરિયાનું કામ ચલાવવાની પુષ્ટિમાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો લેવો અને વળી તોહોમતવાળાની વાત સાંભળવી તથા તે પોતાના જવાબમાં જે પુરાવો રજુ કરે તે સઘળો લેવો.

જો માજીસ્ટ્રેટ દુરસ્ત ધારે તો તે ફરીયાદીની અથવા તોહોમતવાળાની અરજી ઉપરથી કોઈપણ શાહેદને હાજર થવાની જરૂર પાડવા બાબત અથવા કોઇપણ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત પ્રોસેસ કહાડવાને મુખત્યાર છે.

સદરહુ અરજી ઉપરથી કોઈપણ શાહેદને સમન કરતાં પેહેલાં તેને ઈનસાફનાં કારણ સારૂ હાજર થવામાં જે વ્યાજબી ખરચ થાય તે કોરટમાં અનામત મુકવો એવું ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**ટીકા**—ડીપ્યુટી માજીસ્ટ્રેટ જો તોહમતવાળો સખસ તેના ઉપર મુકેલું તોહમત સાચું છે એમ કબુલ ન કરે તો તોહમતના જવાબમાં તે તોહમતવાળા સખસની જુબાની લેવાતથા તેના સાહેદ લેવા તે બંધાએલ છે—રાણી વિરૂદ્ધ બીસેસરસેન વી. રી. ૯ રૂલીંગ ૬૨

માજીસ્ટ્રેટે એક મુકદમો હાઈકોરટમાં મોકલ્યો તેમાં તોહમતવાળા સખસને અને ફરીયાદી તરફના સાક્ષીઓને સમન કર્યા હતા પણ તે મુકદમો સાંભળવાને દીવસે ડીપ્યુટી માજીસ્ટ્રેટે ફરીયાદ કરનારની તરફથી અને તોહમતવાળા તરફથી ફકત બેજ સાક્ષિઓની વાત સાંભળી, અને તે ઉપરથી મુકદમો કાહાડી નાંખ્યો હતો આ મુકદમામાં તકરાર લેવામાં આવી કે માજીસ્ત્રેટ બધા સાક્ષિઓની જુબાનીઓ લેવા બંધાએલ હતો, હાઇકોરટ એ મતને મળતી આવી—ફીસોસાહાઇ વિરૂધ્ધ શંગરીસાહાઇ વી. રી. ૧૬ રૂલીંગ ૪૮

ધણીવખતે એમ બને છે કે તોહમતવાળો ગરીબ હોય છે અને પોતે પોતાના બચાવમાં સાહેદો બતાવી બચાવ સારો કરે છે અને એમ કહે છે કે એ સાહેદો લેવાથી સારો બચાવ બરોબર રીતે સાબેત થશે પણ સમન કર્યા વગર મારા સાહેદ હાજર થાય તેમ નથી અને મારી પાસે સમન કરાવવાની શકતી નથી માટે કોરટે સમન કરી મારા સાહેદને બોલાવવા જોઈએ આવા કોમમાં બેસક માજીસ્ત્રેટે સાહેદોને સમન કરી બોલાવવા જોઈએ-નેલસન

સાહેદ હાજર છતાં અને તેની જુબાની લેવાને તોહમતવાળા તરફથી અરજ થયા છતાં માજીસ્ત્રેટે તે સાહેદની જુબાની લેવા ના પાડી હતી તે ઉપરથી તોહમતવાળાની શિક્ષા રદ કરવામાં આવી. રાણી વિરૂદ્ધ મહીમાચંદ ચકરબતી બેંગાળા લો રી. વી. ૪ એપે ૮.

ગુન્હોનાસાબીત થવાનો ઠરાવ.

૨૪૫ ૨૪૪ મી કલમમાં કહેલો પુરાવો અને પોતાનીજ મેળે કાંઇ વધારે પુરાવો રજુ કરાવે તો તે પુરાવો લીધા ઉપરથી અને (પોતે યોગ્ય ધારેતો) તોહમતવાળાની જબાની લીધા ઉપરથી જો માજીસ્ટ્રેટ એવું ઠરાવે કે તોહોમતવાળો તકસીરવાર નથી તો તેણે ગુન્હોના સાબિત થયાના ઠરાવનો હુકમ દફતરમાં નોંધવો.

શિક્ષાનો હુકમ. તોહમતવાળો તકસીરવાર છે એવું માજીસ્ટ્રેટ ઠરાવે તો તેણે તેની ઉપર કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવો.

**ટીકા**—સહતોહમતદારે કબુલત કરી બીજા સખસનું તેમાં નામ લીધું હોય પણ એ બીજા સખસને ઓળખાવા માટે કાંઇ પુષ્ટીકારક પુરાવ ન હોય તો તે કબુલ કરનારની જુબાની ઉપરથી કોઇ બીજા સખસને ગુન્હેગાર ઠરાવી શકાતો નથી. એક નહી પણ એકથી વધારે કબુલત કરનારાઓ બીજા સખસનું નામ લે તેથી એ પુષ્ટીકારક પુરાવ બનતો નથી પુષ્ટિકારક પુરાવ સ્વતંત્ર હોવો જોઇએ—રાણી વિરૂદ્ધ બુધુના નફો ઈંડીયન લૉ. રીપોટ મુંબાઇ વા. ૧ પ્ર. ૪૭૫

અરજદારપર દિવાનીમાં એક હુકમનામું થયું હતુ તેમાં અમુક ઠેકાણે તારે ઝુંપડી બાંધવી નહી એમ જડજે અરજદારને તાકીદ કરી હતી, તે તાકીદને નહી માની અરજદારે તે ઠેકાણે ઝુંપડી બાંધી. તેથી જડજે પીનલકોડ કલમ ૧૮૮ પ્રમાણે નહી માન્યા બદલ અરજદારને ફોજદારીમાં મોકલવાનો હુકમ કર્યો તે કામ માજીસ્ટ્રેટ પાસે ગયાથી તેણે કલમ ૧૮૮ પ્રમાણે આ કામમાં તજવીજ થઈ શકે નહી એમ ઠરાવી જુના ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૧૨૧ (નવાની ક, ૨૪૭) પ્રમાણે છોડી દીધો. તે માજીસ્ટ્રેટનો અભીપ્રાય જીલ્લા જડજને ના પસંદ લાગ્યાથી તે જડજે નીચેનો પ્રશ્ન હાઇકોરટના અભિપ્રાય માટે મોકલ્યો "દિવાની કોરટે કરેલો હુકમ અમાન્ય કર્યા છતાં તે પ્રસંગે પીનલકોડ કલમ ૧૮૮ લાગુ પડે છે કીંવા નહી ?" તે કામમાં ઠરાવ થયો કે સરકારી અમલદાર સાર્વજનીક કામ માટે જે હુકમ પ્રસિદ્ધ કરે છે તે હુકમને માત્ર કલમ ૧૮૮ માંના ઠરાવ લાગુ પડે છે. અને દિવાની દાવામાં પક્ષકારોની દરમિયાન થયેલા હુકમને તે કલમ લાગુ પડતી નથી. એકાદ દાવામાંના પ્રતિવાદીએ એકાદ તાકીદ અમાન્ય કર્યા છતાં તેને તુરંગમાં મોકલવો એટલોજ ફક્ત દિવાની કોરટને માર્ગ છે. ચંદરકાંતદે અરજદારની બાબતમાં ઈંડીયન લૉ રીપોટ કલકત્તા વા. ૬ પ્ર. ૪૪૫

કોઇ માજીસ્ત્રેટે ન્યાયાધિકારીની રીતીએ મુખત્યારી ચલાવવાના કામમાં એકાદ કામ કાઢી નાંખ્યા છતાં તે કાઢી નાખવાનું એ જુના ક્રીમિનલ પ્રોસીજર કોડ કલમ ૨૧૨ પ્રમાણે આરોપિત માણસે અપરાધ કર્યો નથી એવો ઠરાવ કર્યા પ્રમાણે છે. સરકારે અરજ કર્યા શિવાય કીંવા સરકારની મંજુરીથી અરજ કર્યા શિવાય કેહાએ અપરાધ કર્યો નથી એવો જે ઠરાવ થયેલો છે તે ઠરાવમાં હાથ ઘાલવાનો આ કોરટને અધિકાર નથી. સરકાર વિરૂદ્ધ જે. ૭. બમ્રાકાસ બોકલી રીપોટ ૧૯ પ્ર. ૫૨

ફરિયાદ અથવા સમનપ્રમાણે ઠરાવ કરવો એવી કાંઇ હદ નથી. ૨૪૬. ફરિયાદનો અથવા સમનનો પ્રકાર ગમે તેવો હોય તોપણ આ બાબ પ્રમાણે ઇનસાફ થઇ શકે એવો કોઈપણ ગુન્હો કબુલ કરેલી અથવા સાબિત થએલી હકીકત ઉપરથી તોહમતવાળાએ કરેલો છે એમ જણાય તે ગુન્હા બાબત તેની ઉપર ૨૪૩ મી અથવા ૨૪૫ માં કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાને કોઈ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

ફરિયાદીની ગેરહાજરી. ૨૪૭. જે સમન ફરિયાદ થયા ઉપરથી કહાડયો હોય અને તોહમતવાળાને હાજર થવા સારૂ મુકરર કરેલે દિવસે અથવા ત્યારપછી જે દિવસ સુધી સુનાવણી મુલતવી રાખવામાં આવે તે દિવસે ફરિયાદી હાજર ન થાય તો આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, માજીસ્ટ્રેટે તોહમતવાળાની ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરવો, પણ કાંઈ કારણ સારૂ પોતે તે કામની સુનાવણી બીજા કોઇ દિવસ સુધી મુલતવી રાખવાનું યોગ્ય ધારે તો તેમ કરવું નહીં.

**ટીકા**—સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૦૫, ૨૦૮ અને ૨૧૨ માં "ફરિયાદી કાહાડી નાંખવાં" એવા જે શબ્દો હતા તે બદલે આ કલમમાં "તોહમતવાળાનીઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરવો" એ શબ્દો દાખલ કરવામાં આવ્યા છે.

પક્ષકારોની સમક્ષ નહીં પણ ગેરહાજરીમાં સુનાવણીનો દિવસ મુકરર કરવામાં આવ્યો હોય તે કારણથી ફરિયાદી ગેરહાજર રહ્યો હોય તેથી ફરિયાદ કાહાડી નાંખી હોય તો તે કાયદેસર નહીં, મદ્રાસ હા. કો. રી. વા. ૮ પ્ર. ૬ તા, ૨૪ ફેબ્રુઆરી સને ૧૮૭૫

જ્યારે માજીસ્ત્રેટ સવારીમાં ફરતા હોય અને સમનમાં લખેલે ઠેકાણે નહીં ને બીજે ઠેકાણે કોરટ ભરે તેવે પ્રસંગે ફરિયાદીની ગેરહાજરીને લીધે ફરિયાદ કાહાડી નાંખવામાં આવે ત્યારે ફરિયાદ ફરીથી સાંભળવી જોઇએ નહીં. મંહમદ મંડળ વિરૂદ્ધ કૃશ્નનાથરાય વીગરે બેંગાળા લા. રી. વા. ૭ પ્ર. ૭

ફરિયાદીએ પોલીસ પાસે જઈ એવી ફરીયાદ કરી કે આરોપિત મને પકડીને એક ઘરમાં લઇ ગયો અને ત્યાંહાં મને માર મારીને અટકાવી મુકી પછી છોડી દીધો, એક ત્રીજા વર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ તે કામની ચોકસી થઇ તે માજીસ્ત્રેટે આરોપિતે અપરાધ કર્યો નથી એમ જુના ક્રી. પ્રો. કો. કલમ ૨૨૧ આ કલમ ૨૪૭ પ્રમાણે ઠરાવ કર્યો અને આરોપિતને છોડી મુકયો, અને ફરિયાદીએ આરોપિતને નુકસાન બદલ રૂ ૨૦ આપવાનો ઠરાવ કર્યો. જોઇંટ માજીસ્ત્રેટ તે કામ હાઈકોરટના અભિપ્રાય માટે મોકલ્યાથી ઠરાવ કર્યો કે—આ કામમાં થયેલો ઇનસાફ અને આરોપિતે ગુન્હો કર્યો નથી એમ થયેલો ઠરાવ ગેરકાયદાસર છે. એમ અમને જણાતું નથી હવે નુકસાની બદલ રકમ આપવાનો જે હુકમ કરવાનો તે આરોપિતે અપરાધ કર્યો નથી એમ ઠરાવ થયો હોય તે વખતે ન કરતાં ફરિયાદ કાહાડી નાંખી હોય તે વખતે કરવાનો છે એમ જુના કાયદાની કલમ ૨૦૯ નવાની કલમ ૨૫૦ થી દેખાય છે. પરંતુ જુની કલમ ૨૨૨ આ કલમ ૨૪૭ ઉપરથી જોતાં આરોપિતે ગુન્હો કર્યો નથી એવો જે વખતે ઠરાવ થયો હોય તે વખતે નુકસાની આપવાનો હુકમ કર્યો હોય તે ગેરકાયદેસર થાય એમ અમને દેખાતું નથી. મોનાશેખ વિરૂદ્ધ ઈરાન બરધન ઈંડીયન લા. રી. કલકત્તા વા. ૬ પ્ર. ૫૮૧

ફરીયાદી માંદો હોવાથી નીમેલી તારીખે હાજર નહી થઇ શકવાથી કેસ મુલતવી રાખવા અરજ કરી પણ તે અરજની હકીકત માજીસ્ત્રેટના ધ્યાનમાં નહી રેહેવાથી તેની ફરીયાદ કાહાડી નાંખી બીજે દિવસે એ અરજીની બાબત તેના જાણવામાં આવી તેથી આગલે દીવસે કરેલો હુકમ રદ કરી કેસ આગળ ચલાવ્યો તેનો ઉપલી કોરટે અપીલમાં કેસ ફરી ફાઈલ ઊપર લેવાનો હુકમ રદ કર્યો હાઇકોરટમાં એ કામ જતાં પેહેલી જે તારીખે કેશ મુલતવી રહ્યો હતો. તે તારીખ પછીનું સઘળુ ચાલેલું કામ રદ કર્યુ અને મુલતવી રહેલા દિવસ પેહેલાં જે સ્થીતીમાં એ કામ રહેલું હતું તે સ્થીતીમાં એ કામ મુકયું—રાણી વિરૂધ રામનારાયણ ઘોષ વીકલી રીપોટ ૮ પ્ર૦ ૫

ફરીયાદીના સાહેદો સમન કર્યા મુજબ હાજર હોય પણ ફરીયાદી ગેરહાજર હોયતો પણ જો માજીસ્ત્રેટની નજરમાં આગળ કામ ચલાવવા જરૂર ન જણાય તો ફરિયાદીની ફરિયાદ કાઢી નાંખી શકે છે—રાણી વિરૂધ દાસો માનજી વીકલી રીપોર્ટ ૧૧ પ્ર૦ ૩૯

ફરીયાદ પાછીલઈલેવા બાબત. ૨૪૮ આ બાબ પ્રમાણે કોઇપણ કામમાં છેવટનો હુકમ થતાં પેહેલાં કોઈ પણ વખતે જો કોઈ ફરિયાદી માજીસ્ત્રેટની એવી ખાત્રી કરી આપે કે પોતાની ફરિયાદ પાછી લઇ લેવાને પોતાને પરવાનગી આપવાના પાકાં કારણ છે તો તે ફરિયાદ પાછી લેઈ લેવાની તેને પરવાનગી આપવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને તે ઊપરથી તોહોમતવાળાની ઉપર ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ કરવો.

**ટીકા—**આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ની કલમ ૨૧૦ ને મળતી છે. સમન્સના મુકદમાનો છેવટ નીકાલ થયા પેહેલાં ફરીયાદીઓ ફરીયાદ કાઢી લઈ શકે છે:

જુના ક્રીમીનલ કલમ ૧૮ અને ૨૧૦ પ્રમાણે ફરિયાદ પાછી ખેંચી લેવા દેવી એ ઇનસાફી કામ છે અને તે કામ માજીસ્ત્રેટનુજ છે એવા કામમાં હાથ ઘાલવા પોલીસને સત્તા નથી એટલે પોલીસ અમલદારની પાસે થએલી ફરીયાદ પાછી ખેંચી લેવાતી નથી. મુંબાઇ ની ચેમ્બરમાં થએલો ઠરાવ તા૦ ૧૫ જુન ૧૮૭૫

મરનારે પોતાના પાડોસીની અને એક પોલીસ કાનસ્ટેબલની "૩૨૩ "કહેલો મચકુર એક ખુનના કામમાં લાગુ પડતી વાત તરીકે પુરાવાના આકટની કલમ. ૩૨ પ્રમાણે પુરાવામાં લીધો કારણ તે કલમમાં એવું કહ્યું છે કે જે માણસ મરી ગયો તેણે કહેલો. લખેલો કીંવા મુખ જુબાનીનો મચકુર તે લખતાં કીંવા કહેતાં તેને પોતાનું મરણ થશે એમ દેખાય કીંવા નહીં તોપણ લાગુ છે એમ સમજવું. સરકાર વિરૂધ દીગંબર ઠાકુર એને બીજા વી કલી રેપોટ ૧૪ પ્ર. ૪૪

એક સરકારી નોકરનો કાયદેસર હુકમ ન માન્યો હોય તે બદલ તે પોતાના માજીસ્ત્રેટના હોદાની રૂઇએ સન ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૬૭ મુજબ કાંઇ ફરિયાદ માંડવા મંજુરી આપેલી હોય ત્યાર બાદ સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૨૧૦ મુજબ તે ફરિયાદ કાહાડી લેવા મુખત્યાર છે, રાણી વિરૂધ બાજીભાઇ નથુભાઈ. મુંબાઇ હાઇ કોરટનો ઠરાવ તા૦ ૧૬ ફેબ્રવારી સને ૧૮૭૧

જ્યાં તોહોમત મુકેલા ગુન્હા સારૂ ૬ મહિના કરતાં વધારે મુદતની કેદની શિક્ષા અપાય, તથા બાબ ૧૪ પ્રમાણે તજવીજ થાય, એવા કામમાં સને ૧૮૬૧ ના આકટ ૨૫ ની કલમ. ૨૭૧ (૨૪૮) લાગુ પડતી નથી. અને એવો ગુન્હો કર્યા વીશેનું તે ફરીયાદીમાં કહેલું છે તે ફરીયાદી કાહાડી લઇ શકાતી નથી. સરકાર વિરૂધ જીકાસમલા મુંબાઇ હાઇકોરટનો ઠરાવ તા૦ ૮ જુલાઇ સને ૧૮૬૯

જ્યારે કોઇ ફરીયાદી ન હોય ત્યારે કામ બંધ કરવાનો અધિકાર.

૨૪૯ ફરીયાદ સિવાય બીજી રીતે માંડેલા કોઈપણ મુકદમામાં ગુન્હો ના સાબીત થયાનો અથવા સાબીત થયાનો ફેંસલો આપ્યા વગર કોઇપણ વખતે કામ બંધ કરવાને પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટ, અથવા જીલા માજીસ્ત્રેટની અગાઉથી મંજુરી લઇને બીજો કોઈપણ માજીસ્ત્રેટ મુખત્યાર છે. પણ તેમ કરવાના કારણો તેણે દફતરમાં લખવાં, અને પછી તોહોમતદારને છોડી મુકવાને મુખત્યાર છે.

નજીવી અથવા તસ્દી આપે એવી ફરીયાદો બાબત:

૨૫૦ ફરિયાદી ઉપરથી માંડેલા કોઇપણ મુકદમામાં જો કોઇ માજીસ્ત્રેટ તોહોમતવાળાની ઉપર ૨૪૫ મી અથવા ૨૪૭ મી કલમ પ્રમાણે ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ કરે અને તેની નજરમાં એવું આવે કે તે ફરિયાદ નજીવી અથવા તસ્દી આપે એવી છે તો તેની મરજીમાં આવે તો તે માજીસ્ત્રેટ ગુન્હો ના સાબીત થયાના પોતાના હુકમથી તોહમતવાળાને, અથવા જ્યારે એક કરતા વત્તા તોહોમતવાળા હોય ત્યારે તેમાંના દરેકને ઘણામાં ઘણા પચાસ રૂપીઆ સુધી પોતે યોગ્ય ધારે તેટલો નુકશાનીનો અવેજ આપવાનું ફરીયાદીને ફરમાવવાને મુખત્યાર છે.

નુકસાનીનો અવેજ વસુલ કરવા બાબત.

એ પ્રમાણે જે રકમ આપવાનો હુકમ કરવામાં આવે તે રકમ જાણે દંડ હોય એવી રીતે વસુલ થઈ શકશે; પણ એવું ઠરાવ્યું છે કે તે રકમ વસુલ ના થઇ શકે તો જે કેદ ઠરાવવી તે આસાન હોવી જોઇએ અને ઘણામાં ઘણા ત્રીસ દિવસ સુધીની જેટલી મુદત માજીસ્ત્રેટ ફરમા-

વે તેટલી મુદત સુધીની હોવી જોઇએ.

પછી તેજ બાબત સબંધી દિવાનીમાં કાંઈપણ ફરીયાદ કરવામાં આવે તેમાં નુકશાનીનો અવેજ આપવાનો હુકમ કરતી વખતે આ કલમ મુજબ જે રકમ નુકશાનીના અવેજ દાખલ આપેલી અથવા વસુલ કરેલી હોય તે રકમ કોરટે હીસાબમાં લેવી.

ટીકા—એક ગુન્હાની તજવીજ થવાને નીમેલે દિવસે ફરીયાદી તેના શાહેદ સાથે હાજર થયો, તોહોમતદારો હાજર થયા, તોહોમતદારો માંહેનો એક સખસ ૮ વરસનો છોકરો છે એવું માજીસ્ત્રેટને જણાતાં ફરીયાદી તરફનો કાંઈપણ પુરાવ નહીં લેતાં ફરીયાદ કાઢી નાખી અને તોહોમતદારોને ફરીયાદી પાસેથી નુકશાની અપાવવા હુકમ કર્યો એ કામમાં હાઇકોરટે ઠરાવ્યું કે ફરિયાદી તરફનો પુરાવ લીધા વગર આવી રીતે ફરીયાદી કાઢી નાંખી નુકશાન અપાવવા હુકમ થઇ શકે નહી એક તોહોમતદાર લાયક ઉમરનો નોહોતો તેવા કામ માટે કાયદામાં બતાવેલી રીતે માજીસ્ત્રેટે ચાલવું જોઇતું હતું બીલાસ વિરૂદ્ધ મકરૂ, બેંગાળા લો રીપોટ વા. ૨ પ્ર. ૧૫

ગેરવ્યાજબી કેદ કર્યાની ફરીયાદમાં નુકશાની અપાવાય નહી—જાહાર વીરૂદ્ધ બાહાર અલી અને બીજાઓ વીકલી રીપોટ ૭ મદ્રાસ હાઇકોરટ રીપોટ વા. ૫ પ્ર. ૪૦

આબરૂ માટે કરેલી ફોજદારી ફરીયાદમાં નુકશાની અપાવાય નહી—અસુરદીખાન વીરૂદ્ધ બાલુખાંનવીકલી રીપોટ ૧ પ્ર. ૯

આવી નુકશાની અપાવવાથી તોહમતદારને દીવાની કોરટમાં ફરીયાદ કરવા બાધ આવતો નથી—અબ્રામ વીરૂધ્ધ હરખુલબ અલહાબાદ હાઇકોરટ રીપોટ વા. ૨ પ્ર. ૪૮

ફરીયાદીએ તોહમતદાર ઉપર બે તોહમત મુકી ફરીયાદ કરી હોય તે માહેનું એક તોહમત સમન્સ કેસનું હોય. બીજું વારંટ કેસનું હોય તો સમન્સ કેસના તોહમત માટે નુકશાની અપાવી શકાય છે—મધુસુદન ઘોસ. વીરૂધ્ધ ઈમરામ પેરૂ વીકલી રીપોટ ૧૩ પ્ર. ૩૯

તોહમતદાર ખરાબ ચાલ અથવા ખરાબ આબરૂનો માણસ છે એવા તોહમતના કામમાં ફરીયાદી પાસેથી નુકશાની અપાવી શકાતી નથી—રાણી. વીરૂદ્ધ બાલકીશન અલ્હાબાદ હાઇકોરટ રીપોટ વા. ૨ પ્ર. ૪૪૩

મુળ કોરટથીજ આવું નુકશાન અપાવી સકાય છે, અપીલ કોરટથી અપાવી સકાતુ નથી-મુબાઇ હાઇકોરટ રીપોટ વા. ૮ પ્ર. ૭

જ્યાં બે ગુન્હાનું તોહમત પ્રતીવાદી ઉપર. એક ગેરવ્યાજબી કેદનું કે જેનો ઇનસાફ સને ૧૮૭૨ ના ૧૦ મા આકટના બાબ ૧૭ મુજબ થઇ શકે તેવો ગુન્હો, તથા બીજુ હુમલાનું કે જેનો ઈનસાફ આ આકટના બાબ ૧૬ મુજબ થઇ શકે એવા પ્રકારના બે ગુન્હાનું તોહમત મુકવામાં આવ્યું હોય તો પહેલા ગુન્હાને સારૂ કલમ ૨૭૦ મુજબ નુકશાની અપાવવા કોરટને સત્તા નથી—ભોવરૂબચંદર પંડાત વી. હોસેનઅલી ચોધરી વાઈમન્સ રેવન્યુ સીવીલ એન્ડ ક્રીમીનલ, રીપોરટ, ક્રીમીનલ રૂલીંગ, ૧૭ પણ માધુસુદન ઘોસ ઉરફે માધવચંદર ઘોસ અને જેવરાય હઝરાહ અને બાજાના કેસમાં, જ્યાં ત્રણ જુદા જુદા ગુન્હાના ત્રણ તોહમતો મુકવામાં આવ્યાં હતાં જેમાં બેનો ઇનસાફ આ આકટના બાબ ૧૬ મુજબ અને એકનો ઇનસાફ આ આકટના બાબ ૧૭ મુજબ થઇ શકતો હતો તેમાં એમ ઠરાવ થયો હતો કે જો તોહમત તસદી આપવાનેજ કર્યું હોય તો ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૨૭૦ મુજબ માજીસ્ત્રેટ તોહમતવાળાને નુકશાની અપાવવા મુખત્યાર છે. વીકલી રીપોટ ક્રી ૧૩ રૂલીંગ ૩૯

## બાબ ૨૧ મો.

### વારંટના મુકદમાઓનો માજીસ્ત્રેટોએ ઈનસાફ કરવા બાબત.

વારંટના મુકદમા માં કામ ચલાવ વાની રીત.

૨૫૧ વારંટના મુકદમાનો ઇનસાફ કરતી વખતે માજીસ્ત્રેટોએ હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.

ફરીયાદનું કામ ચલાવનારની તર ફનો પુરાવો.

૨૫૨ જ્યારે માજીસ્ત્રેટની આગળ તોહમતવાળો હાજર થાય અથવા તેને આણ્યો હોય ત્યારે તે માજીસ્ત્રેટે ફરીયાદી ( જો હોય તો ) જે કહે તે સાંભળવું અને ફરીયાદનુ કામ ચલાવવાના ટેકામાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો પુરાવો લેવો.

જે સખસો તે મુકદમાની હકીકતથી વાકેફ હોય એવો અને ફરીયાદનું કામ ચલાવનારની તરફથી શાહેદી આપી સકે એવો સંભવ હોય તે સખસોનાં નામ ફરીયાદી પાસેથી અથવા બીજી રીતે માજીસ્ત્રેટે નકી કરી લેવાં. અને તેમાંના જે સખસોની પોતે જરૂર ધારે તેઓને પોતાની આગળ સાહેદી આપવા સારૂ સમન કરવા.

**ટીકા**—આ કલમ પ્રમાણે સાહેદો ઉપર સમન કરવા માટે જુવો આ કાયદાના પરીશીષ્ટ ૫ નો નમુનો ૩૧.

દેશી રાજ્યમાં રેહેનારા સાહેદોને સમન કરવા માટે શું નિયમો છે અને સાહેદો વગેરેને ભથુ આપવા શું નિયમ છે તે માટે જુવો કલમ ૬૮

ફરીયાદીએ બતાવેલા સાહેદની જુબાની લીધા બાદ બીજા વધારે સાહેદની માજીસ્ત્રેટને જરૂર જણાય તો તેમને સમન કરે પણ તે હાજર થાય નહી તેથી ફરીયાદી તરફનો પુરતો પુરાવ નથી એવું ઠરાવી ફરીયાદીની ફરીયાદ કાઢી નાખી શકે નહી—રાણી વિરૂદ્ધ બાદરઘોસ બેંગાળ લો રીપોર્ટ વા. ૭ પ. ૯

પુરાવાની ખામીને લીધે કોઈ સખસ છુટી ગયો હોય તો પછી કોઈપણ કેસમાં ફરીયાદીના સાહેદ તરીકે તેની જુબાની લેવા હરકત નથી—રાણી વીરૂધ્ધ બીહારીલાલ બોસ વીકલી રીપોર્ટ ૭ પ્ર. ૪૪

ફરીયાદી જેટલા સાહેદના નામ દે તેટલા સાહેદોને માજીસ્ત્રેટે બોલાવવા એવી કાંઇ જરૂરીયાત નથી તેના નજરમાં યોગ્ય લાગે તેટલાને બોલાવે. એવું આ કલમના છેલા પેરેગ્રાફથી ઠરયું છે અને આગળ પણ એવા ફેંસલા થયા છે—જલધરશીંગ અને બીજાઓ, વીરૂધ્ધ; સંકર દયાળ અને બીજાઓ વીકલી રીપોર્ટ ૨૩ પ્ર. ૯

તોહોમતવાળાને છોડીમુકવાબાબત.

૨૫૩. ૨૫૨ મી કલમમાં કહેલો સઘળો પુરાવો અને પોતાને જરૂર લાગે એવી તોહોમતવાળાની જુબાની (જો હોય તો)લીધા ઉપરથી જો માજીસ્ત્રેટ એવું ઠરાવે કે તોહમતવાળાની વીરૂધ્ધ એવીકાંઇ બાબત સાબીત કરવામાં આવી નથી કે જે તોડી પાડવામાં ન આવે તો તેની ઉપર ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ કરવાનું વ્યાજબી થાય તો તે માજીસ્ત્રેટે તેને છોડી મુકવો.

જો કાંઇ કારણસર કોઈ માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે તોહમત પાયા વગરનું છે. તો તે માજીસ્ત્રેટને મુકદમો ચાલતો હોય ત્યારે આગાઉ કોઇપણ વખતે તોહોમતવાળાને છોડી મુકવામાં અટકાવ થશે એવું આ કલમ માંહેના કોઈપણ મજકુરથી સમજવું નહીં, સદરહુ કારણો તેણે દફતરમાં નોંધવા જોઇએ.

**ટીકા**—કાગનીઝેબલ નહી એવા ગુન્હા ચીરીની ફરીયાદી ઉપરથી વારંટ કાહાડયા વગર પોલીસે ગેરકાયદે પકડાયાના કારણથી માજીસ્ત્રેટ તોહમતવાળાને છોડી મુકે તો તે વ્યાજબી નથી મુકદમાનો નીકાલ કરતા વખતે તે તોહમતવાળા વીરૂધનો પુરાવો તે લે ત્યાં સુધી તે-

નાથી છોડી મુકવાનો હુકમ કરી સકાય નહી સરકાર વીરૂધ સંગાપા સંકરોપા મુંબાઈ હાઇકોર્ટ તા. ૨૧ મે સને ૧૮૭૩.

આ કલમથી મુકદમો ચાલતો હોય તેવામાં કોઇપણ વખતે તોહમતવાળાને છોડી મુકવાનો અધિકાર આપવામાં આવ્યો છે પણ તોહમત પાયા વગરનું છે એમ ધારવાનાં કારણો દફતરમાં નોંધવા જોઇએ. આ કલમ સને ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૨૧૫ને મળતી છે. અને બીજો ભાગ તદન નવો છે.

કોઈ સરકારી નોકરને કાયદાથી જે અધિકાર મળેલો છે તે અધિકારે તે માણસને નુકશાન કરે એવા ઇરાદાએ તે નોકરને ખોટી ખબર આપ્યા બદલ અને ન્યાતના કામમાં ખોટી સાક્ષિ આપ્યા બદલ પી. કો. ક. ૧૮૨ અને ૧૯૩ પ્રમાણે આરોપીતપર તોહમત રાખવામાં આવ્યું હતું. તેની ચોકસી પેહેલા વરગના માજીસ્ત્રેટ રાવબહાદુર રામચંદ્ર બાપુજીએ કરી અને જુના કી. પ્રો. કો. ક. ૨૧૫ પ્રમાણે આરોપીતને છોડી દીધો.

કામમાં હાજર કરેલા પુરાવા ઉપરથી જોતાં આરોપીતને છોડી દેવાનો તે પેહેલા વરગના માજીસ્ત્રેટે કરેલો હુકમ અયોગ્ય છે એમ જીલ્લા માજીસ્ત્રેટ મિસ્તર સ્પ્રાયને લાગ્યાથી તે કામમાંના કાગળપત્ર અને પ્રોસીડીંગ મંગાવ્યાં; અને જુના કી. પ્રો. કો. કા. ૧૪૨ ના આધારથી કા. ૪૪ પ્રમાણે આરોપીતની ફરી ચોકસી કરવાનો હુકમ આપીને તે કાગળપત્ર અને પ્રોસીડીંગ મિસ્તર કયામ્પબેલ પાસે મોકલ્યાં.

તે ઉપરથી મિસ્તર કયામ્પબેલે ઇનસાફ કરીને આરોપીતપર ખોટી શાક્ષિ આપ્યાનો અપરાધ સાબિત કરી તેને છ મહીનાની સખત મજુરીની કેદની શિક્ષા કરી.

તે ઠરાવપર સેસન જડજને આરોપીતે અપીલ કરી. તેમાં સેસન જડજે કામના ગુણ દોષપર વિચાર ન કરતાં મોહેસ મિસ્તરી (ઇંડીયન લા રીપોટ કલકત્તા વા. ૧ પ્ર, ૨૮૨) ના કામના ઠરાવને અનુસરીને મિસ્તર કયામ્પબેલે બીજી ચોકસી કરી, તે અધિકાર નહી છતાં કરી છે એમ ઠરાવી તોહમત અને શિક્ષા રદ કર્યાં.

સેસન જડજના એ હુકમ ઉપર મુંબાઇ સરકારે જુના કી. પ્રો. કો. કા. ૨૭૨ ના આધારે હાઇકોરટને અપીલ કરી હતી. તેમાં ઠરાવ થયો કે—

એકાદ સબોરડીનેટ માજીસ્ત્રેટે જુના કી. પ્રો. કો. કા. ૨૧૫ના આધારે એકાદ આરોપીતને છોડી દીધો હોય અને તેનું તે પ્રોસીડીંગ મંગાવી જોયા પછી તે માજીસ્ત્રેટે આરોપીતને છોડી દીધો તે બરોબર નથી. એમ જીલ્લા માજીસ્ત્રેટને જણાય તો બીજા સબોરડીનેટ માજીસ્ત્રેટને નવી ચોકશી કરવાનો હુકમ નહીં કરતાં તે કામ હાઇકોરટમાં મોકલવું એજ જીલ્લા માજીસ્ત્રેટને યોગ્ય મારગ છે.

આ કામમાં પણ તેમ થવું જોઈતું હતું તે થયું નથી માટે સેસન જડજે કરેલો હુકમ બરોબર છે કેમકે જુના કી. કા. ૧૪૨ પ્રમાણે નવી ચોકસી કરવાનો હુકમ કરવાને જીલ્લા માજીસ્ત્રેટને સત્તા નહોતી તેથી મુંબાઇ સરકારે કરેલી અપીલ અમે ના મંજુરી કરીએ છીએ. સરકાર વિરૂધ્ધ ગૌડાપા બીન બ્યાકુગોડા મુંબાઈ હાઇકોરટ રી. વા. ૨ પ્ર. ૫૩૪

સરકાર વિરૂધ્ધ માહેસ મિસ્તરી અને બીજાઓની અરજીની બાબતમાં કલકત્તા હાઈકોરટનો ઠરાવ તા. ૨૮ મારચ ૧૮૭૬ વા. ૬ પ્ર. ૨૮૨.

એક સબોરડીનેટ માજીસ્ત્રેટે પુરાવો લીધા પછી અરજદારને જુના કી. પ્રો. કલમ ૨૧૫ પ્રમાણે છોડી દીધો તેનાપર ફરી કામ ચલાવવા માટે જીલ્લા માજીસ્ત્રેટે હુકમ કર્યો તે હુકમ બરોબર નથી સબબ રદ કરવો એવી અરજદારે હાઈકોરટને અરજ કરી.

તે કામમાં હાઈકોરટે ઠરાવ કર્યો કે સબોરડીનેટ માજીસ્ત્રેટે અરજદારને છોડી દેવા વિશે કરેલો હુકમ અયોગ્ય હતો એવા કારણ ઉપરથી તે કામ જીલ્લા માજીસ્ત્રેટની રૂબરૂ જુના કીમિનલ કલમ ૨૯૫ પ્રમાણે આવ્યું હતું. એવા પ્રસંગે જીલ્લા માજીસ્ત્રેટે તે કામ હાઈકોરટના અભિપ્રાય માટે મોકલવું હતું, અને હાઇકોરટને સબોરડીનેટ માજીસ્ત્રેટનો હુ-

કમ અયોગ્ય લાગત તો ફરી ચોકસી કરવાનો હુકમ તે કોરટ કરત પણ આ કામમાં તેમ પણું નથી માટે જીલ્લા માજીસ્ત્રેટે કામ ફરી ચલાવવા કરેલો હુકમ રદ કરીએ છીએ.

ગુન્હો સાબિત થયો જણાયત્યારે તોહમતનામું તૈયાર કરવું. ૨૫૪. સદરહુ પુરાવો તથા જુબાની લીધા પછી જો તે માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે આ બાબ પ્રમાણે ઇનસાફ થઈ શકે એવા જે ગુન્હાનો ઇનસાફ કરવાનો પોતાને અધિકાર છે તથા જે બાબત પોતાના મત પ્રમાણે પોતે યોગ્ય શિક્ષા કરી શકશે તેવો કાંઇ ગુન્હો તોહોમતવાળાએ કર્યો છે એવું અનુમાન કરવાનો સબબ છે, તો તે માજીસ્ત્રેટે તોહમતવાળાની ઉપર એક તોહમતનામું લખીને તૈયાર કરવું.

**ટીકા**—ફરિયાદીએ અરજીમાં જે ગુન્હાની ફરિયાદ કરી હોય તે કરતા ફરિયાદી તરફના પુરાવ ઉપ થી જુદોજ ગુન્હો થએલો માલમ પડે તો જે ગુન્હો થયાનું માલમ પડે તે ગુન્હાનું તોહમત મુકવું જોઇએ,—રાણી વિરૂદ્ધ ધુડુ રામચંદ્ર મુંબાઇ હાઈકોરટ રીપોટ વા. ૫. પ્ર. ૧૦૦

કોઇ માજીસ્ત્રેટ કોઇ કેસની તજવીજ કરતો હોય ત્યારે જે ગુન્હાની ફરિયાદ કરી હોય તે ગુન્હા સિવાય કાંઇ બીજો ગુન્હો થયાનું અથવા તે ગુન્હાની સાથે કાંઇ બીજો ગુન્હા થયાનું જણાય તો તે તોહમત વિશે તેણે તજવીજ કરવી જોઈએ અને એ બીજા ગુન્હા વિશે તમારે નવી ફરિયાદ કરવી એવું ફરિયાદીને કહેવું નહી જોઇએ—હીગંબરપાલી. વિરૂધ્ધ કાળીદાસ દત્ત. વી. રી. ૮ પ. ૮૨

જવાબ. ૨૫૫. પછી તે તોહમતનામું તોહમતવાળાને વાંચી સંભળાવવું તથા સમજાવવું. અને તેને પુછવું કે તું તકસોરવાર છે કે તારે કાંઇ જવાબ કરવાનો છે.

જો તે તોહમતવાળો હું તકસીરવાર છું એવો જવાબ આપે, તો તે જવાબ માજીસ્ત્રેટે દફતરમાં લખી લેવો, અને તે ઉપરથી પોતાની નજરમાં આવે તો માજીસ્ત્રેટ તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે.

**ટીકા**—એક કામમાં બુધિપૂર્વક માહાવ્યથા કર્યાનું એક કેદી ઉપર તોહમત હતું; કેદી ઉપર તોહમત મુકી તે ગુન્હો કબુલ કરે છે કે નહી તે પુછવામાં આવ્યું તેના જવાબમાં તેણે કહ્યું કે ફરિયાદી સાથે મારે કજીઓ થયો અને તેને રીસમાં બે લાકડી મારી હતી. ઇનસાફ કરનારી કોરટે કેદીનું આ કહેવું ગુન્હો કબુલ કર્યો એવું ગણી તેને સજા કરી તે કામમાં સજા રદ થઈ અને કેસ ફરીથી ચલાવવાનો હુકમ થયો.–રાણી વિરૂદ્ધ જોયલાલ કૌરી વીકલી રી. ૧૧ પ. ૬

કેદી જ્યારે ગુન્હેગાર છઉં એમ કહે અને તે સાથે એવું પણ કહે કે મારી ઉપર જે ગુન્હાનું તોહમત મુકાયું છે તે ગુન્હો કર્યો નથી. તોહમતદારનું આ કહેવું પોતે ગુન્હેગાર નથી એવું કહે છે—રાણી વિ. મોતન ચોધરી વી. રી. ૧૧ પ. ૫૩

તોહમતનામું તઈયાર કર્યું હોય તો તોહમતદારને તે વંચાવી તેને કાંઇ સાહેદ આપવાના છે કે કેમ તે પુછવા માજીસ્ત્રેટની ફરજ છે—રાણી વિ. હરનાથરાય વી. રી; ૨ પ. ૫૦

જેટલી બાબતો ભેગી થઇને ગુન્હો થયો હોય તે સઘળી હકીકતની તે કબુલત ન કરે પણ થોડીજ હકીકતની કબુલત કરે તો પોતે ગુન્હેગાર છે એવો જવાબ કેદીએ આપ્યો એવું ઠરતું નથી—રાણી વિ. સુનાઉલ્લા. વી. રી. ૨૫ પ. ૨૩

તોહમતવાળાનો જવાબ. ૨૫૬. જો તે તોહમતવાળો જવાબ આપવાની ના કહે અથવા જવાબ આપે નહીં અથવા મારો ઈનસાફ થવો જોઇએ એવો દાવો કરે તો

તેને પોતાનો જવાબ કરવાનું અને પોતાનો પુરાવો રજુ કરવાનું ફરમાવવું; અને તે પોતાનો જવાબ કરતો હોય ત્યારે, કોઇપણ વખતે ફરિયાદી તરફનો કોઇપણ સાહેદ કોરટમાં અથવા કોરટના મકાનની હદમાં હાજર હોય તેને પાછો બોલાવીને તેની ઉલટ તપાસણી કરવાની તે તોહમતવાળાને રજા આપવી.

જો તોહમતવાળો કાંઈ લખેલો મચકુર આપશે તો તે દફતરમાં માજીસ્ત્રેટે ફાઈલ કરવો.

ટીકા—પોતાનો બચાવ તોહમતદારે કર્યા પછી ફરીયાદી તરફના એક સાહેદને ફરી બોલાવી કેટલીક હકીકત પુછી અને તેથી એ સાહેદે પાછળથી જે હકીકત કહી તેના સબંધમાં કાંઇ પુરાવો રજુ કરવા તોહમતદારને તક મળી નહીં તેથી હાઇકોરટે તેના ઉપર કરેલી સજા રદ કરી નવેસરથી તજવીજ ચલાવવા ફરમાવ્યું—રાણી વિ. એસેનુલા વી. રી. ૧૩ પ્ર. ૧૫

તોહમતદારે તેનો બચાવ કર્યા પછી ફરીયાદીએ પોતા તરફના કોઇ નવા શાક્ષીને તપાસવા એ અનિયમીત છે, પણ તોહમતદારે બચાવમાં કાંઈ નવીજ બાબત જણાવી હોય તો ફરીયાદીનો સાહેદ બચાવ કર્યા પછી પણ તપાસી શકાય છે—રાણી વિ. છોટીલાલ અલ્હાબાદ હાઇકોરટ રીપોટ વા, ૩ પ્ર. ૨૭૧

તોહમતદાર ઉપરના તોહમતનો ફેંસલો થતાં સુધી કોઇપણ વખતે ફરીયાદી અને તેના સાહેદોને બોલાવી ઉલટ તપાસ કરવા તેનો હક છે તેનો બચાવ માગ્યા પેહેલાં એ શાક્ષીઓ, વિગેરેની તેણે ઉલટ તપાસણી કરી હોય તે કારણથી અથવા તેનો બચાવ કરવાનું તેને કહેવાગાં આવ્યું તે વખતે શાક્ષીઓ કોરટમાં હાજર હતા. તોપણ તેણે તેની ઉલટ તપાસણી કરવા ઇચ્છા ન બતાવી તે કારણથી શાક્ષીઓને ફરી બોલાવી ઉલટ તપાસણી કરવાનો હક તેનો જતો નથી—રાણી વિ. લાલસીંગ અ. હા. રી. વા. ૬ ર૭૦

એક કેસમાં કલકત્તા હાઇકોરટે એવું ઠરાવ્યું કે—જ્યાં તોહમતદારો એક હીતવાળી કોમના હોય ત્યાં તેમની એકઠી તજવીજ વખતે એક બીજા તરફથી અથવા એક બીજા વિરૂદ્ધ તેઓમાંના કોઇને અથવા બધાને તેઓ સાહેદ તરીકે જુબાની લેવરાવી શકે—રાણી વિ. અલરફશીંગ વી. રી. ૬ પ્ર. ૮૧

જે સ્ત્રી સાથે પોતે સંભોગ કર્યાનું તોહમત હોય તે બાબતના કામના બચાવમાં તે સ્ત્રીને કેદી લાવી શકે છે કેમકે કોઇ સખસ ગુન્હો કરવામાં સામીલ હોય તેથી કેદીની વિરૂદ્ધ કે તરફેનમાં સાહેદી આપવા અપાત્ર થતા નથી. સેખ બીમુ વી. રી. ૬ પ્ર. ૯૨

કેદીઓ ઉપર ત્રણ તોહમતની ભેળી તજવીજ ચાલતી હતી તે માંહેના એક ગુન્હા સંબંધી તોહમતદારનો બચાવ સાંભળ્યો પણ બીજા બે ગુન્હાનો બચાવ સાંભળ્યો નહીં તેથી સઘળું કામ રદ કરવામાં આવ્યુ. રાણી વિ. બંકબાહારી વી. રી. ૧ પ્ર. ૩૬

આરોપિત ઊત્તમચંદ અને બીજા. એઓના કામમાં સુરતના પેહેલા વરગના માજીસ્ત્રેટ જગજીવનદાસ ખુસાલદાસે જે કામ ચલાવ્યુ હતું તે બદલ જુના ફો. પ્રો. કો. કા. ૨૯૬ પ્રમાણે રીપોટ કરીને તે સુરતના આકટીંગ સેસન જડજ, એચ એમ. બરડઉડે હાઇકોરટના અભીપ્રાય વાસ્તે મોકલ્યું.

આ કામની મુખ્ય મુદાની વાત એ છે કે સરવે આરોપતિપર ઇ. પી. કો. કા. ૧૫૨ પ્રમાણે તોહમત સાબીત ઠરાવવામાં આવ્યું હતું અને તે પઇકી એક ઉપર કા. ૩૨૩ મુજબ પણ અપરાધ સાબીત થયો હતો. આરોપીત નવલચંદે સેસન જડજને અપીલ કર્યાથી તેનાપરનો અપરાધ અને શિક્ષા રદ કર્યાં બાકીના આરોપીતને રૂ ૫૦ ની કમી રકમનો દંડ થયો હોવાથી તેઓને અપીલ કરવાનો હક નોહોતો પરંતુ ફરીયાદી તરફના સાક્ષીદારે પોલીસની રૂબરૂ જે મજકુર કહ્યો હતો તે મજકુર વિરૂધ તેણે માજીસ્ત્રેટની રૂબરૂ મજકુર

કહ્યો છે એવું સાબીત કરવાની અમને પરવાનગી આપી નહી એમ બાકીના આરોપીતે સેસન જડજને અરજ કરો હતી તે ઉપરથી માજીસ્ત્રેટનો જવાબ માગ્યો તે વખતે માજીસ્ત્રેટે લખી મોકલ્યું કે ફરીયાદી તરફના સાક્ષીદારને ક્રોશ એકઝામીન કરવાની પરવાનગી આરોપીતને મેં આપી નથી કારણ કે ક્રી. પ્રો. કો. કા. ૧૧૯ ઉપરથી જોતાં શાક્ષિદારે પોલીસ ની રૂબરૂ કહેલો મજકુર પોલીસે લખી લીધો હોય તો તે લેખ દફતરનો કાગળ છે એમ સમજવું નહીં કીંવા તે પુરાવામાં લેવો નહીં એમ છે. માજીસ્ત્રેટે જે પુરાવો ન કબુલ કર્યો તે ફરીયાદીના સાક્ષીદારના મજકુરમાં ખરાપણું નથી એવું બતાવવા વાસ્તે પુરાવામાં લેવાનો હતો એમ સેશન જડજનો અભિપ્રાય હોવાથી તેમણે આ કામ મોકલ્યું.

તેથી હાઇકોરટે ઠરાવ્યું કે પુરો તપાસ ચાલ્યા છતાં જે કાંઇ મજકુર કહેવામાં આવ્યો હોય તે પોલીસે લખી લેવો જોઇએ એમ જુના ક્રી. પ્રો. કો. કલમ ૧૧૯ ઉપરથી થતું નથી કીંવા તે કલમ ઉપરથી કીંવા ઇંડીયાના પુરાવાના આકટની કલમ ૯૧ ઉપરથી તે મજકુર બાબત મુખ જુબાન પુરાવ આગ્રહ્ય છે એમ પણ નથી. એવા પ્રકારનો મજકુર જો લખી લીધો હોય તો તે દફતરમાંનો એક ભાગ છે એમ સમજવામાં આવશે નહી. કીંવા તે પુરાવાનાં ઉપયોગમાં લાવવામાં આવશે નહી પરંતુ ઈંડીયાના પુરાવાના આકટની કલમ ૧૫૯ પ્રમાણે યાદદાસ્ત તાજી કરવા વાસ્તે માત્ર તે લેખનો ઉપયોગ થશે. એટલા વાસ્તે જે માણસે તે મજકુર કહ્યો હોય તે માણસને તે મજકૂર બદલ પ્રશ્ન કરવામાં આવશે અને જે પોલીસ અમલદારને કીંવા બીજા કોઇ માણસના સાંભળવામાં આવવા સરખો તે મજકુર કહેનારનું ખરાપણું બતાવવા વાસ્તે લેવાનો અધિકાર છે (પુરાવાના આકટની કલમ ૧૫૫)

માટે ફરિયાદી તરફના સર્વ સાક્ષીદાર કીંવા તે પૈકીકોઇએ માજીસ્ત્રેટની રૂબરૂ મજકુર કહ્યો તે કરતાં વિરૂધ્ધ મજકુર પોલીસ રૂબરૂ કહ્યો હતો એમ સાબિત કરવા વાસ્તે ફરિયાદી તરફના શાક્ષિદારને ક્રોસ એકઝામીનને સબંધે પ્રશ્ન કરી જવાબ લેવાની આરોપિતને માજીસ્ત્રેટે પરવાનગી આપવામાં ચુક કરી છે જુના ક્રી. પ્રો. કો. કલમ ૨૯૭ ના અર્થ પ્રમાણે મોટી મુદ્દાની ચુક છે. એટલા માટે આ કામમાંનું તોહમત રદ કરવું જોઈએ. અને ફરિયાદી તરફના સાક્ષીદાર પૈકી અમુક એ સાક્ષિદારે અગાઉ વિરૂદ્ધ મજકુર કહ્યો હતો તેથી તેનાપર ભરોસો રાખવામાં આવતો નથી એમ સાબિત કરવાનો આરોપિતને પરવાનગી આપી અને જુના ક્રી. પ્રો. કો. કલમ ૨૧૮ પ્રમાણે સદરહુ કામ વાસ્તે જે કોઈ શાક્ષિદારને બોલાવવાની આરોપિતની ઇચ્છા હોય તે સાક્ષીદારને બોલાવી લાવી નવીન ફેંસલો કરવાને વાસ્તે આ કજીયો માજીસ્ત્રેટ પાસે પાછો મોકલવો જોઇએ. એ પ્રમાણે કર્યા પછી માજીસ્ત્રેટ જે ફેંસલો કરે તે વખતે તેણે જુના ક્રી. પ્રો. કા. ૪૬૪ માંના ઠરાવને અનુસરીને ચાલવું. એવો તેમને હુકમ કર્યો.

બ એ પેનશન ખાતામાં નોકર (કારકુન) હતો. અ એ પેનશન લેવા અરજ કરી હતી. બ ને અ મળ્યો તે વખતે આ ખાતામાં મારૂ સારૂ ચલણ છે. અને તેથી એક બે આ સાંભીને મેં જાસ્તી પેનશન અપાવ્યું છે એમ બ એ અ ને કહ્યું અને તમે કાંઇ તજવીજ કરો તો તમારૂ આ પેનશન જાસ્તી થાય એમ પણ તેને કહ્યું. તે વાત અ એ ના કબુલ કરી તેથી બ એ અ ને એમ કહ્યું કે તમે ના કબુલ કરો છો પણ તેમાં તમો પસ્તાશો. તેમાં ઠરાવ્યું કે બ નું આ કૃત્ય લાંચ મેળવવાનો યત્ન કર્યાનો ગુન્હો થાય છે, (પી. કો. ક. ૧૭૧) આરજ તોહમત આરોપિત માણસને વાંચીબતાવ્યાથી તેણે તેનો જવાબ આપ્યા પછી ફરિયાદીના જે સાહેદ હાજર છે તેઓની ઉલટ તપાસણી કરવા વિશે આરોપિતને માજીસ્ટ્રેટે કહ્યું. મારા સાહેદોની જુબાનીઓ થતાં સુધી ફરીયાદીના સાક્ષીદારને ઉલટ તપાસણી કરવાને આરોપિતે ના કબુલ કર્યું પરંતુ આરોપિતના સાક્ષી હાજર નહોતા તેથી માજીસ્ત્રેટે ફરિયાદીના સાક્ષીદારને જવાનું કહ્યું અને આરોપિતના સાક્ષી હાજર કરવા માટે કામ મુલતવી રાખ્યું. તેમાં ઠરાવ્યું કે આરોપિતના સાક્ષીદારની જબાની લેવાનો જે દિવસ નીમ્યો હોય તે દિવસે ઉલટ તપાસણી કરવા માટે ફરિયાદી તરફના સાક્ષીદારને

હાજર કરવા વિશે સમન કરાવવાનો આરોપિતનો હક નથી. સરકાર વી. બળદેવ સહાઈ-ઇંડિયન લૉ રીપોર્ટ અલ્હાબાદ વા. ૨ પ્ર. ૨૫૩

તોહમતવાળાની અરજી ઉપરથી પુરાવો રજુ કરવાની જરૂર પાડવાબાબત પ્રોસેસ.

૨૫૭. કોઇપણ સાહેદની તપાસણી અથવા ઉલટ તપાસણી કરવા સારૂ (પછી તે મુકદમામાં તે સાહેદને અગાઉ તપાસ્યો હોય કે નહીં હોય તો પણ) તેને હાજર થવાની જરૂર પાડવા બાબત અથવા કાંઇ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત કાંઇ પણ પ્રોસેસ કાહાડવાની તોહમતવાળો માજીસ્ટ્રેટને અરજી કરે, અને સદરહુ અરજી તસ્દી આપવા સારૂ અથવા વીલંબ કરવા સારૂ અથવા ઈનસાફનો હેતુ પાર ન પડે એમ કરવા સારૂ કરી છે એવું તેને દેખાઇ ન આવે તો માજીસ્ટ્રેટે તે પ્રોસેસ કાહાડવું જોઈએ. તે સબબ માજીસ્ટ્રેટે દફતરમાં લખવો.

સદરહુ અરજી ઉપરથી કોઇપણ સાહેદને સમન કરતાં પેહેલાં તે ઇનસાફનાં કારણ સારૂ તે સાહેદને હાજર થવામાં જે વ્યાજબી ખરચ થાય તે કોરટમાં અનાગત મુકવો એવું ફરમાવવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**ટીકા**—તોહમતદારના સાહેદોને સમન્સ કરી બોલાવવા એ માજીસ્ટ્રેટનું કામ છે. એ સાક્ષી ઉપર તે કેવો વિશ્વાસ મુકશે, એવું માજીસ્ટ્રેટોએ આગળથી નકી કરવાનું નથી— ગહીમાચંદ્રસાહ બેંગાળા લૉ. રીપોર્ટ વા. ૪ પ્ર. ૭૮ એપેનડીક્ષ

તોહમતદારે જે સાહેદનાં નામ આપ્યાં હોય તેઓ તોહમતદાર સાથે ગુન્હો કરનારાછે એવું માજીસ્ટ્રેટ ધારે પણ એ સાહેદો તોહમતદાર તરીકે ઉભા રાખેલા નહોયતો પછી માજીસ્ટ્રેટ એ સાહેદને બોલાવવા બંધાયલા છે. તેમ ન બોલાવેતો તેનું ચલાવેલું કામ રદ થાય—રામસેહાઇ ચોધરી વિરૂદ્ધ શંકરબાહાદુર બેંગાળા લા. રી. વા. ૬ પ્ર. ૬૫

કારણ બતાવ્યા વગર તોહમતદારના સાહેદો લેવા ના પાડીને કેદીને સજા કરવામાં આવે તો તે વ્યાજબી નથી—સતનારાયણશીંગના કામમાં ઇંડિયન લા રીપોર્ટ અલ્હાબાદ વા. ૩ પ્ર. ૩૯૨

જ્યારે તોહમત સંભળાવવામાં આવે અને તેનો બચાવ કરવા તોહમતદારને કહેવામાં આવે ત્યારે ફરિયાદી તરફના સાહેદોને ફરીથી મને ઉલટ તપાસણી કરવા દો એવી તોહમતદારે પોતાની ઈચ્છા બતાવવી જોઇએ એટલે કે તેના કહ્યા વગર એવા સાહેદોને બોલાવવા માજીસ્ટ્રેટની ફરજ નથી—સેખ ફઈજલાલ અને બીજાઓના કામમાં કલકત્તા હાઇકોરટ તા. ૧૯ મી મારચ સને ૧૮૮૧

જો બચાવમાં બોલાવવાના સાહેદને સમન કાહાડવાની ના પાડવામાં આવી હોય તેનાં કારણ દફતરમાં નોંધવામાં ન આવ્યાં હોય તો તે મ્હોટી ભુલ છે. આવી ભુલથી સતનારાયણ સીંગના કામમાં શિક્ષા કરવામાં આવી હતી. ઇં લા રી. અલ્હાબાદ વા. ૩ પ્ર. ૩૯૨.

સાહેદી આપ્યા અવલ ખરચ ન માગવામાં આવ્યું હોય તોપણ તેણે સાહેદને બોલાવવાને સમન કરાવ્યો હોય તેનેજ તેને ખરચ આપવું જોઇયે. ઈ. લા રી. વા. ૪ મુંબાઈ પ્ર. ૬૧૯

બચાવના ત્રણ સાહેદોને સમન કરી બોલવવાનો હુકમ થયો તેમાંના એક ઉપર સમન બજ્યો. અને હાજર થયો અને બીજા બે સાહેદ ગામમાં નથી એવો રીપોર્ટ થયો તેથી બે સાહેદોને ન તપાસતાં તોહમતવાળાને શિક્ષા કરી આ શિક્ષા રદ કરી યોગ્ય મુદતમાં બે સાહેદોની સાહેદી લેવરાવવાનો તોહમતવાળાને લાગ આપવો એવા ઠરાવ થયો, મદ્રાસ હાઇકોરટ રીપોર્ટ વા. ૫ એપે. ૨૬

ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ.

૨૫૮. આ બાબ પ્રમાણે જે મુકદમામાં તોહમતનામું તૈયાર કર્યું હોય તે મુકદમામાં જો માજીસ્ટ્રેટ એમ ઠરાવે કે તોહમતવાળો તકસીર-

વાર નથી તો તેણે ગુન્હો ના સાબિત થયાનો હુકમ દફતરમાં નોંધવો.

ગુન્હો સાબિત થયાનો ઠરાવ. સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં જો તોહમતવાળો તકસીરવાર છે એમ માજીસ્ત્રેટ ઠરાવે તો તેણે કાયદા પ્રમાણે તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.

ટીકા—ચારજ ફરમાવ્યા વગર ગુન્હો ના સાબેત થયાનો ઠરાવ થઇ સકતો નથી. સણ્ણુ વિરૂદ્ધ જહાં આહીર વીકલી રીપોટ વા. ૨૨ પ્ર. ૬.

તોહમતવાળાના ઉપર જે ચોરીનું તોહમત આવ્યું હતું તે ચોરીનો ગુનો ના સાબેત થયાનો ઠરાવ ફકત માજીસ્ત્રેટે કર્યો, પોલીસની ખાએસથી ફરી તપાસ કરવાનો ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટે હુકમ કર્યો અને તેમાં એવું કારણ બતાવ્યું કે તોહમતવાળા ઉપર તોહમત ફરમાવવામાં આવેલ નથી તો ડેપ્યુટી માજીસ્ત્રેટનો હુકમ છોડી મુકવાના હુકમ બરાબર છે. આ કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે તોહમતનામુ નહીં ફરમાવવાથી કાંઈ ઇનસાફને ખલેલ થયું નથી અને સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૬૦ એટલે આ કાયદાની કલમ ૭૩ પ્રમાણે જ્યાં સુધી ગુન્હો ના સાબેત થયાનો ઠરાવ રદ કરવામાં ન આવે ત્યા સુધી ફરી તપાસ કરવાનો ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટને અધિકાર નથી જોગપાસન; કલકતા હાઇકોરટ રીપોટ વા. ૩ પ્ર. ૧૩૧.

તોહમતનામું ફરમાવ્યા બાદ ફરીયાદ કાહાડી નાંખવામાં આવે તો તેથી ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ થયો છે એમ સમજવું, જકુબાર મુકરજી પ. કલકતા ૩૫૯ જ્યારે ગુન્હો ના સાબેત થયાનો ઠરાવ થાય તેથી કલમ ૨૫૦ મુજબ તોહમતવાળાને બદલો માગવાનો હક નથી. રાધાનાથ પજા વિરૂદ્ધ ઉમાચરન વીકલી રીપોટ ૨૨ પ્ર. ૧૨

ગુન્હો સાબીત થયા પછી માજીસ્ત્રેટ શીક્ષાનો હુકમ કરવા બંધાયેલા છે. તે કોઈ સખસને ચેતવણી આપી છોડી શકશે નહી—પોરણના કેસમાં. વીકલી રીપોટ ૩ ક્રી. લેટર. પ્ર. ૧૫

જ્યારે પુરાવામાં આપેલી બધી હકીકત મળી એક આખો ગુન્હો બનતો હોય ત્યારે ફાઇન્ડીંગ એટલે ઠરાવ કરી તે ગુન્હાને સારૂ ફક્ત શીક્ષાનો હુકમ કરવો. જોઇએ જો પુરાવાની હકીકતના એક ભાગથી એક ગુન્હો થતો હોય, અને બીજા જુદાજ ભાગથી એક બીજો નવો અને જુદોજ ગુન્હો થતો હોય, તો દરેક તોહમત ઉપર ફાઇન્ડીંગમાં ઠરાવ કરી મુખ્ય ગુન્હાને સારૂ ખરેખરી શીક્ષાનો હુકમ કરવો જોઇએ અને બીજા ગુન્હાના તોહમતને સારૂ હલકી શીક્ષાનો હુકમ અથવા મુળગી શીક્ષા ન કરવી જોઈએ, અગર જો જરૂર હોવ તો દરેક ગુન્હા ઉપર ખરેખરી શીક્ષાનો હુકમ કરવો જોઈએ, વીકલી રીપોટ ૧ ક્રી. રૂલીંગ પ્ર. ૨

આરોપિત ઉપર ઇંડીયન પીનલકોડ કલમ ૫૦૦ પ્રમાણે એક સ્ત્રીએ પુનાના એક ફુલપાવર માજીસ્ત્રેટ જી. બી. રીડને ફરીયાદી કરી. તે ફુલપાવર માજીસ્ત્રેટે ફરીયાદીનો પુરાવો લેઇ તોહમતનામું તૈયાર કર્યું અને તે તોહમતવાળાને વાંચી સંભળાવ્યું પછી સને ૧૮૬૧ ના આકટ ૨૫ ની કલમ ૨૫૫ એટલે આ કલમના આધારે તા. ૨ નવેમ્બર સને ૧૮૭૧ ને રોજ તેને છોડી દેવાનો ઠરાવ કર્યો. ફરીયાદીની અરજીપરથી પુનાના સેસનજડજે તા. ૨૪ જાન્યુઆરી ૧૮૭૨ ના રોજ સદરહુ છોડી દેવાનો હુકમ રદ કર્યો, અને મજકુર આકટની કલમ ૪૩૫ આ આકટની ૪૩૮ પ્રમાણે આરોપીતને સેશન કોરટમાં ચોકસી કરવા વિશે તે ફુલપાવર માજીસ્ત્રેટને હુકમ કર્યો, પુનાના જીલ્લા માજીસ્ત્રેટ જે ઈ. ઓલીફંટે નીચેની હકીકત સહીત આ કામ હાઇકોરટે વિચારમાં લઈ હુકમ થવા માટે તે કોરટને મોકલ્યું: "સને ૧૮૬૯ ના આકટ ૮ થી સુધરેલી કલમ ૪૩૫ માં "છોડી દેવુ" એ શબ્દ છે તે શબ્દએજ આકટની કલમ ૨૨૫ (અને ૨૫૦ પ્રમાણે જે કામનો નિકાલ કર્યો હોય તેને માત્ર લાગુ છે એમ દેખાય છે, "હાલના આ કામમાં મજકુર કલમ ૨૫૫ (કલમ ૨૫૮) પ્રમાણે છોડી દેવાનો હુકમ કર્યો છે તો તે હુકમ રદ કરવાનો અને કલમ ૪૩૫ પ્રમાણે આરોપીતને કમિટ કરવાનો હુકમ કરવાનો સેશન જડજને અધિકાર નથી એમ મને દેખાય છે કેમકે તેનાપર

તોહોમતનામું તૈયાર કર્યા પછી તેને છોડી દીધેલો છે." આ પ્રમાણે હકીકત સાથે કામ હાઈકોરટમાં આવ્યાથી ઠરાવ્યું કે આરોપિતને તેની ચોકસી થયા પછી છોડી દીધેલો છે સબબ કલમ ૪૩૫ પ્રમાણે આ કામમાં હાથ ઘાલવાનો સેશન જડજને અધિકાર નથી માટે આરોપિતને સેશન કોરટમાં કમીટ કરવા વિશે સેશન જડજે કરેલો હુકમ આ કોરટ રદ કરે છે. સરકાર વિરૂદ્ધ વ્યાકુ નરસો મુંબઈ હાઈકોરટ રીપોટ વા. ૯ પ્ર. ૧૭૦

આરોપિતઉપર ચાર્જ મુકયા પછી આગળ કામ ચલાવવાનું બંધ કરવાનો અને આરોપિતને ઇનસાફ માટે સેશન કોરટમાં મોકલવાનો માજીસ્ટ્રેટને જુના ક્રીમિનલ પ્રોસીજર કોડ કલમ ૨૨૧ (નવાની ૩૪૭) ઉપરથી અધિકાર છે. ચાર્જ તૈયાર કર્યા પછી કેદીએ અપરાધ કર્યો નથી કિંવા તેનાપર અપરાધ સાબેત થયો એ બેમાંથી કોઈ પણ ઠરાવ કરવો જોઈએ એવો જે ઠરાવ જુની કલમ ૨૨૯ (એટલે આ ક. ૨૫૮) ની વ્યાખ્યામાં છે તે ઉપરથી જોતાં જે માજીસ્ટ્રેટે ચારજ તૈયાર કર્યો તેણેજ તે ઠરાવ કરવો જોઈએ એમ નથી એવો ઠરાવ સેશન કોરટે કર્યો તો હરકત નથી, સરકાર વિરૂદ્ધ કદરતુલ્લા અને બીજા ઈંડીયન લા. રીપોટ કલકતા વા. ૩ પ્ર. ૪૯૫

ફરિયાદીની ગેરહાજરી. ૨૫૯ જ્યારે ફરીયાદ થયા ઉપરથી કામ ચલાવવા માંડયું હોય અને મુકદમાની સુનાવણી માટે મુકરર કરેલો કોઈપણ દીવસ ફરીયાદી ગેરહાજર હોય અને ગુન્હો કાયદા પ્રમાણે માંડીવાળવાનો અધિકાર હોય તો આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં તોહમતનામું તૈયાર કરવાની અગાઉ કોઈ પણ વખતે પોતે દુરસ્ત ધારે તો માજીસ્ટ્રેટ તોહમતવાળાને છોડી મુકવાને મુખત્યાર છે.

## બાબ ૨૨ મો.

### સંક્ષેપ રીતે ઇનસાફ કરવા બાબત.

સંક્ષેપરીતેઇનસાફ કરવાનો અધિકાર. ૨૬૦ આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં:—

(૧) જીલ્લા માજીસ્ટ્રેટ,

(૨) પહેલા વર્ગના જે માજીસ્ટ્રેટને સ્થાનીક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટ; અને

(૩) માજીસ્ત્રેટોની જે બેંચને પેહેલા વરગના માજીસ્ત્રેટનો અધિકાર આપ્યો હોય અને જેને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે બેંચ હેઠળ લખેલા સઘળા અથવા હરકોઈ ગુન્હાનો ઇનસાફ સંક્ષેપ રીતે કરવાને મુખત્યાર છે.

(અ) જે ગુન્હા મોતની, સમુદ્રપારની, અથવા છ મહિના કરતાં વધ્ત્તી મુદતની કેદની શિક્ષા કરવા લાયક નહિં હોય તેવા ગુન્હા.

(બ) હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૬૪ મી, ૨૬૫ મી, અને ૨૬૬ મી કલમ પ્રમાણે કાટલાં તથા માપ સબંધી ગુન્હા.

(ક) તેજ કાયદાની ૩૨૩ મી કલમ પ્રમાણે વ્યથા.

(ડ) તેજ કાયદાની ૩૭૯ મી અથવા ૩૮૦ મી અથવા ૩૮૧ મી કલમ પ્રમાણે ચોરીની મિલકતની કીંમત પચાસ રૂપીઆ કરતાં વધારે નહીં હોય ત્યારે;

(ઈ) તેજ કાયદાની ૪૧૧ મી કલમ પ્રમાણે ચોરીની મિલકત લેવી અથવા રાખવી સદરહુ મિલકતની કીંમત પચાસ રૂપીઆ કરતાં વધારે નહીં હોય ત્યારે;

**(ફ)** તેજ કાયદાની ૪૧૪ મી કલમ પ્રમાણે ચોરીની મિલકત સંતાડવામાં અથવા તેની વ્યવસ્થા કરવામાં મદદ કરવી સદરહુ મિલકતની કીંમત પચાસ રૂપીઆ કરતાં વધારે નહીં હોય ત્યારે;

**(ગ)** તેજ કાયદાની ૪૨૭ મી કલમ પ્રમાણે બિગાડ;

**(હ)** તેજ કાયદાની ૪૪૮ મી કલમ પ્રમાણે ગ્રહપ્રવેશ;

**(આઈ)** તેજ કાયદાની ૫૦૪ મી કલમ પ્રમાણે સુલેહનો ભંગ કરવાના ઇરાદાથી અપમાન કરવું, અને તેજ કાયદાની ૫૦૬ ઠી કલમ પ્રમાણે સાપરાધ ધમકી;

**(જે)** ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઇપણ ગુન્હામાં મદદગારી કરવી;

**(કે)** ઉપર કહેલા ગુન્હાઓમાંનો કોઇપણ ગુન્હો કરવાની કોસીશ—તે કોસીશ ગુન્હો હોય ત્યારે;

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમામાં કોઈ જીલ્લા માજીસ્ટ્રેટ ૩૪ મી કલમમાં આપેલો વિશેષ અધિકાર ચલાવતો હોય તેવા કોઇપણ મુકદમાનો ઇનસાફ સંક્ષેપ રીતે કરવો નહીં.

**ટીકા**—આ કલમને બદલે સને ૧૮૭૨ ના આકટ ૧૦ માં કમલ ૨૨૨, ૨૨૩, ૨૨૪ અને સને ૧૮૭૪ ના આકટ ૧૧ ની કલમ ૧૭ હતી.

આ કલમની રકમ (ઇ) ને બદલે ક. ૨૨૨ ની રકમ ૭ હતી તેમાં પ્રથમ ચોરીના માલની કીંમતની કાંઇ હદ નહોતી પણ આ રકમ (ઇ) માં પચાસ રૂપીઆની કીંમત ઠરાવી ચોરીના માલની કીંમતની હદ બાંધવામાં આવી છે. આ કલમના પ્રોવીઝો તદન નવા છે.

આ બાબ પ્રમાણે જે કામ ચલાવવામાં આવે તેમાં આ બાબમાં ઠરાવેલી રીત પ્રમાણે કામ ચલાવવાને માજીસ્ત્રેટ બંધાયેલો છે. જોહોરીસીંગ વી. રી. ૨૨ ક્રી. રૂ. ૨૮

તોહમતવાળા ઉપર ડાકાઇટીનું હીં. ફો. કા. ની ક. ૩૯૫ મુજબનું તોહમત રાખવામાં આવ્યું હતું. અને તે આ કાયદાના બાબ ૨૨ પ્રમાણે ચલાવવામાં પણ આવ્યું હતું. કામ ચાલતાં આ વાત ભુલી જઈ તોહમતવાળા ઉપર હીં. ફો. કા. ક. ૧૪૩ મુજબ તોહમત મુકવામાં આવ્યું અને કામ સંક્ષીપ્ત રીતે ચલાવવામાં આવ્યું. આ કામમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે ફરીયાદી ડાકાઇટી બાબત હિં. ફો. કા. ક. ૩૯૫ મુજબની છે તેથી સંક્ષીપ્ત રીતે આ કામનો નિકાલ થઇ શકતો નથી અને કામ સાધારણ રીતે ચલાવવું જોઇએ. રાણી વિ. દ્વારકાનાથ મજમુદાર વી. રી. ૨૧ ક્રી. રૂ. ૮૯

તોહમતવાળા ઉપર આઠ આનાની કીંમતની પેટી અને તેમાંથી રૂ ૫૦) રોકડા ચોર્યા બાબત તોહમત મુકવામાં આવ્યું હતું. પેટીની કિંમત વિશે પુરાવ લીધા વગર તે પેટીની કિંમત ધ્યાનમાં લીધા સિવાય માજીસ્ત્રેટે સંક્ષીપ્ત તજવીજ કરી. આ કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે પેટીની કિંમત બાબત પુરાવ લેવો જોઇતો હતો તેમ કરવામાં આવ્યું નથી. તેથી માજીસ્ત્રેટનું ચલાવેલું કામ અખત્યાર વગરનું છે. બંગલેઆલી વીકલી રીપોર્ટ ૨૨ ક્રી. રૂ. ૧૫ વળી હરનશેખ વિરૂદ્ધ રાયધન બિશ્વાસ (૨૪ વુ. રી. ૨૧) ના કામમાં માજીસ્ત્રેટે ગેરવ્યાજબી કેદની ફરિયાદનું કામ હિં. ફો. કા. ની કલમ ૧૪૩ મુજબ ગેરવ્યાજબી મંડળીના અંગભુત હોવાનું તોહમત રાખી સંક્ષીપ્ત રીતે ચલાવેલું કામ રદ કરવામાં આવ્યું હતું.

માજીસ્ત્રેટની ધારણા ઉપરથી નહીં પણ જે ફરિયાદ કરવામાં આવી હોય તે ઉપરથી સંક્ષીપ્ત રીતે કામ ચલાવવું કે નહિં એ નક્કી કરવાનું છે, સંક્ષીપ્ત રીતે કામ ચલાવ્યા બાદ માજીસ્ત્રેટની ધારણા ખરી પડે તેટલા કારણથી સંક્ષિપ્ત રીતે ચલાવેલું કામ કાયદાસર થતું નથી. રામચંદ્ર ચતરજી વિરૂદ્ધ કનઇયાલાલ વીકલી રીપોર્ટ ૨૫ ક્રી. રૂ. ૧૯

ગેરવ્યાજબી રીતે કર માગવાનું સને ૧૮૭૧ ના આકટ ૮ મુજબના તોહમતનું કામ સંક્ષીપ્ત રીતે ચલાવી શકાતું નથી. ઉત્તમચંદ્ર વિ. ઈસર વિ. રી. ૨૨ ક્રી. રૂ. ૭૬

આ કાયદાના બાબ ૩૬ મુજબનું કામ પણ આ કલમ પ્રમાણે સંક્ષીપ્ત રીતે ચલાવી શકાય નહિ હરીકીસોરી પાળો વિ. ભારેથી વીકલી રીપોર્ટ ૨૪ ક્રી. રૂ. ૧૧ ચોધરડવિ. પોથીઆલઈ. લા. રી. ૪ મદ્રાસ ૨૩૪ તથા રાણી વિ. રામાવતાર પૌરે વી. રી. ૨૫ ક્રી. રૂ. ૫

સને ૧૮૫૬ ના આકટ ૨૧ ની ક. ૪૯ પ્રમાણે થયેલા તોહમતનો ઇનસાફ જુના ક્રી. પ્રો. કો. ક. ૨૨૨ આ કાયદાની ક. ૨૬૦ પ્રમાણે સંક્ષીપ્ત કરી શકાય છે. સરકાર વિ. બઇદનાથદાસ ઈં. લા. રી. વા. ૩ ક. પ્ર. ૬૬૬

પ્રાંત આશામ જીલ્લા કામરૂપના આસિસ્ટંટ કમીશનર મી. કારેગીએ અરજદાર ઉપર જુના ક્રી. પ્રો. ક. ૨૨૨ આ આકટની કલમ ૨૬૦ ના આધારે સંક્ષીપ્ત રીતે ચોકશી કરવાનો અધિકાર ચલાવી ખોટી ખબર આપ્યાના ગુન્હાનો અપરાધ સાબીત કર્યો હતો. આ કામ સને ૧૮૭૫ ની સાલમાં થયું છે. સને ૧૮૭૨ ની સાલે સીબસાગર જીલ્લા પૈકી જોરહત ડીવીજન મી. કરીગીના તાબામાં હતો અને તેને પેહેલા વરગના માજીસ્ત્રેટનો અને જુના ક્રી. પ્રો. કો. ક. ૨૨૨ ( ૨૬૦ ) માં કહેલી સંક્ષીપ્ત રીતે ચોકશી કરવાનો અધિકાર હતો, તે સને ૧૮૭૪ ની સાલે રજા લેઈ ઈંગ્લાંડ પાછો ગયો અને સને ૧૮૭૫ ની સાલે હિંદુસ્તાનમાં પાછો આવ્યો ત્યારે તેને કામરૂપ જીલ્લામાં નીમ્યો. અને પેહેલા વરગના માજીસ્ત્રેટનો અધિકાર આપ્યો પણ સંક્ષીપ્ત રીતે ચોકશી કરવાનો અધિકાર જુની ક. ૨૨૨ ( ક. ૨૬૦ ) પ્રમાણે ફરી મળ્યો નહોતો એમ છતાં તેણે અરજદારપર સંક્ષીપ્ત રીતે ચોકશી કરીને તોહમત સાબિત કર્યું. તે કામમાં એવી તકરાર કરવામાં આવી કે આ માજીસ્ત્રેટને તેવો અધિકાર સને ૧૮૭૨ ની સાલમાં સીબસાગર જીલ્લામાં મળ્યો હતો અને તે કામ ઉપરથીજ તેની બદલી કામરૂપ જીલ્લામાં થઇ છે એમ સમજવું જોઇએ, અને એટલા માટે જુના ક્રી. પ્રો. કો. ક. ૫૬ (ક. ૪૦) ઉપરથી કામરૂપ જીલ્લામાં સંક્ષીપ્ત રીતે ચોકશી કરવાનો તેને અધિકાર હતો અને તે અધિકાર પ્રમાણેજ તેણે અરજદાર ઊપર તોહમત સાબીત કર્યું હતું અરજદાર તરફથી એવી તકરાર કરવામાં આવી છે કે સને ૧૮૭૨ ની સાલે જુના. ક્રી. પ્રો કો. કલમ. ૨૨૨ (ક૦ ૨૬૦) પ્રમાણે તેને અધિકાર મળેલો હતો અને બીજા જીલ્લામાં તે અધિકાર ચલાવવાને તેને અધિકાર મળયો નહોતો. તે રજા લેઇ જે વખતે ઇંગ્લાંડ પાછો ગયો તે વખતે તેણે પોતાનો પેહેલો હોદ્દો છોડી દીધો હતો, એમ સમજવું જોઇએ; સન ૧૮૭૨ ની સાલે તેને પેહેલા વરગના માજીસ્ત્રેટનો અધિકાર મળેલો હતો પછી ફરી જે વખતે ઇંગ્લાંડથી પાછો આવ્યો તે વખતે સરકારના જાહેરનામા ઉપરથી ફરી તેને પેહેલા વરગના માજીસ્ત્રેટનો અધિકાર કામરૂપ જીલ્લામાં કેમ આપ્યો? સબબ કામરૂપ જીલ્લામાં સંક્ષીપ્ત રીતે ચોકસી કરી ઇનસાફ કરવાનો તેને અધિકાર નોહોતો અને એટલા માટે અરજદારપર તેણે ઠરાવેલું તોહોમત રદ કરવું જોઇએ તેમાં હાઇકારટે ઠરાવ્યું કે—મી. કારેંગીને સીબસાગરમાં જે અધિકાર મળ્યો હતો તે કેવળ જીલ્લામાં માત્ર ચલાવવા પુરતો મળ્યો હતો સબબ તેને કામરૂપમાં તે અધિકાર ચલાવવાનો હક નોહોતો એટલા માટે આ કામમાં જુના ક્રી. પ્રો. કો. ક. ૫૬ (ક૦ ૪૦) લાગુ પડતી નથી. તેમજ મી. કારેંગીને સીબસાગરમાં જે અધિકાર હતો તેટલો કામરૂપમાં નહોતો કીંવા તેથી જાસ્તી કીંવા પણ નોહોતો કામમાં સંક્ષીપ્ત રીતે ચોકસી કરવાનો અધિકાર તેને મળ્યો નહોતો કીંવા અગાઉના કામ ઉપરથી બદલી થયેલી હોવાથી તેણે એ અગાઉનો અધિકાર કામરૂપમાં ચલાવ્યો છે એમ કહેવાય નહીં, કોઇ અમલદાર પોતાનો હોદ્દો છોડી ઇંગ્લાંડ ગયો એટલે તેનો અગાઉનો સર્વ અધિકાર જાયછે. અને ફરી પાછો આવ્યો એટલે ફરી મુદામ જો તેને તે અધિકાર આપવામાં આવે તોજ માત્ર તેને તે અધિકાર મળેછે, નહીતો મળતો નથી તે પ્રમાણે મી. કારેંગી પાછો આવ્યા.

થી સરકારે તેને પેહેલા વરગના માજીસ્ત્રેટનો અધિકાર ગાત્ર આપ્યો હતો પરંતુ સંક્ષીપ્ત રીતે ઈનસાફ કરવાનો અધિકાર સરકારે તેને આપ્યો નોહોતો સબબ આ કામને જુની કલમ ૫૬ લાગુ પડતી નથી. એવા કારણથી અરજદારપર મુકેલું તોહોમત કોરટ રદ કરેછે આ પ્રમાણે ઠરાવ થયો હતો તે રદ કરી આ કાયદાની કલમ, ૪૦ માં વિશેષ અધિકાર આપ્યો છે તે કલમ ૪૦ જુઓ.

જુ. ક્રી. પ્રો. કો. ના બાબ ૧૮ પ્રમાણે જે અધિકાર આપ્યો છે તેનો એવો હેતુ નથી કે આરોપિત માણસપર જે આરોપ આવ્યો હોય તે બદલીને સદરહુ બાબ મધ્યે જે અપરાધ કહેલા છે તે પૈકી એકાદ અપરાધ તે આરોપિતપર મુકવો, પરંતુ સંક્ષીપ્ત રીતે ઈનસાફ કરવા જોગ જે અપરાધ નથી એવા એકાદ અપરાધનો આરોપ કોઈના ઉપર મુકવો હોય તે વખતે એવા આપરાધની બાબતમાં જે કામ ચલાવવાની રીત કહી છે તે રીત તેને લાગુ કરવી અને તે આરોપીતપર અપરાધ સાબિત કરવો કીંવા તેને દોશ મુકત કરવો કીંવા ઇનસાફ માટે તેને મોકલવો એ માજીસ્ત્રેટનું ખુલ્લું કર્તવ્ય કર્મછે, જુની ક. ૨૨૨ માં જે આરોપ કહ્યો છે તે પૈકીનો ખુલી રીતે અને પ્રત્યેક રીતે એકાદ આરોપ હોય તે વખતે ગાત્ર બાબ ૧૮ માં કહેલી રીતી પ્રમાણે કામ ચલાવવું, ચંદરશેખર થાકુર વિરૂદ્ધ નિતલુખને બીજા વીકલી રીપોટ ૨૨ પ્ર. ૨૯ વળી જુઓ બાપુવુલા વી, નજીરમોખ કલકત્તા હા. કો. રીવા, ૨ પ્ર. ૩૩૪

જુના ક્રી; પ્રો કો, ૨૨૨ પ્રમાણે સંક્ષીપ્ત રીતે કામ ચલાવવા વિશે જે ગજકુરછે, તે નીચે આવનારાં કામમાં અપરાધ સ્થાપન કરવા ઉપરથી એવું સ્પષ્ટપણે દેખાઇ આવવું જોઇએ કે તે કલગમાં જે કામ લખેલું છે તે પૈકી આ એક કામ છે, ચોરીબદલનુ કામ હોય તો ચોરીએ ગયેલા ગાલની ખરી કીંગત શી છે તે ઠરાવવુ જોઈએ સરકાર વિરૂદ્ધ અભીત પરીદા અને બીજા વીકલી રીપોટ ૨૦ પ્ર. ૧૭

અરજદારે માંછલાં પકડવા માટે કાંઇક ઝાડના પાદડાં એક નદીગાં નાંખ્યા હતાં તે ઉપરથી માજીસ્ત્રેટે જુ. ક્રી પ્રો. કો. ક, ૨૨૩ (ક, ૨૬૦) પ્રમાણે સંક્ષીપ્ત રીતે ચોકસી કરી અને તેને શીક્ષા આપી. આ અપરાધ પી, કો. ક. ૨૭૭ પ્રમાણે થયો છે એમ માજીસ્ત્રેટે ઠરાવ્યું તેપર તેણે હાઇકોરટને અરજ કરી તેમાં હાઈકોરટે ઠરાવ કર્યો કે—પી. કો. ક. ૨૭૭ માં "સાધારણ સરવ લોકોનો ઝરો કીંવા હદ" એવા જે શબ્દ છે તેમાં "નદી" નો સગાવેસ થતો નથી. અને એટલા માટે માંછલાં પકડવા માટે નદીમાં ઝાડના પાદડાં નાખતાં એ કામ કલમ ૨૭૭ પ્રમાણે અપરાધ થતો નથી, સબબ અરજદારપર થયેલો અપરાધ રદ કરયો છે, સરકાર વિરધ હલધર પોરે અને બીજા ઇ, લા, રી, કલકત્તા વા:૨પ્ર૩૮૩

માજીસ્ત્રેટની જે એંચને ઓછો અ ધિકારઆપ્યોહો યતેએંચનેઅધિકા ર આપવાનો અ ખત્યાર

૨૬૧ માજીસ્ત્રેટોની જે કાંઇ એંચને બીજા અથવા ૩ જા વરગના માજીસ્ત્રેટનો અધિકાર આપેલો હોય તે એંચને હેઠળ લખેલા સઘળા ગુન્હાઓનો અથવા તેઓમાંના કોઇપણ ગુન્હાનો સંક્ષીપ્ત રીતે ઈનસાફ કરવાનો અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.—

(અ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૭૭ મી, ૨૭૮ મી, ૨૭૯ મી, ૨૮૫ મી, ૨૮૬ મી, ૨૮૯ મી, ૨૯૦ મી, ૨૯૨ મી, ૨૯૩ મી, ૨૯૪ મી, ૩૨૩ મી, ૩૩૪ મી, ૩૩૬ મી, ૩૪૧ મી, ૩૫૨ મી, ૪૨૬ મી, તથા ૪૪૭ મી કલમ વિરૂદ્ધ ગુન્હા.

(બ) મ્યુનિસિપાલ આકટો વિરૂદ્ધ અને શેહેરતું જતન કરવા બાબત જે કલમો પોલીસ

આકટોમાં છે તે કલમો વિરૂધ્ધ જે ગુન્હા માટે ફક્ત દંડની અથવા એક મહિના સુધીની મુદતની કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હા;

(ક) ઉપર કહેલા ગુન્હાઓમાં કોઇપણ ગુન્હામાં મદદગારી;

(ડ) ઉપર કહેલા ગુન્હાઓમાંનો કોઈપણ ગુન્હો કરવાની કોશીષ—તે કોશીષ ગુન્હો હોય ત્યારે.

સમનના તથા વા રંટના મુકદમા માટે કામ ચલાવવાની જે રીત છે તે રીત લાગુ પાડવા બાબત.

૨૬૨. આ બાબ પ્રમાણે ઈનસાફ કરતી વખતે સમનના મુકદમા માટે ફરમાવેલી રીત પ્રમાણે સમનના મુકદમામાં કામ ચલાવવું અને વારંટના મુકદમા માટે ફરમાવેલી રીત પ્રમાણે વારંટના મુકદમામાં કામ ચલાવવું, પણ આ કાયદામાં આગળ કહેલી બાબતોમાં તેમ કરવું નહીં.

કેદની હદ.

આ બાબ પ્રમાણે હરકોઈ ગુન્હો સાબિત થવાનો ઠરાવ કરવામાં આવે ત્યારે ત્રણ મહિના કરતા વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવો નહીં.

જે મુકદમામાં અપીલ ચાલતી ન હોય તે મુકદમાનું દફતર.

૨૬૩. જે મુકદમામાં અપીલ ચાલતી નહીં હોય તે મુકદમામાં માજીસ્ત્રેટને અથવા માજીસ્ત્રેટોની બેંચને સાહેદોનો પુરાવો દફતરમાં દાખલ કરવાની અથવા પદ્ધતિ પ્રમાણે તોહમતનામું તઇયાર કરવાની જરૂર નથી પણ સ્થાનિક સરકાર ફરમાવે એવા પત્રકમાં હેઠળ લખેલી વિગત માજીસ્ત્રેટે અથવા માજીસ્ત્રેટોની બેંચે દાખલ કરવી.

(અ) અનુક્રમે ચઢતો નંબર;

(બ) ગુન્હો થયાની તારીખ;

(ક) રીપોર્ટની અથવા ફરીયાદની તારીખ;

(ડ) ફરિયાદી હોય તો તેનું નામ;

(ઈ) તોહમતવાળાનું નામ, તેના બાપનું નામ, તથા તેનું રેહેવાનું ઠેકાણું.

(ફ) જે ગુન્હાની ફરીયાદ થઇ હોય તે ગુન્હો તથા કાંઇ ગુન્હો સાબીત થયો હોય તો તે ગુન્હો, અને ૨૬૦ મી કલમની રકમ (ડ) રકમ (ઇ) અથવા રકમ (ફ) માં આવે એવી બાબતોમાં જે મિલકતના સબંધમાં ગુન્હો કર્યો હોય તે મિલકતની કિંમત;

(ગ) તોહમતવાળાનો જવાબ તથા તેની જબાની (જો હોય તો).

(હ) ગુન્હા બાબત ઠરાવ અને ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તો તેના કારણનો મુખ્તેસરમાં મજકુર.

(આઈ) શિક્ષાનો હુકમ અથવા બીજો આખરનો હુકમ; અને

(જ) જે તારીખે કામ પુરૂં થયું તે તારીખ.

**ટીકા**—આ કલમને બદલે સને ૧૮૭૨ ના આકટ ૧૦માં કલમ ૨૨૭ હતી તેમાં "રજીષ્ટર" એ શબ્દ હતો તેને બદલે આ કલમમાં પત્રક એ શબ્દ દાખલ કરવામાં આવ્યો છે આ કલમની રકમ (ફ) માં "અને ૨૬૦ મી કલમની રકમ (ડ) રકમ (ઇ) અથવા રકમ (ફ) માં આવે એવી બાબતોમાં જે મિલકતના સબંધમાં ગુન્હો કર્યો હોય તે મિલકતની કિંમત" એ શબ્દો નવા છે.

જો કે માજીસ્ત્રેટની ફરજ પુરાવ નોંધવાની નથી તોપણ ગુન્હો સાબેત કરાવતી વખ-

તે માજીસ્ત્રેટે એવી રીતે પુરાવ બતાવવો જોઇએ કે તે પુરાવથી હાઇકોરટ કામ ફરી તપાસતી વખતે વિચારી જુએ કે ગુન્હો સાબેત થયાનો ઠરાવ બરોબર છે કે નહીં. પજાવસીંગના કામમાં એવી રીતે પુરાવ બતાવવાગાં નહીં આવ્યો તેથી શિક્ષા રદ કરવાગાં આવી ઈંડીયન લો. રી. ક. વા. ૬ પ્ર. ૫૭૯

જે મુકદમામાં અપીલ ચાલતી હોય તે મુકદમાનું દફતર.

૨૬૪. જે મુકદમાનો ઇનસાફ કોઇ માજીસ્ત્રેટ અથવા બેંચ સંક્ષિપ્ત રીતે કરે અને જેમાં અપીલ ચાલતી હોય તેવા દરેક મુકદમામા તે માજીસ્ત્રેટ અથવા બેંચે શિક્ષાનો હુકમ કરતાં પેહેલાં ફેંસલો દફતરમાં દાખલ કરવો અને ફેંસલામાં સાક્ષી પુરાવાનો સાર દાખલ કરવો અને ૨૬૩ મી કલમમાં કહેલી વિગત પણ દાખલ કરવી.

ફકત સદરહુ પ્રકારનો ફેંસલો આ કલમ લાગુ હોય તેવા મુકદમાઓનું દફતર છે એવું સમજવું.

**ટીકા**—માજીસ્ત્રેટના (ફાઇન્ડીંગ) ઠરાવ ઉપરથી અપીલમાં સેસન જડજને કદી ગુન્હેગાર છે એવો સ્વતંત્ર અભિપ્રાય બાંધવાને કાંઇ સાધન ન હોય અને જે પુરાવ પોતાની રૂબરૂ પડયો હોય તે ઉપરથી એમ ખાત્રી ન થાય કે તોહમતવાળાઓને વ્યાજબી શિક્ષા થઇ છે તો સેસન જડજે એને છોડી મુકવો જોઇએ. રાણી વિરૂધ્ધ બેસનમુલ્લા બેંગાળા લો. રીપોટ વા. ૧૧ પ્ર. ૩૩ વીકલી રીપોટ ૨૦ પ્ર. ૧૩ આ ઠરાવથી ઉલટો ઠરાવ રાણી વિરૂધ્ધ કરનસીંગના કામમાં થયો છે ઇંડીયન લા. રી. અ. વા. ૧ પ્ર. ૬૮૦ આ કરનસીંગના કામમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે ઉપર કહેલા પ્રસંગે શિક્ષા રદ કરવી નહીં જોઈએ પણ ફરી તપાસવાને કામ પાછું મોકલવું જોઇતું હતું.

દફતર અને ફેંસલાની ભાષા.

૨૬૫. ૨૬૩ મી કલમ પ્રમાણે તઈયાર કરેલાં દફતર તથા ૨૬૪ મી કલમ પ્રમાણે દફતરમાં દાખલ કરેલા ફેંસલા પ્રમુખ અધિકારીએ અંગ્રેજીમાં અથવા કોરટની ભાષામાં, અથવા તે પ્રમુખ અધિકારી જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટ ફરમાવે તો તે પોતાની સ્વભાષામાં લખવાં.

બેંચને કલાર્ક રાખવાનો અધિકાર આપવાનો અખત્યાર છે.

માજીસ્ત્રેટોની જે બેંચને ગુન્હાઓનો સંક્ષિપ્ત રીતે ઈનસાફ કરવાનો અધિકાર આપેલો હોય તે બેંચ જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટે આ બાબત નિમેલા કોઇ અમલદાર પાસે સદરહુ દફતર અથવા ફેંસલો તઇયાર કરાવવાનો અધિકાર તે બેંચને આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. અને એ પ્રમાણે તઈયાર કરેલા દફતર ઉપરથી અથવા ફેંસલા ઉપર તે બેંચના જે મેમ્બર હાજર રહીને કામમાં ભાગ લેતા હોય તેવા દરેક મેમ્બરે સહી કરવી.

હાઈકોરટની આગળ તથા સેશન કોરટની આગળ ઇનસાફ ચલાવવા બાબત.

## બાબ ૨૩ મો.

### અ.—પ્રથમ નિયમો.

"હાઇકોરટ" એ શબ્દોનીવ્યાખ્યા.

૨૬૬. ૩૦૭ મી કલમ સિવાય આ બાબમાં "હાઇકોરટ" એ શબ્દોનો અર્થ વિકટોરિયા કારકીર્દીના ચોવીસમા તથા પચાસમા વરસના સ્ટાટયુટના ૧૦૪ થા બાબ પ્રમાણે ઇનસાફની જે હાઇકોરટ સ્થાપી હોય

અથવા સ્થાપવાની હોય તે હાઈકોરટ એવો સમજવો, અને તેમાં પંજાબની ચીફ કોરટનો તથા બીજી જે કોરટોને ગવરનર જનરલ ઇનકાંઉસીલ વખતે વખતે ઈંડીયા ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિધ કરીને આ બાબના કારણ સારૂ હાઈકોરટ ઠરાવે એવી કોરટનો સમાવેશ થાયછે.

હાઇકોરટની આગળઇનસાફ જુરીથી કરવો.

૨૬૭ હાઈકોરટની આગળ આ બાબ પ્રમાણે સઘળા મુકદમાઓનો ઈનસાફ જયુરીથી કરવો;

અને આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં આ કાયદા પ્રમાણે અથવા વિકટોરીયાની કારકીરદીના ચોવીસમા તથા પચીસમા વરસના સ્ટાટયુટના ૧૦૪ થા બાબ પ્રમાણે સ્થાપેલા મુકદમામાં કોઈપણ હાય કોરટની લેટર્સપેટંટ પ્રમાણે કોઇ હાઇકોરટની પાસે મોકલેલા સઘળા ફોજદારી મુકદમામાં જો તે હાઇકોરટ ફરમાવે તો, ઇનસાફ જયુરીથી કરવાનો અધિકાર છે.

સેશનકોરટનીઆગળઇનસાફજ્યુરીથી કરવોઅથવા આસેસરોની મદદથી કરવો.

૨૬૮ સેશન કોરટની આગળ સઘળા મુકદમાઓનો ઈનસાફ જયુરીથી અથવા આસેસરોની મદદથી કરવો.

સેશન કોરટની આગળ ઇનસાફ જુરીથી કરવાનો હુકમકરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

૨૬૯ કોઇપણ સેશન કોરટની આગળ સઘળા ગુન્હાઓનો અથવા કોઇપણ અમુક વરગના ગુન્હાઓનો ઈનસાફ કોઇપણ જીલ્લામાં જયુરીથી કરવો એવું સ્થાનિક સરકાર સરકારી ગેઝોટમાં હુકમ પ્રસિધ કરીને ફરમાવવાને અને વખતે વખતે તે હુકમ રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખત્યારછે. જ્યારે કેટલાએક ગુન્હાનું તોહમત તોહમતવાળા ઉપર એકજ ઇનસાફની વખતે મુકવામાં આવ્યું હોય અને તેમાંના થોડાએક ગુન્હાઓનો ઇનસાફ જ્યુરીથી થઇ શકે અને થોડાએકનો ઇનસાફ તેવી રીતે ન થઇ શકે એમ હોય ત્યારે તે સઘળા ગુન્હા માટે તેનો ઇનસાફ જ્યુરીથી કરવો.

સેશનકોરટનીઆગળ ઇનસાફનું કામ પબ્લિક પ્રાસિક્યુટરે ચલાવવું.

૨૭૦ સેશન કોરટની આગળ જે જે ઇનસાફ થાય તેમાં ફરીયાદનું કામ પબ્લિક પ્રાસિક્યુટરે ચલાવવું.

### બ.—કામ ચલાવવાની સરૂઆત.

ઇનસાફની સરૂઆત.

૨૭૧ જ્યારે ઇનસાફ સરૂ કરવાને તૈયાર હોય ત્યારે તેની આગળ તોહમતવાળાએ હાજર થવું અથવા તેને આણવો અને તોહમતનામું કોરટમાં વાંચી સંભળાવવું તથા તેને સમજાવવું અને તેને પુછવું કે જે ગુન્હાનું તોહમત મુકયું છે તેનો તું તકસીરવાર છે કે તારો ઈનસાફ થાય એવો તું દાવો કરે છે.

તકસીરવાર છું એવો જવાબઆપે ત્યારે.

જો તોહમતવાળો એવો જવાબ આપે કે હું તકસીરવાર છું તો તે જવાબ દફતરમાં દાખલ કરવો અને તે ઉપરથી તે તોહમતવાળાને ગુન્હેગાર ઠરાવવો.

**ટીકા**—કોઇ સાધારણ અથવા ખરા અપવાદથી તોહમતવાળો ગુન્હેગાર નથી એવો જવાબ આપે તે સાબેત કરવાનો બોજો સને ૧૮૭૨ ના પુરાવના આકટ ૧ લા મુજબ તોહમતવાળાને શીર છે સીવપ્રસાદ પંડયા, ઇંડીયન લા રીપોટ કલકતા વા. ૪ પ્ર. ૧૨૪

તોહમતદારે પોતાના ઉપર મુકેલા ગુન્હાનો હું તકસીરવાર છું એમ જવાબ આપ્યા પછી તોહમતનામુ ફેરવવા સેશન જડજને અખત્યાર નથી—રાણી વિરૂધ ગોબરધન ભયાન વીકલી રીપોટ ૧૩ રૂ. ૫૫

'બ' ને માહાવ્યથા કર્યાના એક મુકદમામાં કેદીને તોહમતનામુ વાંચી સંભળાવતાં તેણે જવાબમાં એમ કહ્યું કે મારે 'બ' ની સાથે લડાઇ છે અને ગુસ્સામાં લાકડીથી તેને બે વખત માર્યો, ઠરાવ થયો કે સેશન જડજે આ હકીકત તકશીરવારનો જવાબ ગણી તે ઉપરથી તેણે ગુન્હેગાર ઠેરવ્યો એ ગેરવ્યાજબી હતું, કારણ કેદીએ પોતે માહાવ્યથાનો તકશીરવારછે એમ કબુલ કર્યું નોહોતુ—રાણી વિરૂધ જયપાલ વીકલી રીપોટ ૧૧ પ્ર. ૬.

જવાબ દેવાની ના કેહેવી અથવા ઈનસાફ કરવાનું કહેવું.

૨૭૨. જો તોહમતવાળો જવાબ આપવાની ના કહે અથવા જવાબ આપે નહી અથવા મારો ઇનસાફ થવો જોઇએ એવો દાવો કરે તો કોરટે જ્યુરરો અથવા આસેસરો આ કાયદામાં આગળ કહ્યા પ્રમાણે પસંદ કરીને તે મુકદમાનો ઇનસાફ કરવા માંડવો.

એક પછી એક કેટલાએક ગુન્હેગારોનો ઇનસાફ તેજ જુરીથી અથવા આસેસરોથી કરવા બાબત.

પણ એવું ઠરાવ્યું છે કે આ કાયદામાં આગળ હરકત લેવાનો જે હક કહ્યો છે તેને અનુસરીને કોરટને યોગ્ય લાગે તેટલા તોહમતવાળા સખસોનો એકપછી એક એ રીતે ઈનસાફ તેની તેજ જ્યુરી કરી શકે અથવા તેના તેજ આસેસરો તે ઇનસાફના કામમાં મદદ કરી શકે.

સાબિત થઇ શકે એવાં તોહમતનામા ઉપર નોંધ.

૨૭૩. હાઇકોરટની આગળ ઇનસાફ ચાલે તેમાં જે સખસની ઉપર તોહમત મુકયું હોય તે સખસનો ઇનસાફ શરૂ થતાં પેહેલાં કોઈપણ વખતે તે હાઈકોરટને એમ જણાય કે તોહમતનામું અથવા તેનો કોઇ ભાગ સાબિત થઇ શકશે નહી એ સ્પષ્ટ છે ત્યારે જડજે તે તોહમતનામા ઉપર તે મતલબની એક નોંધ કરવી.

નોંધનું ફળ.

સદરહુ નોંધનું ફળ એવું થશે કે, પ્રસંગ પ્રમાણે તોહમતનામા ઉપરથી અથવા તેના ભાગ ઉપરથી ચલાવવાનું કામ બંધ થશે.

### ક.—જ્યુરી પસંદ કરવા બાબત.

જુરીમાં કેટલામા ણુસો જોઈએ.

૨૭૪. હાઈકોરટની આગળ ઇનસાફ થતી વખતે જુરીમાં નવ માણુસો હોવાં જોઇએ.

સેશન કોરટની આગળ જુરીથી ઈનસાફ થતી વખતે ત્રણ કરતાં ઓછી ન હોય અને નવ કરતાં વત્તી ન હોય એવી જે વિષમ સંખ્યા સ્થાનિક કોઇપણ અમુક જીલ્લાને અથવા તે જીલ્લામાં કોઇપણ અમુક વરગના ગુન્હાઓને લાગુ પડે એવા હુકમથી વખતે વખતે ફરમાવે તે સંખ્યા જુરીના માણુસોની હોવી જોઈએ.

યુરોપિયનઅથવા અમેરિકન ન હોય

૨૭૫. યુરોપીયન અથવા અમેરિકન ન હોય એવા કોઇ સખસનો ઇનસાફસેશન કોરટની આગળ જુરીથી કરવામાં આવે ત્યારે જો તે સ-

એવા સખસોનો સે શન કોરટની આ ગળ ઇનસાફ કર વા સારૂ જુરી.

ખસની ઇચ્છા હોય તો તે જુરીમાં અરધાધિક યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવાં માણસો હોવાં જોઇએ.

ચીઠી કાહાડીને જુ રરો પસંદ કરવા.

૨૭૬. જુરરો ચુંટી કાહાડવા તે જુરર તરીકે કામ કરવા સારૂ સમન્સ કરેલાં માણસો મધ્યેથી હાઈકોરટ વખતે વખતે કાનુન કરીને ફરમાવે તેવી રીતે ચીઠી કાહાડીને ચુંટી કાહાડવા;

વિશેષ ઠરાવ

પણ એવું ઠરાવ્યું છે કેઃ—

હાલનો રીવાજ કાયમ રાખ્યો.

પ્રથમ.—આ કલમ પ્રમાણે કોઇપણ કોરટને માટે કાનુનો કાહાડવામાં આવે, ત્યાં સુધી તે કોરટમાં જુરરો પસંદ કરવાની બાબતમાં જે રીવાજ હાલ ચાલુ હોય તે રીવાજ પ્રમાણે ચાલવું.

જે માણસોને સ મનન કર્યાં હોય તે ક્યારે ચુંટી કાહા ડવા લાયક છે.

બીજું—સમન કરેલા માણસો પુરતા ન હોય તો બીજા જે માણસો હાજર હોય તે મધ્યેથી કોરટની રજા લઇને જુરરોની જોઇતી સંખ્યા પસંદ કરવાનો અધિકાર છે, અને

વિશેષ જુરરોની આગળ ઈનસાફ.

ત્રીજું—ઇલ્લાકાના મુખ્ય શેહેરોમાં—

(અ) તોહમતવાળા સખસની ઉપર મોતની શિક્ષા કરવા લાયક કોઇ ગુન્હો કર્યાનું તોહમત મુક્યું હોય તો અથવા.

(બ) બીજા કોઇપણ મુકદમામાં હાઇકોરટનો કોઇ જડજ ફરમાવેતો.

આ કાયદામાં આગળ વિશેષ જુરીની જે ટીપ કહી છે તે ટીપ મધ્યેથી જુરરો ચુંટી કાહાડવા.

જુરરોનાં નામ બોલાવવાં

૨૭૭. જુરર ચુંટી કાહાડવામાં આવતા જાય તેમ તેમ તે દરએકનું નામ મોઢેથી બોલાવવું અને હાજર થાય એટલે તોહમતવાળાને પુછવું કે એ જુરરથી તારો ઇનસાફ થાય એમાં તને હરકત છે.

જુરરો બાબત હરકત.

તે વખતે તે જુરરથી બાબત તોહમતવાળો અથવા ફરિયાદનું કામ ચલાવનારો હરકત લેવાને મુખત્યાર છે, અને તે હરકતનાં જે કારણ હોય તે કહેવાં.

કારણો કહ્યાવગ ર હરકત.

પણ એવું ઠરાવ્યું છે કે, હાઇકોરટમાં સરકારની તરફથી આઠ સંખ્યા સુધી અને જે સખસની અથવા સખસોની ઉપર તોહમત મુક્યું હોય તે સખસની અથવા સખસોની તરફથી આઠ સંખ્યા સુધી કારણો કહ્યા વગર હરકતો લેવા દેવી.

હરકતનાં કારણો

૨૭૮. કોઇ જુરર બાબત હેઠળ લખેલાં કારણોમાંનાં કોઇપણ કારણપરથી હરકત લીધી હોય અને કોરટની ખાત્રી થાય એવી રીતે તે સાબિત થાય તો તે હરકત મંજુર રાખવી.

(અ) તે જુરર અનુમાન પ્રમાણે અથવા ખરેખરો પક્ષપાતી છે;

(ઞ) જાતનું કંઇ કારણ, જેમ કે પરદેશના વતની હોવું, અથવા કોઇપણ ચાલુ કાયદાથી અથવા કાયદા પ્રમાણે અમલ થતો હોય એવી કોઇપણ કાનુનથી ફરમાવેલી યોગ્યતામાં ખામી હોવી, અથવા એકવીસ વરસ અંદરની વયના અથવા સાઠ વરસથી વત્તી વયના હોવું.

(ક) તેણે પોતાની રીતથી અથવા ધરમ સંબંધી સંકલ્પથી દુનિયાદારીની વાતોની સઘળી ચીંતા તજી દીધી છે.

(ડ) તે કોરટ મધે અથવા તેના હાથ તળે કાંઇ હોદો ધરાવે છે.

(ઇ) તે પોલીસનું કાંઇ કામ કરે છે અથવા પોલીસનું કાંઇ કામ તેને સોંપેલું છે.

(ફ) તેની ઉપર કોઇપણ ગુન્હો સાબાત થયો છે જે પરથી તે કોરટની નજરમાં જુરીમાં કામ કરવાને તે અયોગ્ય થાય;

(ગ) જે ભાષામાં સાહેદી અપાતી હોય તે ભાષા અથવા જ્યારે તે સાહેદી સમજાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાતી હોય તે ભાષા સમજવાને તે અશક્ત છે.

(હ) બીજી કોઇ હકીકતથી તે કોરટની નજરમાં તે જુરર તરીકે નાલાયક થાય તે હકીકત.

હરકતવીશેઠરાવ. ૨૭૯ કોઇ જ્યુરર બાબત જે હરકત લેવામાં આવે તે દરએક હરકત વીશે કોરટે ઠરાવ કરવો અને તે ઠરાવ દફતરમાં નોંધવો અને તે આખરનો છે એવું સમજવું.

જે જુરરની વિરૂદ્ધ હરકત મંજુર કરવામાં આવે તે જ્યુરરની જગા પુરવા બાબત. જો તે હરકત મંજુર કરવામાં આવે, તો તે જ્યુરરને ઠેકાણે સમન મુજબ હાજર થયલા અને ૨૭૬ મી કલમથી ઠરાવેલી રીતે ચુંટી કાહાડેલા બીજા કોઇ પણ જ્યુરરને નિમવો, અથવા તેવો બિજો કોઇ જ્યુરર હાજર ન હોય તો જેનું નામ જ્યુરરોની ટીપમાં હોય અથવા જે માણસ કોરટની નજરમાં તે જ્યુરીમાં કામ કરવાને યોગ્ય જણાય એવો બીજો જે માણસ કોરટમાં હાજર હોય તે માણસને નિમવો; પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ જ્યુરર અથવા બીજા માણસ બાબત ૨૭૮ મી કલમ પ્રમાણે હરકત લીધી ન હોય અને મંજુર રાખી ન હોય તો તેમ કરવું.

જુરીનોઅગ્રેસર. ૨૮૦ જ્યારે જ્યુરરોને પસંદ કરવામાં આવે ત્યારે તેમણે પોતાનામાંથી એક જણને અગ્રેસર નિમવો.

તે અગ્રેસરે જ્યુરિની તકરારોમાં ઊપરીપણું કરવું, જ્યુરીનો ઠરાવ કોરટને કહી સંભળાવવો, અને જ્યુરીને અથવા તેમાંના કોઇપણ જ્યુરરને કાંઇ ખબર જોઇતી હોય તે કોરટ પાસેથી પુછી લેવી.

જડજને વ્યાજબી લાગે એટલા વખતમાં જો જ્યુરીમાંના ઘણા જણ કોઇ અગ્રેસર નીમવામાં એકમત ન થાય તો તેની નિમણુક કોરટે કરવી.

જ્યુરરોને સમખવડાવવા બાબત. ૨૮૧ જ્યારે અગ્રેસર નિમવામાં આવે ત્યારે સને ૧૮૭૩ના હિંદુસ્તાનના સમનના આકટ પ્રમાણે જ્યુરરોને સમ ખવડાવવા.

જ્યુરરહાજરરેહે તો બંધથાય ત્યારે કેમ કરવું. ૨૮૨ જ્યુરીથી ઇનસાફનું કામ ચાલતું હોય તે દરમીયાનમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતાં પેહલાં કોઇપણ વખતે, કાંઇ પુરતા કારણસર કોઇ જ્યુરર તે ઈનસાફનુ કામ પુરૂં થતાં સુધી હાજર ન થઇ શકે અથવા કોઈ જ્યુરર ગેરહાજર રહે અને તેને હાજર ન કરી શકાય એવ

હોય અથવા જે ભાષામાં સાહેદી અપાતી હોય તે ભાષા કોઇ જ્યુરર સમજી શકતો નથી અથવા તે સાહેદી સમજાવાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાવાતી હોય તે ભાષા સમજી શકતો નથી એવું જો દેખાય તો, એક નવો જ્યુરર માંહે લેવો અથવા તે જ્યુરીને રજા આપવી અને નવી જ્યુરી પસંદ કરવી.

સદરહુ પ્રસંગોમાંના દરએક પ્રસંગે ઈનસાફ નવેસરથી શરૂ કરવો.

કેદી માંદો હોય ત્યારેજ્યુરીને રજા આપવા બાબત. ૨૮૩ જ્યારે કોઇ કેદી કોજરમા રેહેવાને અશકત થાય ત્યારે જ્યુરીને રજા આપવાને પણ જડજ મુખત્યાર છે.

ડ.—આસેસરો પસંદ કરવા બાબત.

આસેસર કેવી રીતે પસંદ કરવા. ૨૮૪ જ્યારે ઇનસાફ આસેસરોની મદદથી કરવાનો હોય ત્યારે આસેસર તરીકે કામ કરવાને સમન કરેલા માણસોમાંથી જડજને યોગ્ય લાગે તે પ્રમાણે બે અથવા વધારે માણસો ચુંટી કાહાડવા.

આસેસરથી હાજર થવાતું નહોય ત્યારે કેમ કરવું. ૨૮૫ આસેસરોની મદદથી કોઇ ઇનસાફનું કામ ચાલતું હોય તે દરમિયાનમાં જો ઠરાવ થતાં પહેલાં કોઇપણ વખતે કાંઈ પુરતાં કારણસર કોઈ આસેસર તે ઇનસાફનું કામ પુરૂ થતાં સુધી હાજર ન થઈ શકે અથવા ગેરહાજર રહે અને તેને હાજર કરવાનું બની શકે નહીં તો બાકીના આસેસરની મદદથી તે ઇનસાફનું કામ ચલાવવું.

જો સઘળા આસેસરો હાજર થતા અટકે અથવા ગેરહાજર રહે તો કામ ચલાવવાનું બંધ રાખવું અને નવા આસેસરોની મદદથી ઈનસાફનું કામ નવેસરથી ચલાવવું.

ઈ—ફરીયાદી તરફનો તથા તોહોમતવાળા તરફનો મુકદમો પુરો થતાં સુધી ઇનસાફનું કામ.

ફરીયાદનું કામ ચલાવનાર તરફનો મુકદમો સરૂ કરવા બાબત. ૨૮૬ જ્યુરરો અથવા આસેસરો ચુંટી કાહાડવામાં આવ્યા બાદ ફરીયાદનું કામ ચલાવનારે હીંદુસ્તાનના ફોજદારી કાયદામાંથી અથવા બીજા કાયદામાંથી જે ગુન્હાનું તોહમત મુકયું હોય તે ગુન્હાનું વર્ણન વાંચીને તથા કયા પુરાવા ઉપરથી તે તોહમતવાળાની તકસીર સાબીત કરવાની આશા રાખે છે તે ટુંકામાં કહી જણાવવાને પોતાનો મુકદમો શરૂ કરવો.

સાહેદોનીજબાની. પછી ફરિયાદનું કામ ચલાવનારો પોતાના સાહેદોને તપાસે.

ટીકા—પણ આગળ લીધેલી જુબાની સામેલ કરી બીજી નહીં લેવા કેદી કહે તો પછી નવેસરથી જુબાની લેવા જોર નથી પરમેશ્વર સીંગ વીરૂદ્ધ સરૂપઔદા કુરી. ૧૩ વી. રી. પ્ર. ૪૦

માજીસ્ત્રેટની આગળતોહમતવાળાએઆપેલી જબાનીને પુરાવો. ૨૮૭ તોહમતવાળાની જે જબાની કમિટ કરનારા માજીસ્ત્રેટે અથવા તેની રૂબરૂ યોગ્ય રીતે દફતરમાં દાખલ કરી હોય તે જબાની ફરિયાદનું કામ ચલાવનારે રજુ કરવી અને તે પુરાવા દાખલ વાંચવી.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૪૮ને મળતી છે—

માજીસ્ત્રેટ પાસે કેદીએ જે કબુલત આપી હોય તે કબુલત જજ આગળ કેદી ફરી જાય તોપણુ એ કબુલત કેદી વિરૂદ્ધ મચકુર પુરાવ છે પણ તે કબુલત ખુશીથી કરી છે એવી જજને ખાત્રી થવી જોઈએ—રાણી વિરૂદ્ધ જોગા પુજી વીકલી રીપોટ ૧૧ પ્ર. ૩૯

માજીસ્ત્રેટ પાસે લીધેલી જુબાની નીચે માજીસ્ત્રેટની સહી હોય તો તોહમતદારની એ જુબાનીની સાબિતી લેવાની જરૂર નથી. વિરૂધ્ધ સાબિત થતાં સુધી તેણે લખેલી હકીકત ખરી છે એવું ગણવું જોઇએ—રાણી વિરૂદ્ધ શ્રીમંતો મંગોળા. વી. રી. ૬ પ્ર. ૮૧ તથા રાણી વિરૂદ્ધ ગસામત જીવા વી. રી. ૮ પ્ર. ૪૦

કમીટ કરનાર માજીસ્ત્રેટ પાસે આપેલી જુબાની ઉપરથી કેદીને ગુનેગાર ઠરાવતાં પેહેલાં સેસન જડજે નીચેની બાબત ખાત્રી કરવી જોઇએ.

(અ) એ કબુલાત કેદીએ ખુશીથી કરી છે કે નહીં.

(બ) કબુલાત કર્યા પછી કેદીને કમીટ કરનાર માજીસ્ત્રેટે બતાવી અગર વાંચી સંભળાવી હતી.

(ક) એ કબુલાત નીચે માજીસ્ત્રેટનું સરટીફીકેટ છે કે નહી.

રાણી વિરૂધ્ધ મસાગત નીરૂ વીકલી રીપોટ ૭ પ્ર. ૪૯

કબુલાત નીચે સરટીફીકેટ ન હોય અને એ કબુલાત તેણે કરી છે એવો બીજો પુરાવો આપવામાં ન આવે તો તે કબુલાત પુરાવામાંજ લેવી નહી જોઈએ—રાણી વિરૂદ્ધ પીતાંબર ધુળી વીકલી રીપોટ ૧૪ પ્ર. ૧૦

**પ્રથમ ચોકસીની વખતે આપેલો જુબાની પુરાવો દાખલ થઈ શકશે.** ૨૮૮. કમીટ કરનારા માજીસ્ત્રેટની આગળ તોહમતવાળાની સમક્ષ કોઇ શાહેદની જુબાની યોગ્ય રીતે લેવામાં આવી હોય તે જુબાની કોરટમાં અધ્યક્ષસ્થાને બેસનાર જડજની નજરમાં આવે તો, જો સદરહુ શાહેદને રજુ કરવામાં આવે અને તેની તપાસ કરવામાં આવે તો તે કામમાં પુરાવો દાખલ ગણવાનો અધિકાર છે.

**ટીકા**—કમીટીંગ માજીસ્ત્રેટ પાસે સાહેદે જે હકીકતની જુબાની આપી હોય તે સાથે જડજ પાસે આપેલી જુબાનીની હકીકતનો જડજે મુકાબલો કરવો જોઈએ—રાણી વિરૂદ્ધ બીંદાબન લા. રી. ૫ વી.રી. પ્ર. ૫૪

**ફરીયાદનું કામ ચલાવનારની તરફના સાહેદોની જબાની લીધા પછી કેમ કરવું.** ૨૮૯ ફરીયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની અને તોહમતવાળાની જબાની (જો હોય તો) પુરી થઇ રહે ત્યારે તોહમતવાળાને પુછવું કે તારે પુરાવો રજુ કરવો છે કે નહીં.

તે કેહે કે મારે પુરાવો રજુ કરવો નથી તો ફરિયાદનું કામ ચલાવનારે પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવવો, અને જો કોરટની નજરમાં એવું આવે કે તોહમતવાળાએ ગુન્હો કર્યો છે એવો કાંઇ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કામમાં ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને અથવા જે કામમાં જ્યુરીથી ઈનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જ્યુરીને ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

જો તોહમતવાળો અથવા કેટલાક તોહમતવાળાઓમાંનો હરકોઇ તોહમતવાળો કહે કે મારે પુરાવો રજુ કરવો છે અને કોરટની નજરમાં એમ આવે કે તોહમતવાળાએ ગુન્હો કર્યો છે એવો કાંઇ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કામમાં ઈનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને, અથવા જે કામ-

માં જ્યુરીથી ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જ્યુરીને ફરમાવવાને મુખત્યાર છે.

જો તોહમતવાળો અથવા કેટલાએક તોહમતવાળાઓમાંનો હરકોઈ તોહમતવાળો કહે કે મારે પુરાવો રજુ કરવો છે; અને કોરટની નજરમાં એમ આવે કે તેણે ગુન્હો કર્યો છે. એવો પુરાવો છે, અથવા મારે પુરાવો રજુ કરવો નથી એવું તેના કહેવા ઉપરથી ફરીયાદનું કામ ચલાવનાર પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવે અને કોરટની નજરમાં એમ આવે કે તોહમતવાળાએ ગુન્હો કર્યો છે એવો પુરાવો છે, તો તોહમતવાળાને તેનો જવાબ કરવા માંડવાનું કોરટે ફરમાવવું.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૫૧ ના પેરેગ્રાફ ૧ લા અને બીજાને મળતી છે. ફરીયાદનું કામ ચલાવનારની તરફના સાહેદોની જુબાની લીધા પછી ન્યાયાધીસે શું કરવું તેને માટે આ કલમ છે.

તોહમતદાર તરફથી શું બચાવ કરવામાં આવ્યો તે દફતરમાં લખ્યું ન હોય તો તે અપુર્ણ દફતર કહેવાય ગોપાળ હજામના કામમાં વી. રી. ૧૫ પ્ર. ૧૬

તોહમતવાળાનો બચાવ થઈ રહ્યા પછી ફરિયાદીના એક સાહેદને ફરી બોલાવ્યો તેથી તે બાબત પુરાવ આપવાનો તોહમતવાળાને કાંઇ લાગ નહોતો. આ કામમાં એમ ઠરાવ થયો કે શિક્ષા રદ અને કામ ફરી ચલાવવું રાણી વિ અસાનુલ્લા વીકલી રીપોર્ટ ૧૨ પ્ર. ૧૫

જવાબ.

૨૯૦ પછી તોહમતવાળો અથવા તેનો પ્લીડર પોતાના તરફનો મુકદમો શરૂ કરવાને મુખત્યાર છે, અને તેણે તેમાં જે હકીકત ઉપર અથવા આ કાયદા ઉપર આધાર રાખવાનો પોતાનો ઇરાદો હોય તે હકીકત અથવા કાયદો કહેવો, તથા ફરીયાદનું કામ ચલાવનારની તરફના પુરાવા ઉપર જે જે ટીકા પોતાને જરૂરની લાગે તે કરવી. પછી તે પોતાના સાહેદો હોય તો તેઓને તપાસવાને મુખત્યાર છે, અને તેઓની ઉલટ તપાસણી અથવા ફરી તપાસણી કરવી હોય તો તે કર્યા પછી પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવવાને મુખત્યાર છે.

સાહેદોની જબાનીલેવા બાબત તથા તેઓને સમન કરાવવા બાબત તોહમતવાળાનો હક.

૨૯૧. જે સાહેદનું નામ તોહમતવાળાએ અગાઉ નહીં કહ્યું હોય તે સાહેદ હાજર હોય તો તેની જુબાની તોહમતવાળાને લેવા દેવી, પણ જે માજીસ્ત્રેટે તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કર્યો હોય તે માજીસ્ત્રેટને આપેલી ટીપમાં જે સાહેદોના નામ લખ્યાં હોય તે સિવાય બીજા કોઈપણ સાહેદને સમન કરીને બોલાવવાનો હક, ૨૧૧ મી તથા ૨૩૧ મી કલમમાં કહેલા પ્રસંગ સિવાય બીજે પ્રસંગે નથી.

કમિટ કરનાર માજીસ્ત્રેટ પાસે જે સાહેદોનાં નામ આપેલા ન હોય તે સાહેદોની જુબાની લેવરાવવા કેદી હક તરીકે માગણી કરી શકતો નથી.—રાણી વિરૂદ્ધ બોઇદ નાયુસીંગ વી. રી. ૩ પ્ર. ૨૯

બચાવનો સાહેદે સમન્સ કર્યા છતાં ગેરહાજર હોય તો કેસ મુલતવી રાખવા જજ બંધાએલા છે. ખસુસ કરીને એ સાહેદ અગત્યનો હોવો જોઈએ અને તેની જુબાની લીધા વગર કેસનો સંતોષકારક ફેંસલો થઇ શકે નહીં તેવું હોવું જોઇએ—રાણી વિ. ઇસનચંદરદત બેં. લો. રી. વા. ૬ પ્ર. ૮૮

પ્રત્યુતર આપવા

૨૯૨. જે તોહમતવાળાએ અથવા તોહમતવાળાઓમાંના હરકોઈએ

નો ફરિયાદનું કામ ચલાવનારનો હક. ૨૮૯ મી કલમ મુજબ પોતાને પુછ્યા ઉપરથી એવું કહ્યું હશે કે મારે પુરાવો રજુ કરવો છે તો ફરીયાદનું કામ ચલાવનારને પ્રત્યુતર આપવાનો હક છે એવું સમજવું.

જ્યુરીએ અથવા આસેસરોએ કાંઇ જગા નજરે જોવા બાબત. ૨૯૩. જ્યારે કોરટ એમ ધારે કે જે ગુન્હાનું તોહમત મુકયું છે તે ગુન્હો જે જગાએ કર્યાનું કેહેવામાં આવ્યું છે તે જગા અથવા બીજી જે જગાએ ઈનસાફને લગતી મુદ્દાની બીજી કોઈવાત બન્યાનું કેહેવામાં આવ્યું છે તે જગા, જ્યુરીએ અથવા આસેસરોએ નજરે જોવી જોઇએ, ત્યારે કોરટે તે પ્રમાણે હુકમ કરવો, અને કોરટના કોઇ અમલદારના હવાલામાં તે જ્યુરીને અથવા આસેસરોને એકઠા તે જગાએ લઇ જવા અને તે જગા કોરટે નિમેલા કોઈ સખસે તેઓને દેખાડવી.

તે અમલદારે કોરટની રજા સિવાય બીજા કોઈપણ સખસને તે જ્યુરીમાંના અથવા આસેસરોમાંના કોઇની જોડે બોલવા અથવા ચીઠી પત્રી વગેરે વડે વ્યવહાર ચલાવવા દેવો નહી. અને કોરટ બીજી રીતે ફરમાવે નહી તો તે જગા જોવાનું કામ પુરૂં થઇ રહે એટલે તુરત તેઓને પાછા કોરટમાં લઇ જવા.

જ્યુરરની અથવા આસેસરનીજબાની કયારે લેવાનો અખત્યાર છે ૨૯૪. કોઈ જ્યુરર અથવા આસેસર સબંધ રાખનારી કોઇ લગતી હકીકતથી પોતાની જાતે વાકેફ હોય તો હું એ વાતથી વાકેફ છું એવું જડજને જાહેર કરવાની તેની ફરજ છે. અને પછી કોઈ સાહેદની માફક જ તેને સમ આપીને તેની તપાસણી, ઉલટ તપાસણી, અથવા ફરી તપાસણી કરવાનો અધિકાર છે.

જે દિવસપર બેઠક મુલતવી હોયતે દિવસે જ્યુરીએ અથવા આસેસરોએ હાજર રહેવું. ૨૯૫. જો કોઇ ઇનસાફનું કામ મુલતવી રાખવામાં આવે તો જ્યુરીએ અથવા આસેસરોએ મુલતવી રાખેલી બેઠકે હાજર થવું અને ઇનસાફનું કામ પુરૂં થતાં સુધી પછીની દરેક બેઠકે હાજર રહેવું.

જ્યુરીને પુરી રાખવા બાબત. ૨૯૬. હાઇકોરટની આગળ કોઈ મુકદમાનો ઇનસાફ એક કરતાં વધારે દિવસ સુધી ચાલે તે દરમિયાનમાં જ્યુરીને એકઠી રાખવા બાબત તે હાઈકોરટ વખતે વખતે કાનુનો કરવા મુખત્યાર છે, અને જુરરોને તે કોરટના કોઇ અમલદારના હવાલામાં એકઠા રાખવા કે તેમને પોતપોતાને ઘેર પાછા જવા દેવા અને રાખવા તો કેવી રીતેરાખવા તે બાબત પ્રમુખ જડજ સદરહુ કાનુનોને અનુસારીને હુકમ કરવાને મુખત્યાર છે.

ક—જે મુકદમાનો ઇનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદમાઓમાં ઇનસાફનો છેટો.

જ્યુરીને આદેશ. ૨૯૭. જેમુકદમાનો ઇનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદમાઓમાં તોહમતનો જવાબ દેવાનું કામ પુરૂં થઇ રહે અને ફરીયાદનું કામ ચલાવનારને પ્રત્યુતર આપવો હોય તો તે પ્રત્યુતર આપે એટલે કોરટે જ્યુરીને આદેશ આપવા માંડવો તેમાં ફરીયાદનું કામ ચલાવનારની તરફના તથા તોહમતવાળાની તરફના સાહેદીને પુરાવાનો સાર કહી સંભળાવવો અને જે કાયદા પ્રમાણે જ્યુરીએ ચાલવું તે કાયદો કહેવો.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧ લાની કલમ ૨૫૫ ના પારેગ્રાફ ૧ લાને મળતી છે.

કેદી ઉપર દયા કરવી એવું જ્યુરીને આ દેશ આપતી વખત જડજ કહી શકતા નથી એ દયા કરવી અગર ન કરવી એ જ્યુરીનું કામ છે—રાણી વિરૂદ્ધ દોસા મુસલમાની વીકલી રીપોટ ૧૪ પ્ર. ૪૬

કેદી વિરૂદ્ધ કાંઇ પુરાવો ન હોય તો કેદીને નિરદોષ કરવા જડજે જ્યુરીને કહેવું જોઇએ. કેદી ગુન્હેગાર છે કે બીન ગુન્હેગાર છે તે કહેવાનું કામ જ્યુરી ઉપર રાખવું નહીં જોઇએ—રાણી વિરૂદ્ધ ગીરધારી માનજી વી. રી. ૭ પ્ર, ૩૯

આ કલમના નિયમ પ્રમાણે વરતવામાં જડજ ગફલત કરે અને પુરાવનો સાર જ્યુરીને કહી સંભળાવે નહીં તો નવેસરથી તજવીજ થવાનો હુકમ થઈ શકે—રાણી વિરૂદ્ધ સગશેર એં. વી. રી. ૯ પ્ર. ૫૧

જુરીથી ઈનસાફ થાય તેવા કેસમાં પુરાવાનો સાર કહેવા આ કલમ ફરમાવે છે પણ એક વખતે કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે આસેસરથી ઇનસાફ થાય તેવા કેસમાં જડજ પુરાવાનો સાર કહે તેથી કાંઇ ગેરવ્યાજબી થતું નથી—રાણી વિરૂદ્ધ અમીરૂદીન બેંગાલા લા રીપોટ વા૦ ૭ પ્ર. ૬૩

જુરીને આદેશ આપતી વખતે ચોરીની મીલકતને ઓલખાવા વિશેની સ્વીસ્તર હકીકત કહેવા જડજ ભુલી ગયો હોય તો તેથી જુરીને જડજે ખોટો આદેશ આપ્યો એવું સમજવું નહીં—રાણી વિરૂદ્ધ માધવપાલ અને બીજા વીકલી રીપોટ ૧ પ્ર. ૨૨

જડજનું કામ. ૨૯૮ સદરહુ મુકદમાઓમાં જડજનું કામ હેઠળ લખ્યા પ્રમાણે છે.

(અ) કાયદાની જે તકરારો ઇનાસફ ચાલતી વખતે નિકળે તે સઘળી તકરારોનો. અને વિશેષે કરીને જે હકીકતો સાબીત કરવાનો વિચાર હોય તે હકીકતોનાં લાગુપણા બાબત, તથા કાંઇપણ પુરાવો દાખલ થઇ શકે કે નહી તે બાબત અથવા પક્ષકારોએ અથવા તેમની તરફથી પુછેલા સવાલોની યોગ્યતા બાબત સઘળી તકરારોનો ફેંસલો કરવો; અને પોતાની નજરમાં આવે તો દાખલ ન થઈ શકે એવો પુરાવ રજુ થતો અટકાવવો. પછી તે પુરાવા બાબત પક્ષકારોએ હરકત લીધી હોય કે નહી હોય તો પણ.

(બ) ઇનસાફની વખતે પુરાવામાં આપેલા સઘળા દસ્તાવેજોના અર્થ તથા અન્વય બાબત ફેસલો કરવો;

(ક) મુકરરર બાબતોનો પુરાવો આપાય એટલા માટે હકીકતની જે બાબતો સાબીત કરવાની જરૂર હોય તે સઘલી બાબતોનો ફેંસલો કરવો,

(ડ) કાંઇ તકરાર નિકળે તેનો નિકાલ પોતે કરવો કે જુરીએ કરવો તે બાબત ફેંસલો કરવો, અને એ બાબત તેનો ફેસલો જ્યુરીને બંધક છે.

સાહેદી પુરાવાનો સાર કહી સંભળાવતી વખતે પોતાની નજરમાં યોગ્ય જણાય તે હકીકતની કાંઈ તકરાર અથવા કાયદાની અને હકીકતની એ બેઊની ભેગી કાંઇ તકરાર તે કામને લગતી હોય તે બાબત પોતાનો અભિપ્રાય જુરીને જણાવવાને જડજ મુખત્યાર છે.

દ્રષ્ટાંતો.

(અ) જે સખસ તે કામમાં શાહેદ ન હોય તે સખસે કાંઇ મચકુર કહ્યો હોય તે મચકુરનો પુરાવો જે હકીકત પરથી દાખલ થઈ શકે તે હકીકત સાબીત થઇ છે એ સબબ પરથી તે મચકુર સાબીત કરવાનો વિચાર છે.

તેવી હકીકત હતી એવું સાબીત થયું છે કે નહી તેનો નિશ્ચય કરવો એ જડજનું કામ છે, જુરીનું કામ નથી.

(બ) જે અસલ દસ્તાવેજ ખોવાઈ ગયાનું અથવા જેનો નાશ થઈ ગયાનું કહેતા હોય તે દસ્તાવેજ આપવાનો વિચાર છે.

તે અસલ દસ્તાવેજ ખોવાઇ ગયલો છે કે નહી અથવા તેનો નાશ થઈ ગયો છે કે નહી તેનો નિશ્ચય કરવો એ જડજનું કામ છે.

ટીકા—આ કલમ અને ૧૮૭૧ ના આકટ ૧ લાની કલમ ૨૫૬ ને મળતી છે. જુરીથી ઈનસાફ થાય તેવા કેસોમાં જડજનું શું કરવાનુ કામ છે તેને માટે આ કલમ છે.

હકીકતના સ્વાલ ઉપર જુરીને સલાહ આપવા જડજ બંધાએલા છે અને વળી પડેલા પુરાવ ઊપરથી પોતાના મન ઉપર કેવી અસર થઇ છે તે પણ જુરીને જડજ કહી શકેછે રાણી વિરૂદ્ધ દ્વારકાનાથ સેનના કામમાં વીકલી રીપોર્ટ ૧૩ પ્ર. ૩૪

એક છોકરીનું હરણ થયું હતું તે બાબતના કામમાં એ છોકરીની ઉમર નકી કરવાનું કામ જડજે જ્યુરીને સોપ્યું જડજે પોતે તો તે સબંધી પોતાનો શું અભિપ્રાય છે તે કહ્યું, એ મત સાથે જ્યુરી એક મત થઇ તેમાં ઠરાવવામાં આવ્યું કે આથી જડજે જ્યુરીને અવળે રસ્તે દોરી એવું થતું નથી રાણી વિરૂદ્ધ સામા ખાનકી વિકલી રીપોર્ટ ૭ પ્ર. ૨૨

"તોહમતદારના કબજામાં મુદ્દામાલ કેમ આવ્યો તે તે સાબીત કરી શકે નહી તો તમારી ફરજ છે કે તમારે તેને ગુનેહગાર ઠરાવવો કેમકે કાયદો એવુ અનુમાન કરે છે કે જો એવું બતાવે નહીતો એ મીલકત ગેરકાયદે તેણે મેળવી છે." આ શબ્દોમાં જડજે જુરીને ફરમાવ્યુ તે ખોટો આદેશ કરયો એવું નથી—રાણી વિરૂદ્ધ નારાયણ બાગદી વીકલી રીપોર્ટ ૫ પ્ર. ૩.

એક ખુનનાં કેસમાં જે ખુન થયું હતું તે કારણ વિશે અને એ ખુનના સબંધમાં લાંચ રૂસ્વત આપવાના પ્રયત્ન થયાં હતાં તે સાથે કેહેનો કેટલો સબંધ હતો એ બેઉ બાબત જ્યુરીએ વિચારવા જેવી હતી પણ જડજે તે વિચારેલી હોવાથી જડજે જ્યુરીને ખોટો આદેશ આપ્યો એવું ઠરાવી જ્યુરીના નીવેડો રદ કર્યો—રાણી વિરૂધ્ધ કાલીચરણ ગાંગુલી વી. રી. ૭ પ્ર. ૨

જ્યુરીનું કામ. ૨૯૯. જ્યુરીનું કામ હેઠળ લખ્યા પ્રમાણે છેઃ—

(અ) મુકદમામાંની હકીકતોની કઈ બાજુ ખરી છે તે નકકી કરવું અને પછી તે બાજુને આધારે જે ઠરાવ જડજના આ દેશ પ્રમાણે કહી સંભળાવવો જોઇએ તે ઠરાવ કહી સંભળાવવો.

(બ) કાયદાના શબ્દો સિવાય બીજા જે પારિભાસીક શબ્દોનો તથા જે શબ્દોનો અર્થ અસાધારણ અર્થમાં કર્યો હોય તથા તે નકી કરવાનો જરૂર હોય તેનો અર્થ નકી કરવો. પછી તે શબ્દો દસ્તાવેજમાં આવ્યા હોય કે નહીં તોપણ.

(ક) જે તકરારોને કાયદા પ્રમાણે હકીકતની તકરારો ગણવી જોઇએ તે સઘળી તકરારોનો ફેંસલો કરવો.

(ડ) સામાન્ય મોઘમ વાકયો હોય તે અમુક પ્રસંગને લાગુ છે કે નહી તેનો ઠરાવ કરવો, પણ તે વાકયોનો સબંધ કાયદા પ્રમાણે કામ ચલાવવાની રીત સાથે હોય અથવા તેઓનો અર્થ કાયદાથી નકી કર્યો હોય તો એ બેઉ પ્રસંગે તેઓનો અર્થ ઠરાવવો એ જડજનું કામ છે. જ્યુરીનું નથી.

દ્રષ્ટાંતો.

(અ) બ. નાં ખુન બાબત અ. નો ઇનસાફ ચાલે છે.

ખુનમાં અને શિક્ષણીય મનુષ્યવધમાં કેટલો ફેર છે. તે જ્યુરીને સમજાવવો અને

હકીકતોની કઇ કઇ સમજ પ્રમાણે અ. ની ઉપર ખુનનો અથવા શિક્ષાણીય મનુષ્ય વધનો, ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવો અથવા કઈ સમજ પ્રમાણે અ. એ ગુન્હો કર્યો નથી એવો ઠરાવ કરવો એ તેઓને કહેવું એ જડજનું કામ છે. હકીકતોની કઇ સમજ ખરી છે એનો નિશ્ચય કરવો અને જડજનો આદેશ ખરો અથવા ખોટો હોય અને તે પ્રમાણેજ પોતાનો મત હોય કે નહીં હોય તોપણ તે આદેશ પ્રમાણે પોતાનો ઠરાવ કહી સંભળાવવો એ જ્યુરીનું કામ છે.

(ગ) તકરાર એવી છે કે કોઇ અમુક બાબત ઉપર કોઇ સખસે વ્યાજબી ગત ધારણ કરેલો કે નહીં–કામ ઘટિત હુશીયારીથી અથવા બરાબર મેહેનત કરીને કરેલું કે નહીં આમાંની દરેક તકરારનો નિશ્ચય કરવો એ જ્યુરીનું કામ છે.

વિચાર કરવાને એકાંતમાં જવાબા બત.

૩૦૦. જે મુકદમાનો ઇનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદમામાં જડજે પોતાનો આદેશ પુરો કર્યા પછી જ્યુરી પોતાના ઠરાવ બાબત વિચાર કરવાને એકાંતમાં જવાને મુખત્યાર છે.

કોરટની રજા વગર જ્યુરર સિવાય બીજા કોઈ સખસે સદરહુ જ્યુરીના કોઇપણ મેંબરની જોડે બોલવું નહીં અથવા ચાંઠી પત્રી વગેરે વડે વ્યવહાર ચલાવવો નહિં.

ઠરાવ કહી સંભળાવવા બાબત.

૩૦૧. જ્યારે જ્યુરી પોતાના ઠરાવ બાબત વિચાર કરી રહે ત્યારે તેમનો જે ઠરાવ હોય તે અથવા તેમાંના અધિકાધિકોનો જે ઠરાવ હોય તે જ્યુરીના અગ્રેસરે જડજને જણાવવો.

જ્યુરીવાળાઓના જુદા જુદા મત હોય ત્યારે કેમ કરવું.

૩૦૨ જ્યુરીનાં સઘળાં માણુસો એક મત ન હોય તો વધારે વિચાર કરવા સારૂ એકાંતમાં જવાનું તે જુરીને ફરમાવવાને જડજ મુખત્યાર છે. જડજ યોગ્ય ધારે તેટલી મુદત પછી જુરીના સઘળાં માણુસો એક મત ન હોય તોપણ તે જુરી પોતાનો ઠરાવ કહી સંભળાવવાને મુખત્યાર છે.

ટીકા—આરોપિતપર જે ગુન્હો સાબેત થયો તે બદલ જો કે જુદું તોહમત તેના ઉપર મુકવામાં આવ્યું નહોતું તોપણ જુરી સાથે એક એકમત થઇ તે તોહમતને માટે કરેલો ઠરાવ અમલમાં લાવી શકાય છે. આરોપિતપર જે તોહમત મુકવામાં આવ્યું હોય તે તોહમતનો કાંઈ ભાગ સાબેત થયો હોય તો તે તોહમતમાં બતાવેલો ગુન્હો સાબેત થયાનો ઠરાવ કરવાનો કોરટને અધિકાર છે. જુરીએ કાયદા પ્રમાણે સર્વ મતે આપેલો અભિપ્રાય જડજનેપસંદ ન હોય તો આ કલગ પ્રમાણે કામ ચલાવવું જોઇએ. જુરીના સઘળા સખસનો એકમત હોય અને તેમનો અભિપ્રાય કાયદા વિરૂદ્ધ ન હોય તો જુરીને વધારે વિચાર કરવા સારૂ એકાંતમાં મોકલવાની જરૂર નથી. બંગાળા સરકાર વિરૂદ્ધ પહાડી વિગરે ઈંડીયન લા. રી. ક. વા. ૫ પ્ર. ૮૭૧

પેહેલા તોહમતદારની બાબતમાં જુરીએ એમ ઠરાવ્યું કે કેદી નિરદોષ છે અને બીજામાં તે ગુન્હેગાર સાબિત ગણ્યો તે પરથી સેસન જડજ સાહેબે તેમનો ઠરાવના મંજુર કર્યો અને પ્રથમની બાબતમાં કેદીને ગુન્હેગાર ઠરાવવા સાબિત સારૂ જુરીને ફરમાવ્યું–એમ ઠરાવવામાં આવ્યું કે જુરીને ઉપર મુજબ હુકમ કરવાનો સેશન જડજને અધિકાર નથી. જ્યારે ઘણાં તોહમતોનો ઇનસાફ કરવા જુરીને સોંપવામાં આવ્યું હોય ત્યારે એવું અનુમાન કરવુંજ જોઈએ કે દરેક તોહમતની પુષ્ટીને સારૂ જોઈએ તેટલો પુરાવ હતો અને સઘળાં તોહમતોમાંથી કયાં કયાં સાબિત ગણવા અને કયાં કયાં ન સાબિત ગણવાં એ જુરીના અખત્યારની વાત છે જડજ સાહેબે જુરીનો પ્રથમનો ઠરાવ નોંધવો જોઇતો હતો, અને કેદીને તે ઠરાવ પ્રમાણે શિક્ષા કરવી જોઇતી હતી. રાણી વિરૂધ્ધ જ્યોયફિસ્તો ગોસામી વી. રી. ૭ પ્ર. ૨૨

દરેક તોહમતબા- ૩૦૩. કોરટે બીજી રીતે હુકમ કર્યો ન હોય તો જે તોહમતો ઉપ-
બત ઠરાવ કહી સં રથી તોહમતવાળાનો ઇનસાફ કર્યો હોય તે સઘળાં તોહમતો બાબતનો
ભળાવવો. જુરીએ પોતાનો ઠરાવ કહી સંભળાવવો, અને તેમનો ઠરાવ શો છે તે-
નો નિશ્ચય કરવા સારૂ જે સવાલો પુછવાની જરૂર હોય તે સવાલો તે-

જુરીનેસવાલપુ ઓને પુછવાને જડજ મુખત્યાર છે.
છવાનોજડજનેઅ
ધિકાર છે.

સવાલો તથા જ સદરહુ સવાલો તથા તેમના જવાબો દફતરમાં દાખલ કરવા.
વાબો દફતરમાંદા
ખલ કરવા.

**ટીકા**—જ્યુરીએ કાંઈ અમુક રીતે પોતાનો ઠરાવ કહી સંભળાવવો તે બાબત કાયદામાં ઠરાવ નથી અને તેથી જ્યુરી પોતાની નજરમાં યેગ્ય લાગે એવી રીતે તે ઠરાવ કહી સં-ભળાવવાને મુખત્યાર છે તે ઠરાવમાં જો મુદ્દાની સઘળી હકીકત ઉપર જે તોહોમત અથવા તોહોમતોનો આધાર હોય તેમાંથી કાંઈ રહી જતુ ન હોય તો જ્યુરીનો ઠરાવ શો છે તે નિ-શ્ચય કરવા સારૂ જે સવાલો પુછવાની જરૂર હોય તે સવાલો પુછવાને જડજને અખત્યારછે. તથા તે પ્રમાણે સવાલો પુછવાનો તેની ફરજ છે. રાણી વિરૂધ. હરિપ્રસાદ ગાંગોલી વીકલી રીપોટ ૧૪ પ્ર. ૫૯

તેથી ઉલટો ફેંસલો રાણી વિ. મુખનકુમારનો જુઓ. વીકલી રીપોટ ૧ પ્ર. ૨૭૫. એક કામમાં નામદાર જસ્ટીસ પ્રીનસેપે એવું ઠરાવ્યું છે કે જ્યુરીએ જે ઠરાવ કહી સં-ભળાવ્યો તે હોય ઠરાવનાં કારણો પુછવા જડજને કાયદાથી પ્રતિબંધ નથી. જ્યુરીનો ઠરાવ શોછે તેનો નિશ્ચય કરવા સારૂજ ફકત જડજને જ્યુરીને સવાલ પુછવાની જરૂર છે આવી રીતની જરૂર ખરેખરી હોય તોજ સવાલ પુછવા કાયદેસર છે. જ્યુરીએ ઠરાવ કહી સંભળાવ્યા બાદ તેમણે જે અનુમાનો કરેલાં છે તે ગેરકાયદેસર અને વિરૂધ છે એવું બતાવવાના હેતુથી અ-થવા તેમનો ઠરાવ છેવટનો નથી એવી તકરાર ઉઠાવવાને જડજને સત્તા મળે એવાં સાધનો આપવાના હેતુથી જ્યુરીને ઊલટપાલટ સવાલ પુછવાનો સેસન જડજને અખત્યાર આપવો એ ભય ભરેલું છે, એમ બેશક કાયદા કરનારે ધારેલું હશે; પણ આ કેસમાં પેહેલા તોહ-મત વિશે જ્યુરીએ કરેલા ઠરાવની બાબતમાં જુરીના અગ્રેસરે જે જવાબો આપેલા છે તે જવાબોપરથી એમ માલમ પડે છે કે તેમના વિશે તેમનાં મનમાં કાંઈ શક હતો અને અમે ધારીએછીએ કે એ શક જડજને માલમ પડવાથી અંતરે જોતાં જડજે જે સવાલો પુછયા હતા તે સવાલો આ કલમના ઠરાવ મુજબ વ્યાજબી રીતે પુછવામાં આવ્યા હતા— ફીઅર જસ્ટીસસાહેબ રાણી વિરૂધ સુરતીરામ મંડળ વીકલી રીપોટ ૨૧ પ્ર૦ ૫૧૨

જ્યુરીનોઠરાવસુ ૩૦૪ જ્યારે અકસ્માતથી અથવા ભુલથી ખોટો ઠરાવ કહી સંભ-
ધારવા બાબત. ળાવ્યો હોય ત્યારે તે દફતરમાં દાખલ કરતાં પેહેલાં અથવા દાખલ
કર્યા પછી તુરત તે ઠરાવમાં સુધારો કરવાને જ્યુરી મુખત્યાર છે અને
આખરે સુધાર્યા પ્રમાણે તે ઠરાવ થવો જોઇએ.

હાઇકોરટમાંજ્યુરી ૩૦૫ જ્યારે હાઇકોરટની આગળ જે મુકદમાનો ઈનસાફ કર્યો હોય
નાઠરાવપ્રમાણેક્યા તે મુકદમામાં જુરીના સઘળા માણસો એક મત હોય અથવા જ્યારે
રેચાલવું. તેમાના છ જણ એક મત હોય અને જડજ તેમની સાથે મળતો આ-
વે ત્યારે જડજે સદરહુ મત પ્રમાણે ઠરાવ આપવો.

જ્યારે સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં જુરીની ખાત્રી થાય કે અમે એકમત થઇશું નહી, પણ તેમાંના છ જણ એકમત હોય ત્યારે અગ્રેસરે જડજને તે મુજબ ખબર આપવી.

બીજે પ્રસંગે જુરીને રજા આપવા બાબત. — જો જુરીમાંના અધિકાંશીક સાથે જડજ ગળતો ન આવે તો તેણે જુરીને એકદમ રજા આપવી.

જુરીમાંના છ જણ એક મત ન હોય તો પોતાને યોગ્ય લાગે એટલો વખત વીત્યા પછી જડજે જુરીને રજા આપવી.

સેસન કોરટમાં જુરીનાઠરાવ પ્રમાણે ક્યારે ચાલવું. — ૩૦૬ જે મુકદમાનો ઈનસાફ સેસન કોરટની આગળ કર્યો હોય તે મુકદમામાં જુરરોનો ઠરાવ અથવા જુરરોમાંના અધિકાધિકનો ઠરાવ ના કબુલ કરવાની જરૂર નથી એમ જડજને લાગે, ત્યારે તણે તે ઠરાવ મુજબ ફેંસલો આપવો.

તોહોમતવાળો બીન તકસીરવાર ઠરે તો જડજે તેની ઉપર ગુન્હો ના શાબીત થયાનો ફેંસલો દફતરમાં દાખલ કરવો. તોહોમતવાળો તકસીરવાર ઠરેતો જડજે કાયદા મુજબ તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.

જયારેજુરીનોઠરાવસેસન જડજ નાકબુલકરેત્યારેકેમ કરવું. — ૩૦૭ સદરહુ પ્રકારના કોઈપણ મુકદમામાં જે તોહોમતો ઉપરથી તોહોમતવાળાનો ઈનસાફ કર્યો હોય તે સઘળા તોહોમતો બાબત અથવા તેમાંના કોઈપણ તોહોમત બાબત જુરરોના ઠરાવથી અથવા જુરરોમાંના અધિકાધિકોના ઠરાવથી જડજ એટલો બધો જુદો પડે કે ઈનસાફની મતલબ પારપાડવા સારૂ તે મુકદમો હાઇકોરટમાં મોકલવાની તેને જરૂર લાગે, તો તે મુજબ તે મુકદમો તેણે મોકલવો અને પોતાના મતના કારણ દફતરમાં દાખલ કરવાં. અને જયારે જયુરીનો ઠરાવ ગુન્હો ના સાબીત થયાનો હોય ત્યારે જે ગુન્હો થયેલો પોતાને લાગે તે ગુન્હો જણાવવો.

આ કલમ પ્રમાણે જડજ કાઇ મુકદમો મોકલે ત્યારે જે તોહમત ઉપરથી તોહોમતવાળાનો ઈનસાફ કર્યો હોય તેમાંના કોઇપણ તોહમત બાબત તે ગુન્હો ના સાબિત થયાનો અથવા સાબિત થયાનો ફેંસલો દફતરમાં દાખલ કરવો નહી, પણ તોહોમતવાળાનેપાછો પેરામાં મોકલવાને અથવા તેના જામીન લેવાને તે મુખત્યાર છે.

અપીલમાં હાઇકોરટ જે અખત્યાર ચલાવી શકે તેમાંનો હરકોઇ અખત્યાર આવી રીતે મોકલેલા મુકદમાની તજવીજ કરતી વખતે ચલાવવાને તે કોરટ મુખત્યાર છે, પણ જે તોહમત તઇયાર કરી તે પોતાની આગળ રજુ કર્યું હોય તે તોહમત ઉપરથી જે ગુનો તોહમતવાળાની ઉપર જુરી ઠરાવી શકત તેવા કોઇપણ ગુન્હા બાબત તોવમતવાળાને બિનતકસીરવાર અથવા તકસીરવાર ઠરાવવાને હાઇકોરટ મુખત્યાર છે; અને જો તેને પોતે તકસીરવાર ઠરાવેતો જે શિક્ષાનો હુકમ સેસન કોરટ કરી શકત તે શિક્ષાનો હુકમ કરવાને હાઇકોરટ મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૬૩ ના પારેગ્રાફ ૫ અને ૬ અને સન ૧૮૭૪ ના આકટ ૧૧ ની કલમ ૨૧ ને મળતી છે. આ કલમમાં "એટલો બધો (જુદો પડે) કે" એ શબ્દો નવા છે. આ શબ્દો જે રાણી વિરૂદ્ધ ભવાની બીન

પાંડુજી (ઈં લા. રી. મુંબાઈ વા. ૨ પ્ર. ૫૨૬) ના કામમાં ઠરાવ કરવામાં આવ્યો હતો તે પ્રમાણે ઉમેરવામાં આવ્યા છે. આ કલમમાં વળી "અને જ્યારે જુરીનો ઠરાવ ગુન્હો ના સાબિત થયાનો હોય ત્યારે જે ગુન્હો થએલો પોતાને લાગે તે ગુન્હો જણાવવો" એ જે શબ્દો છે તે રાણી વિ. શાહેરાય (ઈં લા. રી. વા. ૩ કલકત્તા પ્ર. ૬૨૩) ના કામમાં જે ઠરાવ થયો છે તે પ્રમાણે ઉમેરવામાં આવ્યા છે. વળી છેલ્લા પારેગ્રાફમાં "પણ જે તોહમત તૈયાર કરીને પોતાની આગળ રજુ કર્યું હોય તે તોહમત ઉપરથી જે ગુન્હો તોહમતવાળાની ઉપર જુરી ઠરાવી શકત તેવા કોઈપણ ગુન્હા બાબત તોહમતવાળાને બીન તકસીરવાર અથવા તકસીરવાર ઠરાવવાને હાઈકોરટ મુખત્યાર છે; એ જે શબ્દો છે તે રાણી વિરૂદ્ધ હરી બોરધા (ઈં. લા. રી. કલકત્તા વા. ૩ પ્ર. ૧૯૨) ના કામમાં જે ઠરાવ કરવામાં આવ્યો છે તેને અનુસરીને દાખલ કરવામાં આવ્યા છે.

જુરીએ કેદીને નીરદોષ ઠરાવ્યાનો નીવેડો આવ્યો હોય તે સાથે જડજ એકમત ન થયો હોય એમ છતાં હાઇકોરટમાં તે કેસ ન મોકલતાં તે નીવેડો પ્રમાણે ઠરાવ કરે તો સરકારને નીવેડો વિરૂધ્ધ અપીલ કરી શકે છે. કૈસરે હીંદ વિરૂધ્ધ હરીગનું. ૨ ઈં લો. રી. (મુંબાઇ) પ્ર૦ ૫૨૬

ગ—જ્યુરીને રજા આપ્યા પછી તોહમતવાળાનો ફરીથી ઇનસાફ કરવા બાબત.

**જ્યુરીને રજા આપ્યા પછી તોહમતવાળાનો ફરીથી ઇન્સાફ કરવા બાબત.** ૩૦૮ જ્યારે જ્યુરીને રજા આપવામાં આવે ત્યારે તોહમતવાળાને (પ્રસંગ પ્રમાણે) પેહરામાં અટકાવી રાખવો અથવા જામીન ઉપર છોડવો, અને બીજી કોઇ જ્યુરીથી તેનો ઇનસાફ કરવો. પણ જો જડજની નજરમાં એમ આવે કે તોહમતવાળાનો ફરીથી ઇનસાફ નહી કરવો જોઇએ તો તે પ્રસંગે જડજે તોહમતનામાની ઉપર તે મતલબની નોંધ કરવી અને તે નોંધનું ફળ ગુન્હો ના સાબીત થયાના ઠરાવ જેવું થશે.

હ-આસેસરો લઇને જે મુકદમાનો ઈનસાફ કરવો હોય તે મુકદમામાં ઇનસાફનો છેડો.

**આસેસરોનાં મત કહી સંભળાવવા બાબત.** ૩૦૯ જે મુકદમાનો ઇનસાફ આસેસરોની મદદથી કર્યો હોય તે મુકદમામાં જ્યારે તોહમતનો જવાબ દેવાનું કામ પુરૂ થઈ રેહે અને ફરિયાદનું કામ—ચલાવનારને પ્રત્યુતર આપવો હોય તો તે આપે એટલે કોરટ ફરિયાદનું કામ ચલાવનારની તરફના અને તોહમતવાળાની તરફના સાહેદી પુરાવાનો સાર કહી સંભળાવવાને મુખત્યાર છે, અને પછી કોરટે દરએક આસેસરને તેનો મત મોહોડેથી કહેવાનું ફરમાવવું અને તે મત દફતરમાં દાખલ કરવો.

**ફેંસલો.** પછી જડજે ફેંસલો આપવો; પણ તેમ કરવામાં તે આસેસરોના મત પ્રમાણે ચાલવાને બંધાયલો નથી.

જો તોહમતવાળો તકસીરવાર ઠરે તો જડજે તેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.

ટીકા—આ કલમમાં જે કામ આસેસરોની મદદથી ચલાવવામાં આવ્યું હોય તેમાં ફરિયાદીનો તથા ડીફેન્સનો કેસસમ અપ કરવા એટલે કોરટની રૂબરૂ હકીકત તથા દલીલો મુકવા વિશે જે ઠરાવ છે તે ઠરાવ રાણી વિરૂદ્ધ અમીરૂદીનના કામમાં જે સુચના નાર્મન જસ્ટીસ સાહેબે કરેલી તે ઉપરથી નવો રચવામાં આવ્યો છે બિકલા રીપોટ ૧૫ ક્રી. રૂ. ૨૫.

જુના. ક્રી. પ્રો. કો કલમ ૨૫૪ (આ કલમ ૩૦૯) તથા જુ. ૨૬૧ (કલમ ૩૦૯) જોતાં કાયદા કરનારનો એવો હેતુ છે કે કહી અપરાધી છે કીંવા નહી અને જો અપરાધી છે તો તેનાપર મુકેલાં તોહમત જે ઠરાવ છે તે ઠરાવ રાણી વિરૂદ્ધ અમીરૂદીનના કામમાં આસેસરોએ

એટલુંજ કહ્યું છે કે મહાજનીએ ગાળો દીધાથી આરોપીતે તેને માર્યો છે. જડજે જે મોટો લાંબો ફેંસલો લખ્યો છે તે ઉપરથી જોઈએ તો તેણે આસેસરોનો અભિપ્રાય બીલકુલ ધ્યાનમાં લીધો નથી એવું દેખાઇ આવે છે આસેસરે જે ઉત્તર આપ્યો તે ઉપરથી આરોપીત અપરાધી છે કીંવા નહીં એ બદલ તેમનો શો વિચાર હતો એ કાંઇ સમજાતું નથી માટે આ કામ ફરી સેશન જડજ પાસે મોકલવું અને જડજે ફરી કામ ચલાવી આસેસરનો સ્પષ્ટ અભિપ્રાય લેવો અને પછી પોતાનો ફેંસલો કહેવો એટલે સર્વ કામ કાયદેસર થશે. સરકાર વિ. ગાતમ ગાલ વીકલી રી. ૨૨ પ્ર. ૩૪

જુઠા પુરાવ આપવાના ખોટા ઇરાદાનું, કેફીયત ઉપરથી, અનુમાન થઇ શકે છે—રાણી વિ. રવનરાથ સધરલેંડ વુકલી રીપોર્ટ ૨ ક્રી. રૂ. ૧૩ દરેક આસેસરનો અભિપ્રાય જુદો જુદો સ્પષ્ટ રીતે જડજે લખી લેવો જોઇએ કેમકે તેનું વજન ફકત તે અભિપ્રાયના જે કારણો બતાવવામાં આવે તે ઉપર આધાર રાખે છે. વી. રી. ૩. ક્રી રૂ. ૬

જુઠો પુરાવો આપવાના જે કેસમાં પુરાવો આપ્યો હોય તે કેસનું દફતર અપીલ કોરટમાં મોકલી દેવું જોઇએ.—રાણી વિ. અનુપાટોની અને બીજા વી. રી. ૩ ક્રી. રૂ. ૧૫.

એક સાક્ષિનો પુરાવો ભરંસો રાખવા જોગ હોય તો તે બસ છે—રાણી વિ. બીંદુ વીકલી રીપોર્ટ ૮ ક્રી. રૂ. ૬૦

જજમેન્ટ આપતાં પેહલાં કોઈ સેશન જડજની બદલી થાય તો નવેસરથી ઈનસાફનું કામ શરૂ કરવું જોઇએ. જો કદાપી તોહમતવાળો કબુલ કરે કે નવેસરથી કામ ચલાવવાની જરૂર નથી તોપણ નવેસરથી કામ નહી ચલાવતાં જુના દફતર ઉપરથી ફેંસલો આપે તો કાયદાસર નથી. રઘુનાથદાસ વી. રી ૨૩ પ્ર· ૫૯; ગોવીન્યુનો વી. રી. ૨૧ પ્ર. ૪૭

કલમ ૨૯૭ નિચે રાણી વિ. દાસો મુસલમાનીનો કેસ બતાવ્યો છે તે જુઓ.

આઈ—અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય તો કામ ચલાવવાની રીત.

અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોયતો કેમ કરવું. ૩૧૦ જુરીથી અથવા આસેસરોના મદદથી ઇનસાફ કરવામાં આવે તેમાં તોહમતવાળાની ઉપર જે ગુન્હાનું તોહમત મુકયું હોય ત્યારે ૨૭૧ મી. ૨૮૬ મી. ૩૦૫ મી, ૩૦૬ ઠી અને ૩૦૭ મી કલમમાં કામ ચલાવવાની જે રીત ઠરાવી છે તેમાં હેઠળ લખ્યા મુજબ ફેરફાર કરવો:—

(અ) પછાડેના ગુન્હાનો હું તકસીરવાર છું એવો જવાબ તોહમતવાળાએ દીધો ન હોય અથવા પછવાડેનો ગુન્હો તેના ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો નહી હોય તો, અને ત્યાં સુધી તોહમતનામાના જે ભાગમાં અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયાની વાત લખી હોય તે ભાગ કોરટમાં વાંચી સંભળાવવો નહી, અને તોહમતનામામાં કહ્યા મુજબ અગાઉ તમારી ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો કે નહી એવું તોહમતવાળાને પુછવુ નહી.

(બ) પછવાડેના ગુન્હાનો હું તકશીરવાર છું એવો જવાબ તે આપે અથવા તે ગુન્હો તેની ઊપર સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે, તો પછી તેને પુછવું કે તોહમતનામામાં કહ્યા મુજબ તમારી ઉપર અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરેલો છે કે નહી.

(ક) મારી ઉપર સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હા સાબિત થયાનો ઠરાવ કરેલો છે એવો જવાબ તે આપે તો જડજને તેની ઉપર તે મુજબ શિક્ષાનો હુકમ કરવાનો અખત્યાર છે પણ મારી ઉપર સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરેલો નથી એમ તે કહે, અથવા સદરહુ સવાલનો જવાબ હાની ના કહે અથવા જવાબ દે નહીં તો પછી જ્યુરીએ અથવા કોરટે અને આસેસરોએ (જેમ હોય તેમ) સદરહુ પ્રમા-

ણે અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયાની વાત સબંધી ચોકસી કરવી અને તે પ્રસંગે (જુરીથી ઈનસાફ થતો હોય ત્યારે) જુરરોને ફરીથી સમ આપવાની જરૂર નથી.

જ—હાઈકોરટ સારૂ જુરરોની ટીપ તથા તે કોરટ સારૂ જુરરોને સમન કરવા બાબત.

**જુરરોની બુક.** ૩૧૧ આ કાયદો અમલમાં આવે ત્યારે ચાલતા વરસની જુરરોની બુકમાં આ બાબ પ્રમાણે જુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સખસોની ખરી ટીપ આપેલી છે એવું સમજવું.

**સ્પેશિયલ જુરરોને માફી.** માત્ર સ્પેશિયલ જુરીઓમાં કામ કરવાને પાત્ર છે એ પ્રમાણે જેઓના નામ સદરહુ બુકમાં નોંધ્યાં હોય તે સખસો જે વરસ માટે સદરહુ ટીપ તઇયાર કરેલી હોય તે વરસમાં આ બાબ પ્રમાણે સ્પેશિયલ જુરર દાખલજ કામ કરવાને હકદાર તથા પાત્ર છે એવું સમજવું.

**સ્પેશિયલ જુરરોની સંખ્યા.** ૩૧૨. સ્પેશિયલ જુરરોની ટીપમાં એકકી વખતે બસેં કરતાં વત્તા સખસોનાં નામ નોંધવા નહીં.

**કામની તથા સ્પેશિયલ જુરરોની ટીપ.** ૩૧૩. દરેક વરસમાં અપ્રેલ મહિનાની પેહેલી તારીખની અગાઉ અને હાઇકોરટ વખતે વખતે ફરમાવે તેવી કાનુનોને અનુસરીને કલાર્ક આફ ધી કૌને.—

(અ) કામની જુરર કામ કરવાને પાત્ર હોય એવા સઘળા સખસોની ટીપ તઇયાર કરવી; અને

(બ) ફક્ત સ્પેશિયલ જુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સખસોની ટીપ તઇયાર કરવી.

આ બીજી ટીપ તઇયાર કરવામાં, જે સખસોના નામ તેમાં નોંધવામાં આવે તે સખસોની મિલકત, આબરૂ તથા કેળવણી ઉપર નજર રાખવી.

કોઇ સખસનું નામ કોઇ અગાઉના વરસની સ્પેશિયલ જુરરોની ટીપમાં દાખલ કરેલું હતું તેટલાજ સબબપરથી તે સખસનું નામ સ્પેશિયલ જુરરોની ટીપમાં દાખલ કરાવવાનો તેનો હક થશે નહીં.

કલકત્તાની હાઇકોરટની બાબતમાં ગવરનર જનરલ ઈનકાંઉસીલ, અને બીજી હાઈકોરટોની બાબતમાં સ્થાનિક સરકાર, કોઈપણ પગારવાળા અમલદારને જુરર દાખલ કામ કરવાનું માફ કરવાને મુખત્યાર છે.

**ટીપ તઇયાર કરનાર અમલદારની મુખત્યારી.** ઉપર કહેલી કાનુનોને અનુસરીને સદરહુ ટીપ પોતાને વ્યાજબી જણાય તેવી રીતે તઇયાર કરવાની કલાર્ક આફ ધી કૌનને પુરતી છુટ છે એવું સમજવું, અને તેના ઠરાવ ઉપર કાંઈ અપીલ ચાલશે નહીં અથવા તે ઠરાવની તપાસ થશે નહીં.

**પ્રારંભની તથા સુધરેલી ટીપો. જાહેર કરવા બાબત.** ૩૧૪. કામની જ્યુરર દાખલ અને સ્પેશિયલ જ્યુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સખસોની પ્રારંભની ટીપો ઉપર કલાર્ક આફ ધી કૌને સહી કરવી, અને તે તઈયાર થાય ત્યારપછીના અપ્રેલ મહિનાની ૧૫ મી તારીખ પેહેલાં એક વખત સ્થાનિક સરકારી ગેઝીટમાં તે ટીપો પ્રસિધ્ધ કરવી.

કામની જ્યુરર દાખલ તથા સ્પેશિયલ જ્યુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સખસોની સુધારેલી ટીપો ઉપર સદરહુ મુજબ સહી કરીને તે તઈયાર થાય ત્યાર પછીના બે મહીનાની પેહેલી તારીખ પેહેલાં એક વખત સ્થાનિક સરકારી ગેઝીટમાં તે ટીપો પ્રસિધ્ધ કરવી.

સદરહુ ટીપોની નકલો કોરટના મકાનના કોઇ પ્રસિધ્ધ ભાગ ઉપર ચોહોડવી.

ઇલાકાના મુખ્ય શેહેરમાં કેટલા જ્યુરરોને સમન કરવા.

૩૧૫. સદરહુ સુધારેલી ટીપોમાં જે સખસોનાં નામ લખ્યાં હોય તે સખસોમાંથી જેઓ સ્પેશિયલ જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા સતાવીશ સખસોને, અને જેઓ કામની જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા ચોપન સખસોને, દરેક ઇલાકાનાં મુખ્ય શેહેરમાં દરેક સેશન માટે સમન કરવા.

કોઈ સખસને છ મહિનામાં એક કરતાં વધારે વાર તેના વગર સંખ્યા પુરી થઇ શકતી ન હોય તો એ પ્રમાણે સમન કરવો નહીં.

પુરવણી સમન.

કોઇપણ સેશન ચાલતી હોય તે દરમિયાનમાં જો એમ જણાય કે સદરહુ પ્રમાણે સમન કરેલા સખસોની સંખ્યા પુરતી નથી, તો ઉપર કહ્યા મુજબ કામ કરવાને પાત્ર હોય એવા બીજા સખસોની જેટલી સંખ્યાની જરૂર હોય તેટલી સંખ્યાને સદરહુ સેશન માટે સમન કરવો.

ઈલાકાના મુખ્ય શેહેરોની બાહાર જુરરોને સમન કરવા બાબત.

૩૧૬. જ્યારે હાઇકોરટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ ઈલાકાના મુખ્ય શેહેરોની બાહાર કોઈપણ જગાએ બેઠક કરવાના પોતાના ઇરાદાની નોટીસ આપી હોય, ત્યારે તે હાઇકોરટ કાંઇપણ હુકમ કરે તેને અનુસરીને સદરહુ જગાની સેશન કોરટે પોતાની આગળ જુરરોને સમન કરવા બાબત આ કાયદામાં આગળ ફરમાવેલી રીતે પોતાની ટીપમાંથી જુરરોની પુરતી સંખ્યાને સમન કરવો.

લશ્કરી જુરરો.

૩૧૭. એ પ્રમાણે જુરર દાખલ સમન કરેલા સખસો ઉપરાંત જો સદરહુ સેશન કોરટને જરૂર લાગે તો મલીકામાઆઝમાના લશ્કરમાંના જે સનદી તથા વગર સનદી અમલદારો પોતાની બેઠકની જગાથી દસ માઇલની અંદર રેહેતા હોય તે અમલદારોની જેટલી સંખ્યા ઉપર કહ્યા મુજબ હાઇકોરટની આગળ જે સખસોની ઉપર ગુન્હાના તોહમત મુકયાં હોય તે સખસોનો ઈનસાફ કરવા સારૂ જોઇતી જુરીઓ પુરી કરવાને પોતે જરૂરની ધારે તેટલી સંખ્યાને તે સેશન કોરટે, કમાંડીંગ અમલદારને લખી જણાવ્યા પછી, સમન કરાવવા.

એ પ્રમાણે સમન કરેલા સઘળા અમલદારો, આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં સદરહુ જુરીઓમાં કામ કરવાને પાત્ર થશે, પણ સદરહુ પ્રકારના જે અમલદારને તેનો કમાંડીંગ અમલદાર તાકીદના લશ્કરી કામના સબબથી, અથવા બીજા કોઇપણ વિશેષ લશ્કરી કારણ સારૂ, માફ કરાવવા માગતો હોય તે અમલદારને સમન કરવો નહીં.

જુરરો હાજર થવાને ચુકે તે બાબત.

૩૧૮. ૩૧૫ મી, ૩૧૬ મી, અથવા ૩૧૭ મી કલમ પ્રમાણે સમન કરેલો જે સખસ કાયદેસર કારણ વગર તે સમનથી ફરમાવ્યા મુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઈને જડજની રજા લીધા વગર જતો રહે. અથવા કોરટે કામ મુલતવી રાખીને પછી હાજર થવાનો હુકમ કર્યો હોય તે વખતે

હાજર થવાને ચુકે, તે સખસે તિરસ્કારનો ગુન્હો કર્યો છે એવું સમજવું. અને જડજને યોગ્ય લાગે એટલો દંડ તેના હુકમથી આપવાને તે સખસ પાત્ર થશે, અને સદરહુ દંડ આપવા માં કસુર થાય તો તે આપે ત્યાં સુધી દીવાની તુરંગમાં કેદને પાત્ર થશે;

કે.—સેશન કોર્ટસારૂ જ્યુરરોની તથા આસેસરોની ટીપ, અને તે કોરટ સારૂ જ્યુરરોને તથા આસેસરોને સમન કરવા બાબત.

જ્યુરરો અથવા આસેસરો દાખલ કામ કરવાની પાત્રતા.

૩૧૯ હેઠળ કહ્યું છે તે સિવાય કરીને એકવીસથી તે સાઠ વરષની ઉમ્મર સુધીના સઘળા મરદો જે જીલ્લામાં તેઓ રેહેતા હોય તે જીલ્લા ની અંદર જે ઇનસાફ કરવામાં આવે તેમાં જ્યુરરો અથવા આસેસરો દાખલ કામ કરવાને પાત્ર છે એમ સમજવું.

માફી.

૩૨૦ હેઠળ લખેલા સખસોને જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાની જવાબદારીમાંથી માફી છે, એટલે—

(અ) જીલ્લા માજીસ્ત્રેટથી ઊંચા દરજ્જાના જે અમલદારો મુલકીખાતામાં ચાકરીએ હોય તે અમલદારો,

(બ) જડજો;

(ક) રેવિન્યુ અથવા કસ્ટમના કમિશનરો તથા કલેક્ટરો;

(ડ) કસ્ટમખાતામાં પ્રિવેનટિવ સર્વીસમાં કામે લાગેલા સઘળા સખસો;

(ઇ) રેવિન્યુની વસુલાતના કામમાં લાગેલા જે સખસોને તેઓના હુદાના કામના સબબથી માફ કરવાનું કલેક્ટર યોગ્ય ધારે તે સખસો;

(ફ) જે સખસો પોતપોતાના ધર્મમાં ખરેખર ઉપાધ્યાય અથવા ઉપદેશકનું કામ કરતા હોય તે સખસો;

(ગ) મલીકામાયાઝમાના લશ્કરમાંના જે સખસો, પણ જ્યારે કોઈ ચાલુ કાયદાથી તેઓને જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને વિશેષે કરીને પાત્ર કર્યા હોય તે શિવાય કરીને;

(હ) સર્જન તથા બીજા જે સખસો ખુલી રીતે તથા હમેશ વૈદ્યનો ધંધો કરતા હોય તે સખસો;

(આઇ) જે સખસો ટપાલઆફીસમાં અથવા તારખાતાઓમાં નોકર હોય તે સખસો;

(જે) દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૪૦ મી તથા ૬૪૧ મી કલમના ઠરાવો પ્રમાણે જે સખસોને કોરટમાં જાતે હાજર થવાનું માફ કર્યું હોય તે સખસો;

(કે) બીજા જે સખસોને જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાની જવાબદારીમાંથી સ્થાનિક સરકારે માફી આપી હોય તે સખસો;

જ્યુરરો તથા આસેસરોની ટીપ.

૩૨૧ જે સખસો જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને પાત્ર હોય અને જેઓ સેશન જડજના તથા જીલ્લાના કલેકટરના અથવા જે અમલદારને સ્થાનિક સરકાર આ બાબત નિમે તે અમલદારના વિચાર પ્રમાણે જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને યોગ્ય હોય, અને જેઓની વિરૂધ્ધ ૨૭૮ મી કલમની બ થી હ સુધીની (એ બંને સુધાં) રકમો મુજબ સફળ થાય એવી રીતે હરકત લેવાનું સંભવતું ન હોય તે સખસોની કકકાવાર એક ટીપ સેશન જડજે તથા કલેક્ટરે અથવા ઉપર કહ્યા મુજબ બીજા અમલદારે તઇયાર કરવી.

તે ટીપમાં સદરહુ પ્રકારના દરએક સખસનું નામ, રેહેઠાણનું ઠેકાણું અને તે કાણ છે તે અથવા તેનો ધંધો શો છે, એ લખવું; અને જો તે સખસ યુરોપિયન અથવા અમેરિકન હોય, તો તેની કોમ તે ટીપમાં લખવી.

ટીપ પ્રસિધ્ધ કરવા બાબત. ૩૨૨. સદરહુ ટીપની નકલો કલેકટરની અથવા ઉપર કહેલા બીજા અમલદારની આફીસમાં તથા જીલ્લા માજીસ્ત્રેટની કોરટના તથા જીલ્લા કોરટના મકાનોમાં તથા જે શેહેર અથવા શેહેરોમાં અથવા જે શેહેર અથવા શેહેરોની પાસે તે ટીપમાં કહેલા સખસો રેહેતા હોય તે શેહેર અથવા શેહેરોમાંની કોઇ પ્રસિધ્ધ જગાગાં ચોહોડવી.

ટીપ બાબત હરકતો. ૩૨૩. તેવી દરએક નકલ નીચે એક નોટીસ જોડવી એવી રીતે કે એ ટીપ બાબત જે હરકતો કરવી હોય તે સેશન કોરટના મકાનમાં ફલાણી વખતે સેશન જડજ તથા કલેકટર અથવા ઉપર લખેલો બીજો અમલદાર સાંભળીને તેનો ફેંસલો કરશે, અને તે વખત નોટીસમાં લખવો.

ટીપની તપાસણી. ૩૨૪. સદરહુ હરકતો સાંભળવા માટે સેશન જડજે કલેકટર અથવા ઉપર કહેલા બીજા અમલદારની સાથે બેસવું, અને તે નોટીસમાં લખેલી વખતે તથા જગાએ, તે ટીપ તપાસવી અને સુધરાવવામાં જેઓનું લાગતું વળગતું હોય તેવા સખસોની હરકતો ( અગર હોય તો ) સાંભળવી, અને પોતાની નજરમાં જે સખસ જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને યોગ્ય ન જણાય તેવા સખસનું નામ અથવા જે સખસ ૩૨૦ મી કલમમાં કહેલી માફી ઉપર પોતાનો હક સાબિત કરે તેવા સખસનું નામ કાહાડી નાખવું, અને તે ટીપ મધ્યે જે સખસનું નામ લખ્યું નહીં હોય પણ જેને તે કામ સારૂ પોતે યોગ્ય સમજે, તે સખસનું નામ તેમાં દાખલ કરવું.

સેશન જડજનો અને કલેકટરનો અથવા ઉપર લખેલા બીજા અમલદારનો મત જુદો પડે તો જે સખસને જ્યુરર અથવા આસેસર કરવાનો વિચાર હોય તેનું નામ ટીપમાંથી કાહાડી નાંખવું.

તે તપાસેલી ટીપની એક નકલ ઉપર સદરહુ સેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર લખેલા બીજા અમલદારે સહી કરવી અને સેશન કોરટને તે નકલ મોકલવી.

તે ટીપ તઇયાર કરવામાં તથા તપાસવામાં સદરહુ સેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર લખેલા બીજા અમલદારે કાંઇપણ હુકમ કર્યો હોય તે આખરનો છે એવું સમજવું.

આ કલમ મુજબ માફીનો દાવો કર્યો નહીં હોય તો તે ટીપ પાછી તપાસવામાં આવે ત્યાંહાં સુધી તે માફીનો હક છોડી દીધો છે એમ સમજવું.

ટીપની વરશોવરશ તપાસણી. ૩૨૫. એ પ્રમાણે તઇયાર કરેલી તથા તપાસેલી ટીપ હરવરશે એકવાર ફરી તપાસવી.

એ પ્રમાણે તપાસેલી ટીપને નવી ટીપ ગણવી, અને અસલ તઇયાર કરેલી ટીપ બાબત આ કાયદામાં પાછળ કહેલો સઘળી કાનુનો તેને લાગુ પડશે.

જીલ્લામાજીસ્ત્રેટે જ્યુરરોને તથા આસેસરોને સમન ક ૩૨૬ સેશનમાં ભરવા સારૂ વખતે વખતે જે દીવસ સેશન જડજ ઠરાવે તે દીવસથી ઘણું કરીને ઓછામાં ઓછા ત્રણ દીવસ પેહેલાં સેશન જડજે જીલ્લા માજીસ્ત્રેટને પત્ર મોકલવો અને તેમાં લખવું કે તે સેશનમાં

રવા બાબત. જુરીથી જે કામોનો ઇનસાફ થવાનો હોય તથા આસેસરોની મદદથી જે કામોનો ઈનસાફ થવાનો હોય તે કામોના ઇનસાફને સારૂ જેટલાનો ખપ સેશન જડજને જણાય તેટલા સદરહુ તપાસેલી ટીપ મધ્યે લખેલા સખસોને સમન કરવા તથા હરકોઇ કામના ઇનસાફને સારૂ જેટલી સખસોનો ખપ હોય તેથી ગણું કરતાં ઓછાને સમન કરવા નહી.

જે સખસોને સમન કરવા હોય તેઓનાં નામ ખુલ્લી કોરટમાં ચીઠીથી કાહાડવાં, અને તપાસેલી ટિપ માંહેના જે સખસોએ ૭ મહિના મધ્યે કામ કર્યું હોય તે સખસોને બાતલ કરવા. પણ જોઈતી સંખ્યા તેમના વગર પુરી ન થાય તો તેમને બાતલ કરવા નહીં; અને એ પ્રમાણે કાહાડેલાં નામ સદરહુ પત્રમાં વિશેષે કરીને જણાવવાં.

બીજા જુરરોને અથવા આસેસરોને સમન કરવાનો અધિકાર. ૩૨૭ સેશન કોરટની આગળ એટલાં બધાં કામનો ઇનસાફ થવાનો હોય કે એકજ વર્ગના જ્યુરરોને અથવા આસેસરોને એક આખાં સેશન સુધી હાજર રાખવા એ જુલમ ભરેલું થાય, અથવા બીજાં કારણોને લીધે તેમ કરવાની જરૂર જણાય, ત્યારે ૩૨૬ માં કલમમાં વખત સિવાય બીજે વખતે જુરરોને અથવા આસેસરોને સમન કરવાનું ફરમાવવાને તે સેશન કોરટ મુખત્યાર છે.

સમનનો નમુનો તથા તેની બજાવણી. ૩૨૮ જુરર અથવા આસેસરને જે સમન કરવો તે લખીને કરવો, અને તેમાં એ પ્રમાણે ફરમાવવું કે તમે જ્યુરર અથવા આસેસર દાખલ જેમ હોય તેમ ફલાણી વખતે તથા જગાએ હાજર થાઓ; તે વખત તથા જગા સમનમાં લખવી જોઇએ.

સરકારી અથવા રેલવેના નોકરને ક્યારે માફ કરવાનો અધિકાર છે. ૩૨૯ જુરર અથવા આસેસર દાખલ કામ કરવાને સમન કરેલો કોઈ પણ સખસ સરકારની અથવા કોઇ રેલવે કંપનીની ચાકરીમાં હોય, અને જે આફીસમાં તે નોકર હોય તે આફીસના ઉપરીએ જાહેર કરવા ઉપરથી એમ જણાય કે લોકોને અડચણ થયા વગર તે સખસથી, પ્રસંગ પ્રમાણે જ્યુરર અથવા આસેસરનું કામ થઇ શકશે નહીં, તો જે કોરટમાં કામ કરવા સારૂ તે સખસને એ પ્રમાણે સમન કર્યો હોય તે કોરટ તે સખસને હાજર થવાનું માફ કરવાને મુખત્યાર છે.

જુરર અથવા આસેસરને હાજર થવાનું માફ કરવાને કોરટ મુખત્યાર છે. ૩૩૦ યોગ્ય કારણસર કોઇ પણ જુરરને અથવા આસેસરને કોઇપણ અમુક સેશનમાં હાજર થવાનું માફ કરવાને સેશન કોરટ મુખત્યાર છે.

હાજર થયેલા જુરરો અને આસેસરોની ટીપ. ૩૩૧ દરએક સેશને તે સેશનમાં જ્યુરર અથવા આસેસર દાખલ જે સખસો હાજર થયા હોય તેઓનાં નામની ટીપ સદરહુ કોરટે તૈયાર કરાવવી.

૩૨૪ મી કલમ પ્રમાણે તપાસેલી જુરરોની તથા આસેસરોની ટીપની સાથે સદરહુ ટીપ રાખવી.

આ કલમ પ્રમાણે તૈયાર કરેલી ટીપમાં જે નામો લખેલાં હોય તેમાંના દરએક નામ વિશે સદરહુ તપાસેલી ટીપના હાંસીઆમાં હવાલો આપવો.

જુરર અથવા આસેસર હાજર ન થાય તો દંડ કરવો તે બાબત.

૩૩૨ જુરર અથવા આસેસર દાખલ હાજર થવાને સમન કરેલો જે સખસ કાયદેસર કારણ વગર સમનમાં ફરમાવ્યા મુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઇને કોરટની રજા લીધા વગર જતો રેહે, અથવા કોરટે કામ મુલતવી રાખીને પછી હાજર થવાનો હુકમ કર્યો હોય તે વખતે હાજર થવાને ચુકે, તે સખસ, સેશન કોરટના હુકમથી, સો રૂપિઆ સુધી દંડને પાત્ર થશે.

સદરહુ જ્યુરરની અથવા આસેસરની કાંઇ પણ જંગમ મિલકત તે હુકમ કરનાર કોરટની હકુમતની સ્થાનિક હદમાંહે હોય તે મિલકત જપ્ત કરીને તથા વેચીને જીલ્હા માજીસ્ત્રેટે સદરહુ દંડ વસુલ કરવો.

સદરહુ જપ્તી તથા વેચાણથી જો તે દંડ વસુલ ન થાય તો, સદરહુ જ્યુરરને અથવા આસેસરને સેશન કોરટના હુકમથી પંદર દીવસની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ કરવાનો અધિકાર છે, પણ જો સદરહુ મુદત પુરી થતાં પેહેલાં તે દંડ આપવામાં આવે તો તેને તરતજ છોડી મુકવો.

લ—હાઇકોરટો બાબત વિશેષ ઠરાવો.

ફરિયાદનું કામ બંધ કરવાનો આડવોકેટજનરલનો અધિકાર.

૩૩૩ આ કાયદા પ્રમાણે કોઇ હાઇકોરટની આગળ કોઈપણ કામનો ઇનસાફ થાય ત્યારે જુરીનો ઠરાવ કહી સંભળાવવામાં આવે તેની અગાઉ કોઈ પણ વખત આડવોકેટ જનરલને યોગ્ય લાગે તો મલિકામાઆઝમાની તરફથી કોરટને એવું જાહેર કરવાને તે મુખત્યાર છે કે તોહમતવાળાના ઉપર મુકેલાં તોહોમત બાબત હું ફરિયાદનું કામ આગળ ચલાવીશ નહી; અને તે ઊપરથી સદરહુ તોહમત બાબત તોહોમતવાળાની ઉપર સઘળું કામચલાવવાનું બંધ કરવું, અને તેને તે તોહમત બાબત એને તેમાંથી છોડી મુકવો પણ પ્રમુખ જડજ બીજી રીતે નહી ફરમાવે તો એ પ્રમાણે છોડી મૂકવાની વાત ગુન્હો ના સાબીત થયાના ઠરાવની બરાબર છે એમ સમજવું નહી.

બેઠકો કરવાનો વખત.

૩૩૪ દરએક હાઈકોરટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ તે કોરટનો ચીફજસ્ટીસ વખતે વખતે ઠરાવે એવે દિવસે તથા એવે ફાવતે અંતરે બેઠકો કરવી.

બેઠકો કરવાની જગા.

૩૩૫ હાઇકોરટે પોતાની બેઠકો જે જગાએ તે હાલ કરતી હોય તે જગાએ, અથવા કલકતાની હાઇકોરટની બાબતમાં ગવરનર જનરલ ઈન કાંઉસિલ અને બીજી હાઈકોરટની બાબતમાં સ્થાનીક સરકાર ફરમાવે તેવી બીજી (જો હોય તો) જગાએ કરવી.

પણ કલકત્તાની હાઇકોરટ ગવરનર જનરલ ઈનકાંઉસિલની સંમતીથી અને બીજી સઘળી હાઈકોરટ સ્થાનીક સરકારની સંમતીથી, પોતાની અપેલેંટ હકુમતની સ્થાનીક હદમાંહેની બીજી જે જગાઓ પોતે મુકરર કરે તે જગાએ વખતે વખતે બેઠકો કરવાને મુખત્યાર છે.

બેઠકોની નોટીસ.

જે અમલદારને ચીફ જસ્ટીસ ફરમાવે તે અમલદારે હાઇકોરટની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ જે બેઠકો કરવાનો વિચાર હોય તે સઘળી બેઠકોની નોટીસ અગાઉથી સ્થાનિક સરકારી ગ્યાઝેટમાં આપવી.

રાણીની વિલાયતનીરૈયતનોઇનસાફકરવાની જગા.

૩૩૬. હાઇકોરટને એવું ફરમાવવાનો અધિકાર છે કે રાણીની જે વિલાયતરૈયતનો તથા જે સખસોનો ઈનસાફ ૨૧૪ મી કલમ મુજબ હાઇકોરટથી કરવા યોગ્ય હોય તેઓનો ઇનસાફ હાઇકોરટથી કરવા સારૂ તેઓને કેટલાએક વિશેષ જીલ્લાગાં અથવા વર્ષની કોઇ વિશેષ મુદત માટે કમીટ કરયા હોય તેવી સઘળી વિલાયતી રઇયતનો અને તેવા સઘળા સખસોનો ઈનસાફ પોતાની મામુલ બેઠકની જગાએ કરવામાં આવશે,

અથવા એવું ફરમાવવાનો અધિકાર છે કે ફલાણી જગાએ તેઓનો ઈનસાફ કરવામાં આવશે.

## બાબ ૨૪ મો

### ચોકસી તથા ઈનસાફ બાબત સામાન્ય ઠરાવો.

જે સખસ ગુન્હાગાં સામીલ હોય તે સખસને માફી આપવાનું કહેવાગાં બાબત.

૩૩૭ જે ગુન્હાનો ઇનસાફ સેશન કોરટથીજ અથવા હાઇકોરટથીજ થઇ શકે તેવા કોઇ પણ ગુન્હાની બાબતમાં ગુન્હાની ચોકસી કરનારો જીલ્લા માજીસ્ત્રેટ, પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ પેહેલા વર્ગનો કોઇપણ માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટની મંજુરીયત લઇને બીજો કોઇ પણ માજીસ્ત્રેટ જે ગુન્હાની ચોકસી ચાલતી હોય તે ગુન્હામાં ફલાણો સખસ પોતે જાતે અથવા પરંપરાથી સામીલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતું હોય તે સખસની સાહેદી લેવાના હેતુથી તેને, તે ગુન્હા સબંધી તથા બીજો જે સખસ તે ગુન્હો કરવાગાં મુખ્ય અથવા મદદગાર તરીકે સામીલ હોય તે સખસ સબંધી જે જે કેફિયત તેના જાણવામાં હોય તે સઘળી કેફિયત પુરેપુરી તથા ખરેખરી તેણે જાહેર કરવી એવી શરતથી માફી આપવાનું વચન આપવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે માફી આપવા માંડી હોય તે કબુલ કરનાર દરએક સખસની તે મુકદમામાં સાહેદ દાખલ જુબાની લેવી.

સદરહુ સખસને જો જામીન ઉપર છોડયો ન હોય તો, પ્રસંગ પ્રમાણે, સેશન કોરટ અથવા હાઇકોરટ તે ઇનસાફનું કામ પુરૂ કરે ત્યાં સુધી તેને પેહેરામાં અટકાવી રાખવો.

પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ શિવાય બીજો જે માજીસ્ત્રેટ આ કલમ પ્રમાણે માફી આપવાનું કહે તે માજીસ્ત્રેટે તેમ કરવાના પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં; અને જ્યારે કોઇ પણ માજીસ્ત્રેટે એ પ્રમાણે માફી આપવાનું કહ્યું હોય અને જે સખસને તે આપવાનું કહ્યું હોય તે સખસની જુબાની લીધી હોય, ત્યારે તે મુકદમાનો ઇનસાફ તેણે જાતે કરવો નહી, પછી જે ગુન્હો સદરહુ સખસે કર્યાનું જણાતું હોય તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર તે માજીસ્ત્રેટને હોય તોપણ.

માફીઆપવાનું કેહેવાનો હુકમ કરવાનો અધિકાર.

૩૩૮ મુકદમો કમીટ થયા પછી પણ ફેંસલો કરતાં પેહેલાં ગમે તે વખતે કોરટમાં મુકદમો કમીટ કર્યો હોય તે કોરટ સદરહુ પ્રકારના કોઈ પણ ગુન્હામાં ફલાણો સખસ પોતે જાતે અથવા પરંપરાથી સામીલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતું હોય તે સખસની સાહેદી ઈનસાફની વખતે લેવાના હેતુથી તે સખસને તેજ શરતથી માફીનું

વચન આપવાને અથવા કમિટ કરનારા માજીસ્ત્રેટે અથવા બીજા માજીસ્ત્રેટે તેજ શરતે તેવા સખસને માફીનું વચન આપવું એવું ફરમાવવાને મુખત્યાર છે.

જે સખસને માફી આપવાનું કહ્યું હોય તે સખસને કમિટ કરવા બાબત.

૩૩૯. જ્યારે ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે માફીનું વચન આપ્યું હોય અને જે સખસે સદરહુ માફીનું વચન કબુલ કર્યું હોય તે સખસે જાણી જોઈને કાંઈ મુદ્દાની વાત છુપાવીને અથવા ખોટી સાહેદી આપીને, જે શરતથી સદરહુ માફી આપેલી તે શરત પ્રમાણે ચાલ્યો નહીં હોય ત્યારે જે ગુન્હા બાબત તે માફી એ પ્રમાણે આપવાનું કહેલું તે ગુન્હા માટે, અથવા તેજ બાબતના સબંધમાં બીજા જે ગુન્હાનો તે તકસીરવાર થયેલો જણાય તે ગુન્હા માટે, તેનો ઇનસાફ કરવાનો અધિકાર છે.

જે સખસે માફીનું વચન કબુલ કર્યું હોય તે સખસે જે મચકુર કહ્યો હોય તે મચકુર, જ્યારે તે માફી આ કલમ પ્રમાણે રદ કરી હોય ત્યારે, તેની વિરૂદ્ધ પુરાવામાં આપવાનો અધિકાર.

સદરહુ મચકુરના સબંધમાં ખોટી સાહેદી આપ્યાના ગુન્હા બદલ હાઇકોરટની મંજુરી વગર કાંઈ પણ ફરીયાદ લેવી નહીં.

ટીકા—આ કલમમાં "અથવા તેજ બાબતના સબંધમાં બીજા જે ગુન્હાનો તે તકસીવાર થએલો જણાય તે ગુન્હાને માટે" એવા જે શબ્દો છે તે તથા આ કલમનો ત્રીજો પારેગ્રાફ નવો છે.

જે સખસને શરતથી માફી આપવામાં આવી હોય તે સખસને જે શરતથી તેને માફી આપવામાં આવી હોય તે શરત પ્રમાણે વરત્યો નથી એમ જો સેશન કોરટની નજરમાં આવે તો આ કલમમાં આપેલા અખત્યાર પ્રમાણે સેશન જડજ તે સખસનો ઇનસાફ જે બીજા કેદીઓના કેસમાં તેણે સાક્ષી આપી હોય. તેજ કેસમાં કરવો જોઇએ નહીં રાણી વિરૂદ્ધ પીતાંબર ધોળા. વીકલી રી. ૧૪ પ્ર. ૧૦. જે કામમાં શરતી માફી પછી ખેંચી લેવામાં આવેલી હોય તે કામમાં યોગ્ય રસ્તો એ છે જે કેદીને માફી આપવામાં આવી હોય તે શિવાયના બીજા કેદીઓનો છેવટ ઇનસાફ થાય ત્યાં સુધી અને તેઓ જો ગુન્હેગાર સાબિત થયા હોય તો તેમનો ફેંસલો કર્યા પેહેલાં સદરહુ માફી આપેલા સખસનું કલમ ૩૩૯ મુજબ જડજે કામ ચલાવવું જોઈએ, જોયડયુદ પારીમાણિક, કલકત્તા રી. વા. ૭ પ્ર ૬૬.

કમીટ કરનારા માજીસ્ત્રેટે આપવા માંડેલી માફી તોહમતવાળાએ કબુલ કરી તથા સેશન કોરટ આગળ તેણે સાક્ષી આપી; પણ સેશન જડજના તથા આસેસર લોકોના ધાર્યામાં એવું આવ્યું છે કે તેણે જાણી જોઈને જરૂરની વાતો છુપાવી રાખી તેથી સેશન જડજે તેને પાંજરામાં ઉભો કરવા એકદમ હુકમ કરી ગુન્હેગાર છું એવા તેના જવાબ ઉપર તેને ગુન્હેગાર ઠરાવ્યો. એ બાબતમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે ગુન્હો સાબિત થયાનો ઠરાવ એ કાયદેસર છે તે રદ કરવો જોઇએ કારણ કે જુ. ક્રી. પ્રો. કો. ક. ૩૪૯ માં ફરમાવ્યા પ્રમાણે કમિટ કર્યા વગર સેશન જડજને તે ગુન્હાની ચોકસી કરવાનો અધિકાર નહોતો. સરકાર વિ. વિઠલભટ વિગેરે મું. હા. કોરટનો ઠરાવ તા. ૨૪મી જાનેવારી સન ૧૮૭૭

જવાબ કરવાનો તોહમતવાળાનો હક.

૩૪૦. કોઈપણ ફોજદારી કોરટની આગળ જે સખસની ઉપર તોહમત આવ્યું હોય તેવા દરેક સખસને કાંઇ પ્લીડરની મારફતે પોતાનો જવાબ કરવાનો હક છે.

ટીકા—મુખત્યારને હાથે કામ લેવું તે ગેરકાયદેસર નથી જુઓ કલમ ૪ ની રકમ (ા) મુખત્યારને હાથે કામ લેવાનું માજીસ્ત્રેટની મુખત્યારી ઉપર છે. જગદાસ હા. કો, રી. એપે. પ્ર. ૩૭ તા. ૧૧ નવેંબર સન ૧૮૭૪. યોગ્ય અખ્તીયારવાળા સનંદી વકીલ અથ-

યા હાઇકોરટનો કોઈ એડવોકેટ કે અટરની તોહમતવાળાનો બચાવ કરવાને કોરટમાં હાજર થાય ત્યારે તેમને વકીલ પત્ર દાખલ કરવાનો જરૂર નથી. મદ્રાસ હા. કો. રી.વા. ૭ પ્ર. એપે. ૩૭ તા. ૨૩ મી નવેંબર ૧૮૭૪.

મુખત્યારને હકથી વકીલાત કરવાનો હક નથી જુઓ કમલ ૪ માં પ્લીડરની વ્યાખ્યા.

બારીસ્ટર, અટરની કે યોગ્ય રીતે લાયક ગણેલા વકીલ સિવાય બીજા કોઇ વકીલનું કામ કરવાનો દાવો કરી શકે નહીં મુખત્યારને એ છુટ આપવી કે ના આપવી એ માજીસ્ત્રેટની મરજી ઉપર છે. કોઈપણ જરૂરીઆત કામમાં સરકાર તરફથી વકીલો નિમવામાં અથવા એવા પ્રકારની નિમણુંક કરવામાં, મંજુરી મેળવવામાં માજીસ્ત્રેટ પોતાની મરજી મુજબ કરવાને મુખત્યાર છે.

જે વકીલ સન ૧૮૨૭ ના (મુંબાઇના) કાયદા ૨ પ્રમાણે ઘટતી રીતે લાયક થયો હશે તેને કોઇ તોહમતવાળા આસામીના તરફથી જવાબ કરવામાં અટકાવ થઇ શકતો નથી. વકીલ દાજી મનસુખરામના કામમાં મુંબાઇ હાઇકોરટનો ઠરાવ તા. ૭ મી અકટોબર સન ૧૮૬૯

સન ૧૮૬૧ ના આકટ ૨૫ માની કલમ ૪૩૨ (આ ક. ૩૪૦) ના ઠરાવો અપેલેન્ટને લાગુ પડતા નથી. અપેલેન્ટના તરફથી મુખત્યારનું બોલવું સાંભળવાની તે કાયદાની કલમ ૪૧૭ તથા ૪૧૯ (ક. ૪૨૧, ૪૨૩) પ્રમાણે અપેલેન્ટ કોરટની ફરજ છે. સરકાર વિ. બેહેચર પીતાંબર મું. હા. કો. નો ઠરાવ તા. ૨૨ ફેબ્રુઆરી સન ૧૮૭૦ પણ આ બાબત આ કલમમાં ફેરફાર કર્યો છે. અને મુખત્યારને સાંભળવો કે નહીં તે કોરટની ખુશી ઉપર છે.

તોહમતવાળો ચાલેલું કામ સમજતો નહીં હોય ત્યારે કેમ કરવું.

૩૪૧. તોહમતવાળો દિવાનો નહીં હોય તોપણ ચાલેલું કામ તેને સમજાવી શકાતું નહીં હોય તો ચોકસી અથવા ઇનસાફનું કામ ચલાવવાનો કોરટને અખત્યાર છે; અને હાઈકોરટ સિવાય બીજી કોઈ કોરટની બાબતમાં જો તે ચોકસી કરતાં તોહમતવાળાને કમિટ કરવો પડે, અથવા તે ઇનસાફ કરતાં તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવો પડે તો ચલાવેલાં કામના કાગળ તથા તે કામની હકીકતનો રીપોટ હાઇકોરટમાં મોકલવો. અને હાઇકોરટને યોગ્ય લાગે તેવો તે બાબત હાઇકોરટે હુકમ કરવો.

*ટીકા*—એક મુગા અને બેહરા સખસપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હતો. તેનો ઇનસાફ થતો વખતે તેનાપર આવેલા તોહમત વિશે તેને કાંઇ પુછવાનો યત્ન કરવામાં આવ્યો નહોતો તેથી શિક્ષા રદ કરવામાં આવી હતી. મદ્રાસ હા. કો. રી.વા. ૭ પ્ર. ૭

આ કામની હકીકત એવી છે કે તોહમતદારને એક થર્ડ કલાસ માજીસ્ત્રેટે તપાસ કરી ગુન્હેગાર ઠરાવ્યો પણ પોતાના અખિત્યાર કરતાં જાદે સજા થવા માટે તેણે આ કામ જુના ક્રી. પ્રો. કો. ક. ૪૬ પ્રમાણે ડીવીઝન માજીસ્ત્રેટે સુપ્રીન્ટેન્ડન્ટશાયર પાસે મોકલ્યું. તે સાહેબને આરોપિતની વરતણુક અજાયબ જેવી જણાઇ તેથી તેને તપાસને માટે સીવીલ સરજન પાસે મોકલ્યો, તેને તપાસી જુબાની આપી કે "આરોપિત પોતાનો બચાવ કરવાને અશક્ત છે. એમ હું ધારું છું, હું નથી ધારતો કે હાલના કરતા વધારે સારો કોઇપણ દિવસ થાય હું ધારું છું કે તે ઘણા વરસથી એવી હાલતમાં છે, તે એવો અશક્ત છે કે કોઈપણ કૃત્યનો પ્રકાર જેમકે ચોરી યા ચોરી કરતી વખતે જે કૃત્ય બન્યું તે ખોટું છે અથવા કાયદા વિરૂદ્ધ છે એમ તે જાણી શકે" આ પુરાવા ઉપરથી ડીવીઝન માજીસ્ત્રેટે ઠરાવ્યું કે આરોપિત ચાલતું કામ સમજી શકે તેમ નથી પણ જુના ક્રી. પ્રો. કો. કલમ ૧૮૬ પ્રમાણે તેણે કામ આગળ ચલાવ્યું અને આરોપિતપર ગુન્હો સાબિત ગણ્યો તે ઉપરથી ધારવાડના જીલ્લા માજીસ્ત્રેટ જે. આર. મીડલટને આ કામ હાઈકોરટના અભિપ્રાય માટે મોકલ્યું હતું. પણ ફાઇન્ડીંગ પુરતુ સ્પષ્ટ નહિં હોવાથી હાઇકોરટે ગુન્હેગારનું મન અશક્ત છે

કે શી રીતે તે નકકી કરવાને ફરી ફરમાવ્યું તેથી તે બાબતમાં ડીવીજન માજીસ્ત્રેટે ઠરાવ કર્યો કે "ગુન્હેગાર અશકત છે તેટલા માટે ચાલતું કામ તે સમજી શકે એમ નથી પણ તેનું મન અશકત નથી. આ કામ પછી હાઇકોરટમાં આવ્યાથી ઠરાવ કર્યો કે આ તફાવત નહીં સરખો છે તેથી જુના ક્રી. પ્રો. કોડ કલમ ૨૯૭ પ્રમાણે આ કામનો ઠરાવ રદ કરી ફરમાવ્યું કે આરોપિતની બરાબર સંભાળ લેવામાં આવશે અને પોતાની જાતને અથવા બીજા કોઇ સખસને નુકશાન ન કરે તે સારૂ બંદોબસ્ત કરવામાં આવશે અને જ્યારે ફર માવે ત્યારે તેને રજુ કરવામાં આવશે એવો પુરતો જામિન આપે તો તેને છોડી મુકવો અને તે પ્રમાણે જામિન આપવામાં આવે નહી તો તે કામવિશે હાયકોરટને રીપોર્ટ કરવો વળી એમ પણ ઠરાવ્યું છે કે જુના ક્રી. પ્રો. કોડ કલમ ૧૮૬ (આ કલમ ૩૪૧) જે માણસનું મન અશકત છે તેને લાગુ પડતી નથી. બેહેરાશથી અથવા મુગાપણાથી અથવા તે દેશની ભાષાના અજાણપણાથી અથવા તેવા બીજા કારણથી જે સખસો ચાલતું કામ સમજી શકે તેમ નથી તે સખસોને તે કલમોના ઠરાવ લાગુ પડે છે પણ મનના અશકતપણાથી જે સખસો ચાલતુ કામ સમજી શકતા નથી તેવા કામમાં તો જુના ક્રી. પ્રો. કોડના ૩૧ મા બાબ મુજબ કામ ચલાવવું જોઈએ સરકાર વિરૂદ્ધ હુસેન. ઇંડિયન લા, રીપોર્ટ મુંબઇ વા. ૫ પ્ર. ૨૬૨

આરોપિત એ બેહેરો અને મુગો છતાં જે ડેપ્યુટી માજીસ્ટ્રેટે તેનાપર અપ્રાધ નકકી કર્યો હતો તે ડેપ્યુટી માજીસ્ત્રેટને, આરોપિત કજીયાનું પ્રોસીડીંગ સમજવાને લાયક નથી એમ દેખાયાથી તેણે તે કામ જુના ક્રી. પ્રો. કોડ કલમ ૧૮૬ ( આ કલમ ૩૪૧) પ્રમાણે માજીસ્ટ્રેટ પાસે મોકલ્યું. જે અપરાધ બદલ આરોપિતપર આરોપ રાખવામાં આવ્યોછે તે અપરાધ આરોપિત સમજ્યો છે એમ માજીસ્ત્રેટે ઠરાવ્યું તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે માજીસ્ત્રેટનો ઠરાવ કાયમ રાખવો જોઇએ. અને આ કામને જુની કલમ ૧૮૬ લાગુ પડતી નથી. હાઇકોરટે જુ. ક્રી. પ્રો. કો. કલમ ૨૯૭ ના આધારે ડેપ્યુટી માજીસ્ટ્રેટનો તે હુકમ રદ કર્યો અને આરોપિતપર જે ગુન્હાને માટે ત્રણ વરસની સખત મજુરીની શિક્ષા કરીછે તેવા ગુન્હાનો પીનલકોડ બાબ ૧૭ પ્રમાણે આગાઉ અપરાધ ઠરેલો હોવાથી જુના ક્રી. પ્રો. કોડ કલમ ૩૧૫ (કલમ ૩૪૮) પ્રમાણે તેની ચોકશી થવા વાસ્તે સેશન કોરટને મોકલવો એવો હાઇકોરટે હુકમ કર્યો. દુબારી હલવાઈ વીરૂધ એક મુંગો માણસ જેનું નામ નકી નથી. વીકલી. રીપોર્ટ ૧૯ પ્ર. ૩૭

તોહોમતવાળાની જબાનીલેવાનોઅધિકાર.

૩૪૨ તોહોમતવાળાની વિરૂધ પુરાવામાં કાંઈ હકીકત જણાતી હોય તેનો ખુલાસો તોહોમતવાળો કરી શકે એટલા સારૂ, હરકોઇ ચોકસી અથવા ઇનસાફ ચાલતો હોય ત્યારે કોઇપણ વખતે તેને અગાઉથી તાકીદ આપ્યા વગર તેને જે સવાલો પુછવા જરૂર જણાય તે સવાલો પુછવાને તે કોરટ મુખત્યાર છે, અને ફરિયાદનું કામ ચલાવનારની તરફના સાહેદોની જબાની લેવાઇ રહ્યા પછી અને તે તોહમતવાળાને જવાબ આપવાનું ફરમાવતાં પેહેલાં ઉપર કહેલાં કારણસર કોરટે તે મુકદમા બાબત તેને સવાલ સામાન્યત પુછવા.

તે સવાલોના જવાબ આપવાની ના કહેવાથી અથવા તે સવાલોના ખોટા જવાબ દેવાથી તે તોહમતવાળો શિક્ષાને લાયક થશે નહીં; પણ એ પ્રમાણે ના કેહેવા ઉપરથી અથવા એવા જવાબ આપવા ઉપરથી પોતાને વ્યાજબી લાગે એવું અનુમાન કોરટ તથા જુરી હોય તો તે કરવાને મુખત્યાર છે.

તોહોમતવાળાએ આપેલા જવાબો સદરહુ ચોકશી અથવા ઇનસાફની વખતે ધ્યાનમાં

લેવાનો અખત્યાર છે. અને સદરહુ જવાબો ઉપરથી બીજો જે ગુન્હો તેણે કર્યાનું દેખાતું હોય તે ગુન્હા બાબત ચોકશી અથવા ઇનસાફ થતી વખતે તે જવાબો તેની તરફ અથવા તેની વિરૂધ પુરાવામાં આપવાનો મુખત્યાર છે.

તોહોમતવાળાને કાંઇ સોગન આપવા નહી.

*ટીકા*—આ કલમ મદ્રાસ હાઇકોરટ રીપોટ વા ૧ પ્ર. ૧૯૯ ના કેસને અનુસરીને રચવામાં આવી છે. તોહોમતદાર વિરૂધ જે પુરાવ પડયો હોય તેનો ખુલાસો કરવાને તે શકતામાન થાય તે માટે તેની જુબાની લેવી એટલે તેને ગુન્હેગાર ઠરાવવા જેવા સવાલ પુછવા નહી. વિરૂધ પુરાવનો તે કેવો ખુલાસો કરે છે તે જાણવા માટે તેની જુબાની લેવી.

આવી જુબાની ઊપર સહી કરવા તોહોમતદાર ના કહે તો તેણે પીનલકોડની કલમ ૧૮૦ પ્રમાણે ગુન્હો કર્યો ગણાય નહી. તેની મરજી ઉપર એ બાબત છે કૈસરે હીંદ વિરૂધ સીરસાપા• ઇંડીયન લો. રીપોટ મુંબાઇ વા. ૪ પ્ર. ૧૫

આ કલમ કરવાનો ખરેખરો હેતુ એવો છે કે તોહોમતદાર પાસેથી વખતો વખત (ખસુસ કરીને તેનો કોઈ બચાવ કરવાવાળો ન હોય ત્યારે) તેની વિરૂધ કહેવાએલી હકીકત વીશે તે શું ખુલાસો આપે છે તે નકી કરવું અથવા કેસ પુરો થયા પછી તેને નુકશાન કરતાં હકીકત વિશે તેનું શું કહેવું છે તે જાણવા માટેજ શકતીવાન થાય. આ કલમ સેશન કોરટને એક બારીક તપાસનારી કોરટ બની જવા અને ઉલટ તપાસવાની માફક ઝીણા ઝીણા સવાલ પુછી તે ગુન્હેગાર ઠરે એવી કબુલત તેની પાસેથી પરાણે મેળવવાની સત્તા મળતી નથી—કૈસરે હીંદ વિરૂધ હુસેનબક્ષ શેખ, અને બીજાઓ કલકત્તા હાઇકોરટ તા૦ ૨૪ જુન સને ૧૮૮૦ નો ઠરાવ તથા વીકલી રીપોટ ૨૫ સરકાર વિરૂધ ભોળાનાથ સેન પ્ર. ૫૩ અને રાણી વિરૂધ શેખબાલુ વીકલી રીપોટ ૮ પ્ર. ૩૭ ના ચુકાદા જુઓ.

એક કામમાં બે તોહોમતદાર હતા તેમાં એક એકને જુદા રાખી જુબાની લેવામાં આવી તોપણ તે જુબાનીમાં કહેલી હકીકત કહેનાર સખસ વિરૂધ વાપરી શકાય—બીજા તોહોમતદાર વિરૂધ તે વાપરી શકાય નહી-કૈસરેહીંદ વિરૂધ લક્ષ્મણ બાળાઅને બાળા રામશેઠ. ઇંડીયન લા. રીપોટ (મુંબાઇ) વા. પ્ર. ૧૨૪ કૈસરે હીંદ વિરૂધ ચંદરનાથ સરકાર. ઇંડીયન લા. રીપોટ (કલકતા) વા. ૭ પ્ર. ૬૫.

તપાસ ચાલતી હોય તેની વચમાં તોહોમતદારને સવાલ પુછી ફરીયાદી તરફનો પુરાવ પુરો પાડવાના હેતુ પાર પાડવામાં આવે તો તે ગેરવ્યાજબી છે. આ કામમાં જડજે કેદીને સવાલ પુછતાં પહેલાં તેને એવું કહ્યું હતું. " તમારે સવાલનો જવાબ દેવો કે નહી તે તમારી મરજીની બાબત છે. પણ જવાબ દેવાની ના કહેવામાં આવશે તો તમારીતે કબુલત લખવામાં આવશે"—રાણી વિરૂધ જે, એમ ડીઆસ, મુંબાઇ હાઇકોરટ રીપોટ વા. ૩ પ્ર.૫૧

લલચાવીને કાંઇ વાતપ્રગટ કરવાને કાંઈદામ વાપરવો નહી.

૩૪૩. ૩૩૭ મી અને ૩૩૮ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય, કોઇ તોહોમતવાળા સખસના જાણવામાં કાંઇ પણ વાત હોય તે પ્રગટ કરવાને અથવા નહી કરવાને તે લલચાય એટલા માટે તેને કાંઈપણ વચન અથવા ધમકી આપીને અથવા બીજી રીતે તેની ઉપર કાંઇ દાબ વાપરવો નહી.

કામ ચલાવવાનું શરૂથી અથવા વચમાં મુલતવી રાખવાનો અખત્યાર

૩૪૪. કોઇ સાહેબની ગેરહાજરીને લીધે અથવા બીજા કાંઇ યોગ્ય કારણને લીધે કોઈપણ ચોકશી અથવા ઈનસાફનું કામ શરૂથી અથવા વચમાં મુલતવી રાખવું જરૂર અથવા યોગ્ય જણાય, તો કોરટ વખતે વખતે લખેલો હુકમ કરીને અને તે બાબતના કારણ જણાવીને પોતાને દુરસ્ત લાગે એવી શરતે, અને પોતાને યોગ્ય લાગે એટલી મુદત સુધી, સદરહુ ચોકશી અથવા ઈનસાફનું કામ શરૂથી અથવા વચમાંથી મુલતવી રાખવાને મુખત્યાર છે, અને તોહમતવાળો પેહેરામાં હોય તો વારંટ કાહાડીને તેને પાછો મોકલવાને મુખત્યાર છે.

પાછો મોકલવો.

પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે કોઇ તોહમતવાળા સખસને એકકી વખતે પંદર દિવસ કરતાં વત્તી મુદત સુધી પેહેરામાં પાછો મોકલવો નહીં.

હાઇકોરટ સિવાય બીજી કોઇ કોરટે આ કલમ પ્રમાણે કરેલો દરેક હુકમ લખેલો હોવો જોઇએ અને તેની ઉપર પ્રમુખ જડજે અથવા માજીસ્ત્રેટે સહી કરવી.

પાછો મોકલવાનો વ્યાજબી સબબ.

ખુલાસો—તોહમતવાળાએ કાંઈ ગુન્હો કર્યો હશે એવો વેહેમ આવે તેવો પુરતો પુરાવો મળ્યો હોય, અને તેને પાછો મોકલવાથી વધારે પુરાવો મળે તેવું છે એવું દેખાય તો તેને પાછો મોકલવાનો આ વ્યાજબી સબબ છે.

**ટીકા**—માજીસ્ત્રેટે દિવસનું નામ પાડયા સિવાય મુકદમો મુલતવી રાખ્યો, અને પછી મુકદમો સાંભળવાને દિવસે ફરિયાદીની ગેરહાજરીમાં ફરીયાદ કાહાડી નાંખી; તે કામમાં હાઇકોરટે હુકમ રદ કર્યો. મહમદ આલમ વિ. સેકઆલિક અને બીજાવી. રી. ૧૬ પ્ર. ૬૮

તોહમતવાળાને પોલીસે ચોરીના ગુન્હા ઉપરથી તા. ૪ માહે અગષ્ટ સન ૧૮૬૭ના રોજ પકડયો અને પછી તા. ૪ સપટેંબર સન ૧૮૬૭ ના રોજ સુધી તે તોહમતવાળાને માજીસ્ત્રેટ પાસે પોલીસે મોકલ્યો નહોતો; આ ઉપરથી થાણાના સેસન જડજે સદરહુ કામ હાઇકોરટના હુકમ માટે મોકલ્યું, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે હદ વગરની મુદત સુધી પોલીસને તોહમતવાળાને અટકાવી રાખવાને માટે માજીસ્ત્રેટે આપેલી મંજુરી ગેરકાયદેસર છે. પકડયાથી ૨૪ કલાક અંદર તોહમતવાળાને માજીસ્ત્રેટની રૂબરૂ હાજર કરવો જોઇએ અને હાજર કર્યા બાદ યોગ્ય કારણ હોય તો પંદર દિવસ સુધી (પણ વધારે નહી) અટકાવમાં રાખવાને માત્ર તોહમતવાળાને પાછો મોકલી શકાય છે સરકાર વિ. સરકયા ધાકુ મુંબાઇ હા. કો. રી. વા. ૫ પ્ર. ૩૧ તેમજ વી. રી. ૧૭ પ્ર. ૫૫

તોહમતવાળો મુદતને રોજ હાજર થયો પણ બીજું કામ હોવાથી બીજે દીવસે હાજર થવાનું ફરમાવ્યું પણ તે હાજર ન થયો તે ઉપરથી તેને ગુન્હેગાર ઠરાવ્યો તે કામમાં યોગ્ય ઠરાવ થયો છે એવો ઠરાવ થયો. મ. હા. કો. રી. વા ૫ એપે. પ્ર. ૧૬

પાછો મોકલવાને સારૂ સાક્ષીની હાજરી અથવા બીજું યોગ્ય કારણ હોવું જોઈએ; દરેક વખત કેદમાં પાછો મોકલતાં અવલ કેદીને માજીસ્ત્રેટની રૂબરૂ લાવવો જોઇએ, મ. હા. કો. તા. ૧૦ જુન સને ૧૮૬૭ નો ઠરાવ.

ગુન્હો માંડીવાળવા બાબત.

૩૪૫. આ નીચેના કોષ્ટકના પેહેલા બે આસનમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જે કલમોનું વર્ણન કર્યું છે તે કલમો મુજબ શિક્ષા ક-

કરવા લાયક ગુન્હાઓ તે કોષ્ટકનાં ત્રીજા આસનમાં કહેલા સખસોને માંડીવાળવાનો અધિકાર છે.—

| ગુન્હો. | હીંદુસ્તાનની ફોજદારી કાયદાનાં લાગુ પડતી કલમો. | જે સખસને ગુન્હો માંડીવાળવાનો અધિકાર છે તે સખસ. |
|---|---|---|
| ધર્મ સબંધી કોઈપણ સખસનુ દિલ દુખાવવાના પાકા ઈરાદાથી કાંઈ શબ્દો બોલવા વગેરે. | ૨૯૮ ... ... ... | ધર્મ સબંધી જે સખસનું દિલ દુખાવવાનો ઇરાદો હોય તે સખસ. |
| વ્યથા કરવી. | ૩૨૩, ૩૩૪ ... ... | જે સખસને વ્યથા કરી હોય તે સખસ. |
| હરકોઈ સખસને ગેરવ્યાજબી અટકાવ કરવો અથવા કેદ કરવો. | ૩૪૧, ૩૪૨ ... ... | જે સખસને અટકાવ કર્યો હોય અથવા કેદ કર્યો હોય તે સખસ. |
| હુમલો અથવા સાપરાધબળ વાપરવું | ૩૫૨, ૩૫૫, ૩૫૮... | જે સખસની ઉપર હુમલો કર્યો હોય અથવા સાપરાધ બળ વાપર્યું હોય તે સખસ. |
| કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવવી. | ૩૭૪ ... ... ... | જે સખસ પાસે જબરાઇથી મજુરી કરાવી હોય તે સખસ. |
| બિગાડ—જ્યારે જે હાની અથવા નુકશાન કરવામાં આવે તે ફક્ત કોઇ ખાનગી સખસને કરેલી હાની અથવા નુકશાન હોય ત્યારે | ૪૨૬, ૪૨૭ ... .... | જે સખસને હાની અથવા નુકશાન કરવામાં આવે તે સખસ. |
| સાપરાધ પ્રવેશ. | ૪૪૭ | જે ગિલકતમાં પ્રવેશ કર્યો હોય તે ગિલકત જે સખસના કબજામાં હોય તે સખસ |
| ગ્રહ પ્રવેશ. | ૪૪૮ | |
| નોકરી કરવાનો કરાર સાપરાધ રીતે તોડવો. | ૪૯૦, ૪૯૧, ૪૯૨... | જે સખસની સાથે ગુન્હેગારે કરાર કર્યો હોય તે સખસ. |
| છિનાળું. | ૪૯૭ | જે સ્ત્રી હોય તેનો ધણી. |
| સાપરાધ ઇરાદાથી કોઇ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી અથવા લઇ જવી અથવા રોકી રાખવી. | ૪૯૮ | |
| આબરૂ લેવી. | ૫૦૦ | જે સખસની આબરૂ લીધી હોય તે સખસ. |
| કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી. | ૫૦૧ | |
| છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેની બાબત છે એવું જાણીને તે વસ્તુ વેચવી. | ૫૦૨ | |
| સમાધાનીનો ભંગ કરાવવાના ઈરાદાથી તિરસ્કાર કરવો. | ૫૦૪ | જે સખસને તિરસ્કાર કર્યો હોય તે સખસ. |
| સાપરાધ ધમકી, જ્યારે તે ગુન્હો સાત વરસની કેદની શિક્ષા કરવાલાયક ન હોય ત્યારે. | ૫૦૬ | જે સખસને ધમકી આપી હોય તે સખસ. |

બુદ્ધિપુર્વક વ્યથા કરવાનો અથવા બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાનો અથવા જીદંગી જોખમમાં આવે એવું કામ કરીને મહાવ્યથા કરવાનો અથવા જીદંગી જોખમમાં આવે એવું કામ કરીને મહાવ્યથા કરવાનો જે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૨૪ માં અથવા ૩૩૫ મી અથવા ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયકછે તે ગુન્હો જે સખસને વ્યાથા કરી હોય તે સખસને જે કોરટની આગળ તે ગુન્હા બાબત કાંઈ ફરીયાદનું કામ ચાલુ હોય તે કોરટની રજા લઇને માંડી વાળવાનો અધિકાર છે.

આ કલમ મુજબ હરકોઈ ગુન્હો માંડીવાળવાનો અધિકાર હોય ત્યારે તે ગુન્હામાં મદદગારી કરવાનો ગુન્હો અથવા (જ્યારે સદરહુ ગુન્હો કરવાની કોશીસ જાતે ગુન્હો હોય ત્યારે) તે કોશિસ કરવાનો ગુન્હો એવીજ રીતે માંડીવાળવાનો અધિકાર છે.

જો કોઇ સખસ બાળક, અથવા ગાંડો અથવા દિવાનો હોય અને જો તેવો ન હોત તો તે આ કલમ મુજબ કાંઈ ગુન્હો માંડીવાળવાને લાયક થાત તો તે સખસની તરફથી કરાર કરવાનો જે સખસને અધિકાર હોય તે સખસ સદરહુ ગુન્હો માંડીવાળવાને મુખત્યારછે.

આ કલમ મુજબ કાંઈ ગુન્હો માડીવાળવાનું ફળ એવું થશે કે તોહોમતવાળાની ઉપર ગુન્હો ના સાબિત થવાનો ઠરાવ થશે.

જે ગુન્હો આ કલમમાં કહ્યો નથી તેવો કોઇપણ ગુન્હો માંડીવાળવો નહીં.

**ટીકા**—આ કલમના ઠરાવથી રાણી વિરૂધ રહીમત ઈંડીયન લા. રીપોટ મુંબાઇ વા.૧ પ્ર. ૧૪૭ નો કેસ તથા રાણી વિરૂધ મદનમોહન ઈંડિયન લા. રીપોટ અલ્હાબાદ વા. ૬ પ્ર. ૩૦૨ ઉપલા કેસો રદ થાય છે.

છીનાળાની બાબતમાં ફકત ફરીયાદીની ગેરહાજરીના સબબથી માજીસ્ત્રેટ ફરીયાદ કાહાડી નાખે તો તે વ્યાજબી નથી પણ જે ફરીયાદી ગેરહાજર હોય અને પુરાવો રજુ ના થયો હોય તો ફરીયાદીને હાજર રેહેવા જરૂર પાડવા અથવા પુરાવો મેળવવા માજીસ્ત્રેટ બંધાએલો નથી. જુડીશીયલ કમીશનર સેંટરલ પ્રોવીનસીસ નંબર ૫૮, રૂ. ૧૫૫

આરોપિતપર પી. કો. ક. ૪૯૭ મુજબ એક નટલ નામના માણસે પોતાની બઇરી સાથે છીનાળુ કર્યાનું તોહમત મુકયું. માજીસ્ત્રેટે આરોપિતને તે ગુન્હા બદલ સેશનમાં મોકલ્યો સેશન જડજે આરોપિતને શિક્ષા કરી તેપર આરોપિતે હાઇ કોરટને અપીલ કરી તોહોમત સાબિત થયા પછી ધણી ધણીઆણી એકત્ર રેહેવા લાગ્યાં, અને અપીલની અને ચોકશીની વખતે સદરહુ અપરાધ માંહોમાંહે માંડીવાળવાની પરવાનગી મળવા માટે ધણીએ હાઈકોરટને અરજ કર્યાથી ઠરાવ્યું કે સેશનજડજે આરોપિત પર તોહમત સાબિત કરયા પછી ફરિયાદીએ પોતાની બઇરીને પોતાના ઘરમાં ઘાલી છે અને એ અપરાધ માંહોમાંહે માંડીવાળવાની પરવાનગી મળવા માટે અરજ કરી છે પણ કામના આવા સબંધની વખતે તેવી પરવાનગી અપાય નહી. તોપણ પક્ષકારનો સબંધ મતમાં આણ્યો અને તા૦ ૫ મેથી આરોપિત કેદમાં છે એ વાત મનમાં આણી તેને થયેલી શિક્ષા બરોબર છે. સરકાર વિરૂધ્ધ થાગસન ઈંડીયન લા રીપોટ અલ્હાબાદ વા. ૨ પ્ર. ૩૩૯.

જે મુકદમા પ્રાંતમાંનો માજીસ્ત્રેટ ચુકવી શકતોનહી હોય તે મુકદમામાં તેણેકેમકરવું.

૩૪૬ ઇલાકાના મુખ્ય શેહેરની બાહાર કોઇપણ જીલ્હામાં કોઇ માજીસ્ત્રેટની આગળ કાંઇ ચોકશી અથવા ઇનસાફનું કામ ચાલતું હોય ત્યારે જો પુરાવા ઉપરથી તે માજીસ્ત્રેટને એવું અનુમાન કરવું વ્યાજબી જણાય કે સદરહુ જીલ્હામાં બીજા કોઈ માજીસ્ત્રેટે તે મુકદમાનો ઈનસાફ કરવો જોઇએ અથવા ઇનસાફ કરવા સારૂ તે કમિટ કરવો જોઇએ, તો તેણે તે કામ ચલાવવું બંધ રાખીને જે માજીસ્ત્રેટના હાથતળે પોતે હોય

તે માજીસ્ટ્રેટની આગળ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ ફરમાવે તેવા બીજા હકુમતવાળા માજીસ્ટ્રેટની આગળ તે મુકદમો મોકલવો, અને તેની સાથે ટુંકામાં એક રીપોર્ટ કરીને તથા તે મુકદમાનો પ્રકાર સમજાવવો.

જે માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવામાં આવે તેને જો ઇનસાફ કરવાનો અખત્યાર આપેલો હોય તો તે મુકદમાનો ઇનસાફ તે જાતે કરવાને અથવા પોતાના હાથ તળેના જે માજીસ્ત્રેટને હકુમત હોય તે માજીસ્ત્રેટને તે મુકદમો સોંપવાને, અથવા તોહમતવાળાને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવાને મુખત્યાર છે.

ટીકા—દફતરમાં એક માજીસ્ટ્રેટ આગળ પડેલો પુરાવ દાખલ કરવામાં આવેલો તે ઉપરથી બીજા માજીસ્ટ્રેટે કેદીને ગુન્હેગાર ઠેરવ્યો હોય તે કામમાં ફરીથી પુરાવ દફતરમાં દાખલ કરી ગુન્હો સાબેત છે એમ ગણી કરેલો ઠરાવ બાહાલ રાખ્યો હોય તેમાં થએલી ખામી દુરસ્ત થતી નથી. ગુન્હો સાબેત થયાનો જે ઠરાવ કાયદાસર પુરાવા ઉપરથી કરવામાં આવ્યો નહી હોય તે ઠરાવના ગુણદોષ ઉપર અપીલ ચાલશે. રાણી વિરૂદ્ધ પુરણચંદ્ર દાસ વીકલી રીપોર્ટ ૮ પ્ર. ૫૯

એક અમલદારે મુકદમો અધુરો સાંભળી બીજાને ત્યાં ઇનસાફ સારૂ મોકલ્યો હોય ત્યારે ઇનસાફ કરનાર માજીસ્ત્રેટે બધો પુરાવ સાંભળી ઇનસાફ કરવો પણ એક અમલદારને બીજાએ દફતરમાં પુરાવ દાખલ કરેલો હોય તે ઉપરથી કમિટ કરવાનો અધિકાર છે. વીકલી રીપોર્ટ ૭ ક્રી. લેટર ૪.

તાબાનો માજીસ્ટ્રેટ કલમ ૫૫૯ મુજબ ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટની પાસે મુકદમો મોકલે ત્યારે ડિસ્ત્રીકટ માજીસ્ત્રેટ તે મુકદમો ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટ તરફ ઈનસાફ થવાને માટે મોકલી શકે છે. મુંબાઇ હાઈકોરટ રીપોર્ટ વા. ૬ પ્ર. ૬૯.

| | |
|---|---|
| ચોકશી અથવા ઇનસાફનું કામસરૂ કર્યા પછી માજીસ્ટ્રેટને એમ જણાય કે મુકદમો કમિટ કરવો જોઇએ ત્યારે કેમ કરવું. | ૩૪૭. કોઇ માજીસ્ત્રેટની આગળ કોઇપણ ચોકશીનું કામ ચાલે તેમાં અથવા કોઈ માજીસ્ટ્રેટની આગળ કોઇપણ ઇનસાફનું કામ ચાલે તેમાં ફેંસલા ઉપર સહી કરતાં પેહેલાં, તેને કોઇપણ વખતે એમ જણાય કે તે કામનો ઇનસાફ સેશન કોરટે અથવા હાઇકોરટે કરવો જોઈએ, અને જો ઈનસાફ થવા સારૂ કમિટ કરવાનો અખત્યાર તેને આપેલો હોય, તો તેણે કામ અગાડી ચલાવવાનું બંધ કરવું અને આ કાયદામાં પાછળ કહેલા ઠરાવો પ્રમાણે તોહમતવાળાને કમિટ કરવો. |

જો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અખત્યાર સદરહુ માજીસ્ત્રેટને આપેલો ન હોય તો તેણે ૩૪૬ મી કલમ પ્રમાણે ચાલવું.

ટીકા—જ્યારે ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટ તરફ આ કલમ પ્રમાણે કામ મોકલવામાં આવે ત્યારે ડિસ્ત્રીકટ માજીસ્ટ્રેટે કાયદા પ્રમાણે યોગ્ય લાગે તેવો ઠરાવ, શિક્ષા કે હુકમ કરવો તેવી તેની ફરજ છે. સેશન કોરટમાં નવેસરથીજ તજવીજ કરવાને કેસ કમીટ કરવાનો અગર બીજી કોરટમાં કામ ચલાવવાને માટે હુકમ કરવાનો ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટને અધિકાર નથી. પરંતુ જે માજીસ્ત્રેટની રૂબરૂ કામ ચાલી તજવીજ કરવામાં આવી હોય તે માજીસ્ત્રેટની હકુમત નથી એમ માલમ પડે તો યોગ્ય માજીસ્ત્રેટ તરફ તજવીજ કરવાને માટે કામ મોકલી સકાય, સને ૧૮૭૭ તા૦ ૩૦ મી માહે અગષ્ટના રોજનો મુંબાઇ હાઇ કોરટનો ઠરાવ જુઓ.

જુના ક્રી. પ્રો કોડ કલમ ૪૬ (કલમ ૩૪૯ ) મુજબ જ્યારે કોઈ મુકદમો (ચાલેલા કામ સાથે) ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ તરફ મોકલવામાં આવે ત્યારે તે કામમાં પોતાની સમજણ

પ્રમાણે યોગ્ય તથા જે કાયદેસર હોય તેવો ફેંસલો યા શિક્ષા યા હુકમ તેણેજ કરવો જોઇએ. સેશન કોરટ અગર બીજી કોઈ કોરટે તે મુકદમાનો ફરીથી ઈનસાફ કરવો એવો હુકમ કરવાનો તેને અખત્યાર નથી, પણ જે માજીસ્ત્રેટ આગળ તે મુકદમાનો ઈનસાફ થાય તેની હકુમતની બાહારનો કોઈ ગુન્હો બન્યો છે એવું ડિસ્ટ્રીકટ માજીસ્ત્રેટને લાગે તો તેવો (એટલે ફરિથી ઇનસાફ કરવાનો) હુકમ કરવાને તેને અખત્યાર છે. બેલગામના સેશન જડજે સલાહ માટે મોકલેલું કામ નંબર ૮૦ સને ૧૮૭૭ મુંબાઇ હાઇકોરટ નો ઠરાવ. તા૦ ૩૦ આગષ્ટ સને ૧૮૭૭.

સબરજીસ્ટ્રાર એ સરકારી નોકર (અમલદાર) છે. પીનલકોડ કલમ ૨૮૮ પ્રમાણે તેનું કામ એ ન્યાયનું કામ છે અને પુરાવાના આકટમાં "કોરટ" જે એવો શબ્દ છે. તેમાં તે કોરટનો સમાવેશ થાય છે. પિનલકોડ કલમ ૨૨૮ માં જે બાબત કહેલી છે તેમાં જે કોરટ આગળ અપરાધ થશે તે કોરટે તે અપરાધની ચોકશી કરવી જોઇએ. પરંતુ તે કોરટે કામ ચલાવવું તે જુના ક્રી. પ્રો. કો. ના બાબ ૩૨ પ્રમાણે ચલાવવું જોઈએ. પિનલકોડ કલમ ૨૨૮ માં કહેલો અપરાધ સબરજીસ્ટ્રાર આગળ થયા છતાં તેણે જો કલમ ૪૩૫, ૪૩૬ પ્રમાણે કામ નહી ચલાવ્યું તો તે કામ ચલાવવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી. સધારીલાલ અરજદાર વીકલી રીપોટ ૨૨ પ્ર. ૧૦.

કેદીને વધારે શિક્ષા થવા માટે બીજા વર્ગના એક માજીસ્ત્રેટે એ કામ સને ૧૮૭૨ ના આ. ૧૦ ની ક ૪૬ પ્રમાણે ડેપ્યુટી કમીશનર પાસે મોકલ્યું તે કામ ડેપ્યુટી કમીશનરે હાઇકોરટમાં મોકલ્યું હાઇકોરટે તેમાં હાથ ઘાલવાનું ના કબુલ કર્યું. કારણ કે સદરહુ કલમ ઊપરથી જોતાં તે કામની ચોકસી ડેપ્યુટી કમીશનરે પોતે કરવી જોઈતી હતી અને કેદી વિરૂધ જે પુરાવો હતો તે પુરાવા ઉપરથી જે તોહોમતની સાબીતી કરવી બરોબર છે એવું તેને દેખાય તે અપરાધની સાબિતી તેનીપર કરવાની હતી અને તે કામ હાઈકોરટમાં મોકલવું નહોતું એવો હાઇકોરટનો અભિપ્રાય થયો. સોબીલદાસ વિરૂધ ચંદ્રદેબી અને બીજા વીકલી રીપોટ ૨૦ પ્ર. ૧૫

કલમ ૨૫૯ ની નીચે સરકાર વિરૂધ કદરૂતુલ્લા અને બીજાઓ (ઇંડિયન લા. રીપોટ ૩, કલકત્તા ૪૯૫) ફેંસલો તથા કલમ ૩૪૫ નિચે રાણી વિરૂધ રેમત હાલસીંગનો ફેંસલો એ બે ફેંસલા બતાવવામાં આવ્યા છે તે જુઓ.

શિકકા, સ્ટાંપના કાયદાતથા મિલકત વિરૂધ ગુન્હા જે સખસોનીઊપરબ્બ ગાઊ ઠર્યાહોય તે સખસોનાઈનસાફ બાબત.

૩૪૮ હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૨ મા અથવા ૧૭ મા બાબ પ્રમાણે ત્રણ વરસની અથવા તે ઉપરાંતની મુદત સુધી કેદની શિક્ષા કરવા લાયક કોઈ ગુન્હો જે સખસની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે સખસની ઉપર એ એમાંના ગમે તે બાબ પ્રમાણે ત્રણ વરશની અથવા તે ઉપરાંતની મુદત સુધી કેદની શિક્ષા કરવા લાયક કોઈ ગુન્હાનુ ફરીથી તોહોમત આવ્યું હોય, ત્યારે જે માજીસ્ત્રેટની આગળ તે સખસની ઉપર તોહોમત આવ્યું હોય તેની નજરમાં એમ આવે કે તે સખસને ગુન્હો કરવાની ટેવ છે, તો તેને સામાન્ય પ્રસંગ પ્રમાણે સેશન કોરટમાં અથવા હાઈકોરટમાં કમીટ કરવો; અથવા જે જીલ્લામાં જીલ્લા માજીસ્ત્રેટને ૩૦ મી કલમ પ્રમાણે અધિકાર આપ્યો હોય તે જીલ્લામાં તેનો ઈનસાફ સદરહુ માજીસ્ત્રેટની આગળ કરવો.

જોઈએ તેટલી સખત શિક્ષાનો હુ

૩૪૯ જ્યારે બીજા અથવા ત્રીજા વરગના જે માજીસ્ત્રેટને હકુમત હોય તે માજીસ્ત્રેટ ફરીયાદનું કામ ચલાવનારની તરફને તથા તોહમતદા-

કમ માજીસ્ત્રેટ કરી શકે નહીં ત્યારે કેમ કરવું.

બાની તરફનો સાહેદી પુરાવો સાંભળે ત્યાર પછી તેનો મત એવો થાય કે તોહમતવાળો તકસીરવાર છે, અને તેને જે શિક્ષા કરવાનો પોતાને અધિકાર છે તેથી જુદી જાતની અથવા તે કરતાં વધારે સખત શિક્ષા તે તોહમતવાળાને મળવી જોઈએ, અથવા તેને ૧૦૬ ઠી કલમ પ્રમાણે ખત કરી આપવાનું ફરમાવવું જોઇએ ત્યારે તે માજીસ્ત્રેટ પોતાનો મત દફતરમાં દાખલ કરીને, પોતે ચલાવેલું કામ તથા તોહમતવાળાને જે જીલ્લા માજીસ્ત્રેટના અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટના તાબામાં પોતે હોય તેની પાસે મોકલવા મુખત્યાર છે.

**ટીકા**—જે માજીસ્ત્રેટની પાસે તે કામ મોકલવામાં આવે તે માજીસ્ત્રેટને દુરસ્ત લાગે તો તે પક્ષકારોની જુબાની લેવાને તથા જે સાહેદ તે મુકદમામાં સાહેદી આપી ચુકયો હોય તે સાહેદોને પાછો બોલાવીને તેની જુબાની લેવાને મુખત્યાર છે; અને કાંઇ પણ વધારે પુરાવો માંગવાને તથા લેવાને મુખત્યાર છે. અને તે મુકદમામાં પોતાને યોગ્ય લાગે એવો, અને કાયદા પ્રમાણે હોય એવો ફેંસલો અથવા શિક્ષાનો હુકમ અથવા હુકમ તે માજીસ્ત્રેટે કરવો; પણ એવું ઠરાવ્યું છે કે ૩૨ મી તથા ૩૩ મી કલમ પ્રમાણે જેટલી શિક્ષા કરવાનો પોતાને અધિકાર હોય તે કરતાં વધારે સખત શિક્ષા તેણે કરવી નહીં.

આ કલમના બીજા ભાગમાં જે "હુકમ" એ શબ્દ છે તેનો અર્થ આખરનો હુકમ છે એટલે વધારે સખત શિક્ષા થવાને કામ મોકલવામાં આવ્યુ હોય તેના નિકાલ સબંધી તે આખરનો હુકમ સમજવાનો છે. જો માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે એ કેસ સેશન કોરટ સાંભળી શકે તેવો છે અને તેથી સેશન કમીટ થવો જોઇએ ત્યારે સેશન કમીટ કરવાની તેમની સત્તાને આ કલમથી કાંઈ પ્રતિબંધ થતો નથી. રાણી વિ. અબદુલ. ઈં. લા. રી. વા. ૪ મુંબાઇ પ્ર. ૨૪૯ આ કેસથી વિરૂદ્ધ રાણી વિ, ભીખારી મુલીક. ૧૦ વુ. રી ક્રી. રૂ. ૫૦

થોડાક પુરાવો એક માજીસ્ત્રેટે અને થોડાક પુરાવો બીજા માજીસ્ત્રેટે દફ્તરમાં દાખલ કર્યો હોય તે ઉપરથી ગુન્હો ઠરાવવા બાબત અથવા કમિટ કરવા બાબત.

૩૫૦ જ્યારે કોઈ મુકદમાના ચોકસીમાં અથવા ઈનસાફમાં સઘળો પુરાવો અથવા તેમાંનો કાંઈ ભાગ સાંભળ્યા પછી તથા દફતરમાં દાખલ કર્યા પછી કોઇ પણ માજીસ્ત્રેટ તેમાં હકુમત ચલાવતો બંધ પડે, અને તેની પછી તેની જગા ઉપર બીજો જે માજીસ્ત્રેટ આવે તેને સદરહુ હકુમત હોય અને તે સદરહુ હકુમત ચલાવતો હોય, ત્યારે જે પુરાવો પોતાની અગાઉના માજીસ્ત્રેટે એ પ્રમાણે દફતરમાં દાખલ કર્યો હોય તે પુરાવાને આધારે, અથવા જે પુરાવો થોડોક પોતાની અગાઉના માજીસ્ત્રેટે અને થોડોક પોતે જાતે દફતરમાં દાખલ કર્યો હોય તે પુરાવાને આધારે, સદરહુ પછીથી આવેલો માજીસ્ત્રેટ કામ ચલાવવાને મુખત્યાર છે; અથવા તે સાહેદોને ફરીથી સમન કરવાને અને તે ચોકશી અથવા ઇનસાફ ફરીથી સરૂ કરવાને મુખત્યાર છે.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) કોઇ પણ ઇનસાફનાં કામમાં તે બીજો માજીસ્ત્રેટ પોતાનું કામ સરૂ કરે ત્યારે સાહેદોને અથવા તેઓમાંના હરકોઇને ફરીથી સમન કરવાની તથા તેઓની જુબાની ફરીથી સાંભળવાની માગણી કરવાને તોહમતવાળો મુખત્યાર છે.

(બ) કોઈ માજીસ્ટ્રેટની આગળ ગુન્હો સાબિત થયો હોય તે સાબિતી જે પુરાવા ઉપરથી થઇ તે સઘળો તેણે લીધેલો નથી; તેથી તોહમતવાળાને મુદ્દાની બાબતમાં ન્યાય મળવામાં હરકત થઇ છે એમ હાઈકોરટની, અથવા જે મુકદમાઓનો ઇનસાફ જીલ્લા માજીસ્ટ્રેટના તાબા માંહેના માજીસ્ટ્રેટો કરે તે મુકદમામાં જીલ્લા માજીસ્ટ્રેટની નજરમાં આવે, તો સદરહુ કોરટ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ કરવાને મુખત્યારછે, પછી તે ઠરાવ ઉપર અપીલ થઇ હોય કે નહિ થઇ હોય તોપણ; અને નવેસરથી ચોકસી અથવા ઇનસાફ કરવાનો હુકમ કરવાને મુખત્યારછે.

જે મુકદમામાં ૩૪૯ મી કલમ પ્રમાણે કામ આગળ ચલાવવાનું બંધ કર્યું હોય તે મુકદમાઓને આ કલમ માંહેનો કોઈ પણ મજકુર લાગુ નથી.

**ટીકા**—આ કલમ આ કાયદાના ભાગ ૫ ના બાબ ૮, ૧૦, ૧૧ અને ૧૨ મુજબના કામને લાગુ પડે છે આ કલમમાં સઘળો પુરાવો અથવા તેમાંનો કાંઇ પણ ભાગ સાંભળ્યા પછી જે શબ્દો છે તે રાણી વિરૂધ ખાન મહમદના કામમાં ઠરાવ થયો છે તેને અનુસરીને વધારવામાં આવ્યા છે. વીકલી રીપોટ ૨૪ રૂ ૫૩

સુલેહનો ભંગ ન કરે તેને સારૂ જામીન લેવા સબંધી કલમ ૧૦૭ પ્રમાણેના કામની ચોકશીના કામને આ કલમ લાગુ છે. બરોડા કનીશેય વિરૂધ કારીમુડી મુનશી કલકત્તા હાઈકોરટ રીપોટ વા૪ પ્ર. ૪૫૨. આ કલમ પ્રમાણે જે સત્તા આપવામાં આવી છે તે સેશન જડજને લાગુ નથી અને ફ્રદાપી કબુલ કરે તોપણ આ કલમમાં આપેલો અધિકાર સેશન જડજથી વાપરી શકાતો નથી. રાણી વિરૂધ ગોવીનોશીંગ વીકલી રીપોટ ૨૧ રૂ ૪૩

કોરટમાંહાજરથયેલા ગુન્હેગારોને અટકાવી રાખવા બાબત.

૩૫૧ કોઈ સખસ ફોજદારી કોરટમાં હાજર હોય, પણ તે પકડાઇને અથવા સમન થઇને નહી આવ્યો હોય તોપણ તે સખસે સદરહુ કોરટ સાંભળી શકે એવો ફલાણો ગુન્હો કર્યો છે એવું પુરાવા ઉપરથી જણાય તે ગુન્હા બાબત તેની જુબાની લેવા સારૂ તેને અટકાવી રાખવાનો તે કોરટને અખત્યાર છે, અને જાણે તેને પકડેલો હોય અથવા સમન કરેલો હોય એવી રીતે તેની ઉપર કામ ચલાવવાનો અખત્યાર છે.

અટકાવી રાખવો તે ૧૮ મા બાબ પ્રમાણે ચોકશી ચાલતી હોય ત્યારે અથવા ઈનસાફનું કામ ચાલવા માંડયા પછી રાખ્યો હોય ત્યારે તે સખસ બાબત કામ નવેસરથી ચલાવવું અને સાહેદોની જબાની ફરીથી સાંભળવી.

કોરટો ખુલ્લીછે.

૩૫૨ કોઇ ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ જે જગાએ કોઈ ફોજદારી કોરટ બેઠી હોય તે જગા ખુલ્લી કોરટ સમજવી, અને તેમાં વગર અડચણે માઇ શકે તેટલે સુધી સામાન્ય રીતે સઘળા લોકોને તેમાં જવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે કોઈ પણ અમુક મુકદ્દમાની ચોકસી અથવા ઈનસાફ ચાલે ત્યારે કોઇપણ વખતે પ્રમુખ જડજ અથવા માજીસ્ટ્રેટ જો તેને યોગ્ય લાગે તો એવો હુકમ કરવાને મુખત્યાર છે કે સામાન્ય રીતે લોકોએ, અથવા કોઇ પણ અમુક સખસે કોરટના ઉપયોગ માંહેના ઓરડામાં અથવા મકાનમાં આવવું, રેહેવું, અથવા હોવું નહી.

---

## બાબ ૪૫ મો.

### ચોકસી તથા ઈનસાફ કરતી વખતે પુરાવો લેવાની તથા દફતરમાં દાખલ કરવાની રીત બાબત.

પુરાવો તોહમત વાળાની સમક્ષ લેવો.

૩૫૩ સ્પષ્ટરીતે જુદી રીતનો ઠરાવ કર્યો છે તે સિવાય ૧૮ મા, ૨૦ મા, ૨૧ મા, ૨૨ મા, અને ૨૩ મા બાબ પ્રમાણે લેવાને સઘળો પુરાવો તોહમતવાળાની સમક્ષ લેવો, અથવા જ્યારે તેને જાતે હાજર થવાનું માફ કર્યું હોય, ત્યારે તેના પ્લીડરની સમક્ષ લેવો.

**ટીકા**—તોહમતવાળાની રૂબરૂ સાહેદોની જુબાની લીધા વગર તોહમતદારને ગુન્હેગાર ઠરાવ્યો હોય તો તે શિક્ષા રદ થાય છે. રાણી વિરૂધ્ધ લાલા ચોબે અલ્હાબાદ હાઈકોરટ રીપોટ વા. ૨ પ્ર. ૪૯

માજીસ્ટ્રેટે એક કેસમાં તોહમતદાર હાજર નહોતો તે કેસની જુબાની સાહેદને વાંચી સંભળાવી અને તે ખરી છે એવું સાહેદોએ કહ્યું તેથી તેમની ફરી જુબાની તોહમતદાર રૂબરૂ લીધી નહી તે ગેરવ્યાજબી ઠર્યું—રાણી વિરૂધ્ધ રાજક્રાસન ગોતર. બેંગાળા, લો. રીપોટ વા. ૧ પ્ર. ૩૬.

તોહમતદાર હાજર ન હોય તે વખતે લીધેલી જુબાની વાંચી સંભળાવી તેના ખરાપણા વિશે ખાત્રી કરવામાં આવશે અને સાક્ષીઓએ પોતાની જુબાનીમાં જે કેદીનું નામ લખાવ્યું હોય તેને ઓળખાવવામાં આવે એટલેથીજ પુરતું નથી. તોહમતદાર હાજર ન હોય તે વખતે લીધેલી સઘળી જુબાની ફરીથીજ લેવી જોઇએ—રાણી વિરૂદ્ધ કેનાઇ સેખ. વીકલી રીપોટ ૧ પ્ર. ૧ રાણી વિરૂદ્ધ અફાજુદ્દીન વિકલી રીપોટ ૧ પ્ર. ૧૩.

એક ફોજદારી કામની ચોકશી ખુદ માજીસ્ટ્રેટ કરતો હતો તે દરમીયાન કોરટની બાહાર તથા તોહમતદારની ગેરહાજરીમાં કેટલાએક સાહેદોની જુબાનીઓ પ્રતિજ્ઞા ઉપર લખી તે એવા વિચારથી કે જો તેઓ આગળ આપેલી જુબાનીથી પછી ખુલી કોરટમાં ફરીજાય તો તેઓના ઉપર ફોજદારી કામ ચલાવવું તેમાં ઠરાવવામાં આવ્યું છે કે માજીસ્ટ્રેટે જે જુબાની લીધી તે ગેરવ્યાજબી છે રાણી વિરૂધ્ધ જેઠા ગણેશ અને બીજા. તા૦ ૧૧ મી સપટેંબર સને ૧૮૭૨ મુંબાઇ હાઈકોરટનો ઠરાવ.

એક કેદી ઊપર એકજ વખતે ત્રણ જુદાં જુદાં તોહમત મુકી એકજ કેસ ચલાવવામાં આવ્યો એક કેસમાં પડેલા પુરાવ ઉપરથી કેદીને ગુન્હેગાર ઠરાવી બીજા બે કેસ સબંધી કેદીનો બચાવ સાંભળ્યો નહીં તેથી સઘળું કામ રદ કરવામાં આવ્યું.—રાણી વિરૂદ્ધ બંક એડારી. વાં. રા. ૧ પ્ર. ૩૬

ઈલાકાના મુખ્ય શેહેરોની બાહાર સાહેદી દફતરમાં દાખલ કરવાની રીત.

૩૫૪. આ કાયદા પ્રમાણે (પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ સિવાય બીજા) કોઇ માજીસ્ત્રેટ અથવા માજીસ્ત્રેટના આગળ સેશન જડજે અથવા સેશન જડજની આગળ કરવાની ચોકસીઓમાં તથા તથા (સક્ષેપ રીતે કરવાના ઈનસાફ સિવાય બીજા) ઈનસાફ બાબત સાહેદોની સાહેદી હેઠળ લખેલી રીતે દફતરમાં દાખલ કરવી.

સમનના મુકદમાનું તથા અમુક ગુન્હા બાબત પેહેલા અને બીજા વર્ગના માજીસ્ત્રેટો

૩૫૫. પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ સિવાય બીજા કોઈ માજીસ્ટ્રેટની આગળ સમનના જે મુકદમાઓનો ઇનસાફ કરવામાં આવે તેમાં, તથા ૨૬૦ મી કલમની બ થી કે ક (એ બંને સુદ્ધાં) રકમોમાં કહેલા ગુન્હાઓનો ઈનસાફ પેહેલા અથવા બીજા વરગનો માજીસ્ત્રેટ કરે ત્યારે તે ગુન્હાઓની બાબતમાં દરેક સાહેદની જુબાની ચાલતી જાય તેમ તેની સાહેદીની મત-

એ કરવાના ઇન  લગની યાદ તે માજીસ્ત્રેટે લખવી.

**સાફનું દફતર.**

તે યાદ માજીસ્ત્રેટે પોતાના હાથે લખીને તે ઉપર સહી કરવી અને તે દફતરની સાથે રાખવી.

ઉપર ફરમાવ્યા મુજબ જો તે માજીસ્ત્રેટને યાદ લખવામાં પ્રતિબંધ થયો હોય તો તે રાખવી. પોતે કાં લખી શકતો નથી તેનું કારણ દફતરમાં દાખલ કરવું, અને ખુલ્લી કોરટમાં પોતે મોહોડેથી બોલીને, તે યાદ કરાવીને તે ઉપર સહી કરવી, અને તે યાદ દફતરની સાથે રાખવી.

**ઇલાકાના મુખ્ય શેહેરોની બાહાર બીજા મુકદમાઓનું દફતર.**

૩૫૬. સેશન કોરટોની આગળ તથા (પ્રેસીડેન્સી માજીસ્ત્રેટો સિવાય બીજા) માજીસ્ત્રેટોના આગળ બીજા સઘળા મુકદમાઓનો ઇનસાફ ચાલે તેમાં, અને ૧૨ મા તથા ૧૮ મા બાગ પ્રમાણે ચોકસીઓ ચાલે, તે સઘળામાં દરએક સાહેદની સાહેદી માજીસ્ત્રેટે અથવા સેશન જડજે, અથવા તેની હજુરમાં તે સાંભળે તેમ તેના ફરમાવ્યા મુજબ તથા તેની નિગેહબાની નીચે કોરટની ભાષામાં લખી લેવી, અને તે ઉપર તે માજીસ્ત્રેટે અથવા સેશન જડજે સહી કરવી.

**અંગ્રેજીમાં આપેલી સાહેદી.**

જ્યારે સદરહુ સાહેદની સાહેદી અંગ્રેજીમાં આપવામાં આવે, ત્યારે માજીસ્ત્રેટ અથવા સેશન જડજ તે સાહેદી પોતાને હાથે તે ભાષામાં લખી લેવાને મુખત્યાર છે, અને તોહમતવાળો અંગ્રેજી સારી રીતે જાણતો ન હોય, અથવા કોરટની ભાષા અંગ્રેજી ન હોય તો કોરટની ભાષામાં સદરહુ સાહેદની સહી સાથેનો તરજુમો દફતરમાં રાખવો.

**જ્યારે માજીસ્ત્રેટે અથવા જડજે જાતે સાહેદી લખી લીધી નહી હોય ત્યારે યાદ.**

જે કામોમાં તે માજીસ્ત્રેટ અથવા સેશન જડજ પોતે સાહેદી લખી લેતો ન હોય તે કામોમાં તેણે દરેક સાહેદની સાહેદી લેવાતી જાય તેમ સાહેદની જુબાનીની મતલબની એક યાદ કરવી અને તે માજીસ્ત્રેટે અથવા સેશન જડજે પોતાને હાથે લખીને તેપર સહી કરવી, અને તે દફતરની સાથે રાખવી.

ઉપર ફરમાવ્યા મુજબ તે માજીસ્ત્રેટને અથવા સેશન જડજને યાદ લખવામાં પ્રતિબંધ થયો હોય તો તે પોતે કાં લખી શકતો નથી તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું.

**ટીકા**—માજીસ્ત્રેટ અંગ્રેજી ભાષામાં જુબાની લે અને જુબાની આપનાર સાહેદ જે ભાષા સમજતો હોય તે ભાષામાં તે જુબાની તેને વાંચી સંભળાવવામાં આવેલ છે એવી યાદદાસ્ત તે જુબાની નીચે લખી લીધી ન હોય તો તે કાયદાની ભુલ થઈ ગણાય અને તેથી તોહમતદારને ખરેખરી હરકત થઈ ગણાય—રાણી વિરૂધ્ધ ઇસરરાત અને બીજાઓ વીકલી રીપોર્ટ ૧ પ્ર. ૬૩

અમુક સાહેદો આગલા સાહેદ માફક હકીકત કહે છે એટલી યાદદાસ્ત માત્ર લખવામાં આવે તો તે કાયદાસર નથી દરેક સાહેદ શું કહે છે તે યાદદાસ્તમાં બતાવવું જોઇએ રાણી વિ. ભૈયા વલદ સુરજન મું. હા. કો. રી. વા. ૧ પ્ર. ૯૧

જે રીતે પુરાવો લેવાનું ફરમાવ્યું છે તે રીતથી પુરાવો લીધો ન હોય તો તે મુદાની

ચુક કહેવાય અને એટલા કારણથી સઘળું પ્રોસીડીંગ રદ થઈ શકે—ખેતરમોની દાસી વિ. શ્રીનાથ સરકાર, અને બીજો બં. લો. રી. વા. ૧૧ પ્ર. ૫

સાહેદીના દફતરની ભાષા. ૩૫૭. કોઇ જીલ્લામાં અથવા જીલ્લાના કોઇપણ ભાગમાં, અથવા કોઇ સેશન કોરટની આગળ, અથવા કોઇ માજીસ્ત્રેટની અથવા કોઇપણ માજીસ્ત્રેટના વરગની આગળ ચાલેલા કામમાં ૩૫૦ મી કલમમાં કહેલે પ્રસંગે દરેક સાહેદની સાહેદી સેશન જડજે અથવા માજીસ્ત્રેટે પોતાને હાથે પોતાની ભાષામાં લખી લેવી એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, પણ કાંઈ પુરતાં કારણને લીધે કોઇ પણ સાહેદની સાહેદી તેનાથી લખી ન લેવાય તો તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું, અને પોતે ખુલ્લી કોરટમાં મોઢેથી બોલીને તે સાહેદી લખાવવી એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

એ પ્રમાણે લખી લીધેલી સાહેદી ઉપર તે સેશન જડજે અથવા માજીસ્ત્રેટે સહી કરવી, અને તે દફતરના ભાગ દાખલ ગણવી જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે સેશન જડજે અથવા માજીસ્ત્રેટે સાહેદી અંગ્રેજી ભાષામાં અથવા કોરટની ભાષામાં લખી લેવી એવું તેને ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, તે ભાષા તેની સ્વભાષા ન હોય તોય પણ,

૩૫૫ મી કલમમાં હેનામુકદમામાંમાજીસ્ત્રેટને છુટ. ૩૫૮. ૩૫૫ મી કલમમાં કહેલી જાતના મુકદમામાં જો માજીસ્ત્રેટને દુરસ્ત લાગે તો તે કોઇપણ સાહેદની સાહેદી ૩૫૬ મી કલમમાં ઠરાવેલી રીતે લખી લેવાને મુખત્યાર છે, અથવા જો સદરહુ માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદની અંદર ૩૫૭ મી કલમમાં કહેલો હુકમ સ્થાનિક સરકારે કર્યો હોય તો, તેજ કલમમાં ઠરાવેલી રીતે લખી લેવાને મુખત્યારછે.

૩૫૬ મીઅથવા ૩૫૭ મી કલમપ્રમાણે સાહેદી દફતરમાં દાખલ કરવાની રીત. ૩૫૯. ૩૫૬ મી, અથવા ૩૫૭ મી કલમ પ્રમાણે લીધેલી સાહેદી ઘણું કરીને સવાલ અને જવાબના રૂપમાં લખી લેવી નહીં, પણ બ્યાનના રૂપમાં લખી લેવી.

માજીસ્ત્રેટની અથવા સેશન જડજની નજરમાં આવે તો કોઈપણ અમુક સવાલ તથા જવાબ લખી લેવાને અથવા લખી લેવરાવવાને તે મુખત્યાર છે.

સદરહુ સાહેદી પુરી થઇ રહે ત્યારે તેના સબંધમાં કેમ કરવું. ૩૬૦. ૩૫૬ મી અથવા ૩૫૭ મી કલમ પ્રમાણે લીધેલી દરેક સાહેદની સાહેદી પુરી થાય ત્યારે જો તોહમતવાળો હાજર હોય તો તેની સમક્ષ, અથવા તે પ્લીડર મારફતે હાજર હોય તો તેના પ્લીડરની સમક્ષ, તે સાહેદી સાહેદને વાંચી સંભળાવવી અને જરૂર હોય તો સુધારવી.

જ્યારે તે સાહેદી સાહેદને વાંચી સંભળાવવામાં આવે ત્યારે તે સાહેદ તે સાહેદીના કોઇ ભાગના ખરાપણાની ના કહે, તો તે સાહેદી સુધારવાને બદલે તે ભાગપર સાહેદે જે હરકત લીધી હોય તેની તે ઉપર યાદ કરી લેવાને માજીસ્ત્રેટ અથવા સેશન જડજ મુખત્યાર છે, અને પોતાને જરૂર જણાય એવો અભિપ્રાય માજીસ્ત્રેટે અથવા સેશન જડજે લખવો.

જે ભાષામાં તે સાહેદી આપી હોય તેથી જુદી ભાષામાં તે લખી હોય, તો તે લખી

લીધેલી સાહેદી જે ભાષામાં આપી હોય તે ભાષામાં, અથવા જે ભાષા સમજતો હોય તે ભાષામાં તેને સમજાવવી.

તોહમતવાળાને અથવા તેના પ્લીડરને સાહેદીનો અર્થ કહેવો.

૩૬૧. તોહમતવાળો સમજતો ન હોય એવી ભાષામાં કાંઈપણ સાહેદી આપવામાં આવે, અને તે જાતે હાજર હોય, ત્યારે તે સમજતો હોય એવી ભાષામાં તે સાહેદી તેને ખુલ્લી કોરટમાં સમજાવવી.

જો પ્લીડરની મારફતે હાજર થાય અને તે સાહેદી કોરટની ભાષા સિવાય બીજી કોઇ ભાષમાં આપવામાં આવે, અને તે ભાષા તે પ્લીડર સમજતો ન હોય તો તે સાહેદી સદરહુ પ્લીડરને કોરટની ભાષામાં સમજાવવી.

જ્યારે પધ્ધતી પ્રમાણે પુરાવા સારૂ દસ્તાવેજો રજુ કર્યા હોય, ત્યારે કોરટની નજરમાં આવશે તો તે દસ્તાવેજના જેટલા ભાગનો તરજુમો કરીને સમજાવવાની જરૂર જણાય તેટલા ભાગનો તરજુમો કરીને સમજાવવો.

પ્રેસિડેન્સી માજીસ્ત્રેટોની કોરટમાં સાહેદીનું દફતર.

૩૬૨. જે મુકદમામાં કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ બસેં રૂપિયાથી વત્તા દંડની, અથવા છ મહિનાથી વત્તા મુદત સુધી કેદની શિક્ષા કરે તેવા દરએક મુકદમામાં તેણે સાહેદોની સાહેદી પોતાને હાથે લખી લેવી, અથવા ખુલ્લી કોરટમાં પોતે મોઢેથી બોલીને લખી લેવડાવવી એ પ્રમાણે લખી લીધેલી સઘળી સાહેદી ઉપર તે માજીસ્ત્રેટે સહી કરવી અને તેને દફતરના ભાગ દાખલ ગણવી જોઇએ.

એ પ્રમાણે લખી લીધેલી સાહેદી ઘણું કરીને બ્યાનના રૂપમાં દફતરમાં દાખલ કરવી પણ માજીસ્ત્રેટની નજરમાં આવે તો કોઈપણ અમુક સવાલ અથવા જવાબ લખી લેવાને અથવા લખી લેવડાવવાને તે મુખત્યાર છે.

એકજ કામમાં ૩૫ મી કલમ પ્રમાણે કરેલા શિક્ષાના હુકમ આ કલમના કારણ સારૂ, એકજ શિક્ષાના હુકમ દાખલ ગણવા જોઈએ.

સાહેદની વર્તણુક બાબતનો શેરો.

૩૬૩. સેશન જડજે અથવા માજીસ્ત્રેટે સાહેદની સાહેદી દફતરમાં દાખલ કરી હોય ત્યારે તેણે સાહેદ સાહેદી આપતો હોય તે વખતની તેની વર્તણુક સબંધી પોતાને મુદ્દાનો લાગે એવો કાંઇ શેરો હોય તો તે શેરો પણ દફતરમાં દાખલ કરવો.

તોહમતવાળાની જુબાની દફતરમાં કેવી રીતે દાખલ કરવી.

૩૬૪. જ્યારે કોઇપણ માજીસ્ત્રેટ અથવા રાયલ ચાર્ટરથી સ્થાપેલી હાઇકોરટ શિવાય અથવા પંજાબની ચીફ કોરટ શિવાય બીજી કોઇપણ કોરટ તોહમતવાળાની જુબાની લે, ત્યારે તેને પુછેલો દરએક સવાલ અને તેણે આપેલો દરએક જવાબ સુધાં તે સઘળી જુબાની જે ભાષામાં લીધી હોય તે ભાષામાં અથવા તેમ ન બની શકે તો કોરટની ભાષા અથવા અંગ્રેજીમાં પુરેપુરી દફતરમા નોંધવી, અને તે જુબાની તે તોહમતવાળાને બતાવવી અથવા વાંચી સંભળાવવી, અથવા જે ભાષામાં તે જુબાની લખેલી હોય તે ભાષા તે સમજતો નહીં હોય તો જે ભાષા તે સમજતો હોય તે ભાષામાં તેને સમજાવવી અને તેના જવાબો માંહેની કોઈ વાતનો ખુલાસો કરવાને અથવા કાંઇ વાત વધારવાને તે મુખત્યાર છે.

તે સઘળી જુબાની બરોબર છે એવું તે કહે ત્યારે દફતર ઉપર તોહમતવાળાએ તથા

માજીસ્ત્રેટે અથવા સદરહુ કોરટના જડજે સહી કરવી, અને તે જુબાની મારી સમક્ષ અને મારા સાંભળતાં લીધી છે તથા તોહમતવાળાએ કહેલા મજકુરનું પુરેપુરૂં તથા ખરૂં બયાન તે દફતરમાં છે એ પ્રમાણે સદરહુ માજીસ્ત્રેટે અથવા જડજે લખીને તેપર સહી કરવી.

જે મુકદમામાં તોહમતવાળાની જુબાની તે માજીસ્ત્રેટ અથવા જડજ પોતાની જાતે દફતરમાં દાખલ ન કરે તે મુકદમામાં, જુબાની લેવાતી જાય તેમ તેની યાદ કોરટની ભાષામાં, અથવા અંગ્રેજી ભાષા પોતાને બરાબર આવડતી હોય તો, તે ભાષામાં તે માજીસ્ત્રેટ અથવા જડજે, પોતે પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ ન હોય તો કરવી જોઇએ; અને સદરહુ યાદ તે માજીસ્ત્રેટે અથવા જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તે દફતરની સાથે રાખવી. ઉપર ફરમાવ્યા મુજબ તે માજીસ્ત્રેટથી અથવા જડજથી યાદ ન થાય તો, તે પોતાથી ન થવાનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું.

આ કલમ માંહેનો કોઇપણ મજકુર ૨૬૩ મી કલમ મુજબની કોઇ તોહમતવાળા સખસની જુબાનીને લાગુ છે એવું સમજવું નહીં.

ટીકા—તોહોમતદાર પોલીસમાં હોય ત્યારે તેની કબુલત લેવાના શું નિયમ છે તે માટે જુઓ આ કાયદાની કલમ ૧૬૪ આ કલમ અને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૩૪૬ ના પારેગ્રાફ ૧—૨—૩—૪ ને મળતી છે.

૧. આ કલમમાં જુબાની લેનાર અધિકારીએ સરટીફીકેટ લખવાનું ફરમાવેલું છે તે સરટીફીકેટ સઘળું પોતાને હાથે લખેલું ન હોય પણ તે સરટીફીકેટ નીચે પોતાની સહી હોય તો પછી હરકત નથી—રાણી વિરૂધ—રાજા હુસેન અને બીજાઓ વી. રી. ૮ પ્ર. ૫૫.

આરોપીત માણસે પોતાની જુબાનીપર સહી કીંવા નિશાની કરવી જોઈએ એવો ઠરાવ જે જુના ક્રી. પ્રો. કો. કા. ૩૪૬ માં છે તેની પુર્તતા "અ. બ. (આરોપિત) એની સહી ક. ડ. એના હસ્તાક્ષર" એટલું લખ્યાથી થતી નથી આ કામમાં તેવી રીતે કેદીએ કબુલત પર સહી કરી હતી અને તે ઊપરથી તોહોમત સાબિત કર્યું હતું તેમાં હાઇકોરટે તે તોહમત રદ કરી એવું ઠરાવ્યું કે એવી કબુલત કોરટમાં હાજર કરવાની સેશન જડજે મનાઇ કરવી હતી. સરકાર વિરૂધ્ધ દયા આનંદ અને રણછોડ ભોલા મુંબાઇ હાઇકોરટનો ઠરાવ તા૦ ૧૯ માર્ચ ૧૮૭૪.

આરોપિતે તેને કમિટ કરનાર માજીસ્ત્રેટની રૂબરૂ જે જુબાની આપી તે નીચે તેની સહી જુના ક્રી. પ્રો. કો. કા. ૩૪૬ પ્રમાણે ન લીધી તો તે કલમના અર્થ પ્રમાણે તે આરોપિતનું નુકશાન થયું એમ સમજવું નહીં. પણ કામના ગુણદોષ ઉપરથી પોતાને જવાબ આપવાને જો તેને વાસ્તવિક રીતે બાધ આવ્યો હોય તોજ માત્ર તેમ સમજવું.

કેદીએ સેશન કોરટમાં પોતાની તરફે જવાબ આપવાને વકીલ રોકયો હોય, અને તેની જુબાની જે વખતે સેશન કોરટમાં લીધી તે વખતે કેદીના વકીલને હરકત લેવાને વખત છતાં તેણે તેની હરકત લીધી નહી હોય તો કેદીને નુકશાન થયું છે એમ સમજવું નહીં. સરકાર વિરૂધ્ધ દેવા દયાળ મુંબાઈ હાઇકોરટ વા. ૧૧ પ્ર. ૨૩૭

તમારે કબુલત કરવા ખુશી હોય તો કરો પણ તમે જે હકીકત કહેશો તેનો ઉપયોગ તમારી વિરૂધ્ધ કરવામાં આવશે એવી ચેતવણી કબુલત લેનાર માજીસ્ત્રેટે દીધી હતી એવું તે આસેલા કામના દફતર ઉપરથીજ જણાય તો અપીલ વખતે એવી ચેતવણી આપવામાં આવી હતી એ નિર્ણય કારક પરાવ છે તો પણ એ કબુલત જોર જુલમથી લેવામાં આવી નથી તથા બીકથી કરવામાં આવી નથી એવું બતાવવા માટે નિશ્ચયકારક પુરાવ નથી એટલે કે એવો જોર જુલમ અથવા બીક સાબિત કરવા પુરાવો આપી શકાય—રાણી વિરૂદ્ધ કાશીનાથ દીનકર મુંબાઇ હાઇકોરટ રીપોટ વા. ૮ પ્ર. ૧૨૬.

સહ તોહોમતદાર માફીનું વચન લઇ કાંઇ હકીકત કહે અને પછી એ હકીકતથી તે ફરી-જાય તો પછી માફીનું વચન લઇ તોહોમતદાર વિરૂદ્ધ જે હકીકત કહી હોય તે તેની વિરૂદ્ધ પુરાવામાં લેઇ શકાય નહીં—રાણી વિરૂદ્ધ હરદેવ. અલ્હાબાદ હાઇકોરટ રીપોર્ટ વા. ૫ પ્ર. ૨૧૭

હાઇકોરટમાં સા-હેદીનું દફતર. ૩૬૫ રાયલ ચાર્ટરથી સ્થાપેલી દરએક હાઇકોરટ તથા પંજાબની ચીફ કોરટ પોતાની આગળ જે મુકદમા આવે તેમાં સાહેદી લેવાની રીત વખતે વખતે સામાન્ય કાનુન કરીને ફરમાવવાને મુખત્યાર છે, અને એ પ્રમાણે કાંઇ કાનુન કરવામાં આવી હોય તો સદરહુ કોરટના જડજોએ સાહેદી અથવા તેની મતલબ તે કાનુન પ્રમાણે લખી લેવી.

## બાબ ૨૬ મો.

### ફેંસલા બાબત.

ફેંસલો આપવાની રીત. ૩૬૬ અસલ હકુમતની કોઇપણ ફોજદારી કોરટમાં દરએક મુકદમાના ઇનસાફમાં ફેંસલો ખુલ્લી કોરટમાં તુરત અથવા ત્યાર પછી કોઈ વખતે કહી સંભળાવવો. પણ પછીથી આપવો હોય તો વખતની યોગ્ય નોટીસ પક્ષકારોને અથવા તેઓના પ્લીડરોને આપવી; અને ફેંસલો આપવામાં આવે તે સાંભળવા માટે, જો તોહમતવાળો પેહેરામાં હોય તો, તેને આણવો જોઈએ; અથવા જો તે પેહેરામાં ન હોય તો, તેને હાજર થવાનું ફરમાવવું જોઇએ, પણ ઇનસાફ ચાલે ત્યારે જાતે હાજર થવાનું તેને માફ કર્યું હોય અને ફકત દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તો તે પ્રસંગે તે ફેંસલો તેના પ્લીડરની સમક્ષ કહી સંભળાવવાનો અધિકાર છે.

ફેંસલાની ભાષા. ૩૬૭ આ કાયદાથી બીજી રીતેનો ઠરાવ સ્પષ્ટ રીતે કરેલો હોય તે સિ-વાય, સદરહુ પ્રકારનો દરએક ફેંસલો તે કોરટના પ્રમુખ અમલદારે કો-રટની ભાષામાં અથવા અંગ્રેજીમાં લખવો; અને જે મુકદમાની વાત

ફેંસલામાં શું લખવું જોઈએ. અથવા વાતો ઠરાવવાની હશે તે તથા તે વિશે કરેલો ઠરાવ, તથા તે ઠરાવનાં કારણ તે ફેંસલામાં લખવાં, અને તે ફેંસલો કહી સંભળાવતી વખતે પ્રમુખ અમલદારે ખુલ્લી કોર્ટમાં તેની ઉપર તારીખ લખીને સહી કરવી.

તોહોમતવાળાની ઉપર કાંઇ ગુન્હો ઠર્યો હોય તો તે ગુન્હો, અને હિંદુસ્તાનના ફોજ-દારી કાયદાની અથવા બીજા કાયદાની જે કલમ પ્રમાણે તેની ઉપર ગુન્હો ઠર્યો હોય તે ક-લમ, તથા તેની ઉપર જે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શિક્ષા. એટલું તે ફેંસલામાં લખવું જોઇએ.

વિકલ્પની રીતે ફેંસલો. જ્યારે હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે ગુન્હો ઠર્યો હોય, અને તે કાયદાની બે કલમોમાંની કઇ કલમમાં અથવા તે કાયદાની એકજ કલમના બે ભાગોમાંના કયા ભાગમાં તે ગુન્હો આવે છે એ વિશે શક હોય, ત્યારે કોરટે તે શક સ્પષ્ટ રીતે બતાવીને વિકલ્પની રીતે ફેસલો કરવો.

જો તે ફેંસલામાં ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તો તોહોમતવાળાની ઉ-પર જે ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે ગુન્હો તે ફેંસલામાં લખવો અને તો-હમતવાળાને છુટો કરવો એવું તેમાં ફરમાવવું.

જે ગુન્હા બાબત મોતની શિક્ષા થઈ શકતી હોય તે ગુન્હો તોહમતવાળાની ઉપર ઠરે, અને તેની ઉપર મોતની શિક્ષા સિવાય બીજી કોઈ પણ શિક્ષાનો હુકમ તે કોરટ કરે, તો મોતની શિક્ષાનો હુકમ નહી કર્યાનું કારણ પોતાના ફેંસલામાં તે કોરટે લખવું.

પણ એવું ઠરાવ્યું છે કે જુરીથી ઇનસાફ કર્યા હોય તેમાં ફેંસલો લખવાની કોરટને જરૂર નથી. પણ સેશન કોરટે જુરીને આપેલા આ દેશનાં મથાળાં દફતરમાં દાખલ કરવાં.

તોહોમતદારે કહેલી બે હકીકત માંહુના કઇ હકીકત ખરી છે. એ નકી કરવું અશક્ય જણાય તોપણ વિકલ્પ રીતે ફેંસલો આપવો—રાણી વિરૂદ્ધ—નારાયણદાસ વાંકલી રીપોટ ૧—પ્ર. ૧૫

જો ગુન્હેગાર ઠરાવવાનો ફેંસલો આપે તો કયા પુરાવા ઉપરથી ગુન્હેગાર ઠરાવે છે તે ફેંસલામાં બતાવવા જડજની ફરજ છે—રાણી વિ. ઈસર ગાનજી. વાં. રી. ૫ પ્ર. ૧૭

તોહોમતદાર ખરાબ ચાલનો છે એવું માજીસ્ત્રેટ જાણતો હોય પણ એ કેસમાં કાંઇ પુરાવ પડયો ન હોય તો એ ખરાબ ચાલ વિશે ફેંસલામાં કાંઇ લખવું નહીં જોઇએ તે કેસમાં પડેલા પુરાવ ઉપરથી તે ગુન્હેગાર છે કે નહીં તેજ માજીસ્ત્રેટે ફેંસલામાં ઠરાવી લખવું જોઈએ—રાણી વિ. વૈકંતરાય શ્રીનીવાસ. મું હા કો. રી. વા. ૭ પ્ર. ૧૦

એક સખસ ઉપર સેશન કોરટમાં ખોટી સાહેદી આપ્યાનો ગુન્હો સાબિત થયો તે એટલાજ સબબ ઉપરથી કે સેશનમાં જે જુબાની આપી તે માજીસ્ત્રેટને ત્યાં આપેલી જુબાનીથી જુદી હતી, આ બાબતમાં ગુન્હો સાબિત થાય તો વિકલ્પ રીતે ફેંસલો આપવો જોઇએ—રાણી વિ. અમ્રીના શાહજી. મું. હા. કો. નો ઠરાવ તા. ૨૦ અકટોમ્બર સને ૧૮૭૭

જો ફેંસલો અપીલ કોરટનો હોય તો નીચલી કોરટે પોતાના ફેંસલાના આધારમા જે તકરારો બતાવી હોય તે સઘળી તકરારનો નીવેડો પોતાના ફેંસલામાં લખવાની જરૂર નથી—અપીલ કોરટે પોતાના ફેંસલાના કારણજ લખવા જોઈએ, ઇદ્રાબતી. કુમારી વિ. ગાધવ ચોધરી. બેં. લો રી. વા ૧ સ્પેશિયલ અપીલ નંબર ૨.

**મોતની શિક્ષાનો હુકમ.** ૩૬૮ જ્યારે કોઇ સખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તે શિક્ષાના હુકમમાં એમ ફરમાવવું કે એ સખસને મરતાં સુધી ગળેથી લટકાવવો.

**સમુદ્રપારની શિક્ષાનો હુકમ.** સમુદ્રપારની શિક્ષાના કોઇપણ હુકમમાં, જે સખસની ઉપર તે શિક્ષાનો હુકમ કર્યો હોય તે સખસને સમુદ્રપાર કઇ જગાએ લઇ જવો તે લખવું નહીં.

**કોરટે ફેંસલામાં ફેરફાર કરવો નહીં.** ૩૬૯ હાઈકોરટ સિવાય બીજી કોઇ કોરટે પોતાના ફેંસલા ઉપર સહી કરી એટલે પછી ૩૯૫ મી કલમમાં ઠરાવ્યું છે તે સિવાય અથવા કાંઇ હસ્તદોશનો ચુક સુધારવાની હોય તે સિવાય, તે કોરટે તે ફેંસલામાં ફેરફાર કરવો નહીં અથવા તે તપાસવો નહિં.

**પ્રેસિડેન્સી માજીસ્ત્રેટનો ફેંસલો.** ૩૭૦. પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે ફેંસલો દફતરમાં દાખલ કરવાને બદલે, હેઠળ લખેલા વિગત દફતરમાં દાખલ કરવીઃ—

(અ) મુકદ્દમાનો અનુક્રમે ચઢતો નંબર.
(બ) ગુન્હો કર્યાની તારીખ.
(ક) ફરીઆદી હોય તો તેનું નામ.
(ડ) તોહોમતવાળા સખસનું નામ. અને ( તોહોમતવાળો રાણીની વિલાયતી રઇયત ન હોય તો) તેના બાપનું નામ અને રેહવાનું ઠેકાણું.
(ઈ) જે ગુન્હા વિશે ફરિયાદ થઈ હોય અથવા જે ગુન્હો સાબિત થયો હોય તે ગુન્હો;
(ફ) તોહોમતવાળાનો જવાબ અને તેની જબાની (જો હોયતો)
(ગ) આખરનો હુકમ;
(હ) આખરલ હુકમની તારીખ; અને

(આઇ) જે મુકદમામાં તે માજીસ્ટ્રેટ કેદની, અથવા બસે રૂપીઆથી વત્તા દંડની અથવા એ બન્નેની, શિક્ષા કરે તે સઘળા મુકદમાગાં, ગુન્હો ઠરાવ્યાનાં કારણોની મુખ્તેસરમાં વિગત.

તોહમતવાળાને ફેંસલો સમજાવવો તથા નકલ આપવી.

૩૭૧ તોહમતવાળાને ફેંસલો સમજાવવો, અને તેની અરજી ઉપરથી ફેંસલાની એક નકલ, અથવા, તે માગે ત્યારે બની શકે તો તેની પોતાની ભાષાગાં, અથવા કોરટની ભાષાગાં તે ફેંસલાનો તરજુમો તેને વગર દાંમે આપવો. સમનના મુકદમા શિવાય બીજા કોઇપણ મુકદમામાં સદરહુ નકલ મફત આપવી.

સેશન કોરટમાં જુરીથી ઇનસાફ કરવામાં આવે તેમાં તોહમતવાળો માગે તો જુરીને આપેલા આ દેશનાં મથાળાની એક નકલ તેને વગર દામે અને મફત આપવી.

જે સખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે સખસની બાબત.

જ્યારે તોહમતવાળાની ઉપર સેશન જડજ મોતની શિક્ષાનો હુકમ કરે, ત્યારે તે જડજે તેને એ પ્રમાણે કેહેવું કે અપીલ કરવાની તમારી મરજી હોય તો, આટલી મુદતમાં તમારે અપીલ કરવી.

ફેંસલાનો તરજુમો કયારે કરવો.

૩૭૨ અસલ ફેંસલો કામના કાગળોની સાથે દફતરમાં દાખલ કરવો અને, તે અસલ ફેંસલો કોરટની ભાષાથી જુદી ભાષામાં લખ્યો હોય, અને તોહોમતવાળો કહે ત્યારે, કોરટની ભાષામાં તેનો તરજુમો કરીને સદરહુ દફતરમાં દાખલ કરવો જોઇએ.

સેશન કોરટે ઠરાવની તથા શિક્ષાના હુકમની નકલ જીલ્લા માજીસ્ત્રેટની ઉપર મોકલવી.

૩૭૩. સેશન કોરટે જે મુકદમાનો ઇનસાફ કર્યો હોય તે મુકદમામાં, તે કોરટે પોતાના ઠરાવની તથા (જો હોય તો ) શિક્ષાના હુકમની એક નકલ જે જીલ્લા માજીસ્ત્રેટની હકુમતના સ્થાનિક હદમાં ઇનસાફ કર્યો હોય, તે જીલ્લા માજીસ્ત્રેટની ઉપર મોકલવી.

## બાબ ૨૭ મો.

### શિક્ષાના હુકમ મંજુર કરવા માટે મોકલવા બાબત.

સેશનકોરટે મોતની શિક્ષાનો હુકમ (મંજુરથવામાટે) મોકલવાબાબત

૩૭૪. જ્યારે સેશન કોરટ મોતની શિક્ષાનો હુકમ કરે, ત્યારે ચલાવેલાં કામનાં કાગળ પત્ર હાઇકોરટમાં મોકલવા જોઇએ, અને તે શિક્ષાનો હુકમ, હાઇકોરટે મંજુર કર્યા વગર અમલમાં લાવવો નહીં.

ટીકા—જે બાઈડીએ પોતાનાં નવાં જન્મેલાં બે બાળકને મારી નાંખ્યાં તેને સેસન જડજે મોતની શિક્ષાનો હુકમ કર્યો હાઇકોરટે તે હુકમ ફેરવ્યો એટલા સબબ ઉપરથી કે કાયદા બાંધનારી સભાએ બે સજાઓનો ઠરાવ કરતાં ખુનમાં પણ દરજ્જા રહેલા છે એમ કબુલ કર્યું છે. બાળકના જન્મ થયા પછી તરતજ સ્ત્રીના દુખ ઉપર વિચાર કરતાં અને આવા પ્રકારનાકત્લ અને ચોરી તથા વેરને સારૂ જાણી બુઝીને કરેલા ખુનમાં થતી નિતી પ્રકૃતીનો મુકાબલો કરતાં હાઈકોરટે ઠરાવ્યું કે જીવતા સુધી સમુદ્રપારના શિક્ષા કરવી તે યોગ્ય શિક્ષા છે—રાણી વિરૂદ્ધ બીરાઇ, મદ્રાસ જુરીસ્ટ, વા. ૭ પ્ર. ૨૯૬.

જ્યારે મારી નાંખવાનો ઇરાદો ન હોય, પણ ફકત પ્રાણઘાતક હથિયારથી બે પ્રવાહી હુમલો કરી શરીરને રાષ્ટ્રના નિયમ મુજબ ઘણું કરી મોત થાય એવું નુકશાન પોહોચા—

ઠર્યું હોય ત્યારે મોતની શિક્ષા ન કરવી જોઇએ—રાણી વિરૂદ્ધ ખોયાઝ શેખ. વી.લી.રી-પોર્ટ ૫ પ્ર. ૨૦

જ્યાં એક માણુસની બેહેને બીજા સાથે અયોગ્ય દોસ્તી કરી હતી અને તેના ભાઇએ તેને તેના યારની સંગાથે સુતી દીઠી અને તેમને બંનેને મારી નાંખ્યાં અહીઆં ચીફ કોરટે સમુદ્રપારની શિક્ષાનો હુકમ ઠરાવ્યો—રાજ વિરૂદ્ધ અહમદ ૧ રેકર્ડ ક્રી. જજમેન્ટ ૧૦૪

જે કેસમાં મોતની સજા થઇ હોય તેવા કેસ સિવાય બીજા કોઇ કેસમાં હાઈકોરટની મંજુરી લેવાની જરૂર નથી—રાણી વિરૂદ્ધ અમાન અ. હા. કો. રી. વા. ૫ પ્ર. ૧૩૦

વધારે ચોકસી કરવાનું અથવા વધારે પુરાવો લેવાનુ ફરમાવવાનો અધિકાર.

૩૭૫. જ્યારે તે ચલાવેલાં કામનું દફતર હાઈકોરટમાં મોકલવામાં આવે ત્યારે જો હાઇકોરટ એમ ધારે કે જે સખસની ઉપર ગુન્હો ઠર્યો છે તે સખસ તકસીરવાર છે કે બીન તકસીરવાર છે એ વિશેની ફલાણી બાબત સારૂ વધારે ચોકસી કરવી જોઇએ, અથવા વધારે પુરાવો લેવો જોઇએ, તો તે સદરહુ ચોકસી જાતે કરવાને અથવા સદરહુ પુરાવો જાતે લેવાને અથવા તે ચોકસી કરવાનું અથવા તે પુરાવો લેવાનું સેશનકોરટને ફરમાવવાને મુખત્યાર છે.

જ્યુરરોની અથવા આસેસરોની સમક્ષ સદરહુ ચોકસી કરવી નહીં અથવા સદરહુ પુરાવો લેવો નહીં, અને હાઈકોરટ બીજી રીતના હુકમ ન કરે તો, જે સખસની ઉપર ગુન્હો ઠર્યો હોય તે સખસને તે ચોકસી કરતી વખતે અથવા તે પુરાવો લેતી વખતે હાજર નહીં રાખશે તો ચાલશે.

જ્યારે હાઈકોરટે તે ચોકસી કરી નહીં હોય તથા તે પુરાવો જો હોય તો લીધો ન હોય ત્યારે તે ચોકસીના પરિણામનું તથા તે પુરાવાનું સર્ટીફીકેટ તે કોરટને લખી જણાવવું.

શિક્ષાનો હુકમ બહાલ કરવાનો અથવા ગુન્હાની સાબિતીનો ઠરાવ રદ કરવાનો હાઈકોરટનો અખત્યાર.

૩૭૬. જે મુકદમો ૩૭૪ મી કલમ પ્રમાણે મોકલ્યો હોય, તે મુકદમાનો ઇનસાફ આસેસરોની મદદથી અથવા જ્યુરીથી કરેલો હોય તે મુકદમામાં હાઈકોરટ.—

(અ) શિક્ષાનો હુકમ બાહાલ કરવા અથવા બીજી જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તે શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે, અથવા

(બ) ગુન્હાની સાબિતીનો ઠરાવ રદ કરવાને તથા જે ગુન્હો તોહમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ સેશનકોરટ કરી શકે તેવો કોઈ ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાને અથવા તેજ તોહમત બાબત અથવા સુધારેલાં તોહમત બાબત નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અથવા

(ક) તોહમતવાળા સખસની ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ કરવા સારૂ જે મુદત આપી હોય તે મુદત પુરી થાય ત્યાં સુધી અથવા અપીલ સદરહુ મુદતની અંદર કરી હોય તો તે અપીલનો નિકાલ થાય ત્યાં સુધી આ કલમ પ્રમાણે મંજુરિયતનો કાંઇપણ હુકમ કરવો નહીં.

મંજુરિયત ઉપ-

૩૭૭. એ પ્રમાણે મોકલેલા દરેક મુકદમામાં તે શિક્ષાના હુકમની મં-

૨ અથવા શિક્ષાના નવા હુકમ ઉપર બે જડજોએ સહી કરવી.

જુરીયત અથવા હાઇકોરટ જે નવી શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરે તે, સદરહુ કોરટમાં બે અથવા વધારે જડજો હોય ત્યારે તેઓના ઓછામાં ઓછા બે જડજોએ કરવો જોઇએ, કહેવો જોઇએ અને તેની ઉપર સહી કરવી જોઇએ.

મતભેદ પડે ત્યારે કેમ કરવું.

૩૭૮. જ્યારે સદરહુ પ્રકારના કોઇપણ મુકદમાની સુનાવણી જડજોની બેન્ચ આગળ થાય અને સદરહુ જડજોના બે પક્ષ થઇને તે બેઉ પક્ષનાં સરખા મત પડે ત્યારે તેઓના મત સુધાં તે મુકદમો બીજા કોઇ જડજની પાસે મુકવો, અને સદરહુ જડજે પોતાને યોગ્ય લાગે એવી તપાસણી તથા સુનાવણી કર્યા પછી પોતાનો મત આપવો, અને સદરહુ મતને અનુસરીને ફેંસલો અથવા હુકમ થવો જોઇએ.

મંજુર થવા માટે હાઇકોરટમાં મોકલેલા મુકદમા ગાકેવી રીતે કામ ચલાવવું.

૩૭૯. મોતની શિક્ષાનો હુકમ મંજુર થવા સારૂ સેશન કોરટ જે મુકદમા હાઇકોરટમાં મોકલે તે મુકદમામાં હાઇકોરટ મંજુરિયતનો અથવા બીજો હુકમ કરે ત્યાર પછી હાઇકોરટના યોગ્ય અમલદારે તે હુકમની એક નકલ ઉપર હાઇકોરટની મોહોર કરીને પોતાના હોદ્દાની સહી કરીને તે નકલ સેશન કોરટને વગર ઢીલે મોકલી દેવી.

આસિસ્ટંટ સેશન જડજે અથવા ૩૪મીકલમ પ્રમાણેચાલનારેમાજીસ્ટ્રેટ જે શિક્ષાનો હુકમ કરે તેના મંજુરિયત બાબત.

૩૮૦. જે શિક્ષાનો હુકમ આસિસ્ટંટ સેશન જડજે અથવા ૩૪મી કલમ પ્રમાણે ચાલનારા કોઈ જીલ્લા માજીસ્ત્રેટે કર્યો હોય તે શિક્ષાનો હુકમ મંજુર થવા સારૂ સેશન જડજની પાસે મોકલવામાં આવે, ત્યારે સદરહુ સેશનજડજ.

(અ) તે શિક્ષાનો હુકમ મંજુર કરવાને અથવા બીજી જે શિક્ષાનો હુકમ નીચલી કોરટ કરી શકત તે શિક્ષાનો બીજો કાઇપણ હુકમ કરવાને મુખત્યાર છે; અથવા

(બ) ગુન્હાના સાબિતીના ઠરાવ રદ કરવાને, તથા જે ગુન્હો તોહમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ નીચલી કોરટ કરી શકત તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાને, અથવા તેજ તોહમત બાબત અથવા સુધારેલાં તોહમત બાબત નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે; અથવા

(ક) તોહમતવાળાની ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે; અથવા

(ડ) તોહમતવાળો તકસીરવાર છે કે બિન તકસીરવાર છે એ વિશેની ફેસલાણી બાબતસર વધારે ચોકસી કરવાની અથવા વધારે પુરાવો લેવાની જરૂર છે એમ તેને લાગે તો, તે પોતાની જાતે સદરહુ ચોકસી કરવાને અથવા સદરહુ પુરાવો લેવાને મુખત્યાર છે, અથવા તે ચોકસી કરવાનું અથવા તે પુરાવો લેવાનું ફરમાવવાને મુખત્યાર છે.

સેશન કોરટ બીજી રીતનો હુકમ ન કરે તો, જે સખસની ઉપર ગુન્હો ઠર્યો હોય તે સખસને સદરહુ ચોકસી કરતી વખતે અથવા પુરાવો લેવાતી વખતે હાજર નહીં રાખશે તો ચાલશે અને તે શિક્ષાનો હુકમ આસિસ્ટંટ સેશન જડજે મોકલ્યો હોય ત્યારે જુરરોની અથવા આસેસરોની સમક્ષ સદરહુ ચોકસી કરવી નહીં અથવા સદરહુ પુરાવો લેવો નહીં.

જ્યારે સેશન કોરટે તે ચોકસી કરી નહી હોય અને તે પુરાવો જો હોય તો લીધો નહીં હોય ત્યારે સદરહુ ચોકસીનું તથા પુરાવાનું પરિમાણ સર્ટીફીકેટ સાથે તે કોરટને લખીં જણાવવું.

## બાબ ૨૮ મો.

### અમલમાં લાવવા બાબત.

**૩૭૬ મી કલમ પ્રમાણે કરેલો હુકમ અમલમાં લાવવા બાબત.** ૩૮૧. સેશન કોરટે મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે મંજુર થવા સારૂ હાઈકોરટની પાસે મોકલ્યો હોય ત્યારે, તે ઉપરથી હાઇકોરટ જે મંજુરિયતનો અથવા બીજો હુકમ કરે તે પોહોંચેથી. સદરહુ સેશન કોરટે વારંટ કાહાડીને અથવા બીજા જે ઉપાયો જરૂરના હોય તે ઉપાયો* કરીને સદરહુ હુકમ અમલમાં અણાવવો.

**ગર્ભવંતી સ્ત્રીને મોતનીશિક્ષાનોહુકમ કર્યો હોય તે બંધ રાખવો.** ૩૮૨. જે સ્ત્રીને મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે ગર્ભવંતી છે એવું દેખાય તો હાઇકોરટે તે શિક્ષાના હુકમનો અમલ બંધ રાખવાનો હુકમ કરવો. અને તે શિક્ષાને બદલે જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવાને હાઈકોરટ મુખત્યાર છે.

**બીજા મુકદમામાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષાના હુકમ અમલમાંલાવવા બાબત.** ૩૮૩. જે મુકદમા બાબત ૩૮૧ મી કલમમાં ઠરાવ્યું છે તે મુકદમા સિવાય બીજા મુકદમામાં તોહમતવાળાને સમુદ્રપારનો અથવા કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય, ત્યારે તે શિક્ષાનો હુકમ કરનારી કોરટે જે તુરંગમાં તેને કેદ રાખવો હોય તે તુરંગમાં તાબડતોબ એક વારંટ મોકલવું, અને તોહમતવાળાને તે તુરંગમાં અગાઉ કેદ રાખેલો નહીં હોય તો તે વારંટ સુધાં તેને તે તુરંગમાં મોકલવો.

**અમલમાં લાવવા બાબતનું વારંટ કોના નામનું કરવું.** ૩૮૪. કેદની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબતનું દરેક વારંટ જે તુરંગમાં અથવા બીજી જગામાં કેદીને કેદ રાખ્યો હોય અથવા કેદ રાખવો હોય તે તુરંગ અથવા બીજી જગા જે અમલદારના હવાલામાં હોય તે અમલદારના નામનું કરવું.

**વારંટ કોની પાસે રાખવું.** ૩૮૫. જ્યારે કેદીને કોઇ તુરંગમાં કેદ રાખવો હોય, ત્યારે તે વારંટ જેલરની પાસે રાખવું.

**દંડ વસુલ કરવા બાબતનું વારંટ.** ૩૮૬. કોઇ ગુન્હેગારની ઉપર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે તે દંડ ન આપવામા આવે તો તે ગુન્હેગારને કેદ કરવો એમ તે શિક્ષાના હુકમમાં ફરમાવ્યું હોય તોપણ તે શિક્ષાનો હુકમ કરનારે કોરટની નજરમાં આવે તો તે સદરહુ ગુન્હેગારની કાંઇપણ જંગમ મિલકત જપ્ત કરીને તથા તે વેચીને તે દંડની રકમ વસુલ કરવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે.

**સદરહુ વારંટનું ફળ.** ૩૮૭. સદરહુ વારંટ સદરહુ કોરટની હકુમતની સ્થાનિક હદમાં બજાવી શકાશે, અને સદરહુ હદની બાહાર જે જીલ્લા માજીસ્ત્રેટની અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ પ્રકારની કાંઇપણ મિલકત જડે તે જીલ્લા માજીસ્ત્રેટ અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ તે વારંટની પાછળ શેરો કરશે એટલે તે વારંટ ઉપરથી તે મિલકત જપ્ત કરીને વેચી શકાશે.

કેદની શિક્ષાનો હુકમ અમલમાં લાવવાનું બંધ રાખવા બાબત.

૩૮૮ કોઇ ગુન્હેગારની ઉપર માત્ર દંડનીજ શિક્ષાનો અને તે દંડ ન આપે તો કેદની શિક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય અને ૩૮૬ મી કલમ પ્રમાણે કોરટ વારંટ કાહાડે, ત્યારે તે કોરટને એવો અધિકાર છે કે તે કોરટ કેદની શિક્ષાનો હુકમ બજાવવાનું મોકુફ રાખે અને સદરહુ વારંટના રિટર્ન માટે મુકરર કરેલે દિવસે સદરહુ કોરટની આગળ હાજર થવાની સરતનું એક ખત, તે કોરટને દુરસ્ત લાગે તે પ્રમાણે જામીન સાથે કે વગર જામીને, તે ગુન્હેગાર પોતાની સહી સાથે કરી આપે એટલે તેને છુટો કરે, અને સદરહુ રિટર્ન સારૂ દિવસ મુકરર કરવો તે જે વખતે તે ખત કરી આપવામાં આવે તે વખતથી પંદર દિવસ કરતાં વધારે લાંબી મુદતનો નિમવો નહી જોઇએ; અને તે દંડ વસુલ ન થાય તો તે કેદની શિક્ષાનો હુકમ તાબાડતોબ બજાવવો એવું ફરમાવવાનો અધિકાર તે કોરટને છે.

વારંટ કાહાડવાનો કોનેઅખત્યારછે.

૩૮૯. જે જડજે અથવા માજીસ્ત્રેટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે જડજને અથવા માજીસ્ત્રેટને અથવા તેના હોદ્દા ઉપર જે સ્થાપન્ન થાય તેને તે શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબતનું દરએક વારંટ કાહાડવાનો અખત્યાર છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૩૦૭ ના છેલ્લા પેરેગ્રાફને મળતી છે. વારંટ કાઢવાને કોનો અધિકાર છે તેને માટે આ કલમ છે.

કેદીને દંડની સજા થઈ હોય તો તે દંડ વસુલ કરવાનું વારંટ એ કોરટે કાઢવું જોઇએ. જડજ અથવા માજીસ્ત્રેટની બદલી થાય તો જે બદલે આવે તેણે વારંટ કાઢવું જોઇએ પણ જે કોરટ દંડ વસુલ કરે તે કોરટ દંડ કરનારી હોવી જોઇએ—ચંદરકુમાર મીતર વિરૂધ્ધ ગુરૂ સુધનરાય. વીકલી રીપોર્ટ ૯ પ્ર. ૫૦

ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબત.

૩૯૦ જ્યારે તોહોમતવાળાની ઉપર ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે કોરટ ફરમાવે તેવી જગાએ તથા વખતે તે શિક્ષાનો હુકમ અમલમાં લાવવો.

કેદ શિવાય વળી ફટકામારવાની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબત.

૩૯૧. જે મુકદમામાં અપીલ ચાલી શકતી હોય તે મુકદમામાં તોહોમતવાળાની ઉપર કેદ શિવાય વળી ફટકા મારવાની શિક્ષાનો હુકમ કર્યો હોય, ત્યારે તે શિક્ષાના હુકમની તારીખથી પંદર દિવસ સુધી, અથવા તે મુદતમાં અપીલ કરી હોય તો તે શિક્ષાનો હુકમ અપીલ કોરટ મંજુર કરે ત્યાં સુધી તે ફટકા મારવા નહીં; પણ પંદર દિવસ થયાપછી જેમ બને તેમ જલદીથી, અથવા અપીલ કરી હોય તો, શિક્ષાનો હુકમ મંજુર કર્યાનો અપિલ કોરટનો હુકમ આવી પોંહોંચ્યા પછી જેમ બને તેમ જલદીથી તે ફટકા મારવા.

જડજ અથવા માજીસ્ત્રેટ તે ફટકા પોતાના દેખતાં મારવાનો હુકમ ન કરે તો જે અમલદારના હવાલામાં તુરંગ હોય તે અમલદારના દેખતાં તે ફટકા મારવા.

**ટીકા**—કોઈ ગુન્હેગારને સેશન જડજે એક વરસની સખત મજુરીની કેદની શિક્ષાકરી તેના છુટવાના અગાઉ એક હપતા ઉપર ૩૦ ફટકા મારવા એવી શિક્ષા કરી હતી તે કામમાં એ ફટકાની શિક્ષાનો અમલ એકદમ કરવો એવો હાઇકોરટે હુકમ કર્યો કેમકે ફટકા મારવાની શિક્ષા અમલમાં લાવવાનું લમુતવી રાખવાનો ઠરાવ કરવો તે સને ૧૮૬૪ ના આકટ ૬ ની કલમ ૯ ના ઠરાવથી ઉલટો છે. સરકાર વિરૂદ્ધ જગાલ વલદે નાતુભાઇ સુબાઇ હાઇ કોરટનો ઠરાવ તા. ૨૨ ડીસંબર સને ૧૮૭૦.

ફટકા મારવાની સજા કરવાની જવાબદારી જે અમલદારપર છે તે અમલદારે તે સજા કાયદામાં જણાવેલી મુદતો પુરી થતાંજ આપવી જોઇએ એવું જુના ક્રી. પ્રો. કો. ક. ૩૧૦ આ ક. ૩૯૧) મુજબ તે અમલદારનું કામ છે. પરંતુ જો કોઇ આકસ્મિક બનાવથી અથવા ગફલતથી અથવા જાણી જોઇને (પોતાનું) કામ નહીં કરવાથી આ હુકમ અમાન્ય કર્યો હોય તો તેથી કરીને કેદીનો પોતાની જવાબદારીમાંથી છુટકારો કોઈપણ રીતે થતો નથી. અધુરી રહેલી સજા અમલમાં લાવવી જોઇએ. સજાનું વારંટ કોરટના અધિકારમાંનું નથી એવું હોદ્દા શિવાય તે વારંટ અમલમાં લાવવાને સને ૧૮૭૪ ના મુંબાઇના આકટ ૨ નાં ક. ૩૦ મુજબ જેલર જવાબદાર છે. વારંટ અમલમાં લાવવાને કોઈ વાતની હરકત જેલરને આવે તો એવો રિપોર્ટ જે કોરટમાં તે વારંટ નિકળ્યું હોય તે કોરટને તેણે કરવો. સરકાર વિરૂદ્ધ માહાદુ ગોપાળ. મું. હા. કો. નો ઠરાવ. તા૦ ૫ અગષ્ટ સને ૧૮૭૮.

આગળના કામમાં હીં. ફો. કા. ની કલમ ૩૭૯ મુજબ સાધારણ ચોરી માટે કેદની સજા ભોગવી ગયો હોય અને પાછળથી કલમ ૩૮૦ મુજબ રહેવાના ઘરમાંથી ચોરીનું તો હોમત આવે તો તેને કેદની સાથે ફટકાની સજા થઇ શકે નહીં—રાણી વિરૂદ્ધ આંબાવલધ સમરીયા. મુંબાઇ હાઇકોરટ રીપોર્ટ વા. ૭ પ્ર. ૬૮

કેદની સજા પુરી થએ ફટકાની સજાનો અમલ કરવો એવું ફેંસલામાં ફરમાવવું તે વ્યાજબી નથી—રાણી વિરૂદ્ધ સેખ હુસેન વલદે સદરદીન. મુંબાઇ હાઈકોરટનો ઠરાવ તા૦ ૧૩ નવેમ્બર સને ૧૮૭૨.

શિક્ષા કરવાની રીત. ૩૯૨. સોળ વરસની ઉમરનો અથવા તે કરતાં વતી ઉમરનો સખસ હોય ત્યારે જેનો વ્યાસ અડધા ઇંચ કરતાં ઓછો ન હોય એવી ઝીણી નેતર વડે સ્થાનિક સરકાર ફરમાવે તે રીતે અને શરીરના તે ભાગ ઉપર ફટકા મારવા, અને સોળ વરસ કરતાં ઓછાં ઉમરના માણુસ હોય તો ઝીણી નેતર વડે નિશાળમાં શિક્ષા કરે છે તે રીતે ફટકા મારવા.

કેટલા ફટકા મારવા તેની હદ. કોઇપણુ પ્રસંગે સદરહુ શિક્ષા ૩૦ ફટકા કરતાં વતી હોવી નહીં જોઇએ.

કડકે કડકે અમલમાં લાવવો નહીં. ૩૯૩. ફટકા મારવાની શિક્ષાનો કોઇપણુ હુકમ કડકે કડકે અમલમાં લાવવો નહીં; અને હેઠળ લખેલા સખસોમાંના કોઇપણુ સખસને ફટકા મારવાની શિક્ષા કરી શકાશે નહીં (એટલે)—

માફી. (અ) સ્ત્રીઓને;

(બ) જે મરદોની ઉપર મોતની અથવા સમુદ્રપારની અથવા શાસનિક દાસત્વની અથવા પાંચ વરસ કરતાં વતી મુદતની કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય તે મરદોને.

(ક) જે મરદો પીસતાલીસ વરસ કરતાં વતી ઉમરના છે એવું કોરટને લાગતું હોય તે મરદોને;

ગુન્હેગારની પ્રકૃતિ ઠીક નહીં હોય તો ફટકા મારવા નહીં. ૩૯૪. ફટકા મારવાની શિક્ષા ખમવા લાયક ગુન્હેગારની પ્રકૃતિ છે, એવો દાખલો વૈદ્યક અમલદાર હાજર હોય તો, તેણે આપ્યા વગર અથવા વૈદ્યક અમલદાર હાજર નહીં હોય તો માજીસ્ટ્રેટ અથવા અમલદાર હાજર હોય તેની નજરમાં એ પ્રમાણે આવ્યા વગર સદરહુ શિક્ષા કરવી નહીં.

ફટકા મારવાનું મોકુફ રાખવું. ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં આવતો હોય ત્યારે બાકી રહેલી શિક્ષા ખમવા લાયક ગુન્હેગારની પ્રકૃતિ નથી એવો દાખલો વૈદ્યક અમલદાર આપે, અથવા માજીસ્ટ્રેટ અથવા અમલદાર હાજર હોય તેની

નજરમાં એ પ્રમાણે આવે તો ફટકા મારવાનું છેક મોકુફ રાખવું.

૩૯૪ મી કલમ પ્રમાણે શિક્ષા કરાતી નહીં હોય ત્યારે કેમ કરવું.

૩૯૫. ૩૯૪ મી કલમ પ્રમાણે ફટકા મારવાની શિક્ષાનો હુકમ મુદલ અથવા થોડો ઘણો અમલમાં અણાયો નહીં હોય, એવે કોઇપણ પ્રસંગે, જે કોરટે તે શિક્ષાનો હુકમ કર્યો હોય તે કોરટ તે હુકમ દુરસ્ત કરે ત્યાં સુધી ગુન્હેગારને કેદમાં રાખવો; અને સદરહુ કોરટની નજરમાં આવે તો તે સદરહુ શિક્ષા માફ કરવાને મુખત્યાર છે, અથવા ફટકા મારવાને બદલે અથવા ફટકા મારવાની જેટલી શિક્ષાનો હુકમ અમલમાં આણ્યો નહીં હોય તેટલી શિક્ષાને બદલે બાર મહિના સુધીની હરકાંઇ મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને આ ફટકા મારવાને બદલે કરેલી શિક્ષા તેજ ગુન્હા બાબત ગુન્હેગાર ઉપર કાંઈપણ બીજી શિક્ષા કરી હશે તે શિક્ષા ઉપરાંત થઈ સકશે.

કાયદા પ્રમાણે જેટલી મુદતની કેદની શિક્ષાને તોહમતવાળો લાયક હોય તેટલી મુદત કરતાં અથવા કોરટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર હોય તેટલી મુદત કરતાં વધતી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર તે કોરટને આ કલમ માંહેના કોઇપણ મજકુરથી છે એમ સમજવું નહીં.

ફરારી થએલા ગુન્હેગારની ઉપર શિક્ષાના હુકમ અમલમાં લાવવા બાબત.

૩૯૬. જ્યારે કોઇ ફરારી થએલા ગુન્હેગારની ઉપર આ કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે જો સદરહુ શિક્ષા મોતની, દંડની અથવા ફટકા મારવાની હોય તો આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોને અનુસરીને તે તાબડતોબ અમલમાં આવશે, અને જો સદરહુ શિક્ષા કેદની, સાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની હોય તો, તે હેઠળ લખેલી કાનુંનો પ્રમાણે અમલમાં આવશે એટલે.—

જ્યારે નવી શિક્ષા ગુન્હેગાર ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કરતાં વધારે સખત પ્રકારની હોય, તો તે નવી શિક્ષાનો હુકમ તાબડતોબ અમલમાં આવશે.

જ્યારે નવી શિક્ષા તે ગુન્હેગાર ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કરતાં વધારે સખત પ્રકારની ન હોય, ત્યારે તે ગુન્હેગાર ફરારી થયો તે વખતે તેની આગલી શિક્ષાની જેટલી મુદત બાકી રહેલી હોય તેટલી બીજી મુદત સુધી તેણે કેદ અથવા સાસનિકદાસત્વ, અથવા સમુદ્રપાર, જેમ હોય તેમ, ભોગવ્યા પછી તે નવી શિક્ષાનો હુકમ અમલમાં આવશે.

ખુલાસો—આ કલમનાં કારણ સારૂ—

(અ) સમુદ્રપારની અથવા સાસનિકદાસત્વની શિક્ષા કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું;

(બ) એકાંત કેદ સાથે કેદની શિક્ષા એકાંત કેદ વગર તેજ પ્રકારની કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું; અને

(ક) સખત મજુરી સાથે કેદની શિક્ષા, એકાંત કેદ સાથે કે એકાંત કેદ વગર આસાન કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું.

ગુન્હેગાર શિક્ષા ભોગવતો હોય તેને

૩૯૭ કોઈ સખત કેદની, સાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષા ભોગવતો હોય તેવામાં તેની ઉપર કેદની, સાસનિકદાસત્વની અથવા

**બીજાગુન્હાબાબત શિક્ષા.**

સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તેની ઉપર આગળ થએલા શિક્ષાના હુકમમાં ફરમાવેલી કેદની, શાસનિકહાસલની અથવા સમુદ્રપારની શિક્ષાની મુદત પુરી થયેથી સદરહુ કેદની, શાસનિકહાસલની અથવા સમુદ્રપારની શિક્ષા શરૂ થશે.

પણ એવું ઠરાવ્યું છે કે જો તે સખસ કેદની શિક્ષા ભોગવતો હોય. અને તેને એ પ્રમાણે પછવાડેથી ગુન્હેગાર ઠેરવીને કરેલી શિક્ષા સમુદ્રપારની હોય, તો તે કોરટની નજરમાં આવે તો આ બીજી શિક્ષાના હુકમનો અમલ તુરત શરૂ થાય એવું ફરમાવવાને અથવા તે સખસને આગળ કરેલી કેદની શિક્ષાની મુદત પુરી થયેથી તે શરૂ થાય એવું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

**૩૯૬ મી તથા ૩૯૭ મી કલમો બાબતવિશેષઠરાવ**

૩૯૮. ૩૯૬ મી અથવા ૩૯૭ મી કલમ માંહેના ઠરાવ ઉપરથી એમ સમજવું નહીં કે કોઈપણ સખસ તેના આગલા કે પાછલા સાબિત થયેલા ગુન્હાને માટે જે શિક્ષાને લાયક થયો હોય તે શિક્ષાના કોઇપણ ભાગમાંથી તે સખસ બચી જશે.

**નીના ઉમરના ગુન્હેગારોને સન્માર્ગ પ્રવર્તશાળામાં કેદ કરવાબાબત.**

૩૯૯. જ્યારે સોળ વરસ કરતાં ઓછી ઉમરના કોઇપણ સખસની ઉપર કોઈપણ ગુન્હા માટે કોઈપણ ફોજદારી કોરટ કેદની શિક્ષાનો હુકમ કરે ત્યારે, તેને ફોજદારી તુરંગમાં કેદ કરવાને બદલે હેઠળ લખેલા પ્રકારની કોઇપણ સન્માર્ગ પ્રવર્તકશાળામાં કેદ રાખવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે, એટલે કેદ રાખવાની લાયક જગા દાખલ જે સન્માર્ગ પ્રવર્તકશાળા સ્થાનિક સરકારે કાહાડી અને જેમાં ઘટિત કેળવણી આપવાના તથા કાંઇ ઉપયોગી ધંધો શિખવાનાં સાધન હોય, તેવી સન્માર્ગ પ્રવર્તકશાળામાં, અથવા સન્માર્ગ પ્રવર્તકશાળામાં કેદ કરેલા સખસોને કેળવણી આપવા તથા શિખવા સબંધી સ્થાનિક સરકાર ફરમાવે એવા નિયમ પ્રમાણે ચાલવાને રાજી હોય એવા કોઇ સખસે જે સન્માર્ગ પ્રવર્તકશાળા રાખેલી હોય તેમાં કેદ કરવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યારછે.

આ કલમ મુજબ કેદ કરેલા સઘળા સખસોને ઉપર મુજબ ઠરાવેલા નિયમો લાગુ પડશે.

**શિક્ષાનો હુકમ અમલમાં લાવ્યા પછી વારંટપાછું મોકલવા બાબત.**

૪૦૦ જ્યારે કોઇ શિક્ષાનો હુકમ પુરેપુરો બજી રહે. ત્યારે તે બજાવનાર અમલદારે, તે શિક્ષાનો હુકમ શી રીતે બજાવ્યો છે તે વિશે પોતાની સહી સાથેનો તે વારંટની પાછળ શેરો કરીને તે વારંટ જે કોરટમાંથી નિકળ્યું હોય તે કોરટમાં પાછું મોકલી દેવું.

## બાબ ૨૯ મો.

### શિક્ષા મોકુફ રાખવા, માફ કરવા તથા બદલવા બાબત.

**શિક્ષા મોકુફ રાખવાનો અથવા માફ કરવાનો અધિકાર.**

૪૦૧. જ્યારે કોઈપણ સખસની ઉપર કાંઇ ગુન્હા બાબત શિક્ષાનો હુકમ કર્યો હોય ત્યારે કોઇપણ વખતે બીન સરતે, અથવા જે સખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે સખસ કબુલ કરે એવી કાંઇ સરત કરીને તેની ઉપર જે શિક્ષાનો હુકમ કર્યો હોય તે અમલમાં લાવવાનું મોકુફ રાખવાને અથવા જે શિક્ષાનો હુકમ તેની ઉપર કરેલો હોય તે સઘળી શિક્ષા અથવા તેમાંનો કોઇપણ ભાગ માફ કરવાને ગવરનર જનરલ ઇન કાઉન્સીલ અથવા સ્થાનિક સરકાર મુખત્યાર છે.

જ્યારે કોઇ શિક્ષા મોકુફ રાખવા અથવા માફ કરવા સારૂ ગવરનરજનરલ ઇનકૌંસિલને અથવા સ્થાનિક સરકારને અરજી કરવામાં આવે, ત્યારે જે કોરટની આગળ અથવા જે કોરટે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય અથવા મંજુર કર્યો હોય તે કોરટના પ્રમુખ જડજને, ગવરનર જનરલ ઇનકૌંસિલ અથવા સ્થાનિક સરકાર, જેમ હોય તેમ, એવું ફરમાવવાને મુખત્યાર છે કે તે અરજી કબુલ કરવી જોઈએ કે નાકબુલ કરવી જોઈએ તે તે વિશે તમારો મત તથા તે મતનાં કારણ જણાવો.

જે સખસના લાભમાં કોઇ શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે સખસ ગવરનર જનરલ ઇનકૌંસીલે અથવા સ્થાનિક સરકારે જે સરતો ઠરાવી હોય તે સરતો પાળવાને ચુકે તો સદરહુ શિક્ષા મોકુફ રાખવાનો અથવા માફ કરવાનો હુકમ રદ કરવાને, ગવરનર જનરલ ઈનકૌંસિલ અથવા સ્થાનિક સરકાર, જેમ હોય તેમ, મુખત્યાર છે, અને તે પછી જો સદરહુ સખસ છુટો હોય તો, તેને કોઇપણ પોલીસ અમલદાર વગર વારંટે પકડવાને મુખત્યાર છે, અને બાકી રહેલા ભાગની શિક્ષા ભોગવવા માટે તેને પાછો કેદમાં મોકલવાનો અધિકાર છે.

શિક્ષા માફ કરવાનો અથવા મોકુફ રાખવાનો અથવા મુલતવી રાખવાનો અથવા ઓછી કરવાનો મલાકામાઆઝમાને અધિકાર છે તે અધિકારને આ કલમ માંહેના કોઇપણ મચકુરથી બાધ આવે છે એવું સમજવું નહીં.

શિક્ષા બદલવાનો અધિકાર. ૪૦૨. જે સખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે સખસની સંમતી વગર ગવરનર જનરલ ઈન કાઉન્સલ અથવા સ્થાનિક સરકાર હેઠળ કહેલી શિક્ષાઓમાંની કોઈપણ શિક્ષાને બદલે તે શિક્ષાની આગળ લખેલી બીજી કોઇપણ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છેઃ—

મોત, સમુદ્રપાર, આસનિકદાસત્વ, સખત મજુરીની સાથે જેટલી મુદતની કેદની શિક્ષાનો હુકમ તે સખસની ઉપર થઈ શકત તેટલી મુદત સુધીની કેદ, તેવીજ મુદત સુધીની આસાન કેદ, દંડ.

## બાબ ૩૦ મો.

અગાઉ બીન તકસીરદાર અથવા તકસીરવાર ઠર્યો હોય તે બાબત.

જે સખસની ઉપર એકવખતગુન્હો સાબિતથયાનો અથવાના સાબિતથયાનો ઠરાવ થયો હોયતે સખસનો તેજગુન્હાબાબત ફરી ઇનસાફ કરવો નહીં. ૪૦૩. યોગ્ય હકુમતવાળી કોઈ કોરટે કાંઇ ગુન્હા બાબત કોઇ સખસનો એક વખત ઈનસાફ કર્યો હોય, અને તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ કર્યો હોય ત્યારે જ્યાં સુધી તે ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ અમલમાં રહે ત્યાં સુધી તે સખસ તેજ ગુન્હા બાબત ફરીથી ઇનસાફને પાત્ર થશે નહીં. અથવા તેની ઉપર મુકેલાં તોહમતથી કાંઈ જુદુ તોહમત બીજા જે ગુન્હા બાબત તેની ઉપર ૨૩૬ મા કલમ મુજબ મુકી શકાત તે ગુન્હા બાબત. અથવા બીજો જે ગુન્હો ૨૩૭ મા કલમ મુજબ તેની ઉપર ઠરી શકત તે ગુન્હા બાબત, તેને તેજ હકીકત ઉપરથી તે સખસ ફરીથી ઇનસાફને પાત્ર થશે નહીં.

જે સખસની ઉપર કાંઈ ગુન્હો ના સાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસનો અગાઉ ઇનસાફ થયો તે વખતે જે જુદા ગુન્હા બાબત તેની ઉપર ૨૩૫ મી કલમના ૧ લા પારેગ્રાફ મુજબ જુદુ તોહમત મુકી શકત, તેના ગુન્હા બાબત પછી ઇનસાફ કરવાનો અખત્યાર છે.

કોઈ સખસની ઉપર કાંઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય અને જે કૃત્યથી તે ગુન્હો બનેલો હોય તે કૃત્ય તથા તે ઉપરથી થયેલા પરીણામ એ બેઉ મળીને એવો એક ગુન્હો થાય કે તે સદરહુ સખસની ઉપર સાબિત થયલા ગુન્હાથી જુદો ગુન્હો હોય ત્યારે આ છેલા કહેલા ગુન્હા બાબત તે સખસોનો પછી ઇનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે છે, એટલે તે સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો તે વખતે સદરહુ પરીણામ થયલાં નહતાં અથવા તે થયાં છે એવી કોરટને ખબર નહતી એમ હોય તો.

કાંઈપણ કૃત્યોથી બનેલો કાંઈ ગુન્હો જે સખસની ઉપર ના સાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસે તેજ કૃત્યોથી બનેલો બીજો જે ગુન્હો કર્યો હોય તે ગુન્હા બાબત આગળ તેની ઉપર સદરહુ ઠરાવ થયો હોય તોપણ તોહમત મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે છે, એટલે જે કોરટથી તેનો પ્રથમ ઈનસાફ થયો તે કોરટને તેના ઉપર જે ગુન્હાનું તોહમત પછી મુકયું તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર નહોતો એમ હશે તો.

ખુલાસો—કોઈ ફરિયાદ કાહાડી નાંખવી. અથવા ૨૪૯ મી કલમ મુજબ કામ ચલાવવાનું બંધ કરવું, અથવા તોહોમતવાળાને છોડી મુકવો, અથવા ૨૭૩ મી કલમ પ્રમાણે તોહમતનામાં ઉપર નોધ કરવી, એ આ કલમનાં કારણ સારૂ ગુન્હો ના સાબિત થયાના ઠરાવ બરાબર નથી.

દ્રષ્ટાંતો.

(અ) અ એ ચાકર થઈને ચોરી કરી તે વિશેનાં તોહમત બાબત તેનો ઇનસાફ થયો અને તે બીન તકસીરવાર ઠર્યો. જ્યાં લગી તે ઠરાવ અમલમાં હોય ત્યાં લગી તેની ઉપર ચાકર થઇને ચોરી કર્યાનું અથવા તેની તેજ હકીકત ઉપરથી એકલી ચોરી કર્યાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું તોહોમત પછી મુકશે નહીં.

(બ) ખુનનાં તોહોમત બાબત અ નો ઇનસાફ થયો અને તે બીન તકસીવાર ઠર્યો. અપહરણ કરવાનું તોહોમત તેની ઉપર નહી હતુ; પણ ખુન કર્યું. તે વખતે અ એ અપહરણ કર્યું એવું હકીકત ઉપરથી જણાય છે; અપહરણ કરવાનું તોહોમત તેની ઉપર પછી મુકીને તેનો ઈનસાફ કરવાનો અખત્યાર છે.

(ક) મહાવ્યથા કરવા બાબત અ નો ઇનસાફ થયો અને તે તકસીરવાર ઠર્યો જે સખસને નુકશાન કર્યું તે સખસ પછી મરણ પામ્યો. શિક્ષણીય મનુષ્યવધના ગુન્હા બાબત અ નો ફરીથી ઈનસાફ કરવાનો અખત્યાર છે.

(ડ) બ નું શિક્ષણીય મનુષ્યવધ કર્યાનું તોહોમત અ ની ઉપર સેશન કોરટની આગળ મુકવામાં આવ્યું અને તેની ઉપર તે ગુન્હો સાબિત થયો. પછી તેજ હકીકત ઉપરથી બ ના ખુન બાબત અ નો ઈનસાફ કરી શકશે નહીં.

(ઇ) બ ને બુદ્ધિપુર્વક વ્યથા કરવાનું તોહોમત પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે અ ની ઉપર મુકીને

તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. તે કામને આ કલમનો ત્રીજો પારેગ્રાફ લાગુ ન હોય તો બ ને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવા બાબત તેજ હકીકત ઉપરથી અ નો પાછો ફરીથી ઇનસાફ કરી શકાશે નહીં.

(ક) બ ના શરીર ઉપરથી મિલકત ચોરવાનું તોહોમત બીજા વર્ગના માજીસ્ત્રેટે અ ની ઉપર મુકીને તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો પછી તેજ હકીકત ઉપરથી અપહરણ કરવાનું તોહોમત અ ની ઉપર મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

(ગ) ડ નું અપહરણ કર્યાનું તોહોમત પેહેલા વર્ગના માજીસ્ત્રેટે અ, બ તથા ક ની ઉપર મુકીને તે ગુન્હો તેઓની ઉપર સાબીત થયાનો ઠરાવ કર્યો. પછી તેજ હકીકત ઉપરથી ડાકાઈટી કર્યાનું તોહોમત અ, બ તથા ક ની ઉપર મુકીને તેઓનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૪૭ ના પેરેગ્રાફ બીજા ૧૯૫ ના ખુલાસા ૨૧૫ ના ખુલાસા બીજા અને ૪૬૦ ને મળતી છે. જે સખસની ઉપર એક વખત ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ થયો તે સખસનો તેજ ગુન્હા બાબત ફરીથી ઇનસાફ કરવો નહી તેને માટે આ કલમ છે.

જ્યારે પ્રથમ ગુન્હો સાબિત થયાનો ઠરાવની અગર છોડી મુકયાની તકરાર કરવામાં આવે ત્યારે એ વાત ધ્યાનમાં રાખવી કે બીજા કોઇ ઈનસાફમાં મુકેલું તોહોમત પેહેલાં ઈનસાફની વખતે મુકેલું તેજ તોહોમત છે કે કેમ; જો બંને તોહોમતો એકજ ન હોય તો પ્રથમ ગુન્હો સાબિત થયાનો ઠરાવ અથવા છોડી મુકવાનો ઠરાવ બીજા તોહોમત ઉપર ઇનસાફ થવાને અટકાવ નથી. બંને કામોમાં પુરાવો એક સરખોજ હોય તો પણ અટકાવ નથી. સરકાર વિ. દ્વારકાંનાથ દત. વીકલી રીપોટ ૭ ક્રી. ૧૫.

એક તોહોમતવાળાના ઉપર હિં. ફો. કા. ની ક. ૩૫૨ મુજબ આપ્રાધ બળ વાપર્યાનો ગુન્હો કર્યાનું તોહોમત મુકવામાં આવ્યું હતું તેમાં તે નિરદોષ ઠર્યો હતો તો પછી તેને તે બાબતમાં વ્યથાનું તોહોમત રાખી શકાતું નથી. કાપટન વિરૂદ્ધ સ્ગોથ. વીકલી રીપોટ ૧૬ ક્રી. ૩.

પ્રથમ ચાલેલું ઇનસાફનું કામ કોરટની હકુમતની ખામીને લીધે અને ગેરકાયદેસર કરવામાં આવ્યું હતું તે સબબથી રદ કરવામાં આવ્યું હતું, તેથી બીજુ ઇનસાફનું કામ જે ચાલે તેને બાધ આવશે નહી. રાણી વિરૂધ્ધ મથુરાપ્રસાદ પાન્ડે વીકલી રીપોટ ૨ ક્રી. ૧૦.

જ્યારે સેશન કોરટે એમ કહીને તોહોમતવાળાને છોડી મુકયો હોય એવા કારણથી કે જે કામ ચાલેલું છે તે તમામ અનિયમસર અને ગેરકાયદેસર ચાલ્યું છે ત્યારે તે તોહોમતવાળાનો ફરી ઇનસાફ થવાને આ કલમનો કાંઇ પ્રતિબંધ નથી. રાણી વિરૂદ્ધ વહીડા વી. ૧૩ વુ. રી. ક્રી. રૂ. ૪૨ વીકલી રીપોટ ૧૩ પ્ર. રૂ. ૪૨.

અધિકારવાળા માજીસ્ત્રેટે તોહોમતવાળાને અયોગ્ય રીતે ગુન્હામાંથી મુકત કીધો હોય તેવા કામમાં હાઇકોરટ પોતાના ફરી તપાસનો અધિકાર ચલાવા હાથ ઘાલશે નહીં અને નવા ચારજ ઉપરથી ફરી ઇનસાફ કરવા વિશે હુકમ કરશે નહીં. (જુ. ક્રી. પ્રો. કો. ક. ૨૯૨ (ક. ૪૩૯) તથા ૪૬૦ (ક. ૪૦૩) એવા કામમાં જુ ક્રી. પ્રો. કો. ક. ૨૭૨ (ક. ૪૧૩) પ્રમાણે અપીલ કરવાનું સ્થાનિક સરકારે ફરમાવવું એ યોગ્ય ઇલાજ દેખાય છે. સરકાર વી. પીરખા જમાલ વિગરે મુંબાઇ હાઈ કોરટનો ઠરાવ તા० ૨૧ મે સને ૧૮૭૩.

---

# ભાગ ૭ મો.

## અપીલ તથા લખી મોકલવા બાબત તથા તપાસ બાબત.

### બાબ ૩૧ મો.

#### અપીલો બાબત.

**બીજીરીતે ઠરાવ્યું ન હોયતો અપીલ ચાલશે નહીં.**

૪૦૪. આ કાયદાથી અથવા બીજા કોઇપણ ચાલુ કાયદાથી ઠરાવ્યું હોય તે શિવાય ફોજદારી કોરટના કોઈપણ ફેંસલા અથવા હુકમ ઉપર અપીલ ચાલશે નહીં.

**જપ્તકરેલીમિલકતપાછી આપવા બાબતની અરજી જેનાહુકમથી ના કબુલ કરીહોય તે હુકમઉપરઅપીલ**

૪૦૫. ૮૯ મી કલમ મુજબ મિલકત અથવા તેનાં વેચાણનું ઉત્પન્ન પાછું આપવા બાબતની જે સખસની અરજી કોઈ કોરટે ના કબુલ કરી હશે તે સખસને તે કોરટે કરેલા શિક્ષાના હુકમ ઉપર જે કોરટમાં સામાન્ય અપીલ ચાલતી હશે તે કોરટને અપીલ કરવાનો અધિકાર છે.

**સારીરીતેચાલવા બાબતતારણઆપવાનાહુકમ ઉપર અપીલ.**

૪૦૬. જીલ્લા માજીસ્ત્રેટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ શિવાય બીજા કોઇ માજીસ્ત્રેટે ૧૧૮ મી કલમ પ્રમાણે સારી રીતે ચાલવા બાબત તારણ આપવાનું જે સખસને ફરમાવ્યું હોય તે સખસ જીલ્લા માજીસ્ત્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.

**બીજા અથવા ત્રીજાવરગના માજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.**

૪૦૭. બીજા અથવા ત્રીજા વરગના કોઇપણ માજીસ્ત્રેટ ઇનસાફક-રીને જે સખસની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે સખસ, અથવા ૩૪૯ મી કલમ પ્રમાણે બીજા વરગના કોઈ પેટાહુકડા માજીસ્ત્રેટે જે સખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે સખસ, જીલ્લા માજીસ્ત્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.

**પેહેલા વરગના માજીસ્ત્રેટની પાસે અપીલો મોકલવા બાબત.**

આ કલમ પ્રમાણે કોઇપણ અપીલ અથવા સદરહુ પ્રકારના કોઇપણ વરગની અપીલો જીલ્લા માજીસ્ત્રેટના તાબા માહેના પેહેલા વરગના જે માજીસ્ત્રેટને સદરહુ અપીલો સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકારે આપ્યો હોય તે માજીસ્ત્રેટે સાંભળવી એવું ફરમાવવાને જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને તે ઉપરથી સદરહુ અપીલ અથવા સદરહુ વરગની અપીલો તે તાબામાંહેના માજીસ્ત્રેટને કરવી, અથવા તે જીલ્લા માજીસ્ત્રેટને કરવામાં આવી ચુકી હોયતો તે સદરહુ પ્રકારના તાબામાંહેના માજીસ્ત્રેટ પાસે મોકલવી. એ પ્રમાણે કરેલી અથવા મોકલેલી કોઈપણ અપીલ અથવા કોઈપણ વરગની અપીલો સદરહુ માજીસ્ત્રેટના પાસેથી લઇ લેવાને જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે.

**ટીકા**—સરકાર જાહેરનામાથી એવું ફરમાવે કે કલેકટરની ગેરહાજરીમાં અમુક આસીસ્ટંટ કલેકટર ફોજદારી બાબતમાં એ ઇલાકાનો મુખ્ય અમલદાર ગણાશે એ મુખ્ય અમલદારનો અર્થ ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટ છે તેથી કરી તે તાબાના માજીસ્ત્રેટોના ફેંસલા ઉપરની અપીલ તે આસીસ્ટંટ કલેકટર સાંભળી શકે.—રાણી વિરુદ્ધ ભાઈશંકર હરીરામ. મુંબાઈ હાઇ કોરટ રીપોટ વા. ૩ પ્રે. ૧૮

આસીસ્ટંટ સેશન જડજે અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

૪૦૮ આસીસ્ટંટ સેશન જડજે અથવા જીલ્લા માજીસ્ત્રેટે અથવા પેહેલા વરગના બીજા માજીસ્ત્રેટે ઇનસાફ કરીને જે સખસનાં ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે સખસ, અથવા પેહેલા વરગના કોઇ માજીસ્ત્રેટે ૩૪૯ મી કલમ પ્રમાણે જે સખસનાં ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે સખસ, સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

(અ) જ્યારે કોઇપણ મુકદમાનો કોઇ આસીસ્ટન્ટ સેશન જડજ અથવા જીલ્લા માજીસ્ત્રેટ જે શિક્ષાના હુકમને સેશન કોરટની મંજુરિયત જોઇએ તે શિક્ષાનો હુકમ કરે ત્યારે સદરહુ મુકદમામાં દરેક અપીલ હાઈકોરટમાં ચાલશે. પણ જ્યાં સુધી સેશન કોરટે તે મુકદમાનો નિકાલ ન કર્યો હોય ત્યાં સુધી તે અપીલ કરવી નહીં.

(બ) રાણીની કોઇ વિલાયતી રૈયત ઉપર એ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે રઇયત પોતાની નજરમાં આવે તે મુજબ હાઈકોરટને અથવા સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

ટીકા—ડીસ્ટ્રીકટના માજીસ્ત્રેટે જુના ક્રી. પ્રો. કોડની કલમ ૨૦ મુજબ પોતાની મામુલ સતા ઉપરાંત કલમ ૩૬ મુજબ કામ ચલાવી શિક્ષા કરી હોય તો તે ઉપર અપીલ હાઇકોરટને થઇ શકે છે.—ચંદાસીંગ અને બીજા વિરૂદ્ધ રાજ રેકર્ડ ક્રીમીનલ જજમેન્ટ વાલ્યુમ ૪ પ્ર. ૬૩.

—હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૭૯ મુજબ ચોરીનો ગુન્હો સાબિત ગણી ફ. ક. માજીસ્ત્રેટે ૧૫ માસની સજા કરી તે ઉપર અપીલ થઇ તેમાં એમ ઠરાવ્યું કે શિક્ષા ભારે છે તેથી તે રદ કરી રૂ. ૫૦ દંડ કર્યો અને તેના આપે તો નવ માસ કેદ ભોગવે. આ કામમાં હાઈકોરટે ઠરાવ્યું કે દંડના બદલે માજીસ્ત્રેટ છ માસ કરતાં વધારે શિક્ષા કરી શકતા નહો તેથી સેશન જડજે જે નવ માસની શિક્ષા કરી છે તે રદ કરીને તે બદલે છ માસની શિક્ષા કરી—રાણી વિરૂધ હરી બીન વીઠોજી મુંબાઈ હાઇકોરટ રીપોટ વા. ૧ પ્ર. ૧૩૯

અપીલ ચુકવવામાં સેશન જડજે ગુન્હાનું તોહમત એવી રીતે મુક્યું હોય કે જેનો તોહમતવાળો તકસીરવાર માલમ પડયો હોય તેવાજ ગુન્હાના રૂપ ઉપર નજર રાખવાની છે અને તે સાબીત થયો છે કે નથી થયો તે નકી કરવાનું છે. પાછલા બનાવો ઉપરથી ગુન્હો ગમે તે રૂપ ધારણ કરે પણ તેની સાથે તેમણે કાંઇ લેવા દેવા નથી જે ગુન્હાના બાબતમાં ઇનસાફ થતાં તોહોમતવાળા સખસનો ગુન્હો ઠર્યો હોય તે ઊપરથી પાછળથી કરેલા એક તદન જુના ગુન્હાને સારૂ જો તકસીરવાર હોય તો તેને ગુન્હેગાર ઠેરવવા કંઇ અટકાવ નથી—રામજીદાસ વિરૂદ્ધ બીબાસન વીકલી રીપોટ ૯ રૂ. ૬૫

સેશન કોરટને કરેલી અપીલો કેવી રીતે સાંભળવી.

૪૦૯. સેશન કોરટને અથવા સેશન જડજને કરેલી અપીલ સેશન જડજે અથવા આડીશનલ અથવા જાઇંટ સેશન જડજે સાંભળવી.

સેશન કોરટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

૪૧૦. કોઇ સેશન જડજે અથવા આડિશનલ અથવા જાઈંટ સેશન જડજે ઇનસાફ કરીને જે સખસની ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ કર્યો હોય તે સખસ હાઇકોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

ટીકા—જ્યુરીથી થયેલા ઇનસાફના કામમાં ન લેવાઇ શકે એવો પુરાવો લીધો હોય

ત્યારે તે ઈનસાફમાં ઠરેલા ગુન્હા ઉપર અપીલ જે અપીલમાં જડજની સુચનાર્થ થયો હોય અથવા જ્યુરીને બરોબર સુચનારથ આપવામાં તેની કસુર થઇ હોય અને તેથી કેઈને નુકશાન ન થયું હોય તેવી અપીલોના ધોરણ ઉપર આ અપીલ મુકવવી જોઇએ. અપીલ કોરટે વિચાર કરવો જોઇએ કે અયોગ્ય રીતે જે પુરાવો લેવામાં આવ્યો છે તેથી જુરીના મન ઉપર કાંઈ ખોટી અસર થઇ હશે કે નહીં અને જો થઇ હોય તો તેણે એમ વિચારવું જોઈએ કે ગુન્હાનો ઠરાવ જો તે ઈનસાફ આસેસરની મદદથી થયો હોય તો બાહાલ રાખવો જોઇએ કે નહીં. જો ન લેવાઇ શકે તેવો ભાગ બાદ કરતાં પુરાવો પાકો હોય તો તે ઠરાવ બાહાલ રાખવો જોઇએ જે કામમાં પુરાવો એવી જાતનો હોય કે તે ઉપર ઇતબાર રાખી નહીં શકાય, ત્યારે ફરીથી ઇનસાફ થવા હુકમ થશે—રાણી વિ. રાનસ્વામીમધાર મુંબઇ હાઇકોરટ રીપોટ વાલ્યુમ ૬ પ્ર. ૪૭

જે સખસનો ઈનસાફ જ્યુરીથી થયો હોય તે સખસને જો ગુન્હો હિંદુસ્તાનનો ફોજદારી કાયદો પાસ થયાં પેહેલાં બન્યો હોય તો બનેલી વાત ઉપર અપીલ કરવાનો હક છે—રાણી વિરૂદ્ધ ગરશચંદર બંદુ વી. રી. ૬૦ રૂ. ૧

જ્યુરીના મુકદમામાં એમ વાંધો બતાવે કે પુરાવો બસ નથી તો તે કાંઈ અપીલ કરવાનું કારણ નથી ભરૂસો રાખવા લાયક એકજ શાક્ષી હોય તો તેની જુબાની કાયદા પ્રમાણે બસ છે—રાણી વિ. ગદર સરદાર વી. રી. ૨ રૂ. ૩

પુરાવા સિવાય ગુન્હો ઠરાવ્યો હોય તે ગેરકાયદેસર છે અને તે જ્યુરીના ફેંસલાને આધારે કર્યો હોયતોપણ રદ કરવો જોઈએ—રાણી વિ. રતનદાસ અને દુરગાદાસ વી. રી. ૧૬ રૂ ૧૯

*પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે કરેલી શિક્ષાના હુકમ ઉપરઅપીલ.*

૪૧૧. કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે ઇનસાફ કરીને કોઈપણ સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, ત્યારે જો તે માજીસ્ત્રેટે તે સખસની ઉપર છ મહિના કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો હુકમ અથવા બસેં રૂપીયા કરતાં વત્તી દંડની શિક્ષાનો હુકમ કર્યો હોય તો તે સખસ હાઇકોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

*જે કામોમાં તોહમતવાળો પોતે તકસીરવારછેએવો જવાબ આપેતેકામોમાં અપીલચાલશે નહીં.*

૪૧૨. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જ્યારે તોહમતવાળા સખસે પોતે તકસીરવાર છે એવો જવાબ આપ્યો હોય અને સેશન કોરટે અથવા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે સદરહુ જવાબ ઉપરથી તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય ત્યારે શિક્ષા ઘણી છે અથવા કાયદાસર નથી એવા સબબ સિવાય બીજા કોઇપણ સબબથી અપીલ ચાલશે નહીં.

*ન્હાના મુકદમામાં અપીલ નથી.*

૪૧૩. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જે મુકદમામાં સેશન કોરટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેહેલા વરગનો બીજો માજીસ્ત્રેટ ફકત એક મહિના સુધી કેદની, અથવા ફકત પચાસ રૂપીઆ સુધી દંડની, અથવા ફકત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરે, તે મુકદમામાં જે સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસની અપીલ ચાલશે નહીં.

ખુલાસો—દંડ ન આપવામાં આવે તો કેદની જે શિક્ષાનો હુકમ સદરહુ કોરટે અથવા માજીસ્ત્રેટે કર્યો હોય તે શિક્ષાના હુકમ ઉપર, જ્યારે સ્વતંત્ર કેદની શિક્ષાનો હુકમ કર્યો ન હોય ત્યારે, કાંઈપણ અપીલ ચાલશે નહીં.

**ટીકા**—એક કેસમાં બીજા તોહમતદારોને એક માસ કરતાં વધુ સજા થઈ હોય પણ અમુક માણસોને એક માસની સજા થઇ હોય તોપણ એ એક માસવાળા કેદીની અપીલ સંભળાય નહીં. રાણી વિ. કાળાભાઇ મેત્રાભાઈ ૭ મું. હા. કો.રી. પ્ર. ૩૫ ફોજદારી.

સંક્ષેપ રીતે ગુન્હો સાબીતથવાનો ઠરાવ કર્યો હોય તે ઊપરઅપીલનથી.

૪૧૪ આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જે મુકદમાનો ઇનસાફ સંક્ષેપ રીતે કર્યો હોય તે મુકદમામાં ૨૬૧ મી કલમ પ્રમાણે કામ કરવાને જે માજીસ્ત્રેટને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ ફક્ત ત્રણ મહીના સુધી કેદની, અથવા ફક્ત બસેં રૂપીઆ સુધી દંડની, અથવા ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરે તે મુકદમામાં જે સખસની ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયો હોય તે સખસની અપીલ ચાલશે નહી.

**ટીકા**—આ કામમાંના કેદીપર ગેરકાયદેસર મંડળીમાંના આશામી હોવા બદલ ડેપ્યુટી માજીસ્ત્રેટની રૂબરૂ આરોપ મુકવામાં આવ્યો હતો એમ પુરાવ ઉપરથી દેખાઈ આવ્યું હતુ તેથી પી. કો. ક. ૧૪૪ પ્રમાણે શિક્ષા આપવાને પાત્ર તે ગુન્હો હતો. જે પુરાવથી કેદીપર એ કલમ પ્રમાણે ગુન્હો સાબીત થનાર હતો તે પુરાવો અમાન્ય કર્યો. અને પી. કો. કલમ ૧૪૩ પ્રમાણે આ તોહમત છે એમ ગણી તેનો ઇનસાફ સંક્ષીપ્ત રીતે કર્યો. અને પ્રત્યેક કેદીને ત્રણ મહીનાથી કમી મુદતની કેદની શિક્ષા કરી. ડેપ્યુટી માજીસ્ત્રેટની રૂબરૂ ચાલેલા કામની ખબર સેશન જડજને થવાથી તેણે આ કામ હાઈકોરટના અભિપ્રાય માટે મોકલ્યું તેથી ઠરાવ્યું કે જુના ક્રી. પ્રો. કો. ક. ૨૭૪ (આ ક. ૪૧૪) માં કોઇ માજીસ્ત્રેટે સંક્ષેપ રીતે ચોકસી કરીને ઘણામાં ઘણી ત્રણ મહીનાની કેદની શિક્ષા કરી હોય તો તેમાં અપિલ ચાલતી નથી એમ કહેલું છે, સબબ હાલના આ કામમાં કેદીને ત્રણ મહીનાની કેદની શિક્ષા કરીછે તેથી તેનો અપિલ કરવાનો હક નહી જેવો થયો છે તે ગેરકાયદેસર મંડળીમાં જે બે મુખ્ય આશામી હતા તેઓ પાસે તલવાર હતી એમ ફરિયાદી તરફનાં પેહલા સાક્ષીદારે પોતાની જુબાનીમા સ્પષ્ટપણે કહેલું છે. સબબ કેવળ પોલીસ ઇનસ્પેકટરના મુખ જુબાન કહેવાપર તે માજીસ્ત્રેટે ભરોંસો રાખીને કામ ચલાવવાનું નહોતું. અને ફરિયાદીએ કેદીપર જે તોહોમત મુક્યું હતું તે સંક્ષીપ્ત રીતે ઇનસાફ કરવા જોગ નહોતું. તેથી પી. કો. ક. ૧૪૩ પ્રમાણે તોહોમત સાબીત ન કરતાં ક. ૧૪૪ પ્રમાણે જો તોહોમત સાબીત કર્યું હોત તો કેદીને અપીલ કરવાને હક મળત સંક્ષીપ્ત રીતે ઇનસાફ કરવાનો પોતાનો અધિકાર મળવા માટે એકાદ અપરાધના ભાગ પાડવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી એમ આ કોરટે વારંવાર ઠરાવ્યું છે. જે તોહોમતનો ઇનસાફ સંક્ષીપ્ત રીતે કરાતો નથી એવું તોહમત એકવાર મુકીને તેજ બદલ સાક્ષીદારને સોગન આપ્યા એટલે તેજ તોહમતપરથી કેદીનો ઇનસાફ કરવાની માજીસ્ત્રેટની ફરજ છે, પરંતુ ફરીયાદીએ મુકેલું તોહોમત જબર છે અને તે પર ભરોંસો રખાય તેમ નથી, એવું જો ફરીયાદીની જુબાનીથી બરાબર દેખાય તો તે વાત જુદી છે. પીનલકોડ કલમ ૧૪૪ પ્રમાણે આ આરોપ છે એમ ગણી ડેપ્યુટી માજીસ્ત્રેટે કામનો ઇનસાફ કરવો હતો પણ તેમ કર્યું નથી માટે આ કામ નીરર્થક છે એમ અમારે ઠરાવવું જોઇએ. ડેપ્યુટી માજીસ્ત્રેટે આ કામનો ફરી નવો ઇનસાફ કરવો સરકાર વિરૂદ્ધ ગુલામ મહમદ ઇંડિયન લા. રીપોર્ટ કલકત્તા વા. ૪ પ્ર. ૧૮. હવે તો વધારેમાં વધારે ત્રણ માસની શિક્ષા થઇ શકેછે. અને સાધારણ અપીલ જેમ થઇ શકે તેમ સંક્ષેપ તજવીજમાં કરેલા હુકમ ઉપર પણ અપીલ થઇ શકે છે.

૪૧૩ મી તથા ૪૧૪ મી કલમ

૪૧૫ ૪૧૩ મી અથવા ૪૧૪ મી કલમમાં કહેલા કોઈપણ શિક્ષાના હુકમથી તે કલમોમાં કહેલી કોઇપણ બે અથવા વધારે શિક્ષા એકઠી

બાબત વિશેષ ઠ- રાવ. કરી હોય તે શિક્ષાના હુકમ ઉપર અપીલ કરવાનો અધિકાર છે; પણ જે શિક્ષાનો હુકમ બીજી રીતે અપિલ થઈ શકતી નહી હોય તે શિક્ષાના હુકમ ઉપર, જે સખસની ઉપર ગુન્હો ઠરાવ્યો હોય તે સખસને સુલેહ રાખવા માટે તારણ આપવાનું ફરમાવ્યું હોય તેટલાજ સબબથી અપિલ કરવાનો અધિકાર નથી.

ખુલાસો—દંડ ન આપવામાં આવે તો કેદની શિક્ષાથી આ કલમના અર્થ પ્રમાણે એ અથવા વધારે શિક્ષા એકઠી કરવામાં આવી છે એમ સમજવું નહી.

રાણીસાહેબનીવિલાયતીરૈયત ઉપર કરેલા શિક્ષાના હુકમબાબતઅપવાદ. ૪૧૬. ૩૩ મા બાબ પ્રમાણે રાણી સાહેબની વિલાયતી રઇયત ઉપર કરેલા શિક્ષાના હુકમ ઉપર જે અપિલો કરવામાં આવે તે અપિલોને ૪૧૩ મી તથા ૪૧૪ કલમ માંહેનો કોઈપણ મચકુર લાગુ નથી.

ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કર્યો હોય તે બાબતમાં સરકાર તરફથીઅપીલ. ૪૧૭ હાઇકોરટ સિવાય બીજી કોઈપણ કોરટે ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ અસલ કામમાં અથવા અપિલમાં કર્યો હોય તે હુકમ ઉપર હાઇકોરટને અપિલ કરવાનું પબ્લીક પ્રાસીકયુટરને ફરમાવવાનેસ્થાનિક સરકાર મુખત્યાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૭૨ ના ૧ લા અને બીજા પારેગ્રાફને મળતી છે.

કોઇપણ આરોપિતને હાઇકોરટ સિવાયની બીજી કોઇપણ કોરટે નીરદોષ કર્યો હોય તે બાબત સ્થાનીક સરકાર સિવાય બીજુ કોઇપણ અપિલકરી શકતું નથી સ્થાનીક સરકાર આવી અપીલ કરવા બંધાએલી નથી પણ તેઓની મરજી ઉપર છે વળી ધ્યાનમાં રાખવાનું છે કે મુળ કોરટ અને અપિલ કોરટ એ બેઉના ફેંસલા વિરૂદ્ધ અપિલ કરવા માટે આ કલમથી છુટ છે આવી અપીલ ૭ મહીનામાં કરવી જોઇએ (જુઓ મુદતનો સને ૧૮૭૭નો આકટ ૧૫ મો.)

કેવી વાતોબાબત અપીલ દાખલથઇ શકે; ૪૧૮. હકીકતની કોઈ વાત બાબત તેમજ કાયદાની કોઇ વાત બાબત અપીલ કરવાનો અધિકાર છે, પણ જ્યારે ઇનસાફ જ્યુરીએ કર્યો હોય ત્યારે ફકત કાયદાનીજ કોઇ વાત બાબત અપીલ ચાલશે;

ખુલાસો—કોઇ શિક્ષાનો હુકમ સખત છે એવું કેહેવામાં આવ્યું હોય તે વાત આ કલમનાં કારણ સારૂ કાયદાની વાત છે એમ સમજવું.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૭૧ ને મળતી છે. અને ખુલાસો નવો છે. આ કલમની મતલબ એવીછે કે ફોજદારી કેસમાંઅપીલ હકીકત અને કાયદાની બાબત ઉપર ચાલી શકે છે પણ જ્યુરીથી ઈનસાફ થયો હોય તો કાયદાની બાબત ઉપર અપીલ ચાલશે. અપીલની યાદીમાં શી રીતે કાયદા વિરૂદ્ધ થયું છે તે લખવું જોઇએ; રાણી વિરૂદ્ધ ગોપાલ ભીરીવાલા. વીકલી રાપોટ ૧ પ્ર. ૨૧

એક કામમાં જુરીએ એક કેદીની કબુલત ઉપરથી તેને ટેકો મળ્યા વગર બીજા કેદીને ગુન્હેગાર ઠરાવ્યો હતો એમ કરવા સામે જડજે જ્યુરીને ચેતવણી આપી હતી તોપણ જુરીએ બીજા શખસને ગુન્હેગાર ઠરાવ્યો હતો અપીલમાં તે સજા બહાલ રહી—રાણી વિરૂદ્ધ મહીમાચંદ્ર દાસ બેંગાળા લા. રીપોટ વા. ૬ પ્ર. ૧૦૮

ગુન્હેગાર ઠરાવવામાં પુરાવ પુરતો નથી એટલા કારણ ઉપરથીજ અપિલ ચાલી શકે

નહી કેમકે ગુન્હેગાર ઠરાવવામાં એક સાહેદની જુબાની ઉપરથી પણ કાયદા પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શકાય છે—રાણી વિરૂદ્ધ ગહન સીરદાર અને બીજાઓ વીકલી રીપોર્ટ ૨ પ્ર૦ ૩

તોહોમતદાર ભાગી જવાથી ફરીયાદી તરફના સાહેદો તેની ગેરહાજરીમાં લેવામાં આવે તે પકડાય ત્યારે તે સાહેદો મળી શકે તેમ હોય તેમ છતાં તેમને હાજર કરી તેમની જુબાની તોહોમતદાર રૂબરૂ નહી લેતાં આગલી જુબાનીજ ચલાવી લેવામાં આવે તો તે કાયદાની ભુલ થઇ ગણાય—રાણી વિરૂદ્ધ બોચા ચોકીદાર; વીકલી રીપોર્ટ ૨૨ પ્ર૦ ૬૭

અપીલની અરજી. ૪૧૯ દરએક અપીલ લખેલી અરજીના રૂપમાં કરવી અને તે અરજી અપેલન્ટે અથવા તેના પ્લીડરે આપવી. અને (જે કોરટને તે અરજી આપવામાં આવે તે કોરટ બીજી રીતે નહી ફરમાવે તો) જે ફેંસલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ કરી હોય તે ફેંસલાની અથવા હુકમની એક નકલ, અને જે મુકદમાનો ઈનસાફ જ્યુરીએ કર્યો હોય તે મુકદમામાં ૩૬૭ મી કલમ પ્રમાણે દફતરમાં દાખલ કરેલાં આ દેશનાં મથાળાંની એક નકલ, સદરહુ પ્રકારની દરએક અરજી સાથે આપવી;

ટીકા—તોહોમતદાર મરી ગયો હોય અથવા જીવતો હોય તો પણ તેના વારસ વકીલો કે બીજા તેના પ્રતીનીધો અપિલ કરી શકતા નથી. કેદીને માત્ર દંડ થયો હોય તોપણ આવી અપિલ તેઓથી થઇ શકતી–કેસરેહીંદ વીરૂદ્ધ દોંગાજી અંદાજી ઈંડીયન લા. રીપોર્ટ મુંબાઇ વા૦ ૨ પ્ર૦ ૫૬ પણ એવા વારસ વકીલો વગેરે હાઇકોરટને તેની દેખ રેખ રાખનારી કોરટ તરીકેની હકુમત ચલાવવા આ કાયદાની કલમ ૪૩૯ પ્રમાણે અરજ કરી શકેછે.

મુદત થઈ ગયા પછી અપિલ આપવામાં આવી હોય અને તેમાં અપિલ દાખલ કરતાં શા માટે ઢીલ થઇ તે બાબત બતાવેલું કારણ પુરતુ ન હોય તો તે અપિલ અપેલંટની તકરાર સાંભળ્યા વગર મુદત બાહાર ગણી નામંજુર કરી શકાય છે—રાણી વિરૂધ્ધ ગુલાબ કરીમ. મુંબાઈ હાઇકોરટનો ઠરાવ તા૦ ૨૮ મી જાનેવારી સને ૧૮૭૫—રાણી વિરૂદ્ધ હવેદર ઓસ. વિકલી રીપોર્ટ ૫ પ્ર૦ ૪૦

મદ્રાસ હાઈકોરટે ઠરાવ્યું છે કે અપીલ દાખલ કરવા કોઇ ખાનગી માણસને નીમે તો તેનાથી પણ અપીલ દાખલ થઇ શકે છે. સનંદો મળેલા વકીલથીજ તે કામ થાય એવું કાંઇ નથી—મુંબાઇ મલા અને એક બીજાની બાબતમાં ઈં. લા. રી. (મ.) વા. ૧ પ્ર. ૩૦૪

અપેલેન્ટ તુરંગમાં હોય ત્યારે કેમ કરવું. ૪૨૦. જો અપેલેન્ટ તુરંગમાં હોય, તો જે અમલદારના હવાલામાં તે તુરંગ હોય તે અમલદારને તે પોતાની અપીલની અરજી તથા તેની સાથે જોડેલી નકલો આપવાને મુખત્યાર છે. અને પછી તે અમલદારે સદરહુ અરજી તથા નકલો યોગ્ય અપીલ કોરટની પાસે મોકલવી.

સંક્ષેપ રીતે અપીલ નામંજુર કરવા બાબત. ૪૨૧. ૪૧૯ મી અથવા ૪૨૦ મી કલમ પ્રમાણે અરજી તથા નકલ આપી એટલે અપીલ કોરટે તે વાંચી જોવી. અને તે કામમાં હાથ ઘાલવાનો કાંઇ પુરતો સબબ નથી એમ તેની નજરમાં આવે તો તે અપીલ સંક્ષેપ રીતે નામંજુર કરવાને તે કોરટ મુખત્યાર છે, પણ એવું ઠરાવ્યું છે કે ૪૧૯ મી કલમ પ્રમાણે અપીલ કરવામાં આવે ત્યારે તેના ટેકામાં તકરાર કહી સંભળાવવાની વ્યાજબી તક અપેલેન્ટને અથવા તેના પ્લીડરને આપ્યા વગર તે અપીલ કાહાડી નાંખવી નહીં.

આ કલમ પ્રમાણે કોઈ અપીલ નામંજુર કરતાં પેહેલાં, સદરહુ કોરટ તે મુકદમાના કાગળ પત્ર મંગાવવાને મુખત્યાર છે, પણ તેમ કરવાને તે બંધાયેલી છે એમ સમજવું નહીં.

ટીકા—અપીલ કોરટની ફરજ છે કે અસલ કોરટની માફક હકીકતમાં ઉંડા ઉતરી પુરાવાનું સાચ જુઠ અંદરથી અને બાહારથી બરાબર પારખવું જોઇએ—ગોમાની અને બીજાઓના કેસમાં, વી. રી. ૧૭ રૂ. ૫૯

અપીલનીનોટીસ ૪૨૨ જો અપીલ કોરટ તે અપીલ સંક્ષેપ રીતે નામંજુર ન કરે, તો તે અપીલ સાંભળવાના વખતની તથા જગાની નોટીસ અપેલેન્ટને અથવા તેના પ્લીડરને તથા જે અમલદારને સ્થાનિક સરકાર આ બાબત નીમે તેને કોરટે અપાવવી, અને અપીલના સબબોની એક નકલ સદરહુ અમલદાર માગે તો તેને કોરટે આપવી.

અને ૪૧૭ મી કલમ પ્રમાણે કરેલી અપીલોની બાબતમાં તેવીજ એક નોટીસ તોહમતવાળાને અપીલ કોરટે અપાવવી.

અપીલનોનિકાલ કરવામાં અપીલ કોરટનેઅધિકાર. ૪૨૩. પછી તે મુકદમાના કાગળ પત્ર અપીલ કોરટમાં આવી ચુકયા ન હોય તો તે કાગળ પત્ર તે કોરટે મંગાવવા. સદરહુ કાગળ પત્ર વાંચી જોયા પછી અપેલેન્ટ અથવા તેનો પ્લીડર હાજર થાય તો તેની તકરાર તથા પબ્લીક પ્રાસિકયુટર હાજર થાય તો તેની તકરાર અને ૪૧૭ મી કલમ મુજબ કરેલી અપીલની બાબતમાં તોહમતવાળો હાજર થાય તો તેની તકરાર સાંભળ્યા પછી જો તે કોરટની નજરમાં એમ આવે કે તે કામમાં હાથ ઘાલવાનો કાંઇ પુરતો સબબ નથી, તો તે સદરહુ અપીલ કાહાડી નાખવાને મુખત્યાર છે, અથવા

(અ) ગુન્હો નાસાબિત થયાના હુકમ ઉપર અપીલ કરી હોય તેમાં સદરહુ હુકમ રદ કરીને વધારે ચોકસી કરવાનું ફરમાવવાને, અથવા તોહમતવાળાનો ફરીથી ઇનસાફ કરવાનું અથવા તેને ઇનસાફ સારૂ કમીટ કરવાનું, જેમ હોય તેમ, ફરમાવવાને અથવા તેને તકસીરવાર ઠરાવીને તેની ઉપર કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવાને મુખત્યારછે.

(બ) ગુન્હો સાબિત થયાના ઠરાવ ઉપર અપીલ કરી હોય તેમાં (૧) ઠરાવ તથા શિક્ષાનો હુકમ રદ કરીને તોહમતવાળાની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવાને અથવા તેને છોડી મુકવાને, અથવા પોતાના તાબા માંહેની યોગ્ય હકુમતવાળી ફોજાદારી કોરટે તેનો ફરીથી ઇનસાફ કરવો એમ ફરમાવવાને, અથવા તેને ઇનસાફ સારૂ કમિટ કરવો એમ ફરમાવવાને મુખત્યાર છે, અથવા (૨) શિક્ષાનો હુકમ કાયમ રાખીને ઠરાવમાં ફેરફાર કરવાને, અથવા ઠરાવમાં ફેરફાર કરીને અથવા કર્યા વગર શિક્ષા ઓછી કરવાને મુખત્યાર છે, અથવા (૩) એ પ્રમાણે શિક્ષા ઓછી કરીને અથવા કર્યા વગર, તથા ઠરાવમાં ફેરફાર કરીને અથવા કર્યા વગર શિક્ષાના પ્રકારમાં ફેરફાર કરવાને મુખત્યાર છે, પણ તેથી તે શિક્ષા વધે એમ કરવી નહીં જોઇએ.

(ક) બીજા કોઇપણ હુકમ ઉપર અપીલ કરી હોય તેમાં સદરહુ હુકમમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને મુખત્યાર છે.

(ડ) આ કલમ માંહેના કોઇપણ મજકુરથી જ્યુરીના ઠરાવમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અધિકાર તે કોરટને છે એમ સમજવું નહીં; પણ તે કોરટના મત પ્રમાણે જડજે ખોટો આદેશ કર્યો તેથી અથવા તેણે કહ્યા પ્રમાણે કાયદો જ્યુરી ખોટો સમજી તેથી સદરહુ ઠરાવ ભૂલ ભરેલો હોય તો અધિકાર છે.

ટીકા—જ્યાં સેશનના ઇનસાફમાં જડજ તોહમતદાર સખસને બે અથવા વધારે જુદા જુદા અને સ્પષ્ટ ગુન્હાના ગુન્હેગાર ઠરાવે અને એક ગુન્હાને સારૂ મજબુત શિક્ષા કરે, અને બાકીનાને સારૂ હલકી શિક્ષા કરે. અપીલમાં ચીફ કોરટ જે સેશન જડજે તે તોહમતો ઉપર જુદી જુદી શિક્ષાના હુકમો કર્યા હોય તે ફેરવવાને મુખત્યાર છે—કુરાખન વિ. રાજ્ય વા. ૩ રેકર્ડ કી. જજમેંટ ૧૨૭.

તાબા માંહેની અપીલ કોરટના ફેંસલા.

૪૨૪. અસલ હકુમતની ફોજદારી કોરટના ફેંસલા બાબત ૨૬ મા બાબ માંહેની કાનુનો બની શકે તેટલે સુધી, હાઇકોરટ વગર બીજી કોઈ પણ અપીલ કોરટના ફેંસલાને લાગુ પડશે.

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ કોરટ બીજી રીતનો હુકમ નહીં કરે તો ફેંસલો આપવામાં આવે તે સાંભળવા સારૂ તોહમતવાળાને આંણવો નહીં અથવા તેને હાજર થવાનું ફરમાવવું નહીં.

અપીલમાં હાઇકોરટે કરેલા હુકમ બાબતની અસલી કોરટને દાખલો આપવો.

૪૨૫. જ્યારે આ બાબ પ્રમાણે હાઇકોરટ અપીલમાં કોઈ મુકદમાનો ફેંસલો કરે ત્યારે જે ઠરાવ અથવા શિક્ષાના હુકમ (બીજા) હુકમ ઉપર અપીલ કરી હોય તે જે કોરટે દફતરમાં નોંધ્યો હોય અથવા કર્યો હોય તે કોરટને સદરહુ હાઈકોરટે પોતાના ફેંસલા બાબત દાખલો આપવો. જો તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ જીલ્લા માજીસ્ત્રેટ સિવાય બીજા કોઇ માજીસ્ત્રેટે દફતરમાં નોંધ્યો હોય અથવા કર્યો હોય, તો તે દાખલો જીલ્લા માજીસ્ત્રેટની મારફતે મોકલવો.

જે કોરટને હાઈકોરટ પોતાના ફેંસલા બાબત અથવા હુકમ બાબત દાખલો આપે તે કોરટે તે ઉપરથી હાઇકોરટના ફેંસલાને અથવા હુકમને અનુસરતા હુકમ કરવા; અને જરૂર હોય તો દફતરમાં તે પ્રમાણે સુધારો કરવો.

અપીલ ચાલુ હોય ત્યાં સુધી શિક્ષા મોકુફ રાખવા બાબત.

અપેલેન્ટને જામીન ઉપર છોડવા બાબત.

૪૨૬. જે સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસે કરેલી અપીલ ચાલતી હોય ત્યાં સુધી જે શિક્ષાના હુકમ ઉપર અથવા (બીજા) હુકમ ઉપર અપીલ કરી હોય તે અમલમાં લાવવાનું મોકુફ રાખવાનો, અને જો તે સખસ કેદમાં હોય તો તેને જામીન ઉપર અથવા તેના પોતાના ખત ઉપર છોડવાનો હુકમ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે; પણ તેમ કરવાના કારણો દફતરમાં લખવાં જોઈએ.

આ કલમથી અપીલ કોરટને જે અધિકાર આપ્યો છે તે અધિકાર જે સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસે હાઇકોરટના તાબા માંહેની કોરટમાં અપીલ કરી હોય તે બાબતમાં હાઇકોરટને પણ ચલાવવાનો અખત્યાર છે.

જ્યારે અપેલેન્ટની ઉપર આખરે કેદની અથવા સાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે જેટલો વખત તે એ પ્રમાણે છુટો રહેલો હોય તેટલો વખત તેની ઉપર સદરહુ કરેલા શિક્ષાના હુકમની મુદત ગણવામાં બાતલ કરવો.

ગુન્હો નાસાબિ

૪૨૭. જ્યારે ૪૧૭ મી કલમ પ્રમાણે અપીલ કરવામાં આવે, ત્યારે

લ થયાના ઠરાવ ઉપર અપીલ કરીહોય તેમાંતોહમતવાળાને પકડવા બાબત.

હાઇકોરટ વારંટ કાહાડીને તેમાં તોહમતવાળાને પકડીને પોતાની આગળ અથવા પોતાના તાબા માંહેની કોઈપણ કોરટની આગળ આણવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને જે કોરટની આગળ તેને આણ્યો હોય તે કોરટ તે અપીલનો નિકાલ થતાં સુધી તેને કેદ કરવાને અથવા તેના જામિન લેવાને મુખત્યાર છે.

ગુન્હો નાસાબિત થયાના ઠરાવ ઉપરથી અપીલ કરવામાં આવે તે બાબતમાં તોહમતવાળાને પકડીને પોતાની આગળ અગર પોતાના તાબાની કોરટ આગળ આણવાનો હુકમ કરવાનો અધિકાર આ કલમથી આપ્યો તેનું કારણ એ છે કે અપીલના પરિણામની બીકથી ગુન્હેગારોના નાશી જવાથી અપીલ વ્યર્થ ન જાય.

અપીલ કોરટ વધારે પુરાવો લેવાને અથવા લેવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૪૨૮. આ બાબ પ્રમાણે કોઇપણ અપીલની તજવીજ કરવામાં જો અપીલ કોરટને જાસ્તી પુરાવાની જરૂર લાગે તો તે કોરટ સદરહુ પુરાવો પોતાની જાતે લેવાને, અથવા તે લેવાનું કોઇ માજીસ્ટ્રેટને ફરમાવવાને અથવા અપીલકોરટ હાઇકોરટ હોય ત્યારે સેશનકોરટને અથવા કોઇ માજીસ્ટ્રેટને ફરમાવવાને મુખત્યાર છે.

જ્યારે તે સેશન કોરટ અથવા તે માજીસ્ટ્રેટ જાસ્તી પુરાવો લે, ત્યારે તેણે અપીલકોરટને તે પુરાવાનો દાખલો આપવો, અને તે પછી સદરહુ કોરટે તે અપીલનો નિકાલ કરવો.

અપીલ કોરટ બીજી રીતે ફરમાવે નહી, તો જ્યારે તે જાસ્તી પુરાવો લેવાય ત્યારે તોહમતવાળાએ અથવા તેના પ્લીડરે હાજર રેહેવુ; પણ સદરહુ પુરાવો જ્યુરરોની અથવા આસેસરોની સમક્ષ લેવો નહીં.

આ કલમ પ્રમાણે પુરાવો લેવો તે ૨૫ મા બાબના કારણ સારૂ ચોકસી છે એમ સમજવુ..

અપીલ કોરટના જડજોના બે પક્ષ થઇને બેઉ પક્ષનાં સરખાં મત પડે ત્યારે કામ ચલાવવાની રીત.

૪૨૯. જ્યારે અપીલકોરટના જડજોના બે પક્ષ થઇને બેઉ પક્ષનાં સરખાં મત પડે ત્યારે તે મુકદમો તેઓના અનુમત સુધી તેજ કોરટના બીજા કોઈ જડજની પાસે મોકલવો, અને તે જડજને યોગ્ય લાગે એવી તપાસણી તથા સુનાવણી કર્યા પછી તેણે પોતાનો મત આપવો અને ફેંસલો અથવા હુકમ તે મત પ્રમાણે થવો જોઈએ.

અપીલમાં કરેલા હુકમો આખરના સમજવા.

૪૩૦. અપીલ ઉપરથી જે ફેંસલા તથા હુકમ અપીલ કોરટ કરે તે ફેંસલા તથા હુકમ આખરના છે એમ સમજવું. પણ ૪૧૭ મી કલમમાં તથા ૩૨ મા બાબમાં જે બાબતો વિશે ઠરાવ્યું છે તે બાબતોમાં તેમ સમજવું નહીં.

અપીલો રદ થવા બાબત.

૪૩૧ ૪૧૭ મી કલમ મુજબ કરેલી દરએક અપીલ, જ્યારે તોહોમતવાળો મરણ પામે ત્યારે બિલકુલ બંધ પડશે, અને આ બાબ પ્રમાણે કરેલી બીજી દરેક અપીલ જ્યારે અપેલેન્ટ મરણ પામે ત્યારે, બીલકુલ બંધ પડશે.

ટીકા—આ કલમ તદન નવીછે અને તે ઇંડીયન લા રીપોર્ટ મુંબાઇ વા. ૨ પા. ૧૬૪ સરકાર વિરૂદ્ધ દાંગાજી અહાજીના કેસ ઉપરથી રચવામાં આવેલી છે. આ કામમાં તોહોમતવાળાને ચાર વરસની કેદની અને રૂ૧૦૦૦) ના દંડની શિક્ષા કરવામાં આવી હતી તે ઉપર તેણે મુંબાઈ હાઇકોરટમાં અપીલ કર્યા બાદ અપીલેન્ટ ગુજરી ગયો છતાં પણ અપીલેન્ટનો વકીલ હાજર થયો અને એવી તકરાર કરી કે કેદીને થએલી શિક્ષામાં એક હજાર રૂપીયા દંડમાં આપવાના છે અને એ દંડ મરનારની મિલકતમાંથી વસુલ કરી લેવાને સરકારને અઘાપી સુધી એટલે શિક્ષાની તારીખથી છ વરસ સુધી હક છે સબબ તોહોમતનાં સબંધે મરનારના વારસ વકીલનું વકીલ પત્ર દાખલ કરી અપીલના ગુણદોષ વિશે અમારી તકરાર સાંભળવી જોઇએ. એ કામમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે મરનારના વારસ વકીલને અપીલનું કામ આગળ ચલાવવાનો હક કાયદાએ આપ્યો નથી તેથી અપીલ બંધ પાડવામાં આવી પણ વિશેષે એટલું ઠરાવવામાં આવ્યું કે તપાસણી કરીને ચુક દુરસ્ત કરવાના હેતુએ કામમાંના કાગળપત્ર મંગાવીને તપાસવાનો અને જરૂર દેખાબતા હુકમ કરવાનો હાઇકોરટને અધીકાર છે.

## બાબ ૩૨ મો.

### લખી મોકલવા બાબત તથા દુરસ્તી બાબત.

**પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે હાઇકોરટને લખી મોકલવા બાબત.**

૪૩૨. કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટને યોગ્ય લાગે તો તે પોતાની આગળ ચાલતા કોઇપણ મુકદમાની સુનાવણી વખતે કાયદાની જે તકરાર નીકળે તે તકરાર હાઇકોરટના અભિપ્રાય માટે લખી મોકલવાને મુખત્યાર છે.

અથવા એ પ્રમાણે લખી મોકલ્યા ઉપરથી હાઇકોરટ જે ઠરાવ કરે તે ઠરાવને પાત્ર રહે એવો સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં ફેંસલો આપવાને મુખત્યાર છે; અને સદરહુ ઠરાવ થતાં સુધી, તોહોમતવાળાને તુરંગમાં પુરવાને અથવા જ્યારે તેને ફરમાવવામાં આવે ત્યારે ફેંસલા માટે હાજર થવાને તેના જામીન લઈને તેને છોડવાને મુખત્યાર છે.

**હાઇકોરટના ઠરાવ પ્રમાણે મુકદમાનો નિકાલ કરવા બાબત.**

૪૩૩ જ્યારે એ પ્રમાણે કાંઇ તકરાર લખી મોકલી હોય, ત્યારે તે ઉપરથી હાઇકોરટે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો, અને જે માજીસ્ત્રેટે તે તકરાર લખી મોકલી હોય તે માજીસ્ત્રેટને સદરહુ હુકમની એક નકલ મોકલાવવી, અને તે માજીસ્ત્રેટે સદરહુ હુકમને અનુસરીને તે મુકદમાનો નિકાલ કરવો.

**ખરચબાબત હુકમ.**

એ પ્રમાણે લખી મોકલવાનો ખરચ કોણે આપવો તે બાબત હાઇકોરટ હુકમ કરવાને મુખત્યાર છે.

**હાઇકોરટની અસલહકુમતમાં જે તકરારો નિકળે તે તકરારો અનાગત રાખી મુકવાનો અધિકાર.**

૪૩૪ એક કરતાં વત્તા જડજોવાળી અને અસલ ફોજદારી હકુમત ચલાવનારી કોઇ હાઇકોરટના કોઈ જડજની આગળ કરેલા ઇનસાફમાં કોઇપણ સખસની ઉપર કંઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય ત્યારે તે સખસનો ઇનસાફ થતી વખતે કાયદાની જે તકરાર નિકળી હોય અને જેના નિકાલની અસર તે ઈનસાફના પરિણામ ઉપર થતી હોય તે, તકરાર પોતાને યોગ્ય લાગે તો, અનુમાન રાખીને સદરહુ કોરટના બે અથવા વધારે જડજોવાળી કોઇ કોરટના ઠરાવ માટે લખી મોકલવાને તે

જડજ મુખત્યાર છે.

તકરાર અનામત રાખી મુકવામાં આવેકેમકરવું. — જો તે જડજ સદરહુ પ્રકારની કાંઈપણ તકરાર અનામત રાખી મુકે તો તે તકરાર બાબત ઠરાવ થતાં સુધી, જે સખસની ઉપર ગુન્હો ઠર્યો હોય તે સખસને તુરંગમાં પાછો મોકલવો, અથવા જો તે જડજને યોગ્ય લાગે તો, તે સખસના જામીન લેવા.

અને મુકદમો અથવા તેનો જેટલો ભાગ જરૂરનો હોય તેટલો ભાગ તપાસવાનો તથા સદરહુ તકરારનો છેવટ નિકાલ કરવાનો, અને તે ઉપરથી, અસલ હકુમતવાળી કોરટે જે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શિક્ષાના હુકમમાં ફેરફાર કરવાનો, અને પોતાને યોગ્ય લાગે એવો ફેંસલો અથવા હુકમ કરવાનો અધિકાર તે હાઇકોરટને છે એમ સમજવું.

નીચા દરજ્જાની કોરટોનાંદફતર મંગાવવાનોઅધિકાર — ૪૩૫. હાઇકોરટની અથવા કોઇપણ સેશન કોરટની અથવા જીલ્લા માજીસ્ત્રેટની અથવા જે પેટાદુકડી માજીસ્ત્રેટને આ બાબત સ્થાનિક સરકારે અખત્યાર આપ્યો હોય તેની હકુમતની સ્થાનિક હદમાં આવેલી કોઇપણ નીચા દરજ્જાની ફોજદારી કોરટે દફતરમાં દાખલ કરેલો કોઇપણ ઠરાવ, અથવા તેણે કરેલો કોઇપણ શિક્ષાનો હુકમ અથવા (બીજો) બીજો હુકમ ખરો અથવા કાયદેસર અથવા વારસીક છે કે નહીં તે બાબત. અને સદરહુ નીચા દરજ્જાની કોરટમાં ચલાવેલું કાંઇ કામ નિયમસર ચલાવેલું છે કે નહીં તે બાબત પોતાની ખાતરી કરવા સારૂ તે હાઇકોરટ અથવા સેશન કોરટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટાદુકડી માજીસ્ત્રેટ સદરહુ નીચા દરજ્જાની કોરટ આગળ ચાલેલાં કોઇપણ કામનું દફતર મંગાવી તપાસી જોવાને મુખત્યાર છે.

આ કલમ મુજબ ચાલનારા કોઈપણ પેટાદુકડી માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે સદરહુ પ્રકારનો કોઇપણ ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કાયદેસર અથવા વાસ્તવીક નથી, અથવા સદરહુ પ્રકારનું કોઈપણ કામ નિયમસર ચલાવેલું નથી તો તેણે તે દફતર ઉપર જે શેરો પોતાને યોગ્ય લાગે તે શેરો કરીને જીલ્લા માજીસ્ત્રેટ ઉપર તે દફતર મોકલી દેવું.

૧૪૩ મી તથા ૧૪૪ મી કલમ પ્રમાણે કરેલા હુકમો તથા ૧૭૬ મી કલમ મુજબ ચલાવેલાં કામ આ કલમના અર્થ પ્રમાણે ચલાવેલાં કામ નથી.

ટીકા—આ કલમથી જે પેટાદુકડી માજીસ્ત્રેટને અધિકાર આપ્યો છે તે તથા આ કલમનો બીજો ભાગ નવો છે. આ કલમ સન ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૯૪, ૨૯૫ ને મળતી છે.

આ કલમ ફકત ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા હુકમને લાગુ છે જજમેંટને લાગુ નથી જો ઠરાવ શિક્ષાનો હુકમ કે હુકમ કાયદેસર નથી અથવા વાસ્તવીક નથી અથવા નિયમસર કામ ચલાવેલું નથી એવા કારણથી, તે ફેરવવાને અગર રદ કરવાને હાઇકોરટને સત્તા છે પણ, હકીકતની બાબત અપીલ ચાલી શકતી હશે તેવાં કામ સિવાય બાજા કામમાં જજમેંટમાં હાથ ઘાલવાનો હાઇકોરટને અધિકાર નથી કદાપી જજમેંટમાં જો કાંઇ ગેરકાયદે કે ગેરવ્યાજબી થયું હશે તો જુદી બાબત છે. પુરાવની બાબતમાં નીચેની કોરટનો જે અભિપ્રાય થયો તે કરતા હાઇકોરટનો વિરૂદ્ધ અભિપ્રાય થયો હોય તોપણ હાઈકોરટને હાથ ઘાલવાની આ કલમ પ્રમાણે સત્તા નથી. સરકાર વિ. જે આર. એલોયેસ વાં. રી. ૨૦ ર. ૬૧

કમિટ કરવાનું ફ- રમાવવાનો અ- ધિકાર.

૪૩૬. જ્યારે ૪૩૫ માં કલમ પ્રમાણે અથવા બીજી કોઇ રીતે કોઇ પણ મુકદમાનું દફતર તપાસી જોયા ઉપરથી સેશન કોરટની અથવા જીલ્લા માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે ફકત સેશન કોરટ ઈનસાફ કરી શકે એવો સદરહુ મુકદમો છે, અને નીચલી કોરટે તોહમતવાળા શખસને ગેરવ્યાજબી રીતે છોડી મુકયો છે, સેશન કોરટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ તેને પકડવાને અને ત્યાર પછી નવેસરથી ચોકસી કરવાનું ફરમાવવાને બદલે પોતાના મત પ્રમાણે જે બાબતમાં તેને ગેરવ્યાજબી રીતે છોડી મુકયો હોય તે બાબતપર ઈનસાફ થવાસારૂ તેને કમિટ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.--

(અ) કે તોહમતવાળાને શા સારૂ કમિટ નહિં કરવો જોઇએ તેનું કારણ સદરહુ કોરટને અથવા માજીસ્ત્રેટને બતાવવાની તક તોહમતવાળાને મળવી જોઈએ;

(બ) કે પુરાવો જોતાં તોહમતવાળાએ બીજો કોઇ ગુન્હો કરેલો છે એમ સદરહુ કોરટ અથવા માજીસ્ત્રેટ ધારે તો નીચલી કોરટને સદરહુ ગુન્હાની ચોકસી કરવાનું ફરમાવવાને સદરહુ કોરટ અથવા માજીસ્ત્રેટ મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૯૬ ના પારેગ્રાફ ૨-૩ ને મળતી છે અને તેનો પ્રોવીઝો નવો છે અને તે ૧ 'ઓ' કલમ ૯૮ ઉપરથી દાખલ કરવામાં આવ્યો છે. જુના આકટમાં જે "સેશન કેસ" એવા શબ્દો હતા તે બદલે હવે "ફકત સેશન કોરટ સાંભળી શકે તેવો કેસ" એ શબ્દો આ કલમમાં દાખલ કર્યા છે.

——આ કલમ પ્રમાણે સેશન જડજ સાહેબે કમીટ કરવાનો જે હુકમ કર્યો હોય તે હુકમની અંદર જે અમુક ગુન્હાની બાબતમાં પક્ષકારોનો ઇનસાફ થવા સારૂ સેશન કોરટમાં તેમને કમીટ કરવાનો હુકમ કરવામાં આવ્યો હોય તે ગુન્હા તે હુકમમાં કેવા પ્રકારનો છે એમ જો ન જણાવ્યું હોય તો તે હુકમ રીતસર નથી. જેકરણસીંગ વિરૂધ માનપાઠક વીકલી રીપોર્ટ ૨૧ પ્ર. ૪૧

ચોકશી કરવાનું ફરમાવવાનોઅધિકાર.

૪૩૭. ૪૩૫ માં કલમ પ્રમાણે અથવા બીજી કોઇ રીતે કોઈ પણ દફતર તપાસી જોયા ઉપરથી હાઇકોરટ અથવા સેશન કોરટ ૨૦૩ જી કલમ પ્રમાણે કાહાડી નાંખેલી કોઇપણ ફરીયાદ બાબત અથવા જે તોહોમતવાળાને છોડી મુકવામાં આવ્યો હોય તે તોહોમતવાળાના મુકદમા બાબત વધારે ચોકસી જીલ્લા માજીસ્ત્રેટે પોતાની જાતે કરવી અથવા પોતાના તાબા માંહેના કોઇપણ માજીસ્ત્રેટની પાસે કરાવવી એવું ફરમાવવાને મુખત્યાર છે, અને જીલ્લા માજીસ્ત્રેટ જાતે તે ચોકશી કરવાને અથવા કોઈપણ તાબા માંહેના માજીસ્ત્રેટને તેમ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

**ટીકા**—આરોપિતે કોરટમાં બુધ્ધિપુર્વક ખોટી પોતાની સાહેદી આપી માટે અમદાવાદના પેહેલા વરગના માજીસ્ત્રેટ ડબલ્યુ. આર. પ્રાટે તેના ઉપર તોહોમત સાબીત ગણી તેને બે વરસની કેદની સજા કરી. અમદાવાદ જીલ્લાના માજીસ્ત્રેટના સન ૧૮૭૩ ના જાન્યુઆરી મહિનાનાં રિટરન હાઈ કોરટે તપાસ્યાં; ત ઉપરથી નામદાર જડજ મેલવીલ સદરહુ કામના કાગળપત્રો મંગાવ્યા અને તે પોહોંચ્યાથી તેની સુનાવણી જડજ બેલી તથા વેસ્ટ એઓની રૂબરૂ થઈ તેમાં નિચે પ્રમાણે તેઓએ ઠરાવ કર્યો. કોરટમાં ચાલતા કામનું અયોગ્ય રીતે

છોટ આપવા માટે કોઈએ કાંઇ યત્ન કર્યું હોય તો તે પ્રત્યેક યત્નથી કોરટની બે અદબી થાય છે. અને ખોટી સાહેદી આપવી એ વાત તેવાજ પ્રકારની બે અદબી છે એવો કોરટનો અભિપ્રાય છે, એટલા માટે ખોટી સાહેદી આપવાનો ગુન્હો એકાદ માજીસ્રેટની રૂબરૂ થયો હોય તો તેની ચોકશી કરવાનો અધિકાર તે, માજીસ્રેટને નથી. એ ગુન્હો સેશન કોરટેજ ચુકવવો એમ નથી તેટલા માટે એવો ગુન્હો સેશન કોરટની રૂબરૂ થયો હોય તો જુના ક્રી. પ્રો. ક. ૪૭૨ અને ૪૭૩ ના આધારે તેની ચોકસી થવા માટે તે કામ એકાદ માજીસ્રેટ પાસે તે કોરટે મોકલવું જોઇએ. અને તેથી કરીને એવોજ ગુન્હો એકાદ માજીસ્રેટની રૂબરૂ થયો હોય તો તેની ચોકસી થવા વાસ્તે તે કામ બીજી કોરટમાં ન મોકલ્યાં તેજ માજીસ્રેટે તે ગુન્હાની ચોકસી કરી અપ્રાધ સાબિત કરવો એમ કાયદા કરનારનો હેતુ હોય, એમ અમારા સમજવામાં આવતું નથી. સબબ કલમ ૨૯૭ ના આધારે આ કામમાં થયેલી ચોકસી આ કોરટ રદ કરે છે અને પેહેલા વરગના માજીસ્રેટે કીંવા સેશન જડજની રૂબરૂ તેની નવેસરથી ચોકસી થવા માટે આ કામ અમે પાછું મોકલીએ છીએ. સરકાર વિરૂદ્ધ નવરનબેગ દુલાબેગ મુંબાઇ હાઈકોરટ રીપોટ વા. ૧૦ પ્ર. ૭૩

હાઇકોરટનેરિપોટ કરવાબાબત. ૪૩૮ સેશન. કોરટને અથવા જીલ્લા માજીસ્રેટને યોગ્ય લાગે તો તે કોઇ ચલાવેલાં કામનું દફતર ૪૩૫ મી કલમ પ્રમાણે અથવા બીજી કોઈપણ રીતે તપાસી જોઇને તે તપાસનાં પરિણામનો રીપોટ હાઇકોરટના હુકમ માટે કરવાને મુખત્યાર છે, અને જ્યારે સદરહુ રિપોટમાં કોઇ શિક્ષાનો હુકમ ફેરવવાની ભલામણ કરવામાં આવે ત્યારે સદરહુ શિક્ષાનો હુકમ અમલમાં લાવવાનું મોકુફ રાખવાનો; અને જો તોહોમતવાળો કેદમાં હોય તો તેને જામીન ઉપર અથવા તેના પોતાનાં ખત ઉપર છોડવાનો, હુકમ કરવાને મુખત્યાર છે.

**ટીકા**—જે કામમાં માજીસ્રેટને કાયદાનો અને થયેલી વાતનો ઇનસાફ કરવાનો પુર્ણ અધિકાર હોય છે, તે કામમાં માજીસ્રેટને પોતાની સાક્ષી દાખલ કરવાનો અધિકાર નથી.

માજીસ્રેટે પોતાની સાક્ષી આપી હોય અને તે ઉપરથી આરોપિતપર તોહોમત સાબિત કર્યું હોય તો તેના એમ કરવાથી તે તોહોમત રદ થશે. સરકાર વિરૂદ્ધ ડોનેલી ઈંડિયન લા. રિપોટ કલકત્તા વા૦ ૨ પ્ર. ૪૦૫

તપાસકરવાનોહાઇકોર્ટનોઅધિકાર. ૪૩૯ જ્યારે કોઇપણ ચાલેલા કામનું દફતર હાઈકોરટે પોતેજ મંગાવ્યું હોય, અથવા હુકમ થવા માટે તે કામનો રિપોટ આવ્યો હોય, અથવા બીજી રીતે તે કામ હાઈકોરટના જાણવામાં આવે ત્યારે ૧૯૫ મી ૪૨૩ મી, ૪૨૬ મી, ૪૨૭મી, અને ૪૨૮ મી કલમથી અપીલ કોરટને અથવા ૩૩૮ મી કલમથી કોઇ કોરટને આપેલા અધિકારમાંનો કોઇ પણ અધિકાર પોતાની નજરમાં આવે તો ચલાવવાને અને શિક્ષા વધારવાને, હાઇકોરટ મુખત્યાર છે, અને જ્યારે તપાસની કોરટના જડજોના બે પક્ષ થઇને બેઉના સરખા મત પડે, ત્યારે ૪૨૯ મી કલમથી ઠરાવેલી તે રીતે કામનો નિકાલ કરવો જોઇએ.

તોહોમતવાળાને પોતાના જવાબમાં જે કેહેવું હોય તે જાતે અથવા પ્લીડરની મારફતે કદી સંભળાવવાની તેને તક આપ્યા વગર તેને નુકશાન થાય એવો કાંઇપણ હુકમ આ કલમ પ્રમાણે કરવો નહી.

જે શિક્ષાના હુકમની તજવીજ આ કલમ પ્રમાણે કરવામાં આવે તે શિક્ષાનો હુકમ ૩૪ મી કલમમાં ઠરાવ્યું છે તે સિવાય બીજી રીતે કામ કરનારા કોઇ માજીસ્રેટે કર્યો હોય

ત્યારે જે ગુન્હો તે કોરટના મત પ્રમાણે તોહમતવાળાએ કર્યો હોય તે ગુન્હા બાબત જેટલી શિક્ષા કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા પેહેલા વરગનો માજીસ્ત્રેટ કરી સકત તે કરતાં વધતી શિક્ષા તે ગુન્હા બાબત કોરટે કરવી નહીં.

આ કલમ માંહેનો કોઇપણ મચકુર ૨૭૩ મી કલમ પ્રમાણે કરેલી નોંધને લાગુ પડતો નથી, અથવા આ કલમ માંહેના કોઇપણ મચકુરથી હાઇકોરટને ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ બદલીને ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે એમ સમજવું નહીં.

પક્ષકારોની હકીકત સાંભળવી કે નહીં એ કોરટની મુખત્યારીઉપરછે. ૪૪૦. જ્યારે કોઈપણ કોરટ તપાસ કરવાનો પોતાનો અધિકાર ચલાવતી હોય ત્યારે તેની આગળ જાતે અથવા પ્લીડરની મારફતે પોતાની હકીકત કહી સંભળાવવાનો હક કોઈપણ પક્ષકારને નથી; પણ એવું ઠરાવ્યું છે સદરહુ અધિકાર ચલાવતી વખતે કોઈપણ પક્ષકાર જાતે અથવા પ્લીડરની મારફતે જે કહે તે સાંભળવાનું કોરટને દુરસ્ત લાગે તો, તે કોરટ સાંભળવાને મુખત્યાર છે. અને આ કલમ ઉપરથી ૪૩૯ મી કલમના બીજા પારેગ્રાફને બાધ આવે છે એમ સમજવું નહીં.

પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ પોતાના ઠરાવનાં કારણોનો મચકુર મોકલે તે હાઈકોરટે ધ્યાનમાં લેવો. ૪૪૧. જ્યારે કોઇપણ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે ચલાવેલાં કોઈપણ કામનું દફતર ૪૩૫ મી કલમ પ્રમાણે હાઇકોરટે મંગાવ્યું હોય, ત્યારે તે માજીસ્ત્રેટ પોતાનાં ઠરાવનાં અથવા હુકમનાં કારણોનો તથા જે હકીકત તકરારી વાત બાબત પોતાને મુદાની લાગે તે હકીકતનો મચકુર તે દફતરની સાથે મોકલવાને મુખત્યાર છે; અને સદરહુ ઠરાવ અથવા હુકમ રદ કરતાં પેહેલાં અથવા નામંજુર કરતાં પેહેલાં તે કોરટે સદરહુ મચકુર ધ્યાનમાં લેવો.

હાઇકોરટના હુકમ બાબત નીચલી કોરટને અથવા માજીસ્ત્રેટને દાખલો આપવો. ૪૪૨. જ્યારે આ બાબ પ્રમાણે હાઈકોરટે કોઇ મુકદમો તપાસ્યો હોય, ત્યારે તપાસેલો ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ જે કોરટે દફતરમાં દાખલ કરવો હોય અથવા કર્યો હોય તે કોરટને હાઇકોરટે પોતાનો ઠરાવ અથવા હુકમ દાખલા સહીત લખી જણાવવો; અને પછી જે કોરટને અથવા માજીસ્ત્રેટને તે ઠરાવ અથવા હુકમ એ પ્રમાણે દાખલા સહીત લખી જણાવ્યો હોય તે કોરટે અથવા માજીસ્ત્રેટે એ પ્રમાણે દાખલા સહીત લખી જણાવેલા ઠરાવને અનુસરતો હુકમ કરવો; અને જરૂર હોય તો તે મુજબ દફતર સુધારવું.

## ભાગ ૮ મો.

### વિશેષ કામ ચલાવવા બાબત.

### બાબ ૩૩ મો.

યુરોપિયનો તથા અમેરિકનો ઊપર ફોજદારી કામ ચલાવવા બાબત.

રાણીસાહેબનીવિલાયતીરઇયત ઉપર મુકેલાં તોહમત ૪૪૩. જે માજીસ્ત્રેટ જસ્ટીસ આફ ધી પીસ ન હોય અને જીલ્લા માજીસ્ત્રેટ અથવા (પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની બાબતમાં સિવાય કરીને) પેહેલા વરગનો માજીસ્ત્રેટ તથા રાણી સાહેબની વિલાયતી રઇયત ન હોય

બાબત ચોકસી તથા ઈનસાફ કરવાનો અધિકાર કયા માજીસ્ત્રેટોને છે. તેવા કોઇપણ માજીસ્ત્રેટે રાણી સાહેબની કોઇપણ વિલાયતી રઈયત ઉપર મુકેલાં કોઇપણ તોહોમતની ચોકસી અથવા ઈનસાફ કરવો નહી.

સેશનજડજરાણી સાહેબની વિલાયતી રઈયત હોવી જોઈએ. આસિસ્ટંટસેશન જડજ પોતાના હુદા ઉપર ત્રણ વર્ષ સુધી રેહેલો હોવો જોઇએ અને તેને વિશેષે કરીને અધિકાર આપવો જોઇએ.

૪૪૪ સેશન જડજ સિવાય સેશન કોરટનો જે કોઇ પ્રમુખ જડજ પોતે રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય તેણે રાણીસાહેબની વિલાયતી રઇયત ઉપર હકુમત ચલાવવી નહી; અને જો તે આસિસ્ટંટ સેશન જડજ હોય તો તેણે આસિસ્ટંટ સેશન જડજના હુદા ઉપર ઓછામાં ઓછા ત્રણ વરસ સુધી રહ્યા વગર અને આ બાબત સ્થાનિક તરફથી પોતાને વિશેષે કરીને અધિકાર મળ્યા વગર સદરહુ હકુમત ચલાવવી નહી.

રાણી સાહેબની વિલાયતી રઈયતે કરેલો ગુન્હો સાંભળવા બાબત.

૪૪૫. ૪૪૩ મી અથવા ૪૪૪ મી કલમ માંહેની કોઇપણ મચકુરથી એમ સમજવું નહી કે બીજા કોઇ સખસે કાંઇ ગુન્હો કર્યો હોત તો જે બાબતમાં તે ગુન્હો જે માજીસ્ત્રેટ સાંભળી શકત તે માજીસ્ત્રેટને તેવો ગુન્હો રાણી સાહેબની કોઈપણ વિલાયતી રઈયતે કર્યો હોય, તો તે બાબતમાં તે સાંભળવાની મના છે.

પણ એવું ઠરાવ્યું છે કે રાણીસાહેબની જે વિલાયતી રઈયત ઉપર કાંઇ ગુન્હાનું તોહમત આવ્યું હોય તે વિલાયતીરઇયતને હાજર થવાની જરૂર પાડવા સારૂ જો તે માજીસ્ત્રેટ કાંઈપણ પ્રોસેસ કાહાડે, તો તે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટની પાસે સદરહુ પ્રોસેસ પાછુ મોકલાય એમ કરવું.

જેશિક્ષાનાહુકમકરવાનો અધિકાર જીલ્લા માંહેના માજીસ્ત્રેટોને છે તે.

૪૪૬. ૩૨ મી અથવા ૩૪ મી કલમમાં ગમે તે કહયું હોય તે છતાં, જીલ્લા માજીસ્ત્રેટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ સિવાય બીજા કોઇપણ માજીસ્ત્રેટે રાણી સાહેબના વિલાયતી રઇયત ઉપર ત્રણ મહીના સુધીની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધી દંડની, અથવા એ બનેની, શિક્ષા સિવાય બીજી કોઈપણ શિક્ષાનો હુકમ કરવો નહી. અને જીલ્હા માજીસ્ત્રેટે છ મહીના સુધીની મુદતની કેદની અથવા બે હજાર રૂપૈઆ સુધી દંડની અથવા એ બંનેની શિક્ષા સિવાય એવી કોઈ બીજી શિક્ષાનો હુકમ કરવો નહીં.

(તોહોમતવાળાને)સેશન કોરટમાં ક્યારેઅનેહાઇકોરટમાંક્યારેકમીટકરવો.

૪૪૭. જયારે કોઇ માજીસ્ત્રેટની આગળ રાણીસાહેબની વિલાયતી રઇયત ઉપર કોઈ ગુન્હાનું તોહમત આવ્યું હોય, અને સદરહુ માજીસ્ત્રેટના મત પ્રમાણે, તે ગુન્હા બાબત પોતે યોગ્ય શિક્ષા કરી શકતો નહી હોય, અને તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક ન હોય, ત્યારે તોહોમતવાળાને કમીટ કરવો જોઇએ એમ પોતે ધારે

તો, તે માજીસ્ત્રેટે તેને સેશન કોરટમાં કમીટ કરવો, અથવા, તે પ્રેસિનસી માજીસ્ત્રેટ હોય તો, હાઇકોરટમાં કમીટ કરવો જોઈએ.

જે ગુન્હો કરેલો જણાતો હોય તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય ત્યારે તેહોહમતવાળાને હાઇકોરટમાં કમીટ કરવો જોઇએ.

જેગુન્હાઓમાંનો એકગુન્હોમોતની અથવાસમુદ્રપારની શિક્ષાને લાયકહોય અનેબીજાતેવી શિક્ષાનેલાયકનહોયતે તેવાગુન્હાઓનોઇનસાફ.

૪૪૮. જ્યારે ૪૪૭ મી કલમ પ્રમાણે હાઈકોરટમાં કમીટ કરેલા કોઇ પણ સખસ ઉપર કેટલાએક ગુન્હાના તોહોમતો મુકયાં હોય તેમાંનો એક ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય, અને બીજા ગુન્હા ઓછી શિક્ષાને લાયક હોય, અને જે ગુન્હો મોતની અથવા સમુદ્રપારની શિક્ષાને લાયક હોય તે ગુન્હા બાબત તે સખસનો ઇનસાફ કરવો નહીં જોઈએ એમ હાઇકોરટની નજરમાં આવે ત્યારે તેમ હોય તોપણ બીજા ગુન્હાઓ બાબત તે સખસોનો ઇનસાફ કરવાને હાઇકોરટ મુખત્યાર છે.

જેશિક્ષાનાહુકમ કરવાને અધિકાર સેશનકોરટનેછે તે

૪૪૯ ૩૧ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં કોઇ પણ સેશન કોરટે રાણીસાહેબની કોઇપણ વિલાયતી રઈયત ઉપર એક વરશ સુધીની મુદતની કેદની. અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા સિવાય બીજી કોઇપણ શિક્ષાનો હુકમ કરવો નહી.

સેશનજડજનેપોતાનોઅધિકાર અયોગ્ય જણાયત્યારે કેમ કરવું

જો કમિટ થયા પછી અને ફેંસલા ઉપર સહી કરતાં પેહેલાં કોઇપણ વખતે પ્રમુખ જડજને એમ લાગે કે જે ગુન્હો સાબિત થયેલો જણાય છે તે ગુન્હા બાબત સદરહુ પ્રકારની શિક્ષાના હુકમથી પુરતી શિક્ષા થઇ શકે એમ નથી. તો તેણે તેવી મતલબનો પોતાનો મત દફતરમાં દાખલ કરવો અને તે મુકદમો હાઇકોરટની પાસે મોકલી દેવો. સદરહુ જડજે ફરિયાદીને તથા સાહેદોને હાઇકોરટની આગળ હાજર થવા માટે પોતાની જાતે બાંધી લેવા, અથવા બાંધી લેવાનું કમિટ કરનારા માજીસ્ત્રેટને ફરમાવવું.

સેશનજડજ રાણીસાહેબનીવિલાયતી રઇયત નહીં હોય ત્યારેકેમકરવું.

૪૫૦. જે સેશન તુકડીમાં તે ગુન્હાનો ઇનસાફ સામાન્ય થઈ શકે તે સેશન તુકડીનો જડજ રાણી સાહેબની વિલાયતી રઈયત ન હોય, તો કમિટ કરનારા માજીસ્ત્રેટે જે પ્રાંત માંહે સદરહુ તુકડી આવેલી હોય તે પ્રાંતની ઉંચામાં ઉંચી ફોજદારી અપીલની કોરટના હુકમ માટે તે મુકદમાનો રીપોટ કરવો.

બ્રિટિશ બરમામાં રંગુનના રિકાર્ડરની કોરટ આ કલમનાં કારણો સારૂ ઉંચામાં ઉંચી ફોજદારી અપીલની કોરટ છે એમ સમજવું.

આ કલમ સને ૧૮૮૪ ના આકટ બીજા ઉપરથી રદ કરવામાં આવી છે.

હાઇકોરટનીઅથવાસેશન કોરટની આગળ જ્યુરીઅથવા આસેસરો.

૪૫૧. (૧) હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ રાણીની વિલાયતી રઈયતનો ઇનસાફ કરવામાં આવે ત્યારે, પેહેલાં જ્યુરરને બોલાવવામાં આવે અને કબુલ રાખવામાં આવે તે પેહેલાં, અથવા પેહેલા આસેસરને નીમવામાં આવે તે પેહેલા, જેમ હોય તેમ, એવી કોઇ રઇયત મિશ્ર જ્યુરીથી પોતાનો ઇનસાફ કરવા માગે તો જે જ્યુરીમાં ઓછા-

ઓછામાં ઓછા અડધા યુરોપિયન અથવા અમેરિકન હોય, અથવા યુરોપિયન અને અમેરિકન એ બંને જ્યુરીથી તે ઈનસાફ થવો જોઇએ.

"(૨) જ્યારે સેશન કોરટની આગળ એવો કોઇ ઇનસાફ સાધારણ રીતે આસેસરોની મદદથી થવાનો હશે, ત્યારે રાણીની વિલાયતી રઇયત જે તોહોમતદાર હોય તે, અથવા રાણીની વિલાયતી રઇયત હોય એવા કેટલાક તોહોમતદારો હોય, તો તે સઘળાઓ એકત્રપણે પેટા કલમ (૧) પ્રમાણે મિશ્રય જ્યુરી પોતાનો ઇનસાફ થવો જોઈએ એવું માગવાને બદલે ઓછામાં ઓછા અડધા આસેસરો યુરોપિયન અથવા અમેરિકન જોઇએ, અથવા યુરોપિયન અને અમેરિકન એ બંને જોઇએ, એવી માગણી કરવાને મુખત્યાર છે."

જીલ્લા-માજીસ્ટ્રેટની આગળ જ્યુરી માગવાનો રાણીની વિલાયતી રઇયતનો હક.

૪૫૧. અ. (૧) રાણીની વિલાયતી રઇયતનો ઈનસાફ જીલ્લા માજીસ્ટ્રેટની આગળ ચાલતો હોય ત્યારે, એવી કોઇ રઇયતને સમનના મુકદમામાં ૨૪૪ મી કલમ પ્રમાણે તેના જવાબમાં તેનું કહેવું સાંભળી લેવાની અગાઉ, અથવા વારંટના મુકદમામાં ૨૫૬ મી કલમ પ્રમાણે જવાબ આપવાનું કામ તેણે શરૂ કર્યાની અગાઉ, ૪૫૧ મી કલમમાં કહેલી રીતે ભરેલી જ્યુરીથી પોતાનો ઇનસાફ કરવો એવો દાવો કરવાનો અખત્યાર છે.

"(૨) સમનના મુકદમામાં તોહોમતદારનું કહેવું સાંભળી લેવાનું ૨૪૪ મી કલમ પ્રમાણે માજીસ્ત્રેટે સરૂ કરતી વખતે, અથવા વારંટના મુકદમામાં તોહોમતદારને પોતાનો જવાબ કરવાનું ૨૫૬ મી કલમ પ્રમાણે માજીસ્ત્રેટ કહે તે વખતે પેટા કલમ (૧) પ્રમાણે દાવો કર્યો હોય તો ઉપર કહ્યા પ્રમાણે જ્યુરીથી ઈનસાફ થવા સારૂ જરૂરનો હુકમ માજીસ્ત્રેટે તાબડ તોબ કરવો જોઇએ.

"(૩) જો સદરહુ પ્રકારનો દાવો, ચાલતાં કામમાં અગાઉને કોઇ વખતે કર્યો હોય તો લખી લીધેલા પુરાવા ઉપરથી જ્યારે જ્યારે માજીસ્ત્રેટને લાગે કે જ્યુરી આગળ જવાજોગ મુકદમો છે ત્યારે ત્યારે તેણે તેવા પ્રકારનો હુકમ કરવો જોઇએ.

"(૪) એવા દરએક મુકદમામાં માજીસ્ત્રેટે સદરહુ પ્રકારનો હુકમ કરવાની અગાઊ પદ્ધતિ પ્રમાણે તોહોમતનામું તઇયાર કરવું જોઈએ, પછી ૨૪૨ મી કલમમાં ગમે તે કહ્યું હોય તેની ચિંતા નથી.

"(૫) આ કલમ પ્રમાણે ચલાવવાના દરેક ઇનસાફની વખતે ફરિયાદી, તોહોમતદાર તથા સાહેદોને હાજર થવું પડે એમ કરવા સારૂ ૨૧૧ મી, ૨૧૬ મી, ૨૧૭ મી, ૨૧૯ મી, ને ૨૨૦ મી કલમના ઠરાવ, બને તેટલે સુધી લાગુ થશે.

"(૬) સેશનકોરટની આગળ જ્યુરીથી કરવાના ઇનસાફમાં કામ ચલાવવા સબંધી આ કાયદાના ઠરાવ, બને તેટલા પુરતા, આ કલમ પ્રમાણે ચલાવવાના દરેક ઇનસાફને એ પ્રમાણે લાગુ છે કે જાણે જીલ્હા-માજીસ્ત્રેટ, સેશન-જડજ હોય અને તોહોમતદારને ઇનસાફ થવા સારૂ તેની કોરટમાં કમિટ કર્યો હોય.

"(૭) પેટા કલમ (૫) અથવા (૬) માં કહેલ કોઇપણ ઠરાવ, તે પેટા કલમ ઉપરથી તે લાગુ કર્યા હોય તેટલા પુરતા સઘળી કોરટોને પોતાની રૂબરૂ ચાલતા કામને લાગુ

થાય એટલા સારૂ અરથને બાધ ન આવે એવી રીતે, જરૂરનો કે યોગ્ય શાબ્દિક ફેરફાર તેમાં કરીને લાગુ કરવાનો અખત્યાર છે.

"(૮) આ કલમમાં કહેલા કોઇપણ ઠરાવ ઉપરથી ૩૪૭ મી અથવા ૪૪૭ મી કલમ પ્રમાણે તોહમતદારને ઇનસાફ થવા સારૂ કમિટ કરવાના માજીસ્ત્રેટના અધિકારનેબાધ આવે છે, એમ સમજવું નહીં."

કેટલીએક બાબતમાં બીજી કોરટમાં મોકલવા બાબત.

"૪૫૧. બ. (૧) તોહમતદાર ૪૫૧ અ. કલમ પ્રમાણે પોતાનો ઇનસાફ જ્યુરીથી થયો એવો દાવો કરશે, અને જીલ્લા માજીસ્ત્રેટના મત પ્રમાણે ૪૫૧ મી કલમમાં ફરમાવેલી રીતે રચાએલી હોય એવી જ્યુરી પોતાની આગળ ઇનસાફ થવા સારૂ ભરવાનું અશક્ય છે. અથવા ઘણો વિલંબ, ખરચ અથવા અગવડ પડયા વગર એ પ્રમાણે તે ભરી શકવાનું અશક્ય છે, તથા તેઓ વિલંબ ખરચ, અથવા અગવડ કરવી એ તે પ્રકરણની સ્થિતિ તરફ જોતાં ગેરવ્યાજબી છે એમ લાગવાનું કારણ હશે તો, જીલ્લા માજીસ્ત્રેટે કલમ ૪૫૧ અ પ્રમાણે પોતાની સમક્ષ ઇનસાફ થવા બાબતનો હુકમ કરવાને બદલે, હાઈકોરટે આ બાબત પોતે કરેલી તથા સ્થાનિક સરકારે મંજુર કરેલી કાનુન મુજબ અથવા ખાસ હુકમ કરીને, વખતે વખતે ફરમાવે તેવા બીજા જીલ્લા માજીસ્ત્રેટ પાસે અથવા સેશન જડજ પાસે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે.

"(૨) આ કલમ પ્રમાણે સેશન જડજની આગળ અથવા જીલ્લા માજીસ્ત્રેટની આગળ મુકદમો મોકલવામાં આવે ત્યારે તેણે તે મુકદમાનો ઇનસાફ, પોતે કલમ ૪૫૧ અ પ્રમાણે કામ કરનારો જીલ્લા માજીસ્ત્રેટ હોય તે પ્રમાણે તેવાજ અધિકાર, (કમીટ કરવાના અધિકાર સહીત) ચલાવીને અને તેવીજ રીતે કામ ચલાવીને બનતી તાકીદે કરવો જોઇએ"

રાણી સાહેબની વિલાયતી રઇયત ઉપર તથા દેશીઉપરએકઠું તોહમત આવે ત્યારે તેઓનોઈનસાફ કરવા બાબત.

૪૫૨. રાણી સાહેબની કોઈ વિલાયતી રઇયત ઉપર, રાણી સાહેબની વિલાયતી રઇયત ન હોય તેવા સખસની સાથે એકઠું તોહોમત આવે અને રાણી સાહેબની સદરહુ વિલાયતી રઇયતને હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ ઈનસાફ થવા સારૂ કમીટ કરવામાં આવે ત્યારે સદરહુ રઇયતનો તથા સખસનો ઈનસાફ એકઠો કરવાનો અખત્યાર છે, અને રાણી સાહેબની સદરહુ વિલાયતી રઇયતનો જુદો ઇનસાફ કર્યો હોત તો જે રીત પ્રમાણે કામ ચલાવવામાં આવત તેજ રીતે સદરહુ ઇનસાફની વખતે કામ ચલાવવું.

દેશી જુદો ઇનસાફ થવાનોદાવો કરવાનેક્યારેમુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે જો રાણી સાહેબની સદરહુ વિલાયતી રઈયત ૪૫૧ મી કલમ પ્રમાણે મિશ્ર જ્યુરીથી અથવા મિશ્ર આસેસરોથી પોતાનો ઈનસાફ કરવાનું માગે, અને જે શખસ રાણી સાહેબની વિલાયતી રઇયત ન હોય તે સખસ પોતાનો ઈનસાફ જુદો કરવાનું માગે, તો આ છેલ્લા સખસનો ઇનસાફ ૨૩ મા બાબના ઠરાવો મુજબ જુદો કરવો.

હું રાણીસાહેબ

૪૨૩. જ્યારે કોઈ પણ સખસ રાણી સાહેબની વિલાયતી રઈયત પ-

ની વિલાયતીરઈય તપ્રમાણે પોતાની તજવીજ થવી જોઇએ એવો દાવો કરે ત્યારે જે મા તણુંઆટેમારીતેપ્ર જીસ્ત્રેટની આગળ ચોકસી અથવા ઈનસાફનાં કારણ સારૂ તેને આણ માણેતજવીજ થ- વામાં આવે તે માજીસ્ત્રેટને તે સખશે સદરહુ દાવાના સબબો જા- વી જોઈએ એવો હેર કરવા, અને તે માજીસ્ત્રેટે સદરહુ મચકુરનાં ખરાપણા બા- કોઇસખસદાવો બત ચોકસી કરવી, અને તે મચકુર ખરો છે એવું સાબીત કરવા માટે કરેત્યારેકેમકરવું. તે મચકુર કહેનાર સખસને યોગ્ય વખત આપવો, અને પછી તે રાણી સાહેબની વિલાયતી રઇયત છે કે નહી તે બાબત નિશ્ચય કરવો અને તે પ્રમાણે તે સખસની તજવીજ કરવી. જો સદરહુ પ્રકારના કોઇપણ સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ સદરહુ માજીસ્ત્રેટ કરે અને તે ઠરાવ ઉપર તે સખસ અપીલ કરે, તો તે માજીસ્ત્રેટનો સદરહુ નિશ્ચય ખોટો છે એવું સાબિત કરવાનો બોજો તે સખસને માથે છે.

જ્યારે સદરહુ પ્રકારના કોઇ પણ સખસને તે માજીસ્ત્રેટ સેશન કોરટની આગળ ઇનસાફ થવા સારૂ કમીટ કરે, અને તે સખસ રાણી સાહેબની વિલાયતી રઈયત પ્રમાણે પોતાની તજવીજ થવી જોઇએ એવો દાવો સદરહુ કોરટની આગળ કરે, ત્યારે કાંઇપણ જાસ્તી ચોકસી કરવાનું સદરહુ કોરટને યોગ્ય લાગે તો તે કર્યા પછી, તે સખસ રાણી સાહેબની વિલાયતી રઇયત છે કે નહી તે બાબત નિશ્ચય કરવો, અને તે મુજબ તે સખસની તજવીજ કરવી. જો સદરહુ કોરટ તે સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરે અને તે ઠરાવ ઊપર તે સખસ અપીલ કરે, તો તે કોરટનો સદરહુ નિશ્ચય ખોટો છે એવું સાબિત કરવાનો બોજો તેને માથે છે,

જે કોરટની આગળ કોઇપણ સખસનો ઈનસાફ કરવામાં આવે તે કોરટ એવો નિશ્ચે ઠરે કે તે સખસ રાણીસાહેબની વિલાયતી રઇયત નથી, ત્યારે સદરહુ ઇનસાફમાં જે શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરવામાં આવે તે ઉપર અપીલ કરવાને સદરહુ નિશ્ચય એક સબબ થશે.

પોતાની સ્થિતિ વિશે તકરાર ન કરવી એ હક છોડી દેવા બરાબર છે. ૪૫૪. જો જે માજીસ્ત્રેટની આગળ રાણીસાહેબની વિલાયતી રઇયતનો ઇનસાફ કરવામાં આવે, અથવા જે માજીસ્ત્રેટ તે રઇયતને કમીટ કરે તે માજીસ્ત્રેટે તેની તજવીજ રાણીસાહેબની વિલાયતી રઇયતની પ્રમાણે કરવી જોઇએ એવો દાવો તે ન કરે, અથવા જો સદરહુ દાવો કમિટ કરનારા માજીસ્ત્રેટની આગળ કર્યા છતાં તે માજીસ્ત્રેટે ના મંજુર કર્યા પછી જે કોરટમાં તેને કમીટ કરવામાં આવે તે કોરટની આગળ તે દાવો જો ફરીથી કરવામાં ન આવે, તો તેણે રાણીસાહેબની વિલાયતી રઇયત પ્રમાણે પોતાની તજવીજ થવાનો પોતાનો હક્ક છોડી દીધો છે એમ ગણવું, અને તેજ મુકદમો ચાલે તેમાં પછી કોઇપણ વખતે તે હક્ક તેણે જાહેર કરવો નહી.

માજીસ્ત્રેટની આગળ જે સખસને આણ્યો હોય તે સખસ રાણીસાહેબની વિલાયતી રઇયત નથી એવું માનવાનું કારણ તે માજીસ્ત્રેટને ન હોય તે સખસ સદરહુ રઇયત છે કે નહી તે બાબત તેને તે માજીસ્ત્રેટે પુછવું.

જે સખસ રાણીસાહેબની વિલાયતની રઈયત ન હોય તે સખસની સામે આ બાબ પ્રમાણે ઇનસાફ કરવામાં આવે તે બાબત.

૪૫૫. જે સખસ રાણીસાહેબની વિલાયતી રઈયત ન હોય તે સખસની તજવીજ આ બાબ મુજબ રાણીસાહેબની વિલાયતી રઈયત પ્રમાણે કરવામાં આવે, અને તે બાબત તે સખસ હરકત ન લે તો, તેની એ પ્રમાણે તજવીજ કર્યાના સબબથી, તેની ચોકસી અથવા તેને કમીટ કરવાનો હુકમ અથવા ઇનસાફ અથવા શિક્ષાનો હુકમ, જેમ હોય તેમ, ગેરવ્યાજબી થશે નહીં.

રાણીસાહેબની વિલાયતી રઈયતને અટકાવી રાખી હોય ત્યારે પોતાને હાઈકોરટની આગળ આણવાનો હુકમ થવા સારૂ અરજી કરવાનો હક.

૪૫૬. જ્યારે રાણીસાહેબની કોઇ વિલાયતી રઈયતને કોઈપણ સખસે કાયદા વિરુધ્ધ પેહેરામાં અટકાવી રાખી હોય, ત્યારે જે જગાએ, તે રઈયતને અટકાવી રાખી હોય તે જગાએ, રાણીસાહેબની સદરહુ વિલાયતી રઈયતે કરેલા કોઇપણ ગુન્હા બાબત તેની ઉપર જે હાઇકોરટને હકુમત હોય તે હાઈકોરટને, અથવા સદરહુ પ્રકારનો કોઇપણ ગુન્હો તેની ઉપર સાબીત થયાના ઠરાવ ઉપરથી જે હાઇકોરટમાં અપીલ કરવાનો તે રઈયતને હક હોય તે હાઇકોરટને સદરહુ રઈયત અથવા તેની તરફથી કોઇપણ સખસ એવી અરજી કરવાને મુખત્યાર છે કે તે રઈયતને અટકાવી રાખનાર માણુસ, તેને તે હાઇકોરટની આગળ હાજર કરે અને તે કોરટ બીજો જે હુકમ કરે તે પ્રમાણે તે માણુસ ચાલે એવો હુકમ કરવો.

સદરહુ અરજી કરવામાંઆવે ત્યારે કેમ કરવું.

૪૫૭. સદરહુ હુકમ કરતાં પેહેલાં જો તે હાઈકોરટને યોગ્ય લાગે તો, જે સબબો પરથી તે હુકમ થવા બાબત અરજી કરી હોય તે સબબો વિશે, સોગનનામું લઈને અથવા બીજી રીતે ચોકસી કરીને પછી સદરહુ અરજી કબુલ કરવાને અથવા ના કબુલ કરવાને તે હાઇકોરટ મુખત્યાર છે, અથવા તે હુકમ પ્રથમ કરીને પછી જ્યારે તે હુકમ થવા બાબત અરજી કરનારા સખસને તેની આગળ આણુવામાં આવે ત્યારે તેને કાંઈ પણ ચોકસી કરવાની જરૂર લાગે તો તે કર્યા પછી તેને યોગ્ય લાગે એવો બીજો હુકમ તે કામમાં કરવાને તે હાઇકોરટ મુખત્યાર છે.

કયામુલકોમાંહાઇકોરટ સદરહુ પ્રકારના હુકમ કરવાને મુખત્યાર છે.

૪૫૮. હાઇકોરટને પોતાની અપેલેંટ ફોજદારી હકુમતની સ્થાનિક હદ માંહેના મુલકોમાં, અને ગવરનર જનરલ ઇનકૌંસિલ ફરમાવે તેવા બીજા મુલકોમાં, સઘળે ઠેકાણે સદરહુ પ્રકારના હુકમ કરવાનો અખત્યાર છે.

માજીસ્ત્રેટોનેઅથવા સેશનકોરટનેહકુમત આપનારા આકટો લાગુ પાડવા બાબત.

૪૫૯. આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો, ગવરનર જનરલ ઈનકૌંસિલે અત્યાર સુધીમાં જે જે આકટો તથા કાયદાઓ કરયા હોય અથવા હવેપછી તે કરે કે જેમાં ગુન્હાઓ સબંધી હકુમત માજીસ્ત્રેટોને અથવા સેશન કોરટને આપી હોય તે સઘળા આકટો તથા કાયદાઓ રાણીસાહેબની વિલાયતી રઈયતને લાગુ છે એમ સમજવું, પછી તે રઈયત વિશે તે આકટોમાં સ્પષ્ટ રીતે જણાવ્યું ન હોય તોપણ.

આ કલમ માંહેના કોઇપણ મજકુરથી, રાણીસાહેબની વિલાયતી રઈયતને જેટલી શિક્ષા કોઇપણ કરી શકે તે બાબત આ બાબથી ઠરાવેલી હદ ઉપરાંત જવાનો તે કોરટને અધિકાર છે એમ સમજવું નહી, અને જે માજીસ્ત્રેટે અથવા સેશન કોરટમાં પ્રમુખસ્થાને બેસનાર જે જડજ જસ્ટીસ આફ પીસ ન હોય તે માજીસ્ત્રેટને અથવા જડજને હકુમત મળશે એમ સમજવું નહી.

યુરોપીયન અથવા અમેરિકનનોઇનસાફ કરવા માટે જુરી.

૪૬૦. જે મુકદમાનો ઇનસાફ જુરીથી અથવા આસેસરોની મદદથી થઇ શકે તેવા દરએક મુકદમામાં તોહોમતવાળો સખસ અથવા તોહોમતવાળાઓમાંનો એક સખસ યુરોપીયન (રાણી સાહેબની વિલાયતી રઈયત ન હોય એવો) અથવા અમેરીકન હોય, ત્યારે બનીશકે તો અને સદરહુ યુરોપિયન અથવા અમેરિકન દાવો કરે તો, ઓછામાં ઓછા અડધા જુરરો અથવા આસેસરો યુરોપિયન અથવા અમેરિકન હોવા જોઇએ.

યુરોપિયન અથવા અમેરિકનઉપર અને બીજી કોઇજાતના સખસ ઉપર એકઠું તોહોમતમુકવામાંઆવે ત્યારે જુરી બાબત.

૪૬૧. જ્યારે જ્યારે સેશન કોરટની આગળ કોઇ યુરોપિયન અથવા અમેરિકન ઉપર, યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવા સખસ સાથે એકઠું તોહોમત મુકવામાં આવે, અને ૪૬૦ મી કલમ મુજબ કરેલો દાવો મંજુર કરીને જેમા ઓછામાં ઓછી અડધી સંખ્યા યુરોપિયનોની તથા અમેરિકનોની હોય એવી જુરીથી અથવા એવા વરગના આસેસરોની મદદથી સદરહુ યુરોપિયનનો અથવા અમેરિકનનો ઇનસાફ કરવામાં આવે ત્યારે ત્યારે, જો સદરહુ પાછળ કહેલો સખસ દાવો કરે તો, તેનો ઇનસાફ જુદો કરવો.

૪૫૧ મી અથવા ૪૬૦ મી કલમ પ્રમાણે જુરરોને સમન કરીનેતેઓની યાદીકરવા બાબત.

૪૬૨. જ્યારે સેશન કોરટની આગળ કોઇ મુકદમાનો ઇનસાફ થવાનો હોય અને તેમાં તોહોમતવાળા સખસને અથવા તોહોમતવાળાઓમાંના એક સખસને પોતાનો ઇનસાફ ૪૫૧ મી અથવા ૪૬૦ મી કલમના ઠરાવો પ્રમાણે રચેલી જુરીથી થવાનો હક હોય, ત્યારે અથવા ૪૫૧ અ અથવા ૪૫૧ બ કલમ પ્રમાણે કામ ચલાવનારા જીલ્લામાજીસ્ત્રેટ અથવા સેશન જડજની કોરટમાં ઇનસાફ થવાનો હોય ત્યારે સદરહુ ઇનસાફ કરવા માટે મુકરર કરેલા દિવસથી ઓછામાં ઓછા ત્રણ દિવસ પેહેલાં તે કોરટે સદરહુ ઇનસાફ સારૂ જેટલા જોઇએ તેટલા યુરોપિયન તથા અમેરિકન જુરરોને, આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે, સમન કરાવવા.

અને વળી તપાસેલી ટીપમાં બીજા જે સખસોનાં નામ લખ્યાં હોયતે સખસોમાંની તેટલીજ સંખ્યા તે કોરટે તેજ વખતે અને તેનીજ રીતે સમન કરાવવી; પણ જો તે સેશનમાં જુરીએ કરવાના ઇનસાફ સારૂ સદરહુ પ્રકારના બીજા સખસોની સદરહુ સંખ્યા સમન થઇ ચુકી હોય તો તેમ કરવાની જરૂર નથી.

સમન પોંહોચાડીને જેઓનાં નામ રિટરન કર્યાં હોય તે સઘળા સખસોમાંથી જુરી રચવા માટે ૨૭૬ મી કલમમાં ઠરાવેલી રીતે ચીઠી કરીને જુરરો પસંદ કરવા, અને જુરી માટે યુરોપિયનોની અથવા અમેરિકનોની યોગ્ય સંખ્યા, અથવા બની શકે તેટલીસુધી તે સંખ્યાની લગભગ હોય એવી સંખ્યા, પુરી થઇ રહે ત્યાં સુધી તેમ કરવું.

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમામાં યુરોપિયનોની અથવા અમેરિકનનોની યોગ્ય સંખ્યા બીજી કોઈ રીતે પુરી ન થઇ શકે તો કોરટની ધ્યાનમાં આવે તો જુરી રચવા માટે જે સખસને ૩૨૦ મી કલમ મુજબ માફ કર્યાના સબબથી ટીપમાંથી બાતલ કર્યો હશે તેમાં કોઇપણ સખસને સમન કરવાને તે કોરટ મુખત્યાર છે.

રાણીસાહેબનીવિલાયતીરઈયત વિગેરેઉપરફોજદારી કામચલાવવાબાબત.

૪૬૩. બીજી રીતનો સ્પષ્ટ ઠરાવ કર્યો હોય તે સિવાય, સેશન કોરટની તથા હાઇકોરટની આગળ રાણીસાહેબની વિલાયતી રઈયત ઉપર, તથા રાણી સાહેબની વિલાયત્તી રઈયત ન હોય એવા યુરોપિયનો ઉપર તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ આ કાયદાના ઠરાવો પ્રમાણે ચલાવવું.

## બાબ ૩૪ મો.

### ગાંડા માણસો બાબત.

તોહોમતવાળોગાંડો હોયતો કેમ કરવું.

૪૬૪. કોઇ મુકદમાની ચોકસી અથવા ઇનસાફ કરનારા માજીસ્ત્રેટને એમ માનવાનું કારણ હોય કે તોહોમતવાળો ગાંડો અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશકત છે, ત્યારે તે ગાંડપણની વાત બાબત તે માજીસ્ત્રેટે ચોકસી કરવી. અને તે જીલ્લાના સિવિલ સરજન પાસે અથવા સ્થાનિક સરકાર ફરમાવે એવા બીજા વૈદક અમલદાર પાસે તે સખસની પરિક્ષા કરાવવી, અને તે ઉપરથી સદરહુ સરજન અથવા બીજા અમલદારની સાહેદ દાખલ જબાની લેવી, અને તે જબાની લખી લેવી.

તોહોમતવાળો ગાંડો છે અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશકત છે એવો સદરહુ માજીસ્ત્રેટનો મત થાય તો તેણે તે મુકદમામાં આગળ કામ ચલાવવાનું મુલતવી રાખવું.

સેશનકોરટમાંઅથવાહાઇકોરટમાંકમિટકરેલો સખસ ગાંડોહોય તોકેમ કરવું.

૪૬૫. સેશન કોરટમાં અથવા હાઈકોરટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરેલો સખસ પોતાના ઈનસાફની વખતે તે કોરટને ગાંડો અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશકત જણાય તો તે સખસ એ પ્રમાણે ગાંડો તથા અશકત છે કે કેમ તે વાતનો જ્યુરીએ અથવા આસેસરની મદદથી તે કોરટે પ્રથમ ઈનસાફ કરવો. અને તે સખસ એ પ્રમાણે ગાંડો તથા અશકત છે એવી તે કોરટની ખાત્રી થાય તો તેણે તે મુજબ ફેંસલો કરવો. અને તે ઉપરથી તે ઇનસાફ મુલતવી રાખવો.

તોહમતવાળો ગાંડો તથા અશક્ત છે કે નહીં તે વાતનો જે ઇનસાફ કરવામાં આવે તે સદરહુ કોરટની આગળ તોહોમતવાળાના ઇનસાફનો ભાગ છે એમ સમજવું.

**ટીકા**—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ની કલમ ૪૨૫ને બદલે ઘડવામાં આવીછે.

આવી તજવીજ જડજ એકલો કરી શકતો નથી પણ તેને જ્યુરીની સાથે કરવી જોઇએ. રાણી વિરૂદ્ધ ભીકુ કલવર વીકલી રીપોર્ટ ૧૯ પ્ર. ૨૫

કેદીનો ઈનસાફ ચાલતી વખતે તેણે ઘણા ગાંડપણના ચિન્હ બતાવ્યાં એવું સને દેખાય છે માટે જે વખતે તેણે અપરાધ કર્યો તે વખતે તે ગાંડો હતો કે નહીં એ મુદ્દાનો આપણે ઠરાવ કરવો એવું સેશન જજે જ્યુરીને કહ્યું તેમાં ઠરાવવામાં આવ્યું કે સેશન જજે આ મુદ્દા કાઢ્યા અગાઉ તેનો ઈનસાફ ચાલતો હતો તે વખતે તે ગાંડો હતો અને તોહોમતનો જવાબ આપવાને તે અસમર્થ હતો તે કારણથી તે ગાંડો છે કે નહીં એ સવાલનો નિકાલ

પેહેલા કરવા માટે સેશન જજે જુરીને કહેવું જોઇતું હતું—રાણી વિરૂદ્ધ દુર્યોધન સમતો વીકલી રીપોટ ૧૯ પ્ર. ૨૬

તપાસ અથવા ઈનસાફ થતાં સુધી ગાંડા સખસને છુટો કરવા બાબત.

૪૬૬. જ્યારે કોઇ તોહમતવાળો સખસ ગાંડો તથા પોતાનો જવાબ કરવાને અશક્ત છે એવું ઠરે, ત્યારે જો તે મુકદમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર છે તો તે સખસની બરાબર સંભાળ લેવા બાબત તથા તેની જાતને અથવા બીજા કોઈ પણ સખસને નુકશાન નહી કરવા દેવા બાબત, અને તે માજીસ્ત્રેટની આગળ અથવા કોરટની આગળ અથવા આ બાબત જે અમલદારને તે માજીસ્ત્રેટ અથવા કોરટ નીમે તેની આગળ હાજર થવાનું ફરમાવવામાં આવે ત્યારે હાજર થવા બાબત પુરતું તારણ આપેથી તે સખસને છુટો કરવાને તે માજીસ્ત્રેટ અથવા કોરટ, જેમ હોય તેમ, મુખત્યાર છે.

ગાંડાને સંભાળી રાખવા બાબત.

જો તે મુકદમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર નથી, અથવા પુરતું તારણ આપવામાં નહી આવે, તો તે માજીસ્ત્રેટે અથવા કોરટે તે કામનો રિપોટ સ્થાનિક સરકારને કરવો, અને સ્થાનિક સરકાર તોહમતવાળાને ગાંડા માણસના કોઇ આશ્રયસ્થાનમાં અથવા સારા જાપતાવાળી બીજી યોગ્ય જગામાં પુરી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે. અને તે માજીસ્ત્રેટે અથવા કોરટે સદરહુ હુકમ અમલમાં લાવવો.

ટીકા—આ કલમ પ્રમાણે જે સખસ ગાંડો છે, એવું ઠરાવીને સ્થાનિક સરકારે ઠરાવેલી જગાએ મોકલી દીધો હોય તો પછી જે જગાએ મોકલી દીધો છે તે તે જગોએ તે સારો થયો છે એવું સરટિફીકેટ આપ્યા વગર ગાંડો છે એવું ઠરાવનારી કોરટનો તે ઉપર કાંઇ અધિકાર નથી. કૈસરે હિંદ વિરૂદ્ધ જોય હરી કુવેરા ઈંડિયન લા. રીપોટ (કલકત્તા) વા. ૩ પ્ર. ૩૫૬.

આ કલમ પ્રમાણે સરકારમાં રીપોટ કર્યા પછી તે કેસ ફાઇલ ઉપરથી દુર કરવો નહીં જોઇએ પણ ચાલતા કેસોના રજીસ્ટરમાં તે દાખલ કરવો જોઈએ—રાણી વિરૂદ્ધ રઘુવા વી. રી. ૬ પ્ર. ૩

ચોકસી અથવા ઇનસાફ પાછો જારી કરવા બાબત.

૪૬૭. ૪૬૪ મી અથવા ૪૬૫ મી કલમ પ્રમાણે કાંઈ ચોકસી અથવા ઇનસાફનું કામ મુલતવી રાખવામાં આવે, ત્યારે તે માજીસ્ત્રેટ અથવા કોરટ, જેમ હોય તેમ, કોઇપણ વખતે તે ચોકસી અથવા ઇનસાફ પાછો જારી કરવાને તથા તોહમતવાળાને પોતાની આગળ હાજર થવાનું અથવા આણવાનું ફરમાવવાને મુખત્યાર છે.

જ્યારે તોહમતવાળાને ૪૬૬ મી કલમ પ્રમાણે છુટો કર્યો હોય, અને તેને હાજર થવા બાબત જેઓ તેના જામીન થયા હોય તેઓ જે અમલદારને તે માજીસ્ત્રેટ અથવા કોરટ આ બાબત નીમે તે અમલદારની આગળ તોહમતવાળાને રજુ કરે, ત્યારે તોહમતવાળો પોતાનો જવાબ કરવાને શક્તીવાન છે એવું સદરહુ અમલદારનું સર્ટીફીકેટ પુરાવમાં લઈ શકાશે.

માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તોહમતવાળો હાજર થાય ત્યારે કેમ કરવું.

૪૬૮. જ્યારે તે માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ જેમ હોય તેમ, તોહમતવાળો હાજર થાય અથવા તેને ફરીથી આણવામાં આવે, ત્યારે તે પોતાનો જવાબ કરવાને શક્તીવાન છે એવું જો તે માજીસ્ત્રેટની અથવા કોરટની નજરમાં આવે તો તે ચોકસી અથવા ઈનસાફ આગળ ચલાવવો.

જો તોહમતવાળો પોતાનો જવાબ કરવાને હજુ અશકત છે એવું તે માજીસ્ત્રેટની અથવા કોરટની નજરમાં આવે, તો તે માજીસ્ત્રેટે અથવા કોરટે જેમ હોય તેમ, ૪૬૪ મી કલમના ઠરાવ પ્રમાણે પાછું કામ ચલાવવું.

જ્યારે તોહમતવાળો દિવાનો જણાયત્યારે કેમકરવું

૪૬૯. જ્યારે ચોકસી અથવા ઇનસાફની વખતે તોહમતવાળો ગાંડો નથી એમ જણાય, અને માજીસ્ત્રેટની આગળ આપેલા પુરાવા ઉપરથી તેની એવી ખાત્રી થાય કે જે કૃત્ય તોહમતવાળાએ કરેલું છે તે કૃત્ય, જો તે ગાંડો ન હોત તો, ગુન્હો થાત, અને જ્યારે તે કૃત્ય કરેલું તે વખતે ગાંડો હોવાને લીધે, તોહમતવાળો તે કૃત્યનો પ્રકાર, અથવા તે ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને અશકત હતો એમ માનવાનું કારણ છે. ત્યારે તે માજીસ્ત્રેટે તે મુકદમો આગળ ચલાવવો, અને જો તોહમતવાળાને સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં કમીટ કરવો જોઈએ એમ હોય તો તેને સેશન કોરટની અથવા હાઇકોરટની આગળ જેમ હોય તેમ, ઇનસાફ સારૂ મોકલવો.

ગાંડાપણુના સબબપરથી તોહમતવાળાને બીન તકસીરવાર ઠરાવવાનો ફેંસલો.

૪૭૦. જ્યારે જ્યારે કોઇ માણુસને એવાં કારણ ઉપરથી બીન તકસીરવાર ઠરાવવામાં આવે કે તેણે જે વખતે કાંઇ ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય તે વખતે તે ગાંડો હોવાને લીધે, તેનું જે કૃત્ય ગુન્હો થાય છે એવું કહેવામાં આવ્યું હોય તે કૃત્યનો પ્રકાર જાણવાને, અથવા તે ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને તે સખસ અશકત હતો ત્યારે ત્યારે ઠરાવમાં તે સખસે તે કૃત્ય કરેલું કે નહીં તે વિશેષે કરીને જણાવવું.

સદરહુ સબબપરથી બીન તકસીરવારઠરાવેલાસખસનેસારા જાપતામાંરાખવાબાબત

૪૭૧. જ્યારે જ્યારે તે ફેંસલામાં એમ જણાવવામાં આવે કે, જે કૃત્ય કર્યાનું કહેવામાં આવ્યું હોય તે કૃત્ય તોહમતવાળા સખસે કરેલું છે, ત્યારે ત્યારે જે મનની અશક્તિ ઠરાવવામાં આવી તે અશક્તિ ન હોત તો સદરહુ કૃત્ય ગુન્હો થાત એમ હોય તો, જે માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તે સખસનો ઇનસાફ થયો હોય તે માજીસ્ત્રેટને અથવા કોરટને યોગ્ય લાગે એવી જગાએ તથા રીતે તે સદરહુ સખસને સારા જાપતામાં રાખવાનો હુકમ તે માજીસ્ત્રેટે અથવા કોરટે કરવો, અને સ્થાનિક સરકારના હુકમ માટે તે મુકદમાનો રીપોટ કરવો.

સ્થાનિક સરકાર સદરહુ સખસને ગાંડા માણુસનાં કોઈ આશ્રયસ્થાનમાં અથવા તુરંગમાં અથવા સારા જાપતાવાળી બીજી યોગ્ય જગામાં પુરી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

ઇન્સ્પેકટર જનરલે ગાંડા કેદીઓને જોવા જવું.

૪૭૨. જ્યારે કોઇ સખસને ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો મુજબ કેદ રાખ્યો હોય ત્યારે, જો તે સખસને કોઈ તુરંગમાં કેદ રાખ્યો હોય તો તુરંગનો ઇન્સ્પેકટર જનરલ, અથવા જો ગાંડા માણુસોના આશ્રયસ્થાનમાં કેદ રાખ્યો હોય તો, ગાંડા માણુસોના આશ્રયસ્થાનના વિજીટરો, અથવા તેઓમાંના કોઈ બે, તે સખસના મનની સ્થિતિ કેવી છે એ નક્કી કરવા સારૂ તે સખસને જોવા જવાને મુખત્યાર છે; અને દર છ મહિનામાં ઓછામાં ઓછી એકવાર સદરહુ ઇન્સ્પેકટર જનરલે અથવા ઉપર લખેલા વિજીટરોમાંના બે વિજીટરોએ

જઈને તે સખસને જોવો; અને સદરહુ ઇન્સ્પેકટર જનરલે અથવા વિજીટરોએ તે સખસના મનની સ્થિતિ સબંધી એક વિશેષ રીપોટ સ્થાનિક સરકારને કરી મોકલવો.

ગાંડો કેદી પોતાનો જવાબ કરવાને શક્તિમાન છે એવો રીપોટ કરવામાં આવે ત્યારે કેમ કરવું.

૪૭૩. જો તે સખસને ૪૬૬ મી કલમના ઠરાવો પ્રમાણે કેદ રાખ્યો હોય અને સદરહુ ઇન્સ્પેકટર જનરલ અથવા વિજીટરો તે સખસ પોતાનો જવાબ કરવાને શક્તિમાન છે એવા પોતાના અભિપ્રાયનો દાખલો આપે, ત્યારે તે માજીસ્ટ્રેટ અથવા કોરટ, જેમ હોય તેમ મુકરર કરે તે વખતે માજીસ્ત્રેટની અથવા કોરટની પાસે તે સખસને લઇ જવો. અને માજીસ્ત્રેટે અથવા કોરટે તે સખસની તજવીજ ૪૬૮ મી કલમના ઠરાવો મુજબ કરવી, અને સદરહુ ઇન્સ્પેકટર જનરલનું અથવા વિજીટરોનું સર્ટીફીકેટ પુરાવામાં લઇ શકાશે.

૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમ પ્રમાણે કેદ રાખેલો ગાંડો સખસ છોડી મુકવા લાયક છે એમ જાહેર કરવામાં આવે ત્યારે કેમ કરવું.

૪૭૪. જો તે સખસને ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો મુજબ કેદ રાખ્યો હોય, અને સદરહુ ઈન્સ્પેકટર જનરલ અથવા વિજીટરો એવો દાખલો આપે કે તેને છોડી મુકવામાં આવે તો તે પોતાની જાતને અથવા બીજા કોઈપણ સખસને નુકશાન કરે એવો ભય નથી એવું અમારી નજરમાં આવે છે, તો તે દાખલા ઉપરથી સ્થાનિક સરકાર તે સખસને છોડી મુકવાનો, અથવા કેદમાં અટકાવી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે; અથવા તેને ગાંડા માણસોના કોઈ સરકારી આશ્રયસ્થાનમાં નહીં મોકલ્યો હોય તો તેવા કોઇ આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, અને સ્થાનિક સરકાર તેને આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરે તો, એક ઈનસાફ ખાતાના અને બે વૈદક અમલદારનું કમિશન નિમવાને તે સરકાર મુખત્યાર છે.

જરૂર હોય તેવો પુરાવો લઇને સદરહુ કમિશને તે સખસનાં મનની સ્થિતિ વિશે પદ્ધતિ પ્રમાણે ચોકસી કરવી, અને સ્થાનિક સરકારને રિપોટ કરવો, પછી પોતાની નજરમાં આવે તે પ્રમાણે સ્થાનિક સરકાર તે સખસને છોડી મુકવાનો અથવા અટકાવી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

ગાંડા માણસને તેનાં સગાંવાહાલાંને સંભાળને માટે સ્વાધીન કરવા બાબત.

૪૭૫. જ્યારે જ્યારે ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો પ્રમાણે કેદ રાખેલા કોઈપણ સખસનો કોઇ સગો અથવા મિત્ર તે સખસને પોતાની સંભાળમાં તથા કબજામાં લેવાની ખાયશ બતાવે, ત્યારે ત્યારે તે સગો અથવા મિત્ર અરજી કરે એટલે અને તે હવાલે કરેલા સખસની બરાબર સંભાળ લેવા બાબત તથા તેની જાતને અથવા બીજા કોઇપણ સખસને નુકશાન નહી કરવા દેવા બાબત સ્થાનિક સરકારની ખાત્રી લાયક તારણ આપે, એટલે તે સખસને સદરહુ સગા અથવા મિત્રના હવાલામાં સોંપવાનો હુકમ કરવાને સદરહુ સરકાર મુખત્યાર છે.

જ્યારે તે સખસને એ પ્રમાણે હવાલે કરવામાં આવે, ત્યારે સ્થાનિક સરકાર ફરમાવે એવો અમલદાર તે સરકાર ફરમાવે એવે વખતે તે સખસને જોવા માટે તેને હાજર કરવામાં આવશે એવી સરતે તેને હવાલે કરવો.

૪૭૨ મી તથા ૪૭૪ મી કલમના ઠરાવો, જોઇતો ફેરફાર કરીને આ કલમના ઠરાવો પ્રમાણે સોંપેલા સખસોને લાગુ પડશે; અને આ કલમ પ્રમાણે જે જોનાર અમલદાર નિમવામાં આવે તેણે આપેલો દાખલો પુરાવામાં લેવામાં આવશે.

## બાબ ૩૨ મો.

### ઇનસાફ ચલાવવામાં હરકત થાય એવા કેટલાએક ગુન્હાની બાબતમાં કામ ચલાવવા બાબત.

૧૯૫મી કલમમાં કહેલા મુકદમામાં કામ ચલાવવાની રીત.

૪૭૬. જ્યારે કોઇપણ દિવાની, ફોજદારી અથવા મુલકી કોરટને એમ લાગે કે ૧૯૫ મી કલમમાં કહેલા તથા પોતાની આગળ કરેલા અથવા ઈનસાફી મુકદમો ચાલતો હોય તે દરમિયાનમાં પોતાના નજર હેઠળ આણેલા કોઈ ગુન્હાની ચોકસી કરવાનો સબબ છે ત્યારે તે કોરટે કાંઇપણ પ્રથમ ચોકસીની જરૂર હોય તો તે કર્યા પછી, પાસેમાં પાસેના પહેલા વર્ગના માજીસ્ટ્રેટની પાસે તે મુકદમો ચોકસી અથવા ઈનસાફ કરવા સારૂ મોકલવાને, તથા તોહોમતવાળાને પેહેરામાં આપીને સદરહુ માજીસ્ટ્રેટની પાસે મોકલવાને, અથવા તે માજીસ્ટ્રેટની આગળ હાજર થવા બાબત તેની પાસેથી પુરતું તારણ લેવાને, મુખત્યાર છે; અને સદરહુ ચોકસીની અથવા ઇનસાફની વખતે હાજર થઇને પુરાવો આપવા માટે કોઇપણ સખસને બાંધી લેવાને મુખત્યાર છે.

સદરહુ માજીસ્ટ્રેટે પછી કાયદા મુજબ કામ ચલાવવું જોઇએ, અને ૧૯૨ મી કલમ પ્રમાણે મુકદમા બીજાની પાસે મોકલવાનો તેને અધિકાર મળ્યો હોય તો બીજા કોઇ યોગ્ય અધીકારવાળા માજીસ્ટ્રેટની પાસે તે ચોકસી અથવા ઇનસાફ કરવાનું કામ મોકલવાને તે મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ અને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૭૧—૪૭૨ ના પારેગ્રાફ ૧—૩ અને ૪૭૭ ને મળતી છે આ કલમનો મતલબ એવો છે કે જે કોર્ટની સમક્ષ ગુન્હો બન્યો હોય તેની મંજુરી સિવાય બીજી કોર્ટે કામ ચલાવવું નહી, અમુક અધિકારીએ કામ ચલાવવું જોઈએ એવું લખાણ નહી કરતાં દીવાની કોરટ ફાજદારી કોરટ તરફ કામની ચોકસી થવાને માટે કામ મોકલી શકે છે. દીવાની કોરટના અધિકારીની કોઇ તોહોમતની તપાસ થવાને લીધેલી જુબાની ઉપરથી દીવાની કોરટ કોઈ કેસ માજીસ્ટ્રેટ તરફ મોકલે તે ફરિયાદ બરોબર છે. રાણી વી૦ માધવચંદ મોસર વીકલી રીપોર્ટ ૧૩—પ્ર. ૪૫.

સદરહુ પ્રકારના ગુન્હા સેશન કોરટની આગળ કરવામાં આવે ત્યારે તે સબંધી તે કોરટનો અધિકાર.

૪૭૭. ૪૪૪ મી કલમ માંહેના ઠરાવોને અનુસરીને, સેશન કોરટ ૧૯૫ મી કલમમાં કહેલા અને પોતાની આગળ કરેલા અથવા કોઇ ઇનસાફી મુકદમો ચાલતો હોય ને દરમિયાનમાં તેની નજર હેઠળ આણેલા ગુન્હા બાબત કોઇપણ સખસની ઉપર તોહમત મૂકવાને, અને પોતે મૂકેલાં તોહમત ઉપરથી તે સખસને કેદમાં મોકલવાને અથવા તેના જામિન લેવાને અને તેના ઇનસાફ કરવાને મુખત્યાર છે.

તે ચોકસીના કારણ સારૂ કોઇપણ સાહેદોને હાજર કરાવવાનુ માજીસ્ટ્રેટને ફરમાવવાને સદરહુ કોરટ મુખત્યાર છે.

તપાસ પુરી કર

૪૭૮. જ્યારે સદરહુ પ્રકારનો કોઇપણ ગુન્હો કોઇ દિવાની અથવા

વાનો તથા હાઇકોર્ટમાં અથવા સેશન કોર્ટમાં કમિટ કરવાનો દિવાની તથા મુલકી કોરટનો અધિકાર.

મુલકી કોરટની આગળ કરવામાં આવે, અથવા કોઈ ઈનસાફી મુકદ્દમો ચાલતો હોય તે દરમિયાનમાં કોઇ દિવાની અથવા મુલકી કોરટની નજર હેઠળ આણવામાં આવે, અને તે મુકદમાનો ઇનસાફ ફકત હાઈકોરટ અથવા સેશન કોરટ કરી શકે એમ હોય અથવા તે મુકદમાનો ઇનસાફ હાઈકોરટે અથવા સેશનકોરટે કરવો જોઇએ એમ સદરહુ દિવાની અથવા મુલકી કોરટ ધારે, ત્યારે સદરહુ દિવાની અથવા મુલકી કોરટ ૪૭૬ મી કલમ પ્રમાણે કોઇ માજીસ્ત્રેટની પાસે તે મુકદમો ચોકસી માટે મોકલવાને બદલે પોતાનીજ મેળે તે ચોકસી પુરી કરવાને અને હાઇકોરટનો અથવા સેશનકોરટની જેમ હોય તેમ, આગળ ઈનસાફ થવાસારૂ તોહમતવાળા સખસને કમિટ કરવાને અથવા તેના જામિન લેવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કાંઇ ચોકસી કરવાના કારણુસારૂ તે દિવાની અથવા મુલકી કોરટ ૪૪૩ મી કલમ માંહેના ઠરાવોને અનુસરીને માજીસ્ત્રેટના સઘળા અખત્યાર ચલાવવાને મુખત્યાર છે. અને સદરહુ ચોકસીમાંનું તે કોરટનું કામ બની શકે તેટલે સુધી ૧૮ માં બાબના ઠરાવો પ્રમાણે ચલાવવું અને તે કામ કોઈ માજીસ્ત્રેટે ચલાવ્યું હતું એમ સમજવું.

સદરહુ પ્રકારના મુકદમામાં દિવાની કોરટે કેમ કરવુ.

૪૭૯. જ્યારે કોઇ દિવાની અથવા મુલકી કોરટ એ પ્રમાણે કોઇપણ મુકદમો મોકલે ત્યારે તે કોરટે તોહમતનામું તથા મુકદમો મોકલવા બાબતનો હુકમ તથા તે મુકદમાનું દફતર પ્રેસિડેન્સી માજીસ્ત્રેટના અથવા જીલ્લા માજીસ્ત્રેટની અથવા ઇનસાફ સારૂ કમિટ કરવાનો અધિકાર બીજા જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલી દેવું, અને સદરહુ માજીસ્ત્રેટે તે મુકદમો તથા ફરિયાદી તરફના અને તોહમતવાળા તરફના સાહેદોને હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ જેમ હોય તેમ આણવા.

તિરસ્કારના કેટલાએક મુકદમામાં કેમ કરવું.

૪૮૦. જ્યારે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૫ મી, ૧૭૮ મી, ૧૭૯ મી, ૧૮૦ મી, અથવા ૨૨૮ મી કલમમાં વર્ણવેલો કોઈપણ ગુન્હો કોઇપણ દિવાની ફોજદારી, અથવા મુલકી કોરટના દેખતાં અથવા તેની સમક્ષ કરવામાં આવે ત્યારે તે કોરટ ગુન્હેગારને પેહેરામાં અટકાવી રાખવાને મુખત્યાર છે. પછી તે ગુન્હેગાર રાણીસાહેબની વિલાયતી રઈયત હોય કે નહીં હોય તોપણ; અને તેજ દિવસે તે કોરટ ઉઠે તેની પેહેલાં કોઈપણ વખતે પોતાને દુરસ્ત લાગે તો, તે કોરટ તે ગુન્હો સાંભળવાને અને ગુન્હેગારને ઘણામાં ઘણા બસે રૂપિયા સુધી દંડનો, અને દંડ ન આપે તો, એક મહિના સુધીની મુદતની આસાન કેદની શિક્ષા કરવાને મુખત્યાર છે. પણ જો સદરહુ દંઠ તે મુદત પુરી થતાં પેહેલાં આપવામાં આવે તો તેને તુરત છોડી દેવો.

૪૪૩ મી અથવા ૪૪ મી કલમ માંહેનો કોઇપણ મજકુર આ કલમ પ્રમાણે ચલાવેલાં કામને લાગુ પડે છે એમ સમજવું નહીં.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૩૫ ના પારેગ્રાફ ૧ લાને મળતી છે. સાહેદ ફેરફાર શબ્દવાળુ બોલે અને તેને કરેલા સવાલનો જવાબ ન આપે તો તેણે કોરટનો તિરસ્કાર કર્યો ગણાય એવું ઠર્યું છે—રાણી વિરૂધ્ધ જેમળ શ્રાવણ મું. હા. કો. રી. વા. ૧૦ પ્ર. ૬૯

કોઇ અમલદાર કોઇ અમુક કામ કરતો હોય તેની આગળ હીં. ફોજદારી કાયદાની કલમ ૨૨૮ મુજબ શિક્ષા થઈ શકે તેવો તીરસ્કારનો ગુન્હો કોઇએ કર્યો હોય તો તે અમલદાર બીજો હોદ્દો ભોગવતો હોય તેના રૂયે તે તીરસ્કારના ગુન્હાની તજવીજ કરી શકતો નથી—રાણી વિરૂદ્ધ ચંદર સોકરરાય વાંકલો રીપોર્ટ ૧૨ પ્ર. ૧૮.

જે ફોજદારી કોરટ આ કલમ પ્રમાણે અમલ કરે તે ફોજદારી કોરટ જો દંડ કરે તો તેનાં કારણ ખસુસ કરીને લખવાં જોઇએ. કઇ હકીકતથી તીરસ્કાર થયો, કોઇએ તે વાંશે શું કહ્યું તે તથા ફૈસલો અને ઠરાવ એટલાં વાનાં લખવાં જોઇએ—પચીનંદી તાબીરામ મદ્રાસ હાઈકોરટ રીપોર્ટ વા. ૪ પ્ર. ૨૨૯.

સદરહુ પ્રકારના મુકદમાઓનું દફતર.

૪૮૧. સદરહુ પ્રકારના દરએક મુકદમામાં; તે ગુન્હો જે હકીકતનો બનેલો હોય તે હકીકત, તથા ગુન્હેગારે કાંઈ મચકુર જાહેર કર્યો હોય તો તે મચકુર. તેમજ ઠરાવ તથા શિક્ષાનો હુકમ, એ તે કોરટે દફતરમાં દાખલ કરવું.

જો તે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૮ મી કલમ પ્રમાણે હોય, તો જે કોરટને હરકત કરી હોય અથવા જે કોરટની બે અદબી થઇ હોય, તે કોરટ જે ઇનસાફી મુકદમો ચલાવવાને બેઠી હતી તે ઇનસાફી મુકદમાનો પ્રકાર તથા તેનો ભાગ, અને જે હરકત અથવા બે અદબી કરી હોય તેનો પ્રકાર તે દફતરમાં બતાવવો.

મુકદમાની તજવીજ ૪૮૦ મી કલમ પ્રમાણે કરવી નહીં જોઇએ એમ કોરટની નજરમાં આવે ત્યારે કેમ કરવું.

૪૮૨. જો કોઈપણ કોરટને કોઈપણ કામમાં એમ લાગે કે ૪૮૦ મી કલમમાં કહેલા ગુન્હાઓમાંનો કોઇપણ ગુન્હો પોતાના દેખતાં અથવા પોતાની સમક્ષ કર્યાનું તોહમત જે સખસની ઉપર આવ્યું હોય તે સખસને દંડ ન આપેથી કેદની શિક્ષા કરવામાં આવે તે સિવાય બીજી રીતની કેદની શિક્ષા કરવી જોઇએ, અથવા બસેં રૂપિયા કરતાં વધતો દંડ તેને કરવો જોઇએ, અથવા જો બીજાં કોઈપણ કારણને લીધે તે કોરટનો મત એમ હોય કે તે મુકદમાનો નિકાલ ૪૮૦ મી કલમ પ્રમાણે કરવો નહીં જોઈએ, તો તે ગુન્હો આ કાયદામાં પાછળ ઠરાવ્યા પ્રમાણે જે હકીકતનો બનેલો હોય તે હકીકત તથા તોહમતવાળાનો મજકુર દફતરમાં દાખલ કર્યા પછી સદરહુ કોરટ તે મુકદમાનો ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે, અને તે તોહમતવાળા સખસે સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા બાબત તારણ આપવાનું ફરમાવવાને મુખત્યાર છે અથવા પુરતુ તારણ આપવામાં ન આવે તો, તે કોરટે સદરહુ સખસને પેહેરામાં આપીને સદરહુ માજીસ્ત્રેટની પાસે મોકલવો.

જે માજીસ્ત્રેટની પાસે આ કલમ પ્રમાણે કોઈ પણ મુકદમો મોકલવામાં આવે તે માજીસ્ત્રેટે તોહમતવાળા સખસની ઉપર થએલી ફરિયાદ આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે સાંભળવા માંડવી.

રજીષ્ટાર અથવા સબરજીષ્ટર ૪૮૦ મી કલમના અર્થ

૪૮૩. સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના નોંધવા બાબતના આકટ પ્રમાણે નિમેલો હરકોઈ રજીષ્ટાર અથવા, હરકોઇ સબરજીષ્ટાર, સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે ૪૮૦ મી તથા ૪૮૨ મી કલમના અર્થ પ્ર-

પ્રમાણે દિવાની કોરટ છે એમ ક્યારે સમજવું. માણે દિવાની કોરટ છે એમ સમજવું.

ગુન્હેગાર હુકમ માને અથવા માફ માગે એટલે તેને છોડીદેવા બાબત. ૪૮૪. કોઇ સખસને કાયદા મુજબ કાંઇ વસ્તુ કરવાનું ફરમાવ્યું હોય તે કરવાની તેણે ના કહી હોય અથવા કસુર કરી હોય અથવા જાણીજો ઇને બે અદબી અથવા હરકત કરી હોય, તે બાબત કોઇ કોરટે ૪૮૦ મી કલમ પ્રમાણે તેને શિક્ષા કરવાનો ઠરાવ કર્યો હોય, ત્યારે તે ગુન્હેગાર સદરહુ કોરટના હુકમને અથવા માગણીને તાબે થાય, અથવા તે કોરટની ખાત્રી થાય તે રીતે માફ માગે, એટલે પોતાની મરજી મુજબ તેને છોડીદેવાને અથવા શિક્ષા માફ કરવાને તે કોરટ મુખત્યાર છે.

જે સખસ જવાબ દેવાની અથવા દસ્તાવેજ રજુ કરવાની ના કહે તે સખસને કેદ કરવા અથવા હવાલે કરવા બાબત. ૪૮૫. જે કોઈ ફોજદારી કોરટની આગળ કોઇપણ સાહેદને જે સવાલો પુછવામાં આવે તે સવાલોના જવાબ દેવાની અથવા તે સખસના કબજા માંહેનો અથવા અખત્યાર માંહેનો જે દસ્તાવેજ રજુ કરવાનું તે કોરટ તેને ફરમાવે તે દસ્તાવેજ રજુ કરવાની તે સખસ ના કહે, અને એ પ્રમાણે ના કહેવાનું કોઈપણ બ્યાજબી કારણ તે સખસ ન બતાવે તો સદરહુ કોરટ ઘણામાં ઘણા સાત દિવસ સુધી ગમે તે મુદત સુધી તે સાહેદને આસાન કેદની શિક્ષાનો હુકમ કરવાને અથવા પ્રમુખ માજીસ્ત્રેટની અથવા જડજની સહીનું વારંટ કાહાડી કોરટના કોઇ અમલદારને હવાલે કરવાને મુખત્યાર છે; અને તેમ કરવાનાં કારણો તે કોરટે દફતરમાં લખવાં પણ જો તે દરમિયાનમાં સદરહુ સખસ જુબાની આપવાને તથા જવાબ દેવાને અથવા સદરહુ દસ્તાવેજ રજુ કરવાને કબુલ થાય તો બાકીની શિક્ષા માફ કરવી. જો તે ઉપર મુજબ ના કહ્યા કરે તો ૪૮૦ મી અથવા ૪૮૨ મી કલમના ઠરાવો પ્રમાણે તેની તજવીજ કરવાનો અખિકાર છે, અને રાયલ ચારટરથી સ્થાપેલી કોઇ કોરટની બાબતમાં, તે સાહેદે તિરસ્કારનો ગુન્હો કર્યો છે એમ સમજવું.

તિરસ્કારનાં કામોમાં ગુન્હાની સાબિતીના ઠરાવ ઉપર અપીલ. ૪૮૬. કોઇપણ સખસને ૪૮૦ મી અથવા ૪૮૫ મી કલમ પ્રમાણે કોઇપણ કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય ત્યારે આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, તે કોરટમાં કરેલા હુકમનામા અથવા હુકમો ઉપર અપીલો સામાન્યતઃ જે કોરટને થઇ શકતી હોયતે કોરટને તે સખસ અપીલ કરવાને મુખત્યારછે.

આ કલમ પ્રમાણે કરેલી અપીલોને ૩૧ મા બાબના ઠરાવો જેટલે સુધી લાગુ પડી શકતા હોય તેટલે સુધી લાગુ પડશે, અને જે ઠરાવ ઉપર અથવા જે શિક્ષાના હુકમ ઉપર અપીલ કરવામાં આવી હોય તે ઠરાવમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને અથવા તે શિક્ષા ઓછી કરવાને અથવા તે રદ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે.

ઈલાકાનાં કોઈ મુખ્ય શેહેરોમાંની સ્માલકાજ કોરટે એ પ્રમાણે ગુન્હો ઠરાવ્યો હોયતે ઉપર અપીલ હાઇકોરટમાં ચાલશે, અને

બીજી કોઇ સ્માલકાજ કોરટે એ પ્રમાણે ગુન્હો ઠરાવ્યો હોય ત્યારે જે સેશન કુકડી

માંહે સદરહુ કોરટ આવેલી હોય તે સેશન તુકડીની સેશન કોરટમાં તે ઉપર અપીલ ચાલશે.

ઉપર કહ્યા મુજબ નિમેલા રજીસ્ટ્રાર અથવા સબરજીસ્ટ્રાર તરીકે કોઇપણ અમલદારે એ પ્રમાણે ગુન્હો ઠરાવ્યો હોય, અને સદરહુ અમલદાર કોઈ દિવાની કોરટનો જડજ પણ હોય, ત્યારે જો સદરહુ ઠરાવ તે અમલદારે સદરહુ પ્રકારના જડજ તરીકે પોતાના હુદાની રૂએ કરેલું હુકમનામું હોય તો આ કલમના પાછલા ભાગ પ્રમાણે, જે કોરટમાં અપીલ કરવામાં આવે તે કોરટને સદરહુ ઠરાવ ઉપર અપીલ કરવાનો અધિકાર છે, અને બીજાં કામોમાં જીલ્લા જડજને અથવા ઇલાકાનાં મુખ્ય શેહેરોમાં હાઇકોરટને તે અપીલ કરવાનો અધિકાર છે.

૧૯૫ મી કલમમાં કહેલા ગુન્હા કેટલા એક જડજોની તથા માજીસ્ત્રેટોની આગળ કરવામાં આવે ત્યારે તેઓએ તે ગુન્હાઓનો ઈનસાફ કરવો નહી.

૪૮૭. ૪૭૭ મી, ૪૮૦ મી અને ૪૮૫ મી કલમમાં ઠરાવ્યું છે તે સિવાય બીજી રીતે કોઇ હાઇકોરટના જડજ સિવાય, તથા રંગુનના રિકોરડર સિવાય, તથા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટો સિવાય, બીજા કોઇ ફોજદારી કોરટના જડજે અથવા માજીસ્ત્રેટે ૧૯૫ મી કલમમાં કહેલો કોઈ પણ ગુન્હો તેની આગળ અથવા તેના અધિકારનો તિરસ્કાર થાય એવી રીતે કરવામાં આવે અથવા કોઇ ઇનસાફી મુકદમો ચાલતો હોય ત્યારે સદરહુ જડજ અથવા માજીસ્ત્રેટ તરીકે તેની નજર હેઠળ આંણવામાં આવે ત્યારે તે ગુન્હા બાબત કોઈપણ સખસનો ઇનસાફ કરવો નહી.

૪૭૯ મી અથવા ૪૮૨ મી કલમ માંહેના કોઈપણ મજકુરથી એમ સમજવું નહી કે સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં કમિટ કરવાનો અધિકાર જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટને પોતેજ કોઇ પણ મુકદમો સદરહુ કોરટમાં કમિટ કરે તેમાં, અથવા કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ કોઇપણ મુકદમો બીજા કોઈ માજીસ્ત્રેટ પાસે ચોકસી કરવા સારૂ મોકલવાને બદલે પોતાનીજ મેળે તે મુકદમાનો નિકાલ કરે તેમાં અટકાવ થશે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૭૩ ને મળતી છે. જ્યારે કોરટની નજરમાં એમ આવે કે કલમ ૧૯૫ માં કહેલા તોહોમતની ચોકસી કરવાનું વાજબ કારણ છે ત્યારે કોરટે આ કલમ પ્રમાણે કરવું જોઈએ. રાણી વિરૂદ્ધ ગોવરધનદાસ ઇંડિયન લો. રીપોટ અલ્હાબાદ વા. ૩ પ્ર. ૬૨

'બ' નામના સખસે એક પોલીસ અમલદારની રૂબરૂ કેટલાક સખસોના ઉપર ચોરીનું તોહોમત રાખ્યું તે પોલીસ અમલદારે માજીસ્ત્રેટને જાહેર કર્યું. માજીસ્ત્રેટે હુકમ કર્યો કે ફરિયાદી ખરી છે કે ખોટી તેનો પોલીસે તપાસ કરવો તે ઉપરથી પોલીસને ખોટી ફરિયાદ કરી છે એવું માલમ પડ્યું તેથી એજ માજીસ્ત્રેટે ખોટી ફરિયાદી કર્યાનું કામ ચલાવ્યું અને આ ગુન્હાનો તેને ગુન્હેગાર ઠરાવ્યો આ કામમાં ઠરાવ્યું કે કાંઇ ગેરકાયદેસર થયું નથી રાણી વિરૂદ્ધ બળદેવ ઇંડિયન લા. રીપોટ અલ્હાબાદ વા. ૩ પ્ર. ૩૩૨

સને ૧૮૬૨ ના મુંબાઇ આકટ ૫ પ્રમાણે જે ચોકસીને સારૂ મામલતદારની રૂબરૂ સમન કરી બોલાવેલા સખસોએ હાજર રહેવું તે વિશે તેમાં કાંઇ ઠરાવ નથી સબબ મામલતદારે તે આકટ પ્રમાણે કરેલા સમન મુજબ હાજર ન રહેવાના સબબથી થએલા તોહોમતની સાબિતી ગેરકાયદેસર છે. ઇનસાફ કરનાર માજીસ્ત્રેટની કોરટનોજ આ કામમાં તિરસ્કાર થએલો છે ત્યારે તેને ઇનસાફ કરવા અધિકાર નથી. આ સબબથી જુ. ક્રીમી. કોડ કલમ ૪૭૩ (કલમ ૪૮૭ પ્રમાણે તે તોહોમતની સાબિત ગેરકાયદેસર છે એમ પણ આ કામમાં ઠરાવવામાં આવ્યું છે. સરકાર વિરૂદ્ધ મહમદ ઇસમાએલ વિગેરે. મું. હા. કોરટનો ઠરાવ તા. ૧૭ એપ્રીલ ૧૮૭૩

## બાબ ૩૬ મો.

### ઓરતોનાં તથા બાળકોના ગુજરાન બાબત.

ઓરતોનાં તથા બાળકોનાંગુજરાન બાબત હુકમ.

૪૮૮ જો કોઇ સખસની પુરતી દ્રવ્ય શકતી હોય, અને તે પોતાની ઓરતનુ અથવા પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશકત હોય એવા કોઈ કાયદાસર અથવા ગેરકાયદાસર બાળકનું ગુજરાન ચલાવવાની ગફલત કરે અથવા ના કહે તો, એ પ્રમાણે ગફલત કર્યાનો અથવા ના કહ્યાનો પુરાવો થયેથી, જીલ્લામાજીસ્ત્રેટ અથવા કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા કોઇ પેટા તુકડી માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગનો કોઇ માજીસ્ત્રેટ તે સખસની ઓરતનાં અથવા સદરહુ પ્રકારનાં બાળકનાં ગુજરાનને માટે દર મહીને એકંદર પચાસ રૂપીયાથી વધારે નહીં હોય એવું જે લવાજમ સદરહુ માજીસ્ત્રેટને યોગ્ય લાગે તે લવાજમ કાહાડીને તે માજીસ્ત્રેટ વખતે વખતે ફરમાવે તેવા સખસને આપવાનો હુકમ સદરહુ સખસની ઉપર કરવાને મુખત્યાર છે.

સદરહુ લવાજમ હુકમની તારીખથી આપવું પડશે.

હુકમ જબરીથી અમલમાં લાવવા બાબત.

જે સખસને એ પ્રમાણે હુકમ કર્યો હોય તે સખસ તે હુકમ માનવાની જાણી જોઈને ગફલત કરે, તો તે હુકમ જેટલીવાર તોડવામાં આવે તેટલીવાર લેહેણું રકમ દંડ વસુલ કરવા માટે જે રીત આ કાયદામાં પાછળ ઠરાવી છે તે રીત પ્રમાણે વસુલ કરવા માટે સદરહુ પ્રકારનો કોઇપણ માજીસ્ત્રેટ વારંટ કાહાડવાને મુખત્યાર છે, અને તે વારંટ બજાવ્યા પછી બાકી રહેલું દરએક મહીનાનું લવાજમ તે સઘળા લવાજમ બાબત અથવા તેના કોઈપણ ભાગ બાબત ઘણામાં ઘણા એક એક મહીના પ્રમાણે સદરહુ સખસને કેદની શિક્ષાનો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

**ટીકા**—કોઈ મુસલમાન ઉપર તેની સ્ત્રીને ખોરાકી પોસાકી આપવા ઠરાવ થયો હોય તો તેથી તે ઓર્થો છુટા છેડા કરવા તેને પ્રતિબંધ આવતો નથી અને પછી એવા છુટા છેડા થાય તો માજીસ્ત્રેટે કરેલો ખોરાકી પોશાકીનો હુકમ રદ બાતલ થાય છે—કાસમ પીરભાઇ અને તેની ઓરત હરબાઇના કામમાં. મુંબાઈ હાઈકોરટ રીપોટ વા. ૮ પ્ર. ૯૫.

પુરૂષનું ધાતકીપણું નકી સાબીત કરી શકે નહીંતો જુદી ખોરાકી પોશાકી મળી શકે નહીં—મસાગત જશગત. વીકલી રીપોટ ૬ પ્ર. ૪૯ તથા થોમસનના કામમાં અલ્હાબાદ હાઇકોરટ રીપોટ વા. ૬ પ્ર. ૨૦૫

જે છોકરૂં જનમ્યું નથી તેની ખોરાકી પોશાકી માટે કાંઇ હુકમ થઇ શકતો નથી—મસામત લારલી વિરૂદ્ધ બનસી દોટચીત અલ્હાબાદ હાઇકોરટ રીપોટ વા. ૩ પ્ર. ૭૦

વિશેષ ઠરાવ.

પણ એવું ઠરાવ્યું છે કે જો તે સખસ એમ કહે કે મારી ઓરત મારી સાથે રેહે તો તેનું ગુજરાન ચલાવવાને હું તઇયાર છુ, અને તેની ઓરત તેની સાથે રેહેવાની ના કહે, તો એ પ્રમાણે ના કહેવાનાં જે કાંઇ કારણો તે ઓરત જણાવે તે કારણો ધ્યાનમાં લેવાને સદરહુ માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને તે પ્રમાણે તે સખસે પોતાની ખુસી બતાવ્યાં છતાં જો તે માજીસ્ત્રેટની એવી ખાત્રી થાય કે સદરહુ સખસ છિનાળુ કરેછે અથવા તે હમેશ પોતાની ઓરતની સાથે નિર્દયપણાથી ચાલ્યો છે, તો તે માજીસ્ત્રેટ આ કલમ પ્રમાણે હુકમ કરવાને મુખત્યાર છે.

જો કોઇ ઓરત છિનાળુ કરતી હશે, અથવા કાંઇ પુરતાં કારણ વિના પોતાના ધણી-ની સાથે રેહેવાની ના કેહેશે, અથવા તેઓ એક માંહોમાંહે સમજુતી કરીને જુદાં રેહેતાંહશે, તો તે ઓરતને આ કલમ પ્રમાણે તેના ધણી પાસેથી કાંઈ લવાજમ મળવાનો હક થશે નહી.

જે ઓરતના લાભમાં આ કલમ પ્રમાણે હુકમ કર્યો હોય તે ઓરત છિનાળુ કરે છે અથવા પુરતાં કારણ વિના પોતાના ધણીની સાથે રેહેવાની ના કહે છે અથવા તેઓ એક માંહેમાંહે સમજુતી કરીને જુદાં રહેછે એવી સાબીતી થયેથી તે માજીસ્ટ્રેટે તે હુકમ રદકરવો.

આ બાબ પ્રમાણે સઘળો પુરાવો, ધણીની અથવા બાપની, પ્રસંગ પ્રમાણે, સમક્ષ લેવો, અથવા તેને જાતે હાજર થવાનું માફ કર્યું હોય ત્યારે તેના પ્લીડરની સમક્ષ લેવો, અને સમનના મુકદમાઓની બાબતમાં ઠરાવેલી રીતે લખી લેવો.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના ૧૦ ની કલમ ૫૩૬ ને બદલે રચવામાં આવીછે જુના આકટમાં 'યોગ્ય પુરાવ' એ શબ્દ હતા તેમાંથી 'યોગ્ય' શબ્દ કાઢી નાખ્યો છે. યોગ્ય પુરાવનો અર્થ કાયદેશર અને સોગન ઉપર આપેલો પુરાવ છે એમ ઠરાવવામાં આવ્યું હતું ગાંડા વિરૂદ્ધ પીરીદાસ, વીકલી રીપોટ ૧૩ પ્ર. ૧૯.

આ કલમના ઠરાવ પ્રમાણે સંક્ષીપ્ત રીતે ચોકસી થઇ શકતી નથી પણ સમન કેસ માફક ચોકસી કરવી જોઇએ. જુના ક્રી પ્રો. કોડ કલમ ૫૨૬ મુજબ માજીસ્ટ્રેટ ઠરાવ કરે ત્યાર પેહેલાં ધણીની પાસે તેની સ્ત્રીની ખોરાકી પોશાકી પુરી પાડવાને પુછવામાં આવ્યું છે કે નહીં તે માજીસ્ટ્રેટે નકી કરવું જોઇએ. વીકલી રીપોટ ૨૪ પ્ર. ૬૧.

આ કલમ મુજબ થએલો હુકમ ૨૯૭ માં કલમના અર્થ મુજબ કોઇ એક ફોજદારી કોરટનો ઇનસાફી મુકદમો છે, પણ તેના ઉપર અપીલ નથી. રાણી વિરૂદ્ધ થાકુઇરા મુંબાઇ હાઈકોર્ટ રીપોટ વા. ૫ પ્ર. ૮૧

એક માજીસ્ટ્રેટે એક મુસલમાન ઉપર તેની બાઈરીને મહીને મહીને ગુજરાન સારૂ કાંઇ લવાજમ આપવાનો હુકમ કરેલો. આ હુકમથી પોતાની બાઇરીને છુટકારો આપવાનો તેનો હક કાંઈ જતો નથી અને આ પ્રમાણે છુટકારો આપ્યા પછી તે હુકમ બજાવી શકાય નહી. કસાની પીરભાઇ અને તેની બાઇરી હીરબાઈના કામમાં મુંબાઇ હાઇકોરટ રીપોટ વા. ૫ પ્ર. ૯૫

એક સખસ ઉપર કલમ ૩૧૬ મુજબ ગુજરાન આપવાનો હુકમ કર્યો હોય તે સ-ખસને મારી બાઇરી છીનાળુ કરે છે એવા સબબ ઉપરથી તે હુકમ રદ કરાવવા માજીસ્ટ્રેટને અરજ કરવા અટકાવ નથી છીનાળાની સાબીતી થઇ એટલે ફુલપાવર માજીસ્ટ્રેટ એ હુકમ રદ કરવાને મુખત્યાર છે. ચકુ વિરૂદ્ધ ઇશ્વર ભુધર. મુંબાઇ હાઇકોરટ રીપોટ વા. ૮ પ્ર. ૧૨૪

આ કામમાં માજીસ્ટ્રેટે જુ ક્રી. પ્રો. કોડ કલમ ૫૩૬ પ્રમાણે એક બાઇરીને તેના ધ-ણીએ દર મહીને અમૂક રકમ આપવી એવો ઠરાવ કર્યો. આ હુકમ હાઇકોરટે એટલા સારૂ રદ કરયો કે એ બાઇરી પોતાના બાપને ઘેર રહેતી હતી અને નાણાની કાંઇ રકમ લીધા સિવાય એ બાઇરીએ પોતાના ધણીને ત્યાં જવું નહી એવી પોતાના બાપે તેણીને તાકીદ આપેલી તે ઉપરથી તથા એ બઇરીના ધણીને એ બાઇરીનું અન્ન વસ્ત્ર પુરૂ કરવાને તે ત-ઇયાર છે કે નહી તે વિશેનો ખુલાસો લેવામાં આવ્યો નહોતો. બીજા વરગના માજીસ્ટ્રેટને આ કલમ પ્રમાણે હુકમ કરવાનો અધિકાર નથી. મસાગત સોમરી વિરૂદ્ધ જીતનસોનાર વીકલી રીપોટ ૨૨ પ્ર. ૬૦

લવાજમમાં ફેર-ફાર કરવાબાબત.

૪૮૯. ૪૮૮ મી કલમ પ્રમાણે માસિક લવાજમ જે સખસને મળતું હોય તે સખસની, અથવા તેજ કલમ પ્રમાણે પોતાની ઓ-રતને અથવા બાળકને માસિક લવાજમ આપવાનો હુકમ જે સખસની ઉપર કર્યો હોય તે સખસની હાલતમાં ફેરફાર થયો છે એવો પુરાવો થએથી તે લવાજમ-

માં પોતાને યોગ્ય લાગે એવો ફેરફાર કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, પણ એવું ઠરાવ્યું છે કે એકંદર રકમ દર માસે પચાસ રૂપીઆથી વધારે થવી નહી જોઇએ.

ગુજરાનનો હુકમ જબરીથીઅમલમાંલાવવાબાબત.

૪૯૦. ગુજરાનનો હુકમ જે સખસના લાભમાં કર્યો હોય તે સખસને અથવા તેનો કોઇ વાલી હોય તો તેને, અથવા જે સખસને તે લવાજમ આપવાનું હોય તેને વગર ખરચે તે હુકમની એક નકલ આપવી; અને જે સખસની ઉપર તે હુકમ કર્યો હોય તે સખસ જે જગાએ હોય તે જગામાં કોઇપણ માજીસ્ત્રેટની એવી ખાત્રી થાય કે હુકમના પક્ષકાર તેજ છે, અને જે લવાજમ દેવું થયું છે તે લવાજમ આપ્યું નથી એટલે સદરહુ હુકમ અગલમાં લાવવાનો અધિકાર સદરહુ માજીસ્ત્રેટને છે.

## બાબ ૩૭ મો.

### હેબીવસ કાર્પસના જેવા પ્રકારના હુકમ બાબત.

હેબીવસકાર્પસના જેવાપ્રકારનોહુકમકહાડવાનો અધિકાર.

૪૯૧. કલકત્તા, મદ્રાસ તથા મુંબાઇ માંહેની ઇનસાફની હાઇકોરટોમાંની કોઇપણ હાઈકોરટને દુરસ્ત લાગે ત્યારે, તે હેઠળ લખ્યા મુજબ ફરમાવવાને મુખત્યાર છે.

(અ) પોતાની મામુલ અસલ દિવાની હકુમતની હદ માંહેના કોઇ સખસની કાયદા મુજબ તજવીજ થવા માટે તેને પોતાની આગળ આણવો, એવું;

(બ) સદરહુ હદમાંહે સરકારી અથવા ખાનગી પેહેરામાં ગેરકાયદેસર અથવા ગેરવાજબી રીતે અટકાવી રાખેલા કોઇ સખસને છોડી દેવું એવું;

(ક) સદરહુ હદ માંહે આવેલી કોઇપણ તુરંગમાં કોઇ કેદીને અટકાવી રાખ્યો હોય તે કેદીને સદરહુ કોરટમાં જે કામ ચાલુ હોય અથવા જે કામની ચોકસી કરવાની હોય તે કામમાં સાહેદ દાખલ તપાસવા માટે તેને તે કોરટની આગળ આંણવો એવું;

(ડ) ઉપર કહ્યા મુજબ કોઇ કેદીને અટકાવી રાખ્યો હોય તેને કોઈ કોરટ મારશિયલની આગળ અથવા ગવરનર જનરલ ઈનકોંસિલ તરફથી કાહાડેલાં કોઇપણ કમિશનને આધારે કામ કરનારા કોઇપણ કમિશનરોની આગળ તેનો ઇનસાફ થવા સારૂ અથવા સદરહુ કોરટ મારશિયલની અથવા કમિશનરોની આગળ જે બાબત ચાલુ હોય તે બાબત સબંધી તેને તપાસવા સારૂ સદરહુ કોરટ મારશિયલની અથવા કમિશનરોની આગળ આંણવો, એવું;

(ઇ) સદરહુ હદમાંહેના કોઇ કેદીનો ઈનસાફ થવા સારૂ તેને એક પેહેરામાંથી ખસેડીને બીજા પેહેરામાં લઈ જવો એવુ, અને

(ફ) પકડવાના હુકમ ઉપરથી શેરીફ સિપીકાર્પસનું*રિટર્ન મોકલે એટલે સદરહુ હદ માંહેના કોઇ પ્રતિવાદીને જાતે આંણવો એવું,

સદરહુ પ્રકારની દરએક હાઇકોરટ આ કલમ મુજબની બાબતોમાં કામ ચલાવવાની રીત સબંધી નિયમ કરવા સારૂ વખતે વખતે કાનુન કરવાને મુખત્યાર છે.

---

* જેને પકડવો હોય તેને કબજામાં લીધો છે એવું પત્રક.

આ કલમ માંહેનો કાઇપણ ગજકુર બંગાળાના સન ૧૮૧૮ ના ૩ જા કાયદા પ્રમાણે અગવા મદ્રાસના સન ૧૮૧૯ ના ૨ જા કાયદા પ્રમાણે અથવા મુબાઇના સન ૧૮૨૭ ના ૨૫ મા કાયદા પ્રમાણે અથવા ગવરનર જનરલ ઇનકૌસિલના સન ૧૮૫૦ ના ૩૪ મા અથવા સન ૧૮૫૮ ના ૩ જા આકટ પ્રમાણે અટકાવી રાખેલા સખસોને લાગુ નથી.

## ભાગ ૯ મો,

### પુરવણી ઠરાવો.

### બાબ ૩૮ મો.

પબ્લિક પ્રાસિક્યુટરે બાબત (એટલે સરકારની તરફથી ફરિયાદ પક્ષનું કામ ચલાવવા સારૂ ઠરાવેલા માણસ બાબત.)

પબ્લીકપ્રાસીક્યુટરોનિમવાનોઅધિકાર.

૪૯૨. સામાન્ય રીતે અથવા ગમે તે મુકદમામાં અથવા ગમે તે વરગના મુકદમા સારૂ કોઇપણ સ્થાનિક ક્ષેત્રમાં એક અથવા વધારે અમલદારો નિમવાને ગવરનર જનરલ ઈનકાંઉસીલ અથવા સ્થાનિક સરકાર મુખત્યાર છે, અને તે અમલદારોને પબ્લિક પ્રીસીક્યુટરો કહેવા.

સેશન કોરટમાં ઇનસાફ થવા સારૂ કોઈપણ મુકદમો કમિટ કર્યો હોય તેમાં પબ્લિીકપ્રાસીક્યુટર ગેરહાજર હોય, અથવા કોઈપણ પબ્લીકપ્રાસીક્યુટરને નિમ્યોજ ન હોય ત્યારે બીજો જે સખસ આસિસ્ટંટ ડિસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડન્ટથી ઉતરતા દરજ્જાનો પોલીસ અમલદાર ન હોય તે સખસને તે મુકદમાનાં કારણ સારૂ પબ્લીક પ્રાસિક્યુટર નીમવાને જીલ્લા માજીસ્ટ્રેટ અથવા જીલ્લા માજીસ્ટ્રેટના નિબંધ હેઠળ રહીને પેટા ટુકડી માજીસ્ટ્રેટ મુખત્યારછે.

પબ્લીકપ્રાસીક્યુટરપોતાનેસોંપેલા મુકદમામાંસઘળી કોરટમાંબોલવાને મુખત્યારછેબ્યાનગીરીતેકરેલાપ્લીડરોએતેનાતાબામાં રહેવું

૪૯૩. પબ્લિક પ્રાસીક્યુટરને સોંપેલા હરકોઇ મુકદમાની ચોકસીનું અથવા ઇનસાફનું અથવા અપીલનું કામ કોરટમાં ચાલુ હોય ત્યારે તેને તે કોરટમાં લખેલાં મુખત્યારનામાં વગર હાજર થઈને બોલવાનો અખત્યાર છે; અને સદરહુ પ્રકારના કોઇ પણ મુકદમાં કોઇ પણ સખસની ઉપર કોઈપણ કોરટમાં ફરિયાદ ચલાવવા માટે કોઇ પણ સખસ કોઇ પ્લીડરને નીમે, તો ફરિયાદનુ કામ પબ્લિક પ્રાસીક્યુટરે ચલાવવુ, અને જે પ્લીડરને એ પ્રમાણે નિમ્યો હોય તે પ્લીડરે તેના હુકમ પ્રમાણે તે મુકદમામાં ચાલવું*

ટીકા—આ કલમમાં પ્લીડરે પબ્લીક પ્રાસીક્યુટરના હુકમ પ્રમાણે ચાલવું એવો જે ઠરાવ છે તે ઉપરથી એમ સમજવું નહીં કે બારીસ્ટર એટરની અગર હાઇકોરટના વકીલને પણ પબ્લીકપ્રાસીક્યુટરના હુકમ પ્રમાણે ચાલવાનું નથી તેઓએ પણ પબ્લીકપ્રાસીક્યુટરના હુકમ પ્રમાણે મુકદમામાં ચાલવું જોઈએ; કેમકે કલમ ૪ પ્રમાણે પ્લીડર એ શબ્દમાં બારીસ્ટર, એટરની, અને હાઇકોરટના વકીલ એ શબ્દોનો સમાવેસ કરેલો છે.

* ફોજદારી મુકદમામાં પ્લીડર તોહોમતદારની તરફથી હાજર થાય એટલુંજ નહીં પણ ખાનગી પ્રાસીક્યુટર તરફથી પણ હાજર થઇ શકે છે. ચંદ્રચરણ ચાતરજી વિરૂધ્ધ ચંદ્રકુમાર વીકલી રાપોટ ૧૪ પ્ર. ૨૩

જ્યારે ફરિયાદનું સાચપણું અથવા જુઠપણું નક્કી કરવા માજીસ્ટ્રેટ પોતાની ધ્યાનમાં

આવે તે રીતે ચોકસી કરવા બંધાએલો હોય ત્યારે ફરિયાદીને વકીલથી હાજર થવા દેવો કે ના દેવો તે તેમની મરજી ઉપર છે મુંબાઇ હાઈકોરટ રીપોટ વા. ૮ પ્ર. ૨૦૨

ફરિયાદનું કામ ચલાવવાનું છોડી દેવામાંઆવેતેનું પરિણામ.

૪૯૪. ગવરનર જનરલ ઇનકૌન્સીલે અથવા સ્થાનિક સરકારે નિમેલો કોઈપણ પબ્લિક પ્રાસીક્યુટર જ્યુરીથી ઈનસાફ કરવાના મુકદમાઓમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતાં પેહેલાં અને બીજા મુકદમાઓમાં ફેંસલો આપતાં પેહેલાં કોરટની સંમતીથી કોઇપણ સખસની ઉપર ફરિયાદનું કામ ચલાવવાનું છોડી દેવાને મુખત્યાર છે, અને આ પ્રમાણે છોડી દેવું તે;

(અ) જો તોહોમતનામું તઇયાર કર્યા પેહેલાં એ પ્રમાણે છોડી દેવામાં આવે તો તે ઉપરથી તોહોમતવાળાને છોડી મુકવો;

(બ) જો તોહોમતનામું તઇયાર કર્યા પછી અથવા આ કાયદા પ્રગાણે તોહોમતનામાની જરૂર ન હોય ત્યારે જો એ પ્રમાણે છોડી દેવાગાં આવે તો તોહોમતવાળાને બિન તકસીરવાર ઠરાવવો.

ફરિયાદપક્ષનું કામચલાવવાની પરવાનગી.

૪૯૫ કોઇપણ માજીસ્ત્રેટ કોઇપણ મુકદમાની ચોકશી અથવા ઇનાસાફનુ કામ કરતો હોય ત્યારે પોલીસ ઈન્સ્પેકટરના દરજ્જા કરતાં ઉતરતા દરજ્જાના પોલીસ અમલદાર સિવાય બીજા કોઇપણ સખસને ફરીયાદ પક્ષનું કામ ચલાવવાની પરવાનગી આપવાને મુખત્યાર છે; પણ સદરહુ પરવાનગી વગર એ પ્રમાણે કરવાનો હક, આડવોકેટ જનરલ અથવા સ્ટાંડીંગ કાઉન્સીલ અથવા સરકારી સોલીસીટર અથવા પબ્લીક પ્રાસીક્યુટર સિવાય અથવા બીજા જે અમલદારને સ્થાનિક સરકારે આ બાબત સામાન્ય રીતે અથવા વિશેષે કરીને અધિકાર આપેલો હશે તે અમલદાર શિવાય બીજા કોઈપણ સખસને નથી.

ફરિયાદ પક્ષનું કામ ચલાવનાર કોઈપણ સખસ પોતાની જાતે અથવા કોઇ પ્લીડરની મારફતે એ પ્રમાણે કરવાને મુખત્યાર છે.

## બાબ ૩૯ મો.

### જામીન બાબત.

જામીન લઇ શકાય એવો ગુન્હો હોય તો જામીન લેવા બાબત.

૪૯૬, જામીન નહી લઇ શકાય એવા કોઇ ગુન્હાનું તોહમત જે સખસ ઉપર આવ્યું હોય તે સખસ સિવાય બીજા કોઇપણ સખસને જો અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે, અથવા કોઈ કોરટની આગળ તે સખસ હાજર થાય અથવા તેને આણવામાં આવે, અને તે સખસ સદરહુ અમલદારની કેદમાં હોય ત્યારે અથવા સદરહુ કોરટની આગળ કામ ચાલતુ હોય ત્યારે કોઈપણ વખતે તે સખસ જામીન આપવાને તઇયાર હોય ત્યારે તેને જામીન ઉપર છોડવો; પણ એવું ઠરયું છે કે, જો સદરહુ અમલદારને અથવા કોરટને દુરસ્ત લાગે તો, તે સદરહુ સખસની પાસે જામીન લેવાને બદલે તે સખસ હાજર થવા બાબત આ કાયદામાં આગળ દશાવેલી રીતે વગર જામીને એક ખત કરી આપે એટલે તેને છોડી દેવાને મુખત્યાર છે.

ટીકા—પકડેલા સખસોને જ્યારે પોલીસે પોતાના જે હુકમથી પકડયો હોય અને ગુન્હો જામીન લેવા લાયક છે ત્યારે આ કલમ મુજબ જામિન ઉપર પોલીસને છોડી મુકવા અ-

ધિકાર છે પણ જ્યારે પોલીસ ફક્ત માજીસ્ત્રેટનું વારંટ બજાવતાં હોય ત્યારે પકડેલા સખસને પોલીસે હકુમતવાળા માજીસ્ત્રેટ આગળ લઇ જવો જોઈએ. જુડીસીઅલ કમીશનર સેન્ટ્રલ પ્રોવીન્સીસ ૧૮૨૨ સને ૧૮૭૪ રૂ, ૯૪ પ્ર. ૨૬.

જામીન કલમ ૪૭૮ માં લખ્યા પ્રમાણે ભારે રકમના માગવા જોઇએ. તોહોમતવાળા-ની સ્થિતી તેમજ ગુન્હાનું સ્વરૂપ અને તોહમતવાળો નાશી જવાનો છે કે નહી એ વિશેનું સંભવપણું એટલી બાબતો જામીનની રકમ મુકરર કરતી વખતે ધ્યાનમાં રાખવી જોઈએ. ભારે રકમના જામીન જે તોહમતવાળો આપી શકે નહી એવા જામીન માગવા તે જામીન લેવાની ના પાડવાની બરાબર છે સારા ચાલના જામીન લેવાના કામમાં જો તોહમતવાળા-ના પુરાવને માટે કામ બંધ રહેતું હોય તો ઠરાવેલી મુદતે હાજર થાય તેવા જામીન લેઇ તોહમતવાળાને છોડવાનો માજીસ્ટ્રેટને અધિકાર છે. રાણી વિરૂધ્ધ ચોચોરાય અલ્હાબાદ હાઈકોરટ રી. વા. ૬ પ્ર. ૩૬૬

જામીનનહીલઇ શકાયએવોગુન્હો હોયતોજામીનક યારેલેવાનો અધિકાર છે.

૪૯૭. જામીન નહી લઇ શકાય એવા કોઈપણ ગુન્હાનું તોહમત જે સખસની ઉપર આવ્યું હોય તે સખસને જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ—થાણું હોય તે અમલદાર વગર વારંટે પકડે અથવા અ-ટકાવી રાખે, અથવા કોઈ કોરટની આગળ તે સખસ હાજર થાય અ-થવા તેને આણવામાં આવે, ત્યારે તેને જામીન ઉપર છોડવાનો અધિકાર છે, પણ જે ગુન્હાનું તોહમત તે સખસની ઉપર મુકયું હોય તે ગુન્હો તેણે કરયો છે એમ માનવાના વ્યાજબી સબબ જણાય તો તેને એ પ્રમાણે છોડવો નહી

... ૭ જો તપાસ અથવા ચોકસી અથવા ઈનસાફ, જેમ હોય તેમ ચાલતો હોય ત્યારે કોઇ પણ વખતે સદરહુ અમલદારને અથવા કોરટને એમ જણાય કે તોહમતવાળાએ સદરહુ ગુન્હો કર્યો હોય એમ માનવાના વ્યાજબી સબબ નથી, પણ તેની તકશીર બાબત વધારે ચોકશી કરવાના પુરતા સબબ છે, તો સદરહુ ચોકશી થતાં સુધી તોહમતવાળાને જામીન ઉપર છોડવો, અથવા સદરહુ અમલદારની અથવા કોરટની નજરમાં આવે તો, આ કાય-દામાં આગળ ઠરાવ્યા પ્રમાણે તોહમતવાળો હાજર થવા માટે વગર જામીને ખત લખી આપે તો તો તેને છોડવો.

આ કલમ પ્રમાણે જે સખસને છોડવામાં આવ્યો હોય તે સખસને, આ કાયદા પ્ર-માણે ચાલતા કામમાં પછી કોઈપણ વખતે, પકડાવવાને અને તેને કેદમાં મોકલવાને હ-રકોઇ કોરટ મુખત્યાર છે.

ટીકા—વીનાયક દીવાકર વિરૂધ બાઈ ઇછાના કામમાં માજીસ્ટ્રેટને એક સખસના ક-બજામાં ચોરેલી મિલકત છે એમ શક આવેલો તેથી તેને હાથમાં રાખવાને તેની બાઇરીના જામીન લીધા. હાઇકોરટે ઠરાવ કરયો કે બાઈરી ઉપર કાંઇ શક નહોતો તેથી માજીસ્ટ્રેટને સને ૧૮૫૦ ના આકટ ૧૮ થી આશરો મળતો નથી. મુંબાઇ હાઇકોરટ રીપોટ વા. ૩ પ્ર. ૩૬ (અપીલ બાજુ)

તોહમતવાળાના કામની ચોકશી પુરી થયે ગુન્હો સાબેત થતો નથી એમ કરી છોડી મુકવાનો હુકમ કર્યા બાદ તોહમતવાળા પાસેથી જામીન માગવાને માજીસ્ટ્રેટને કાંઇ સતા નથી. રામલાલ તેવારી વિરૂધ સોહ્રારામ વી. રી. ૧૦ પ્ર. ૩૪

જામીન લેવાનું

૪૯૮. આ બાબ પ્રમાણે કરી આપવાનાં દરેક ખતની રકમ, મુકદ્દ-

અથવા જામીનની

માની હકીકત તરફ યોગ્ય લક્ષ આપીને, મુકરર કરવી અને તે અતીશય

રકમ ઓછીકરવાનું ફરમાવવાનોઅધિકાર. ભારે હોવી નહી જોઇએ; અને કોઈપણ મુકદમામાં કોઇપણ સખસના જામીન લેવાનું અથવા કોઇપોલીસ અમલદારે અથવા ગાજીસ્ત્રેટે માગેલા જામીનની રકમ ઓછી કરવાનું ફરમાવવાને હાઈકોરટ અથવા સેશન કોરટ મુખત્યાર છે, પછી તે મુકદમામાં ગુન્હો સાબિત થયાના ઠરાવ ઉપરથી અપીલ થાય કે નહી તોપણ.

ટીકા—સન ૧૮૭૨ના આકટ ૧૦ માં આ કલમને બદલે કલમ ૩૯૦ તથા કલમ ૫૦૮ હતી. આ કલમમાં " તોહોમતવાળા સખસને" બદલે "કોઇપણ સખસને" એ શબ્દો નવા દાખલ કરવામાં આવ્યા છે તેથી સેશન જડજ અગર હાઈકોરટ ગમે તે વખતે જામીન લેવાનો હુકમ કરી શકે છે. જામીન ન લેઇ શકાય તેવા કામમાં ગુન્હો સાબેત થયાનો ઠરાવ કર્યા બાદ અપીલમાં જામીન લેવાનો હુકમ જુના કાયદા પ્રમાણે થઇ શકતા નહોતો તે હવે આ કલમ પ્રમાણે જામીન લેવાનો હુકમ થઇ શકે છે.

તોહમતવાળા સખસમાં ગુન્હેગારે સાબિત થએલા સખસનો સમાવેશ થતો નથી. જે સખસના ઉપર એક માસની કેદની શિક્ષાનો હુકમ થયો હોય કે જે ઉપર કલમ ૪૧૧ મુજબ અપીલ નથી તે સખસ કલમ ૪૩૬ મુજબ તોહમતવાળો સખસ નથી કે જ્યારે તેનું કામ મોકલવામાં આવે ત્યારે તેને જામીન લઇ છોડી સકાય. બાડજી મંગી વિરૂદ્ધ મોહેદ્રો નારણ વીકલી રીપોટ ૧૦ પ. ૧૬.

તોહોમત વાળાનું તથા જામીનોનું ખત. ૪૯૯. કોઇપણ સખસને જામીન ઉપર અથવા તેના પોતાના ખત ઉપર છોડતાં પેહેલાં જેટલી રકમ પોલીસ અમલદારને અથવા કોરટને, જેમ હોય તેમ, બસ લાગે તેટલી રકમનું ખત સદરહુ સખસે કરી આપવું, અને તેને જામીન ઉપર છોડવામાં આવે ત્યારે એક અથવા વધારે પુરતા જામીનોએ સદરહુ ખત કરી આપવું એવી સરતે કે ફલાણે વખતે તથા જગાએ સદરહુ સખસ હાજર થશે, અને પ્રસંગ પ્રમાણે, તે પોલીસ અમલદાર અથવા કોરટ જુદી રીતે ફરમાવે ત્યાં સુધી તે તે પ્રમાણે હાજર થયા કરશે.

જરૂર હોય તો વળી જામીન ઉપર છોડેલા સખસને હાઇકોરટમાં અથવા સેશન કોરટમાં અથવા બીજી કોરટમાં તોહમતનો જવાબ દેવાને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે હાજર થવાને તેને તે ખતથી બાંધી લેવો.

પેહેરામાંથી છોડી દેવા બાબત. ૫૦૦ તે ખત કરી આપવામાં આવે એટલે તુરત જે સખસે હાજર થવા બાબત તે ખત કરી આપવામાં આવ્યું હોય તે સખસને છોડવો; અને તે તુરંગમાં હોય ત્યારે જે અમલદારના હવાલામાં તે તુરંગ હોય તે અમલદારની ઉપર તોહમતવાળાના જામીન લેનારી કોરટે છોડી દેવાનો હુકમ મોકલવો, અને હુકમ પોહોંચેથી સદરહુ અમલદારે તેને છોડવો.

આ કલમ માંહેના અથવા ૪૯૬ મી અથવા ૪૯૭ મી કલમ માંહેના કોઈપણ મજકુરથી એમ સમજવું નહી કે જે બાબતના સબંધમાં તે ખત કરી આપ્યું હોય તે સિવાય બીજી કોઈ બાબત સારૂ અટકાવી રાખવા લાયક કોઈ સખસને છોડવાની જરૂર છે.

પ્રથમ લીધેલા જામીન કાચા હોય ત્યારે પાકા જામીન ૫૦૧. જો ભુલથી અથવા દગાને લીધે અથવા બીજી રીતે કાચા જામીન કબુલ કરવામાં આવ્યા હોય, અથવા પાછવાડેથી તેઓ કાચા થાય, તો કોરટ પકડવાનું વારંટ કાહાડીને જામીન ઉપર છોડેલા સખસને પો-

આપવાનોહુકમક રવાનો અધીકાર. તાની આગળ આંણુવાનું ફરમાવવાને મુખત્યાર છે. અને પાકા જામીન ખોળી આપવાનો તેને હુકમ કરવાને, અને એ પ્રમાણે કરવામાં તે કસુર કરે તો તેને તુરંગમાં મોકલવાને કોરટ મુખત્યાર છે.

જામીનોને છુટા કરવા બાબત. ૫૦૨. જામીન ઉપર છોડેલો કોઈ સખસે હાજર રહેવા બાબત તથા હાજર થવા બાબત જેઓ જામીન થયા હોય તે સઘળા અથવા હરકોઇ જામીન સદરહુ ખત તદન અથવા જેટલું પોતાની સાથે સબંધ રાખતું હોય તેટલું રદ કરવાની અરજી કોઈપણ વખતે કોઇ માજીસ્ત્રેટને કરવાને મુખત્યાર છે.

સદરહુ અરજી કર્યા ઉપરથી તે માજીસ્ત્રેટે પોતાનું પકડવાનું વારંટ કાહાડીને એપ્રમાણે છોડેલા સખસને પોતાની આગળ આંણવાનું ફરમાવવું જોઇએ.

સદરહુ સખસ તે વારંટની રૂઇએ હાજર થાય અથવા તે પોતાની મેળે આવીને તાબે થાય એટલે તે માજીસ્ત્રેટે તે ખત તદન અથવા જેટલું અરજદારની સાથે સબંધ રાખતું હોય તેટલું રદ કરવાનું ફરમાવવું, અને સદરહુ સખસને બીજા પાકા જામીન ખોળી આપવાનું કહેવું, અને જો તે એ પ્રમાણે ન કરે, તો તેને પેહેરામાં મોકલવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

## બાબ ૪૦ મો.

### સાહેદોની જબાની લેવા સારૂ કમીશનો બાબત.

સાહેદને હાજર થવાનું ક્યારે માફ કરવાનો અધિકારછે. ૫૦૩. આ કાયદા પ્રમાણે કોઇ ચોકસીનું અથવા ઈનસાફનું અથવા બીજુ કામ ચાલતું હોય તે દરગિયાનમાં કોઈ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટને, જીલ્લા માજીસ્ત્રેટને, સેશન કોરટને અથવા હાઈકોરટને એમ જણાય કે ઇનસાફનો હેતું પારપાડવા માટે કોઇ સાહેદની જબાની લેવાની જરૂર છે, અને ઘણીવાર લાગ્યા વગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી અડચણ પડયા વગર સદરહુ સાહેદને હાજર કરી શકાતો નથી, અને તેટલી બધીવાર લગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી વ્યાજબી નથી, ત્યારે સદરહુ માજીસ્ત્રેટ અથવા કોરટ તે સાહેદ હાજર ન થાય તો ચાલે એવું ઠરાવવાને મુખત્યાર છે, અને જે જિલ્હા માજીસ્ત્રેટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાંહે સદરહુ સાહેદ રેહેતો હોય તે જીલ્હા માજીસ્ત્રેટની અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટની ઉપર સદરહુ સાહેદનો પુરાવો લેવા સારૂ કમિશન મોકલવાને મુખત્યાર છે.

કમીશનમોકલવું તથાતે મુજબકામ ચલાવવાની રીત.

જયારે સાહેદ મલિકા માઆઝમાની સાથે સંપ રાખનારા કોઇપણ રાજાના અથવા સંસ્થાનના મુલકોમાં રેહેતો હોય અને તેમાં હિંદુસ્તાનની બ્રિટીશસરકાર તરફનો અમલદાર હોય ત્યારે કમિશન તે અમલદાર ઉપર મોકલવાનો અધિકાર છે.

જે માજીસ્ત્રેટના અથવા અમલદારની ઉપર તે કમીશન મોકલવામાં આવે તે માજીસ્ત્રેટે, અથવા અમલદારે અથવા જો તે જીલ્હા માજીસ્ત્રેટ હોય તો તેને અથવા પેહેલા વરગના જે માજીસ્ત્રેટને તે આ બાબત નિમે તે માજીસ્ત્રેટે જે જગાએ તે સાહેદ હોય ત્યાં જવું, અથવા તે સાહેદને પોતાની આગળ સમન કરવો, અને આ કાયદા પ્રમાણે વારંટના મુકદમાઓનો ઇનસાફ કરવા સારૂ જબાની લખી લેવાની જે રીત ઠરાવી છે તે રીતે જબાની

લખી લેવી, અને સદરહુ પ્રકારના મુકદમાઓનો ઇનસાફ કરવા સારૂ જે અધિકાર આપેલા છે તે અધિકાર આ કારણુ સારૂ ચલાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

ટીકા—આ કલમનો બીજો ભાગ નવો છે, આ કલમથી ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટને કમીશન કરવાનો જે અધિકાર આપવામાં આવ્યો છે તે નવો છે.

પરદેનસીન ઓરતને એકાદ ફોજદારી કામમાં સાક્ષી વાસ્તે બોલાવી છતાં તેને પોતાને કોરટમાં હાજર રહેવાની માફી મળવી જોઇએ અને કમીશન મોકલીને તેની સાક્ષી લેવી જોઈએ એમ કહેવાનો તેનો હક છે. હરોસુંદરી ચઉધરેનની અરજીની બાબતમાં ઈંડીયન લા. રી. ક. વા. ૪ પ્ર. ૨૪

સાક્ષીની સાહેદી કમીશનથી લીધી તે હાઇકોરટના ફો. પ્રો. પ્રમાણે હાઇકોરટે કરેલા હુકમથી લીધી છે એમ બતાવ્યા સિવાય કિંવા પુરાવાના આકિટની કલમ ૩૩ પ્રમાણે પુરાવામાં લેવા સરખા હોવા સિવાય હાઇકોરટની રૂબરૂ ચાલેલા ફોજદારી કામમાં હાઇકોરટ પુરાવામાં લેનાર નથી સરકાર વિ. દેવીપ્રસાદ ઈં. લા. રી. ક. વા. ૬ પ્ર. ૩૫૨

સાહેદ ઇલાકાના મુખ્ય શેહેર માંહે હોય ત્યારે કમિશન બાબત.

૫૦૪. જો તે સાહેદ કોઈપણ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદ માંહે હોય, તો કમિશન કાહાડનારો માજીસ્ત્રેટ અથવા કોરટ તે કમિશન સદરહુ સાહેદ જાણે પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની આગળ કોઇ ચાલુ મુકદમામાં સાહેદ હોય એ પ્રમાણે તેને હાજર થવાની જરૂર પાડવાને અને તેની જબાની લેવાને તે મુખત્યાર છે.

આ કલમ માંહેના કોઈપણ મજકુરથી એમ સમજવું નહીં કે વિકટોરીઆની કારકીર્દીના ૩૯ મા તથા ૪૦ મા સ્ટાટયુટના ૪૯ મા બાબની ૩ જી કલમ પ્રમાણે કમિશનો કાહાડવાનો હાઇકોરટને જે અધિકાર છે તેનો બાધ થશે.

પક્ષકારો સાહેદની જબાની લેવાને મુખત્યાર છે.

૫૦૫. આ કાયદા પ્રમાણે ચલાવેલા કોઇપણ કામમાં કમિશન કાહાડયું હોય તે કામના પક્ષકારો, જે સવાલો તે કમિશન મોકલનારો માજીસ્ત્રેટ અથવા કોરટ તકરારી બાબતને લમતા ધારે તેવા પોતપોતાના સવાલો લખીને મોકલવાને મુખત્યાર છે, અને જે માજીસ્ત્રેટની અથવા અમલદારની ઉપર તે કમિશન મોકલવામાં આવે તે માજીસ્ત્રેટે અથવા અમલદારે સદરહુ સવાલો ઉપરથી તે સાહેદની જબાની લેવી જોઈએ.

સદરહુ પ્રકારનો હરકોઇ પક્ષકાર તે માજીસ્ત્રેટની અથવા અમલદારની આગળ પ્લીડરની મારફતે અથવા જો તે પેહેરામાં ન હોય તો જાતે હાજર થવાને મુખત્યાર છે, અને સદરહુ સાહેદની તપાસણી, ઉલટ તપાસણી, તથા ફરી તપાસણી (જેમ હોય તેમ) કરવાને મુખત્યાર છે.

કમિશન મોકલવાની અરજી કરવાનો જીલ્લામાંના તાબાના માજીસ્ત્રેટનો અધિકાર.

૫૦૬. જ્યારે જ્યારે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ સિવાય બીજા કોઈપણ માજીસ્ત્રેટની આગળ આ કાયદા પ્રમાણે કાંઈ ચોકસી અથવા ઇનસાફ અથવા બીજું કામ ચાલે તે દરમિયાનમાં એમ જણાય કે ઇનસાફનો હેતુ પાર પાડવા માટે કોઇ સાહેદનો પુરાવો જરૂરનો છે તે સાહેદની જબાની માટે એક કમિશન મોકલવું જોઇએ, અને ઘણીવાર લાગ્યા વગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી

અડચણ પડ્યા વગર સદરહુ સાહેદને હાજર કરી શકાતો નથી અને તેટલી બધી વાર લ-ગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી વ્યાજબી નથી, ત્યારે ત્યારે સદરહુ માજીસ્ત્રેટે જીલ્લા માજીસ્ત્રેટને અરજી કરવી અને તેમાં તે અરજી કરવાનાં કારણ જણાવવાં; અને જીલ્લા માજીસ્ત્રેટ આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે કમિશન મોકલવાને અથવા તે અરજી નાકબુલ કરવાને મુખત્યાર છે.

કમિશન પાછું મોકલવા બાબત. ૫૦૭. ૫૦૩ જી અથવા ૫૦૬ ઠી કલમ પ્રમાણે મોકલેલું કોઇપણ કમિશન યોગ્ય રીતે બજાવી રહ્યા પછી, જે કોરટમાંથી તે મોકલ્યું હોય તે કોરટની ઉપર કમિશન અને તે ઉપરથી તપાસેલા સાહેદની જબાની. એ પાછાં મોકલવાં, અને તે કમિશન તથા તેનું રિટર્ન (પરીણામની હકીકત) તથા સદરહુ જબાની સઘળે યોગ્ય વખતે જોવાની તે પક્ષકારોને છુટ છે એમ સમજવું, અને સઘળા વ્યાજબી અપવાદોને અનુસરીને તે કમિશન તથા તેનું રિટર્ન તથા તે જબાની એમાંના ગમે તે પક્ષકારને તે મુકદમામાં પુરાવામાં વાંચવાનો અધિકાર છે, અને તે દફતરનો ભાગ થશે.

ચોકસીઅથવાઇનસાફ મુલતવીરાખવા બાબત. ૫૦૮. જે જે મુકદમામાં ૫૦૩ જી અથવા ૫૦૬ ઠી કલમ પ્રમાણે કમિશન મોકલવામાં આવે તે તે મુકદમામાં તે કમિશન બજાવવા તથા રિટર્ન મોકલવા માટે જેટલો વખત વ્યાજબી રીતે જોઇએ તેટલા અમુક વખત સુધી ચોકસી અથવા ઈનસાફ અથવા બીજું કામ મુલતવી રાખવાનો અધિકાર છે.

## બાબ ૪૧ મો.

### પુરાવા બાબત વિશેષ નિયમો.

વૈદક સાહેદનીજબાની ૫૦૯. કોઇ સિવિલ સરજન અથવા બીજા વૈદક સાહેદની જે જબાની કોઇ માજીસ્ત્રેટે લીધી હોય અને જે ઉપર તે માજીસ્ત્રેટે તોહમત વાળાની સમક્ષ સહી કરી હોય તે જબાની આ કાયદા પ્રમાણે કોઈપણ ચોકસી, ઇનસાફ અથવા બીજા કામમાં પુરાવામાં આપવાનો અધિકાર છે, પછી તે જબાની આપનારને સાહેદ દાખલ બોલાવ્યો ન હોય તોપણ હરકત નથી.

વૈદકસાહેદનેસમન કરવાનો અધિકાર. જો કોરટને દુરસ્ત લાગે તો તે સદરહુ જબાની આપનારને સમન્સ કરીને તેની જબાનીના વિષય બાબત તેને તપાસવાને મુખત્યાર છે.

ટીકા—કોઇ તાબાના વૈદકીય અમલદારે કરેલો રીપોટ સિવિલ સરજન તે સાથે મળતો હોય તોપણ તે પુરાવો નથી—ચીંતામણીનાથના કામમાં વી. રી ૧૧ પ્ર. ૨

એક જુઠી સાક્ષી આપવાના તોહમતવાળા કેદીનો ઈનસાફ કરવામાં સેશન જડજે અમુક સાક્ષીઓના પુરાવાથી સાબીત થયેલી કેફીયત અનાદર કરી કારણ કે વઇદકીય સાક્ષીએ પોતાનો એવો અભિપ્રાય આપ્યો કે સાક્ષીઓનું કહેવું ખરૂ હોય નહીં. આ કામમાં એમ ઠરાવ થયો કે વઇદકીય સાક્ષીઓ અગર કોઇ જાતની બાબતમાં કેળવાએલા સાક્ષીઓ જે કાંઇ નિશ્ચય રીતે સાબિત થયેલી કેફીયત વિરૂદ્ધ અભિપ્રાય આપે તે ઉપરજ ફ-કત વિશ્વાસ રાખવો એ કાંઈ મુકદમો ચલાવવાનો યોગ્ય રસ્તો નથી. આવા મુકદમામાં ખરેખરો રસ્તો એ છે કે કોઈ સખસનો કેફીયતની સાબિતી સિવાય આવા ગુન્હાનો ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. હવે આ કેફીયત જો ખરી દાખલ કબુલ થાય તો તે ઉપરથી

તોહમતવાળા સખસે સોગન ઉપર આપેલી જુબાની ખરી માનવા લાયક નથી એટલુંજ નહીં પણ એ વાત ખરા હોય એમ બનવું અશક્ય છે. રાણી વિરૂધ્ધ અહમદઅલી અને બીજા વી. રી. ૧૧ રૂ. ૨૫.

સોગન ઉપર લાવેલા પુરાવ વગર સીવીલ સરજનનો અભિપ્રાય કાંઇ કામનો નથી. સમીરૂદીન ઇંડિયન લા રીપોટ કલકત્તા વા. ૮ પ્ર. ૧૧૨.

કેમિકલએકઝામિનોના રિપોર્ટ. ૫૧૦. આ કાયદા પ્રમાણે કોઇપણ કામ ચાલતું હોય તે દરમિયાનમાં, કાંઈ પદાર્થ અથવા વસ્તુની પરિક્ષા અથવા પૃથક્કરણ કરીને તે બાબત રીપોટ કરવાનું કામ સરકારના કેમિકલ એકઝામિનરને અથવા આસિસ્ટંટ કેમિકલ એકઝામિનરને બરાબર રીતે મોકલ્યું હોય તે બાબત તેના સહીવાળા રીપોટ તરીકે જે દસ્તાવેજ હોય તે દસ્તાવેજ આ કાયદા પ્રમાણે કોઇપણ ચોકસી અથવા ઇનસાફ બીજા કામમાં પુરાવા દાખલ વાપરવાનો અધિકાર છે.

અગાઉ તકસિરવાર અથવા બિનતકસીરવારઠર્યાની સાબિતી કેવી રીતે કરાય. ૫૧૧. આ કાયદા પ્રમાણે કોઇપણ ચોકસી ઈનસાફ અથવા બીજુ કામ ચાલે તેમાં. અગાઉ ગુન્હો સાબિત થયાનો અથવા ન સાબિત થયાનો ઠરાવ કોઇપણ ચાલુ કાયદામાં ઠરાવેલી બીજી કોઇપણ રીત સિવાય વળી હેઠળ લખેલી રીતે સાબિત કરવાનો અધિકાર છે, એટલે—

(અ) જે કોરટમાં સદરહુ ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ થયો હોય તે કોરટનાં દફતર જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે જે ઇન્તેખાબ બાબત પોતાની સહી કરીને દાખલો આપ્યો હોય કે એ ઇન્તેખાબ શિક્ષાના હુકમની અથવા બીજા હુકમની નકલ છે તે ઇન્તેખાબથી; અથવા

(બ) ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તો. જે તુરંગમાં શિક્ષા અથવા તેનો કોઇપણ ભાગ અમલમાં આણ્યો હતો તે તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારની સહીવાળા દાખલાથી અથવા કેદ કરવાના જે વારંટ પ્રમાણે શિક્ષા ભોગવવામાં આવી હતી તે વારંટ રજુ કર્યાથી;

અને આમાંના દરેક પ્રસંગે જે સખસની ઉપર સદરહુ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસ આજ તોહમતવાળો સખસ છે એવો પુરાવો આપ્યાથી.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આક્ટ ૧૯ ની કલમ ૩૩૬ અને ૫૧૫ ની છેલી રકમોને મળતી છે તથા છેલો ભાગ તદન નવોજ છે. કેટલાક કેસોમાં એમ ઠર્યુંછે કે ગુન્હો સાબિત થતાં સુધી ગુન્હેગોર ઉપર આગળ ગુન્હો ઠર્યો હતો એ બાબત બતાવવા માટે કામ ચાલતાની દરમિયાન દફતર રજુ કરવાં નહીં, વાકલા રીપોટ ૫ પ્ર. ૬૭ તેમજ રાણી વિરૂદ્ધ શોબુમંડળ વી. રી. ૩ પ્ર. ૩૮

ચોરીનો માલ બદધાનતથી કબજામાં રાખ્યા બદલ તોહમત રાખી આરોપિતનો ઈનસાફ જડજે જ્યુરીની મદદે કર્યો. કામની હકીકત જ્યુરીને કેહેતાં તેણે તેમને એમ કહ્યું કે આરોપિતની વર્તણુંક કેવા છે એવા સબંધે અનુમાન કરવા માટે સદરહુ આરોપિતપર અગાઉ ચોરીનો ગુન્હો સાબિત થયો છે એ વાત વિચારમાં લેવાને હરકત નથી. તે કામમાં ઠરાવ થયો કે એ પ્રમાણે જ્યુરીને કેહેવામાં જડજે ચુક કરી છે કારણ કે " આરોપિતપર આગળ કોઈપણ ગુન્હાની સાબિતી થઇ હતી એ વાત લાગુ છે" એવો પુરાવાના ૧૮૭૨

ના આક્ટ ૧ લાની કલમ ૫૪ માં ઠરાવ છે તોપણુ તેજ કલમમાં તેની "વર્તણુંક સારી ન થી એ વાત લાગુ નથી" એમ લખેલું છે અને તેથી તે મુદ્દલનો પુરાવો લાગુ નથી માટે લેવા લાયક નથી. આરોપિતે અગાઉ જે અપ્રાધ કર્યો હતો તેજ અપ્રાધ હાલ ફરી તેણે ક- ર્યો હોય તો તેને શિક્ષા કેટલી આપવી તેનો નિર્ણય કરવા માટે માત્ર તે અગાઉના ગુન્હાની સાબિતી બદલનો પુરાવો લેવામાં આવે છે. સરકાર વિરૂદ્ધ રોશન દુસાધ અને બીજા ઈંડિ- યન લા રીપોટ (કલકત્તા) વા. ૫ પ્ર. ૭૬૪.

તોહમતવાળાની ગેરહાજરીમાં પુ- રાવો દફતરમાં લ ખી લેવા બાબત.

૫૧૨. જો એવું સાબિત થાય કે કોઇ તોહમતવાળો સખસ નાશી ગયો છે, અને તેને તાબડતોબ પકડવાની કાંઇ આશા નથી, તો જે ગુ- ન્હાની ફરીયાદ થઈ હોય તે ગુન્હા માટે સદરહુ સખસનો ઈનસાફ કર- વાને અથવા ઇનસાફ કરવા માટે કમિટ કરવાને જે કોરટ લાયક હોય તે કોરટ તે સખસની ગેરહાજરીમાં ફરિયાદી તરફથી સાહેદો રજુ કર્યા હો ય તો તેઓની જુબાની લેવાને અને તે જુબાનીઓ લખી લેવા મુખત્યાર છે. સદરહુ સ- ખસને પકડવામાં આવે એટલે જો તે જુબાની આપનાર મરણ પામ્યો હોય અથવા સાહે- દી આપવાને અશક્ત હોય અથવા ઘણીવાર લાગ્યા વગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી અડચણ પાડયા વગર તેને હાજર કરી શકાતો નહીં હોય અને તેટલી બધીવા ર લગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી બ્યાજબી થતી નહીં હોય તો. જે ગુન્હાનું તોહમત મુકયું હોય તે ગુન્હા બાબત તોહમત- વાળાની ચોકસી અથવા ઇનસાફ થાય તે વખતે સદરહુ જુબાની તેની વિરૂદ્ધ પુરાવામાં આ પવાનો અધિકાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૩૨૬ ને મળતી છે અને તેનો અમલ કરવાનો હોય ત્યારે આગળ જુબાની લેવામાં આવેલી તે વખતે તે તોહમત- વાળો નાસતો ફરતો હતો અને તેની પાછળ ઘણી શોધ કર્યા છતાં અને તેની પાછળ દો- ડયા છતાં તોહમતવાળો પકડી શકાતો નહોતો એમ સ્પષ્ટ સાબિત કરવું જોઇએ. રાણી વિરૂદ્ધ નટવાર ધારી વિકલી રીપોટ ૨૧ રૂ. ૧૨

## બાબ ૪૨ મો.

### ખત સબંધી ઠરાવો.

મુચરકાને બદલે નાણાંની રકમઅ- નામત મુકવાબા- બત.

૫૧૩. જ્યારે કોઇપણ કોરટ અથવા અમલદાર જામીન સાથે અથવા વગર જામીને ખત કરી આપવાનું કોઇ સખસને ફરમાવે, ત્યારે સારી રીતે ચાલવા બાબત ખત કરી આપવાનું હોય તે બાબત સિવાય ક- રીને તે ખત કરી આપવાને બદલે નાણાંની અથવા સરકારી પ્રામિસરી (બ્યાજની) નોટની જેટલી રકમ સદરહુ કોરટ અથવા અમલદાર ઠરાવે તેટલી રકમ અનામત મુકવાની પરવાનગી તે સખસને આપવાને સદરહુ કોરટ અથવા અમલદાર મુખત્યાર છે.

ખતનીસરત તો ડેથી કેમ કરવું.

૫૧૪. જ્યારે જ્યારે હેઠળ લખ્યા પ્રમાણે સાબેત થાય અને જે કો- રટે આ કાયદા પ્રમાણે કાંઇ ખત લીધું હોય તેની, અથવા કોઇ પ્રેસી- ડેન્સી માજીસ્ત્રેટની અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટની કોરટની ખાત્રીથાય, અથવા ખત કોઈ કોરટની આગળ હાજર થવા બાબતનું હોય ત્યારે, તે કોરટની ખાત્રી થાય,

કે સદરહુ ખત દંડગાં લેવા જોગ થયું છે, ત્યારે સદરહુ કોરટે તે સાબિતીના સબબ દફતરમાં દાખલ કરવા, અને તે ખતમાં કહેલો દંડ આપવાનું અથવા તે શા સારૂ નહી આપવો જોઈએ તેનું કારણ બતાવવાનું સદરહુ ખતથી બાંધી લીધેલા કોઇપણ સખસ તે ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે,

જો પુરતુ કારણુ બતાવવામાં ન આવે, અને સદરહુ દંડ આપવામાં ન આવે, તો સદરહુ સખસની જંગમ મિલકત જપ્ત કરવા તથા વેચવા સારૂ વારંટ કાહાડીને તે દંડ વસુલ કરવાને તે મુખત્યાર છે.

સદરહુ વારંટ જે કોરટે કાહાડયું હોય તે કોરટની હુકુમતની સ્થાનિક હદગાંહે તે વારંટ બજાવવાનો અધિકાર છે; અને સદરહુ હદની બાહાર તે સખસની કાંઇપણુ જંગમ મિલકત હોય તો જે જીલ્લા માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાંહે સદરહુ મિલકત જડે તે જીલ્લા માજીસ્ત્રેટ તે વારંટની ઉપર શેરો કરે એટલે તે મિલકત જપ્ત કરીને વેચવાનો અધિકાર તે વારંટથી મળશે,

જો સદરહુ દંડ આપવામાં નહી આવે, અને સદરહુ જપ્તી તથા વેચાણુથી તે વસુલ કરી શકાય નહી, તો સદરહુ પ્રમાણે જે સખસને બાંધી લીધો હોય તે સખસ તે વારંટ કહાડનારી કોરટના હુકમથી દિવાની તુરંગમાં ૭ મહિના સુધીની મુદતની કેદને લાયક થશે.

કોરટની નજરમાં આવે તો તે લખી આપેલા દંડનો કોઇ પણુ ભાગ માફ કરવાને અને તે ફકત થોડોક ભાગજ વસુલ કરવાને મુખત્યાર છે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૩૫૬–૩૫૭ ૩૫૮ ના પારેગ્રાફ ૧-૨ને ૫૦૨ ના ૧-૨-૩-૪-૫-૭ ને ૫૦૩ તથા ૫૧૪ ને મળતી છે.

જો કે તોહોમતવાળા સખસના જામીન પાસેથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૪ મુજબ દંડ વસુલ કર્યો હોય તોપણુ તે કલમ મુજબ તે તોહોમતવાળા સખસ ઉપર સારવજનિક નોકરનો હુકમ તોડવાને સારૂ કામ ચલાવવાને કાંઈ અટકાવ નથી. તાજમુડી લાહોરી. વીકલી રીપોટ ૧૦ પ્ર. ૪

જે મુચરકાઓ બજાવવાને હુકમ કરવામાં આવે તે મુચરકાની રકમમાં કાંઇપણુ ઓછું કરવાને હાઇકોરટને સત્તા નથી. જો એ રકમ ઘણીજ ભારે હોય તો તે બાબત સરકારમાં લખવું જોઇએ. સરકાર વિરૂદ્ધ તુરૂ લહક ઇંડિયન લા. રીપોટ કલકત્તા વા. ૩ પ્ર.૭૭૫

સુલેહનો ભંગ ન કરે તે સારૂ જે સાધારણુ રીતે મોઘમ મચરકા લીધા હોય ત્યારે જો કે જેની ફરીયાદ ઉપરથી મુચરકા લેવામાં આવ્યા હોય તે સખસના ઉપર કાંઇ હુમલો કરવામાં ન આવ્યો હોય તોપણુ કોઇપણુ પ્રકારે તોહોમતવાળાએ સુલેહનો ભંગ કર્યો તે પ્રસંગે મુચરકો બજાવી શકાય છે જહાબક્ષ વીકલી રીપોટ ૧૫ પ્ર. ૧૪

એક માણુસ ડીસ્ત્રીકટમાં માજીસ્ત્રેટને સુલેહનો ભંગ એક અમુક માણુસના સંબંધમાં નહી કરવા સબંધી મુચરકો લખી આપે છે. આ ડીસ્ત્રીકટની બાહાર બીજા ડીસ્ત્રીકટમાં તેજ માણુસની ઉપર હુમલો મુચરકો લખી આપનાર જ્યારે કરે છે ત્યારે તેના ઉપર પેલા ડીસ્ત્રીકટવાળા જે માજીસ્ત્રેટને મુચરકો લખી આપવામાં આવ્યો તેમાંજ માજીસ્ત્રેટ આ કલમ પ્રમાણે કામ ચલાવી શકે છે. રાણી વિરૂદ્ધ સ્યામસુંદર ચોધરી. બંગાળા લા. રીપોટ વા. ૨૦ પ્ર. ૧૧

મુચરકાનો અમલ કરતાં પેહેલાં મુચરકો શા માટે ન બજાવવો તેનું કારણ બતાવવાનો સંપુરણ લાગ તોહોમતવાળાને આપવો જોઇએ. દાસુ માનજી ૧૧ વુ. રી. ૩૯ જા-

ગીનમે પણ કારણ બતાવાનો લાગ સંપુરણ આપવો જોઇએ કુડી કોઈબસ્તની ૧૫ વુ રી. ૮૨ સાલી વિરૂદ્ધ દુરગાદાસ ભટાચારજી. બંગાળા લા. રીપોટ વા. ૭ પ્ર. ૩૭.

અમુક દિવસે હાજર રહેવાનો એક સખસનો મુચરકો લેવામાં આવ્યો હતો તે દીવસે તે હાજર થયો. બીજે દિવસે જે કામ કાહાડવામાં આવ્યું અને તેને પોકારવામાં આવ્યો તે દિવસે તે હાજર નહોતો તેથી તે મુચરકો બજાવવાનો જે હુકમ કરવામાં આવ્યો તે ગેરકાયદે છે. મદ્રાસ હાઇકોરટ રીપોટ એપે પ્ર. ૪૪૯.

૫૧૪મી કલમપ્ર ણેકરેલાહુકમોઉપ રઅપીલોબાબતત થાતેહુકમો તપાસ બાબત

૫૧૫. પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ સિવાય બીજા કોઇ પણ માજીસ્ત્રેટે ૫૧૪ મી કલમ પ્રમાણે કરેલા સઘળા હુકમો ઉપર જીલ્લા માજીસ્ત્રેટને અપીલ કરી શકાશે અથવા જો એ પ્રમાણે અપીલ કરવામાં નહીં આવે તો તે હુકમો દુરસ્ત કરવાનો જીલ્લા માજીસ્ત્રેટને અધિકારછે.

કેટલાએકમુચર કાઉપરથીલેહેણીથ યેલી રકમ વસુલક રવાનુંફરમાવવાનો અધિકાર.

૫૧૬. હાઇકોરટ અથવા સેશન કોરટમાં હાજર થવા તથા હાજર રહેવા બાબતનાં ખત ઉપરથી લેહેણી થએલી રકમ વસુલ કરવાનું કોઇપણ માજીસ્ત્રેટને ફરમાવવાને સદરહુ હાઈકોરટ અથવા સેશન કોરટ મુખત્યાર છે.

## બાબ ૪૩ મો.

### મિલકતની વ્યવસ્થા કરવા બાબત.

જે મિલકત સ બંધી ગુન્હો કર્યો હોય તે મિલકતની વ્યવસ્થા કરવા બા બત હુકમ.

૫૧૭ જ્યારે કોઈપણ ફોજદારી કોરટમાં કાંઇ ચોકશી અથવા ઇનસાફનું કામ પુરૂ થઈ રહે, ત્યારે તે કોરટની આગળ રજુ કરેલા જે દસ્તાવેજ અથવા બીજી મીલકત સબંધિ કાંઇપણ ગુન્હો કર્યાનું જણાતું હોય અથવા કોઇપણ ગુન્હો કરવા માટે જેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તેવા દસ્તાવેજની અથવા બીજી મિલકતની વ્યવસ્થા કરવા બાબત પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવાને તે કોર્ટ મુખત્યાર છે.

જ્યારે કોઇ હાઇકોરટ અથવા સેશન કોરટ સદરહુ પ્રકારનો હુકમ કરે, અને સદરહુ મિલકત ઉપર જે સખસનો હક હોય તે સખસને તે મિલકત તે કોરટના પોતાના અમલદારની મારફને સ્વાધીન કરવાનું સુગમ પડી શકતુ નહી હોય, ત્યારે જીલ્હા માજીસ્ત્રેટે તે હુકમ અમલમાં લાવવો એવું ફરમાવવાને સદરહુ કોરટ મુખત્યાર છે.

જે મુકદમામાં અપીલ ચાલતી હોય તે મુકદમામાં આ કલમ મુજબ કાંઈ હુકમ કરવામાં આવે ત્યારે ( તે મિલકત જીવતાં જાનવર નહી હોય અથવા તે એની મેળે વેહેલી બગડી જાય એવી નહી હોય તો ) સદરહુ અપીલ કરવા સારૂ આપેલી મુદત વીતી જાય ત્યાં સુધી અથવા સદરહુ અપીલ તે મુદતની અંદર કરવામાં આવે ત્યારે સદરહુ અપીલનો નિકાલ કરવામાં આવે ત્યાં સુધી સદરહુ હુકમ બજાવવો નહીં.

ખુલાસો—આ કલમમાં "મિલકત" એ શબ્દમાં, જે મિલકત સબંધી ગુન્હો કર્યાનું જણાતું હોય તેવી મીલકત હોય તો, જે મિલકત અસલ કોઇપણ પક્ષકારના કબજામાં

અથવા અખત્યારમાં હોય તેવી મિલકતનોજ સમાસ થાય છે એટલુંજ નહી, પણ તે મિલકતનું રૂપ ફેરવીને બીજી જે મિલકત કરી હોય તેનો અથવા બીજી જે મિલકત સાથે તે મિલકતનો બદલો કરયો હોય તે મિલકતનો પણ સમાસ થાય છે, અને એ પ્રમાણે રૂપ ફેરવીને અથવા બદલો કરીને સાક્ષાત અથવા બીજી રીતે મેળવેલી કોઇપણ વસ્તુનો સમાસ થાય છે

ટીકા—તોહમતદારને પુરાવાની ખામીને લીધે છોડી મુકવામાં આવે અથવા નિર્દોષ કરવામાં આવે ત્યારે જે મિલકત સબંધી ગુન્હો થયો હોય તે મિલકત રોકી રાખવા કાંઇ કારણ ન હોય તો તે મિલકત તેને પાછી સોંપી દેવા કોરટ બંધાએલી છે—અંનપુર્ણા બાઇના કામમાં ઇંડીયન લા રીપોટ મુંબાઈ વા. ૧ પ્ર. ૬૩૦

જે મિલકત સબંધી ગુન્હો થયો હોય તે મિલકત તોહમતદાર પાસેથી ત્રીજા સખસે પ્રમાણીકપણે લીધી હોય તોપણ તે મિલકતનો કબજો ખરીદદાર પાસે રહેવા દેવો નહી અને ઇએ ખરીદદાર પાસે તે રહેવા દઈ ફરિયાદીને તેનું વળતર દંડમાંથી અપાવાય નહી. નોબાદોસ્તો આચરજી વિરૂદ્ધ લાલચંદ સેખ વી, રી. ૨૦ પ્ર. ૩૮

આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૧૮ ને મળતી છે. આ કલમનો ત્રીજો ભાગ નવો છે અને તે મુંબાઇની હાઇકોરટે હમણાં એક કાનુન કરેલો તે પ્રમાણે આ કલમમાં આ ઠરાવ કર્યો છે.

ક એ અ ની એક નોટ ચોરી તે નોટના પૈસા બ એ ક ને ઇમાનથી અને પ્રમાણીકપણે આપ્યા. ક ઉપર ચોરીની સાબીતી થઇ તે વખતે તે નોટ અ ને ના આપતાં માજીસ્ત્રેટે બ ને આપી. એ નોટ મુળ માલેકને મળે કે બ ને મળે એ વિશે સેશન જડજને સંશય આવ્યો તેથી તેણે આ કામ હાઇકોરટના અભિપ્રાય માટે મોકલ્યું. સેશન જડજનું કહેવું એ હતું કે સન ૧૮૭૨ ના આકટ ૯ ની કલમ ૧૦૮ ઉદાહરણ (અ) ઉપરથી જોતાં તે નોટનું સ્વામિત્વ બ પાસે ગયું એમ થતું નથી સબબ તે નોટ અ ને મળવી જોઇએ. તેમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે સને ૧૮૭૨ ના આકટ ૯ ની કલમ ૭૬ અને ૧૦૮ એ આ કામને લાગુ પડતી નથી કારણ કે આ કામમાં બ એ જે નોટ લીધી તે ખરીદી લીધી નહી છતાં ક પાસેથી નોટ લીધી અને તે નોટનું નાણું તેને આપ્યું એટલે એક તરેહના પૈસા લઇને બીજી તરેહના પૈસા આપ્યા અને તે ક્રુત તેણે તદન પ્રમાણીકપણે કરેલુ છે સબબ બ ને તે નોટ પાછી આપવી વ્યાજબી છે. સરકાર વિરૂદ્ધ મિચલ. ઈંડીયન લા રીપોટ (કલકત્તા) વા. ૩ પ્ર. ૩૭૯

બુધીપુર્વક ખોટા ઇરાદાથી ચોરીનો માલ લીધા બદલ કોઈનીપર તોહમત છતાં તે માલ ચોરીનો છે એ બદલ પુરાવો ન હોવાથી માજીસ્ત્રેટે આરોપિતને છોડી દીધો હોય અને માલ તો ચોરીનો છે એમ માજીસ્ટ્રેટની ખાત્રી થઇ હોય તો તે માલની કલમ ૪૧૮ પ્રમાણે બ્યવસ્થા કરવા વિશે હુકમ કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર છે. જે ઠેકાણે અપીલ કોરટ છે તે ઠેકાણે તે કોરટમાં અપીલ કર્યા પુછી હાઇકોરટને તપાસણી અરજ કરવી તે પેહેલાં કરવી નહીં. સરકાર વિરૂદ્ધ નીલંબરૂ બાબુ ઇંડીયન લા. રી. અલ્હાબાદ વા.૨૫પ્ર. ૩૫૨

જીલ્લા માજીસ્ટ્રેટ ને અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ એસો પવાની રીતે હુકમ કરવાનો અધિકાર છે. — ૫૧૮. કોરટ ૫૧૭ મી કલમ પ્રમાણે હુકમ પોતેજ કરવાને બદલે તે મિલકત જીલ્લા માજીસ્ત્રેટને અથવા પેટાતુકડી માજીસ્ત્રેટને સ્વાધીન કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને તે માજીસ્ટ્રેટ, એવે પ્રસંગે, જાણે તે મિલકત પોલીસે પકડેલી હોય અને તે પકડયાનો રિપોર્ટ આ કાયદામાં આગળ કહેલી રીતે પોતાને કર્યો હોય એવી રીતે તે મિલકતની તજવીજ કરવી.

નિરપરાધી ખરી — ૫૧૯. જે ગુન્હામાં ચોરીનો અથવા ચોરીની મિલકત લેવાનો સમા-

દદારનેતોહમલવા | સ મતો હોય તે ગુન્હો, અથવા જે ગુન્હો ચોરી અથવા ચોરીની મિલક-
ળાના શરીર ઉપર | ત લેવી એવો મતો હોય તે ગુન્હો, કોઇપણ સખસની ઉપર ઠરાવવામાં
થીજડેલા પઇસા | આવે અને એવું સાબિત થાય કે તે મિલકત ચોરેલી છે એવું જાણ્યા
આપવા બાબત. | વગર અથવા એવું માનવાનું કીરણ હોયા વગર, બીજા કોઇ સખસે

તે ચોરીની મિલકત તેની પાસેની ખરીદ કરેલી તથા તકસીરવાર ઠ-રાવેલા સખસને પકડયો ત્યારે તેના કબજામાંથી કાંઈપણ પઈસા કાહાડેલા છે ત્યારે સદ-રહુ ખરીદદારની અરજી ઉપરથી અને ચોરીની મિલકતનો કબજો લેવાનો જે સખસનો હક હશે તે સખસને તે મિલકત પાછી આપવામાં આવેથી સદરહુ ખરીદદારે આપેલી કિમત કરતાં વતી ન હોય એવી એક રકમ તેને સદરહુ પઈશામાંથી આપવી એવો હુકમ કર-વાને કોરટ મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ ઘણી ઉપયોગી ને નિરપાખી ખરીદદારના લાભમાં છે. આ કલમ મહારાણી વિકટોરીયા સરકારના રાજ્યના ૩૦ અને ૩૧ મા વરસમાં પસાર થએલા સ્ટા-ટયુટ બાબ ૩૫ ની કલમ ૧૦ ઉપરથી રચવામાં આવી છે.

૫૧૭ મી અથવા ૫૧૮ મી અથવા ૫૧૯ મી કલમમુ જબ કરેલો હુકમ અમલમાં લાવવા નું બંધ રાખવા બાબત.

૫૨૦. અપીલની મંજુરીયતની, લખીને મોકલવાની અથવા તપાસ-ની કોઈપણ કોરટ ૫૧૭ મી, ૫૧૮ મી અથવા ૫૧૯ મી કલમ મુજ-બ પોતાના તાબા માંહેની કોઇ કોરટે કરેલા કોઇ હુકમ બાબત પોતે વિચાર કરે ત્યાં સુધી તે હુકમ અમલમાં લાવવાનું બંધ રાખવું એવું ફરમાવવાને મુખત્યાર છે; અને તે હુકમ બદલવાને અથવા તેમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને તે કોરટ મુખત્યાર છે.

આબરૂલેવાજેવી તથાબીજી બાબત નો નાશ કરવા બા બત.

૫૨૧. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૨ મી, ૨૯૩ મી, ૫૦૧ અથવા ૫૦૨ જી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર-વામાં આવે, ત્યારે જે વસ્તુના સબંધમાં તે ગુન્હો સાબિત થયો એવો ઠરાવ કર્યો હોય તે વસ્તુની જે નકલો કોરટના હવાલામાં હોય અથવા તકસીરવાર ઠરેલા સખસના કબજામાં અથવા અખત્યારમાં રહેલી હોય તે સઘળી નકલોને નાશ કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

તેવીજ રીતે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૨ મી, ૨૭૩ મી, ૨૭૪ મી અથ-વા ૨૭૫ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે ત્યારે ખાવાની અ-થવા પીવાની જે વસ્તુના સબંધમાં, અથવા જે વાસણના સબંધમાં, અથવા તઈયાર કરે-લાં જે ઔષધના સબંધમાં, તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તેનો નાશ કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

સ્થાવર મિલકત નોકબજોપાછોઆ પવાનો અધિકાર.

૫૨૨. જે ગુન્હામાં સાપરાધ બળ વાપર્યું હોય તે ગુન્હો કોઇ સખ-સની ઉપર ઠરાવવામાં આવે, અને સદરહુ બળથી કાંઇ સ્થાવર મિલ-કતનો કબજો કોઇ સખસની પાસેથી છીનવી લેવામાં આવ્યો છે એમ તે કોરટને જણાય, ત્યારે તે કોરટ જો યોગ્ય ધારે તો તે મિલકતનો કબજો તે સખસને પાછો આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

આ પ્રકારના કોઇપણ હુકમ ઉપરથી કોઇ સખસ દિવાનીમાં ફરિયાદ કરીને તે સ્થાવર મિલકત ઉપર કાંઇ હક અથવા તે મિલકતમાં કાંઈ હિત સબંધ સાબિત કરી શકે તે હકને અથવા હિત સબંધને હરકત પોહોંચશે નહીં.

૫૧ મી કલમ મુજબ લીધેલી મિલકતઅથવાચોરીની મિલકત પકડયા પાછીપોલીસેકેમકરવું

૫૨૩. ૫૧ મી કલમ મુજબ લીધેલી મિલકત અથવા કાંઈ મિલકત ચોરેલી છે એવું કહેવામાં આવે અથવા એવો શક જાય તેવી મિલકત અથવા કાંઈપણ ગુન્હો થયાનો શક ઉત્પન્ન થાય એવી સ્થિતિમાં જડેલી મિલકત કોઈપણ પોલીસ અમલદારના પકડવામાં આવે તે બાબત તુરત કોઈ માજીસ્ટ્રેટને રીપોર્ટ કરવો, અને તે મિલકતનો કબજો લેવાનો જે સખસનો હક હોય તે સખસને તે મિલકત સ્વાધિન કરવા સબંધી, અથવા સદરહુ સખસ કોણ છે તે નકી થઇ શકે નહીં, તો તે મિલકત પેહેરામાં રાખવા સબંધી તથા રજુ કરવા સબંધી પોતાને દુરસ્ત લાગે એવો હુકમ તે માજીસ્ત્રેટે કરવો.

પકડેલી મિલકત નોધણી માલમપડોનહીંહોય ત્યારે કેમ કરવું.

જે સખસનો એ પ્રમાણે હક હોય તે સખસ માલમ પડયો હોય, તો તે માજીસ્ત્રેટને કાંઇ સરત કરવાનું દુરસ્ત લાગે તે શરતે મિલકત તે સખસને સ્વાધિન કરવાનો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે. જો સદરહુ સખસ માલમ નહીં પડયો હોય, તો તે માજીસ્ત્રેટ તે મિલકત અટકાવી રાખવાને મુખત્યાર છે. અને તે પ્રસંગે તે માજીસ્ટ્રેટે એક જાહેરનામું કાહાડીને તે મિલકતમાં જે જે ચીજો હોય તે વિશેષે કરીને જણાવવી અને તેમાં એમ ફરમાવવું કે જે સખસનો એ મિલકત ઉપર દાવો હોય તે સખસે આ જાહેરનામાની તારીખથી છ મહિનામાં હાજર થઇને પોતાનો દાવો સાબિત કરવો.

ટીકા—અરજદારના ઉપર ચોરીનું તોહમત આવ્યું તેમાંથી તે મુકત થયો ત્યારબાદ તકરારી મિલકતનો દાવાદાર હોય તેને કોરટની ખાત્રી કરી આપવી એટલે તે મિલકત તેને આપવામાં આવશે એવું જાહેરનામુ કાહાડવામાં આવ્યું હતું પણ કોઇ હાજર થયું નહીં પરંતુ એ અરજદારે પોતાનો દાવો બતાવ્યો અને સાક્ષીઓ બોલાવવાની દરખાસ્ત કરી પણ માજીસ્ત્રેટે ના પાડી અને અરજદારની અરજ નામંજુર કરી. હાઈકોરટે એમ ઠરાવ્યું કે સાક્ષી બોલાવવા જોઇતા હતા. સુખન સાહુ વિ. સરકાર વી. રી. ૧૮ રૂ. ૫.

છ મહિનામાંકોઇ દાવોકરનારહાજર નથાયતોશુંકરવું.

૫૨૪. જો સદરહુ મુદતમાં કોઈ સખસ સદરહુ મિલકત ઉપર પોતાનો દાવો સાબિત ન કરે, અને તે મિલકત જે સખસના કબજામાંથી જડેલી તે સખસને તે મિલકત કાયદાસર મળેલી એવું તે બતાવી નહીં શકે તો તે મિલકતપર સરકારનો વ્યવસ્થાધિકાર થશે. અને પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટના અથવા જીલ્લા માજીસ્ટ્રેટના અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટના અથવા પેહેલા વરગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટના હુકમ પ્રમાણે તે મિલકત વેચવાનો અખત્યાર છે.

આ કલમ પ્રમાણે કરેલા દરેક હુકમની બાબતમાં અપીલ સદરહુ પ્રકારનો હુકમ કરનારે કોરટ શિક્ષાના જે હુકમો કરે તે હુકમો ઉપર અપીલો જે કોરટમાં ચાલતી હોય તે કોરટમાં ચાલશે.

બગડી જાય એવી મિલકત વેચવાનો અધિકાર.

૫૨૫. જો સદરહુ મિલકતનો કબજો લેવાનો જે સખસનો હક હોય તે સખસ માલમ પડયો ન હોય અથવા ગેરહાજર હોય, અને સદરહુ મિલકત એની મેળે વેહેલી બગડી જાય એવી હોય, અથવા જે માજીસ્ટ્રેટને તે મિલકત પકડયાનો રીપોર્ટ કર્યો હોય તે માજીસ્ટ્રેટનો મત એવો હોય કે તે મિલકત વેચવાથી તેના ધણીને ફાયદો થશે, તો તે માજીસ્ટ્રેટ ગમે તે વખતે તે વેચવાનું ફરમાવવાને મુખત્યાર છે; અને સદરહુ વેચાણની નકી ઉત્પન્નને ૫૨૩ મી તથા ૫૨૪ મી કલમના ઠરાવો બની શકે તેટલે સુધી લાગુ પડશે.

## બાબ ૪૪ મો.

### ફોજદારી મુકદ્દમા બીજાની પાસે મોકલવા બાબત.

હાઈકોરટ મુકદમો બીજાની પાસે મોકલવાને, અથવા પોતાની મેળે તેને ઇનસાફ કરવાને મુખત્યારછે.

૫૨૬ જયારે હાઈકોરટને એવું દેખાડવામાં આવે કે,—

(અ) તેના તાબાગાંહેની કોઈપણ ફોજદારી કોરટમાં કાંઇ ચોકસી અથવા ઇનસાફ બ્યાજબી રીતે અને નિષ્પક્ષપાતથી થઇ શકશે નહી, અથવા

(બ) કાયદાની અસાધારણ મુસ્કેલીવાળી કાંઇ તકરાર ઉઠે એવો સંભવ છે, અથવા

(ક) જે જગાએ અથવા જે જગાની પાસે કોઇપણ ગુન્હો કરવામાં આવ્યો હોય તે જગા સદરહુ ગુન્હાની ખાત્રી લાયક ચોકસી અથવા ઇનસાફ કરવા માટે જોવાની જરૂર પડે, અથવા.

(ડ) આ કલમ પ્રમાણે હુકમ કરવાથી પક્ષકારોને અથવા સાહેદોને સામાન્ય રીતે સગવડ પડશે,

(ઇ) અથવા ઇનસાફનાં કારણ સારૂ એવા પ્રકારનો હુકમ યોગ્ય છે.

ત્યારે તે હેઠલ લખ્યા મુજબ હુકમ કરવાને મુખત્યાર છે.—

(૧) કોઈપણ ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ, ૧૭૭ મી થી ૧૮૪ મી (એ બંને કલમો સુધાં) કલમો પ્રમાણે અધિકાર મળેલો ન હોય એવી પણ તે ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ કરવાને બીજી રીતે લાયક હોય એવી કોઇપણ કોરટે કરવો એવો;

(૨) કોઈપણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ, અથવા કોઇપણ મુકરર વરગના સદરહુ પ્રકારના મુકદમા અથવા અપીલો પોતાના અખત્યાર હેઠળની કાંઇ ફોજદારી કોરટમાંથી ખસેડીને સમાન અથવા ઉંચી હકુમતવાળી સદરહુ પ્રકારની બીજી કોઇપણ ફોજદારી કોરટની પાસે મોકલવી એવે; અથવા.

(૩) કોઈપણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ પોતાની પાસે મોકલવી અને તેનો ઇનસાફ પોતે કરે એવો;

અથવા—તોહમતદારને ઈનસાફ થવા સારૂ પોતાની પાસે અથવા સેશનકોરટની પાસે મોકલવો એવો;

પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની કોરટ સિવાય બીજી કોઇપણ કોરટ માંહેના કોઇપણ મુકદમા નો ઇનસાફ પોતાની આગળ કરવા માટે હાઇકોરટ તે મુકદમો તે કોરટમાંથી ખસેડી લે, ત્યારે જો તે મુકદમો એ પ્રમાણે ખસેડી લેવામાં આવ્યો નહોતો તે જે રીતે તે કોરટ કામ ચલાવત તેજ રીતે હાઇકોરટે, ૨૬૭ માં કલમમાં ઠરાવ્યું છે તે શિવાય બીજે પ્રસંગે, સદરહુ ઇનસાફ કરવામાં કામ ચલાવવું.

આ કલમથી આપેલો અધિકાર ચલાવવા બાબતની દરએક અરજી દરખાસ્ત કરીને કરવી, અને અરજદાર આડવોકેટ જનરલ ન હોય ત્યારે તે દરખાસ્તના ટેકામાં આફીડેવીટ (સોગનનામુ) અથવા પ્રતિજ્ઞા કરવી.

જ્યારે કોઇ તોહમતવાળો સખસ આ કલમ પ્રમાણે અરજી કરે, ત્યારે જો મને તકસીવાર ઠરાવવામાં આવશે તો હું ફરીયાદી કામ ચલાવનારનો ખરચ આપીશ એવી શરતથી એક ખત, જામીન સાથે કે વગર જામીને, લખી આપવાનું તેને ફરમાવવાને હાઈ કોરટ મુખત્યાર છે.

આકલમ પ્રમાણે કરેલી અરજીની નોટીસ પબ્લિક પ્રોસીકયુટરનેઆપવા બાબત.

સદરહુ પ્રકારની કોઈપણ અરજી કરનારા દરએક તોહમતવાળા સખસે તે અરજીની લેખી નોટીશ તથા જે આધારે તે અરજી કરી હોય તે આધારોની એક નકલ પબ્લિક પ્રોસીકયુટરને આપવી; અને સદરહુ નોટીસ આપવામાં આવે ત્યારથી તે અરજીની સુનાવણી થતાં સુધીમાં ઓછામાં ઓછા ચોવીસ કલાક ગયા વગર તે અરજીના ગુણદોષ ઉપરથી કાંઈપણ હુકમ કરવો નહી.

૧૯૭ મી કલમ મુજબ કરેલા કોઇપણ હુકમને આ કલમ માંહેના કોઈપણ મજકુરથી બાધ થાય છે એવું સમજવું નહી.

પર૬ મી કલમ પ્રમાણે અરજીકરેથી વચમાંમુલત્વી રાખવાબાબત.

"પર૬. અ. કોઇપણ ફોજદારી મુકદમામાં અથવા અપીલમાં સુનાવણી સરૂ થવાની અગાઉ પબ્લિક પ્રોસીકયુટર, ફરીયાદી અથવા તોહોમતદાર જે કોરટમાં મુકદમો અથવા અપીલ ચાલતી હશે તે કોરટને મુકદમાના સબંધમાં પર૬ મી કલમ પ્રમાણે અરજી કરવાનો પોતાનો ઇરાદો છે એવું જાહેર કરે, તો તોહમતદારને તેનો જવાબ કરવાનું કહેવાની અગાઉ, અથવા અપીલની બાબતમાં, અપીલની સુનાવણી થવાની અગાઉ અરજી કરી શકાય. અને તે ઉપર હુકમ મેળવી શકાય એટલો વખત મળે એવી રીતે કોરટે કલમ ૩૪૪ માં આપેલો સતાથી અથવા વચમાં મુલત્વી રાખવાનો અધિકાર ચલાવવો જોઇએ.

*ટીકા*—આ કલમ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૬૪ને મળતી છે અને છેલો ભાગ તદન નવો છે તથા કલમ પર૬ અ સને ૧૮૮૪ ના આકટ બીજા ઉપરથી નવી દાખલ કરવામાં આવી છે.

કોઇ જુઠા દસ્તાવેજ અથવા જુઠી સાક્ષીના કેશમાં જે જડજ તે કેશનો ઇનસાફ કરવાનો હોય તે જડજે તે ગુન્હા બન્યા છે એવો મત આપ્યો એટલાજ ઉપરથી તે કેશ તેની પાસેથી બીજી કોરટમાં ઇનસાફ થવા મોકલાય નહી પણ ઇનસાફને કાંઈ ગેરવ્યાજબી હરકત થતી ન હોય અને પક્ષકારને તેના સાહેદોને પણ કાંઇ અગવડતાવાળુ ન હોય તો તે જડજને ત્યાંથી તે કેશ બીજા જડજને ત્યાં ઇનસાફ થવા મોકલી શકાય—આરના ચેલારેદીના કામમાં મદ્રાસ હાઇકોરટ રીપોર્ટ વા. ૫ પ્ર. ૨૧૨.

ફોજદારીમુકદમા તથા અપીલોબીજાપાસે મોકલવા બાબતગવરનરજનરલઇનકૌંસિલનો અધિકાર.

૫૨૭. કોઈપણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ એક હાઇકોરટમાંથી બીજીકોઇ હાઇકોરટની પાસે અથવા એક હાઇકોરટના તાબા માંહેના કોઈપણ ફોજદારી કોરટમાંથી બીજી કોઇ હાઇકોરટના તાબામાંહેની સમાન અથવા ઉંચી હકુમતવાળી બીજી કોઈ પણ ફોજદારી કોરટની પાસે મોકલવાથી ન્યાયનો હેતુ પાર પડશે અથવા પક્ષકારોને અથવા સાહેદોને સામાન્ય રીતે સગવડ પડશે એમ ગવરનર જનરલ ઇનકૌંસિલને જણાય, ત્યારે ગ્યાઝેટ આફ ઇંડિયામાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તે પ્રમાણે તે મુકદમો અથવા અપીલ મોકલવી એવું ફરમાવવાને તે મુખત્યાર છે.

જે કોરટની પાસે સદરહુ મુકદમો અથવા અપીલ મોકલવામાં આવે તે કોરટે જાણે તે મુકદમો અસલ પોતાને ત્યાં માંડેલો હોય અથવા તે અપીલ પોતાને કરી હોય એવી રીતે તેની તજવીજ કરવી.

મુકદમોલઈલેવાને અથવાબીજાને સોંપવાનેજીલ્લામાજીસ્ત્રેટઅથવાપેટા તુકડી માજીસ્ત્રેટમુખત્યાર છે.

૫૨૮. કોઇપણ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ પોતાના તાબા માંહેના કોઈ પણ માજીસ્ત્રેટની પાસેથી કોઈપણ મુકદમો લઇ લેવાને અથવા સદરહુ પ્રકારના કોઇ પણ માજીસ્ત્રેટને જે મુકદમો પોતે સોંપ્યો હોય તે મુકદમો પાછો મંગાવી લેવાને મુખત્યાર છે, અને તે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ પોતે કરવાને, અથવા તેની ચોકસી અથવા ઇનસાફ કરવાને લાયક હોય એવા સદરહુ પ્રકારના બીજા કોઈ પણ માજીસ્ત્રેટની પાસે ચોકસી અથવા ઇનસાફ થવા માટે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે.

(કેટલાએક)વર્ગનામુકદમાલઈલેવાનો અધિકારજીલ્લામાજીસ્ત્રેટનેઆપવાનો અખત્યાર.

જીલ્લા માજીસ્ત્રેટને પોતાના તાબા માંહેના માજીસ્ત્રેટો પાસેથી પોતાને દુરસ્ત લાગે એવા વરગના મુકદમામાં અથવા મુકરર વરગના મુકદમા લઈ લેવાનો અધિકાર આપવાને સ્થાનિ સરકાર મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે હુકમ કરનાર માજીસ્ત્રેટે તેમ કરવાનું પોતાનું કારણ લખી મુકવું જોઇએ.

ટીકા— આ કલમ પ્રમાણે ઇનસાફના કારણ સારૂ કામ એંચી લેવાને એક પક્ષકાર અરજ કરે તો બીજા પક્ષકારને તે અરજી વિરૂદ્ધ કારણ બતાવાનો લાગ આપવો જોઇએ. ઉગરાસીંગ વિરૂદ્ધ ફકીરચંદ ઇંડિયન લા. રીપોટ અલાહબાદ વા. ૩ પૃ. ૭૪૯

સને ૧૮૬૧ ના આક્ટ ૨૫ ની કલમ ૩૬ પ્રમાણે પોતાના તાબા માંહેની કોઇ કોરટમાંથી કાહાડી લીધેલા શિવાયનો મુકદમો ડિસ્ત્રીક્ટ માજીસ્ત્રેટથી કામ ચલાવવા સારૂ ફુલપાવર માજીસ્ત્રેટ ઉપર સોંપી શકાય નહી. થાણાના માજીસ્ત્રેટના પત્ર ઉપરથી થએલો એપ્રેલ માંનો મુંબાઈ હાઈકોરટનો ઠરાવ તા, ૧૪ જુન સને ૧૮૭૦

જે પેહેલા વરગનો માજીસ્ત્રેટ જીલ્લાનો માજીસ્ત્રેટ ન હોય અથવા જેને હવાલે જીલ્લાનો કાંઇ પણ ભાગ ન હોય એવા પેહેલા વરગનો માજીસ્ત્રેટ આ કલમ પ્રમાણે તજવીજ થવા સારૂ કોઇ મુકદમો તાબાના માજીસ્ત્રેટ પાસે મોકલી શકતો નથી—રાણી વિરૂદ્ધ ફકીરા નીઆમા. તા. ૧૭ સપ્ટેમ્બર સને ૧૮૬૯ મુંબાઇકોરટનો ઠરાવ.

## બાબ ૪૫ મો.

### ગેરશિરસ્તે ચલાવેલા બાબત.

ચલાવેલું કામ જેગે રશીરસ્તાના સબબ થી બધીરદથતુનથી તે વાગેરસીરસ્તા બાબત.

૫૨૯. હેઠળ લખેલી વાતોમાંની કોઈપણ વાત કરવાનો અધિકાર કાયદા થી જે માજીસ્ત્રેટને મળ્યો હોય, એટલે:—

(અ) ૯૮ મી કલમ પ્રમાણે ઝાડો લેવાનું વારંટ કાહાડવું એવો;

(બ) ૧૫૫ મી કલમ પ્રમાણે પોલીસને કોઇ ગુન્હાની તપાસ કરવાનું ફરમાવવું એવો;

(ક) ૧૭૬ મી કલમ પ્રમાણે ઇનકવેસ્ટ ભરવી એવો;

(ડ) પોતાની હકુમતની સ્થાનિક હદમાંહેના કોઇ સખસે સદરહુ હદની બાહાર કાંઇ ગુન્હો કર્યો હોય તે સખસને પોતાની હદમાં પકડવા માટે ૧૮૬ મી કલમ પ્રમાણે પ્રોસેસ કાહાડવી એવો;

(ઇ) ૧૯૧ મી કલમની રકમ (અ) અથવા રકમ (બ) પ્રમાણે કોઇ ગુન્હો સાંભળવો એવો;

(ફ) ૧૯૨ મી કલમ પ્રમાણે કોઈ મુકદમો બીજાની પાસે મોકલવો એવો;

(ગ) ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ મુજબ માફીનું વચન આપવું એવો;

(હ) ૫૨૪ મી અથવા ૫૨૫ મી કલમ મુજબ મિલકત વેચવી એવો; અથવા

(આઈ) ૫૨૮ મી કલમ પ્રમાણે કોઇ મુકદમો ખેંચી લેવો અને તેનો ઈનસાફ પોતાની જાતે કરવો એવો;

તે માજીસ્ત્રેટ ચુક કરીને સુધબુધિથી તે વાત કરે, તો તેને એવો અધિકાર મળ્યો નહોતો એટલાજ સબબથી તેનું ચલાવેલું કામ રદ કરવું નહી.

ચલાવેલું કામ જે ગેરશિરસ્તાનાં સબબથી રદ થાય છે તે વાગેરશિરસ્તા બાબત.

૫૩૦. જો કોઇપણ માજીસ્ત્રેટને હેઠળ લખેલી વાતો કરવાનો અધિકાર કાયદાથી મળેલો ન છતાં તે માંહેની કોઇપણ વાત તે કરશે (એટલે:

(અ) ૮૮ મી કલમ પ્રમાણે મિલકત જપ્ત કરીને વેચશે;

(બ) ટપાલ આફીસમાં કોઇ કાગળને માટે અથવા તાર ખાતામાં કોઈ તારને માટે ઝાડો લેવાનું વારંટ કાહાડશે.

(ક) સુલેહ રાખવા સારૂ તારણ માગશે;

(ડ) સારી રીતે ચાલવા બાબત તારણ માગશે;

(ઈ) સારી રીતે ચાલવાને કાયદાની રૂએ બાંધી લીધેલા કોઈને સખસ છોડી દેશે;

(ફ) સુલેહ રાખવા બાબતનું ખત રદ કરશે;

(ગ) કોઇ સ્થાનિક અપકારક કૃત્ય સબંધી ૧૩૩ મી કલમ પ્રમાણે કાંઈ હુકમ કરશે;

(હ) કાંઇ લોકાપકારક કૃત્ય ફરીથી નહી કરવા બાબત અથવા જારી નહી રાખવા બાબત ૧૪૩ મી કલમ પ્રમાણે હુકમ કરશે;

(આઇ) ૧૪૪ મી કલમ પ્રમાણે કાંઈ હુકમ કાહાડશે.
(જ) ૧૨ મા બાબ પ્રમાણે કાંઈ હુકમ કરશે.
(કે) ૧૯૧ મી કલમની રકમ (ક) પ્રમાણે કોઇ ગુન્હો સાંભળશે;
(લ) બીજા કોઇ માજીસ્ટ્રેટે ચલાવેલાં તથા લખી લીધેલાં કામ ઉપરથી ૩૪૯ મી કલમ પ્રમાણે શિક્ષાનો હુકમ કરશે.
(મ) ૪૩૫ મી કલમ પ્રમાણે કામ મંગાવશે.
(ન) ગુજરાન બાબત કાંઇ હુકમ કરશે.
(ઓ) ૫૧૪ મી કલમ પ્રમાણે કરેલો કોઈ હુકમ ૫૧૫ મી કલમ પ્રમાણે તપાસશે;
(પ) કોઇ ગુન્હેગારનો ઇનસાફ કરશે;
(ક્યુ) સંક્ષેપ રીતે કોઈ ગુન્હેગારનો ઇનસાફ કરશે; અથવા
(૨) અપીલનો નિકાલ કરશે;
તો તેણે ચલાવેલું કામ રદ થશે.

ટીકા—આ કલમ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૩૪ ની રકમ ૯ બાદ કરતાં બાકીના ભાગને મળતી છે અને રકમ (ક્) અને રકમ (પ) નવી છે.

જે ગુન્હાનો ઈનસાફ સંક્ષિપ્ત રીતે કરવાનો પોતાનો અધિકાર નહોતો એવા ગુન્હાનો ઈનસાફ માજીસ્ત્રેટે જુ. ફો. પ્રો, કોડના બાબ ૧૮ પ્રમાણે કર્યાથી હાઇકોરટે કલમ ૩૪ પ્રમાણે માજીસ્ત્રેટે કરેલું કામ રદ બાતલ છે એમ ઠરાવ્યું છે. સરકાર વિરૂદ્ધ ખેતરમોહન ચૌરંગી. વીકલી રીપોટ ૨૨ પ્ર. ૪૩

જે ગુન્હાને માટે કાયદા પ્રમાણે સેશન જડજને કમિટ કરવાનો અધિકાર ન હોય તેવા કામમાં જો કમિટ કરવામાં આવે તો તે અખત્યાર વગરનું છે અને કાંઇ ઉપયોગનું નથી. ઉમાચંદુબાનરજી વીકલી. રી. ૨૧ પ્ર. ૩૭

ફકત સેશન કોરટ સાંભળી શકે તેવા ગુન્હાનો ઇનસાફ એક માજીસ્ટ્રેટે કર્યો અને તોહમતવાળાને શિક્ષા કરી તે ઉપર તોહમતવાળાએ અપીલ કરી તેમાં તે શિક્ષા ફેરવી કરી એમ ઠરાવ્યું કે માજીસ્ટ્રેટને એવા ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર નથી. આ કામમાં જે કામ ચલાવવામાં આવ્યુ તે રદ કરવામાં આવ્યું નહોતું તેથી પ્રથમ લીધેલા પુરાવ ઉપરથી માજીસ્ત્રેટને સેસન કમિટ કરવાનો હુકમ કરવાને અધિકાર છે. રાણી વિરૂધ ઇલાહીબક્ષ ઇંડીયન લો, રીપોટ અલ્હાબાદ વા. ૨ પ્ર. ૯૧૦

ખોટી જગાએ ચલાવેલાં કામ બાબત.

૫૩૧ કોઇપણ ચોકસી અથવા ઇનસાફ અથવા બીજુ કામ ચાલતું હોય ત્યારે કોઈપણ ફોજદારી કોરટનો ઠરાવ થયો હોય અથવા તે કોરટે શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કર્યો હોય ત્યારે તે ચોકસી અથવા ઇનસાફ અથવા બીજુ કામ જે સેસન ટુકડીમાં અથવા જીલ્લામાં અથવા પેટાટુકડીમાં અથવા બીજા સ્થાનિક ક્ષેત્રમાં થવું જોઇએ ત્યાં નહી થયું એટલાજ સબબ ઉપરથી સદરહુ ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ રદ કરવો નહી, પણ સદરહુ ચુકથી ઇનસાફ બરાબર થયો નહી એમ જણાય તો જુદી વાત છે.

કમિટ કરવાનાહુકમગેરશિરસ્તેકર્યો હોય તે ક્યાને વ્યવહારોપયોગી કરી

૫૩૨. જો કોઈપણ માજીસ્ત્રેટ અથવા બીજો અધિકારી જે અધિકાર પોતાને આપેલા ન હોય તે જાણે પોતાને યોગ્ય રીતે આપેલા છે એવી રીતે તે અધિકાર ચલાવી કોઇ તોહોમતવાળા સખસને સેસન કોરટ અથવા હાઇકોરટની આગળ તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરે, તો

શકાય. જે કોરટમાં તેને કમિટ કરવામાં આવે તે કોરટ, તે કામના કાગળ પત્રો તપાસી જોયા પછી જો એમ ધારે કે તોહમતવાળાને નુકસાન થયું નથી તો તે કમિટ કરવાનો હુકમ કરવાનો હુકમ કબુલ રાખવાને મુખત્યાર છે, પણ જો તે કામનો ચોકસી ચાલતા દરમિયાન અને કમિટ કરવાનો હુકમ થતાં પેહેલાં સદરહુ માજીસ્ત્રેટની અથવા બીજા અધિકારની હકુમત વિશે તોહોમતવાળા તરફથી અથવા ફરિયાદી તરફથી હરકત લેવામાં આવી ન હોય તો માત્ર તેવો અધિકાર છે.

જો તોહોમતવાળાને નુકશાન થયું છે એવું કોરટની નજરમાં આવે અથવા ઉપર કહ્યા મુજબ હરકત લેવામાં આવી હોય, તો તેને કમિટ કરવાનો હુકમ રદ કરવો, અને કોઇ લાયક માજીસ્ત્રેટને નવી ચોકસી કરવાનું ફરમાવવું.

૧૬૪ મી અથવા ૩૬૪મી કલમમાં હેના ઠરાવોમુજબ નચાલવા બાબત. ૫૩૩. કોઇ તોહમતવાળા સખસની ૧૬૪ મી અથવા ૩૬૪ મી કલમ મુજબ લખી લીધેલી કબુલત અથવા બીજો મચકુર જે કોરટની આગળ પુરાવામાં આપ્યો હોય તે કોરટ જો એવું ઠરાવે કે તે મચકુર લખી લેનારો માજીસ્ત્રેટ સદરહુ કલમના ઠરાવો પ્રમાણે પુર્ણ રીતે ચાલેલો નથી તો તે કોરટે લખી લીધેલો મચકુર સદરહુ સખસે યોગ્ય રીતે કહ્યો હતો તે બાબતનો પુરાવો લેવો; અને હિંદુસ્તાનના પુરાવાના આકટની ૯૧ મી કલમમાં ગમે તે કહ્યું હોય તોપણ જો તે ચુકથી તોહમતવાળાને તે મુકદમાના ગુણદોષ ઉપરથી પોતાનો જવાબ કરવામાં નુકશાન નહીં પોંહોચ્યું હોય તો સદરહુ મચકુર પુરાવામાં લેવો જોઇએ.

૪૫૪મી કલમની ૨જીરકમથીફરમાવેલોસવાલનહીંપુછવા બાબત. ૫૩૪. ૪૫૪ મી કલમની ૨ જી રકમ લાગુ પડતી હોય એવી બાબતમાં, તમે રાણીસાહેબના વિલાયતી રઈયત છો કે નહીં એમ કોઇ પણ સખસને પુછવામાં ન આવ્યું તેથી કોઇપણ ચલાવેલા કામના વ્યવહારપયોગીપણાને બાધ થશે નહિ.

તોહોમતનામુંતઇયારનહીંકરવાનું ફળ. ૫૩૫ કોઇ ઠરાવ કહી સંભળાવ્યો હોય અથવા કોઇ શિક્ષાનો હુકમ કરયો હોય ત્યારે તોહોમતનામું તઈયાર કર્યું નહોતું એટલાજ સબબ ઉપરથી તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ વ્યવહારપયોગી નથી એમ સમજવું નહી, પણ જો તેથી ઇનસાફ બરોબર થયો નથી એમ અપીલ કોરટની અથવા તપાસની કોરટની નજરમાં ન આવે તો વ્યવહારપયોગી નથી એમ સમજવું નહીં.

જો અપીલ કોરટ અથવા તપાસની કોરટ એમ ધારે કે તોહમતનામું તઈયાર નહીં કરવાથી ઇનસાફ બરાબર થયો નથી, તો તેણે તોહમતનામું તઈયાર કરવાનો તથા તે તઇયાર કર્યા પછીના લાગતના પર્યાયથી ઇનસાફ પાછો શરૂ કરવાનો હુકમ કરવો.

ટીકા—તોહમતનામું ફરમાવ્યા વગર માજીસ્ત્રેટે એક તોહમતદારના ઉપર ઇનસાફનું કામ ચલાવી તેને ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કર્યો. આવી રીતે તોહમતનામું નહીં ફરમાવ્યાથી કાંઇ ઇનસાફને ખલેલ પોહોંચ્યું નથી. તેથી જે ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે તે ઠરાવ તોહમતનામું નહીં ફરમાવવાના સબબથી છોડી મુકવાના ઠરાવ બરોબર નથી તેથી તેજ ગુન્હાની બાબતમાં તેજ તોહમતવાળાનું ફરીથી કામ ચાલી શકતું નથી. રાણી વિ. સરકુલિંગરે ઈ. લા. રી. આ. વા. ૩ પ્ર. ૧૨૯

આસેસરોનીમદદથીઇનસાફ થઇશકે એવા ગુન્હાનો ઇનસાફ જ્યુરીથીકરવા બાબત.

૫૩૬. આસેસરોની મદદથી ઈનસાફ કરવો જોઇએ એવા કોઇ ગુન્હાનો ઇનસાફ જ્યુરીથી કરવામાં આવે તો તેજ સબબ ઉપરથી તે ઈનસાફનું કામ બીન વ્યવહારપયોગી થશે નહીં.

જ્યુરીથીઇનસાફ થઇશકે એવા ગુન્હાનોઇનસાફઆસેસરોનીમદદથીકરવા બાબત.

જ્યુરીથી ઈનસાફ કરવો જોઇએ એવા કોઈ ગુન્હાનો ઈનસાફ આસેસરોની મદદથી કરવામાં આવે તો કોરટ પોતાનો ઠરાવ દફતરમાં દાખલ કરે તેની અગાઉ તે વિશે હરકત લેવામાં ન આવે તો તેજ સબબ ઉપરથી તે ઈનસાફનું કામ બીન વ્યવહારપયોગી થશે નહીં.

ટીકા—અરજદારપર સને ૧૮૭૧ ના નોંધવાના આકટ ૭ ની કલમ ૩૮ પ્રમાણે તોહમત રાખી તેનો ઇનસાફ સેશન જડજે જ્યુરીની મદદે કરી તેનાપર તોહમત સાબિત કર્યું. અરજદારે હાઇકોરટમાં અપીલ કરી તકરાર કરી કે સદરહુ તોહમતનો ઇનસાફ જ્યુરીને કરવાને સરકારે ઠરાવ કર્યો નથી તો આ કામમાં જ્યુરીથી ઇનસાફ કર્યો તે બરાબર નથી અરજદારનો ઈનસાફ આસેસરથી થવો જોઇતો હતો તેમ થયો નથી માટે તે રદ કરવો જોઇએ. તેમાં હાઇકોરટે ઠરાવ કર્યો કે જે કામનો ઇનસાફ આસેસરથી થવાનો તે કામનો ઇનસાફ જ્યુરીથી થયો હોય તો તેટલાજ કારણથી તે ઇનસાફ કાયદેસર નથી એમ થતું નથી. પરંતુ આસેસરોએ જો તે કામનો ઈનસાફ કર્યો હોત તો તે કામમાંની થએલી વાત ઉપરથી અપીલ કરવાનો જે કેદીને હક મળત તે હક નાબુદ થતો નથી. સરકાર વિ. મોહીના ચંદરાય અને બીજા ઇં. લા. રી. ક. વા. ૩ પ્ર. ૭૬૫

સેશન જડજ કેટલાએક તોહમત બાબત જ્યુરીની મદદથી અને કેટલાએક તોહમત આસેસરની મદદથી સેશન જડજ ઈનસાફ કરી શકે તેવા કામમાં જ્યુરીની મદદથી સેશન જડજે ઇનસાફનું કામ તોહમતવાળાની સામે ચલાવ્યું તેમાં સેશન જડજનો અને જ્યુરીનો એકમત થયો નહીં તેથી જે તોહમત બાબત આસેસરની મદદથી ઇનસાફ કરી શકાય તેમ હતું તે બાબતમાં સેશન જડજે જ્યુરીના ઠરાવથી વિરૂધ્ધ પડી તોહમતવાળાને શિક્ષા કરી તે ગેરકાયદાસર છે એમ ઠર્યું. ભુતનાદે ઈ. લા. રી. ક. વા. ૪ પ્ર. ૪૦૫

આસેસરની મદદથી કામ ચલાવી શકાય એવું કામ જ્યુરીની મદદથી ચલાવવામાં આવ્યું તેથી તે ચલાવેલું કામ તે સબબથી રદ કરવા સરખુ થતું નથી પણ જ્યુરીને જડજે જે સમજુત આપી હોય તે સમજુત જડજનું જજમેંટ છે એમ ગણી કેદીની અપીલ સાંભળી શકાય છે. રાણી વિ. દુરગાચરણસો વી. રી. ૨૪ પ્ર. ૩૦

ઠરાવઅથવાશિક્ષાનોહુકમતોહમતનામાંઅથવાબીજાં ચલાવેલાંકામમાંચુકઅથવા કસુરનાસબબથી ક્યારે રદથઇ શકે.

૫૩૭. યોગ્ય હકુમતવાળી કોઇ કોરટે કાંઈ ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કર્યો હોય તે, આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોનું ધોરણ રાખીને ૨૭ મા બાબ પ્રમાણે અપીલમાં અથવા તપાસમાં હેઠળ લખેલા કારણસર રદ કરવો નહી અથવા ફેરવવો નહી, એટલે—

ફરિયાદ અથવા સમનમાં અથવા વારંટમાં અથવા તોહમતનામામાં અથવા ફેંસલામાં અથવા ઇનસાફ થતાં પેહેલાં અથવા ઇનસાફ થતો હોય ત્યારે ચલાવેલાં બીજાં કામમાં

(૧ લા, ૨ જો, ૩જો, જેમ હોય તેમ લખવું) કેદી (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની (અથવા આકટની) કલમ (અથવા કલમે પ્રમાણે (આ ઠેકાણે મુખતેસરમા ગુનો અથવા ગુના લખવા)નો ગુનો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને (આ ઠેકાણે જે શિક્ષા હોય તે પુરપુરી તથા સ્પષ્ટ રીતે લખવી) ની શિક્ષાનો હુકમ કરવામાં આવેલોઃ

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપ્રિટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા હવાલામાં લેવો, અને ત્યાં ઉપર કહેલી શિક્ષાનો હુકમ કાયદા પ્રમાણે લાવવો,

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી)

---

૩૦—જપ્તિથી નુકશાનીનો અવેજ વસુલ નહી થયેથી કેદનું વારંટ.

(૨૫૦ મી કલમ જુઓ)

તુરંગના સુપ્રિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ. ની

આ ઠેકાણે નામ લખવું તથા તેનું વરણન કરવું) (આ ઠેકાણે તોમતવાળા શખસનું નામ લખવું તથા તેનું વરણન કરવું) ઉપર ફરિયાદ કરી છે કે (આ ઠેકાણે મુખતેસરમાં તે ફરિયાદ લખવી), અને તે નજીવી (અથવા તસ્દી આપે એવી) ગણીને કહાડી નાખવામાં આવી છે, અને જે હુકમથી તે ફરીયાદ કાહાડી નાખવામાં આવી તે હુકમમાં ફરમાવ્યું છે કે સદરહુ (આ ઠેકાણે ફરિયાદનું નામ લખવું) રૂપીયાની રકમ નુકશાનીના અવેજ દાખલ આપવી; અને સદરહુ રકમ આપવામાં આવી નથી અને સદરહુ (આ ઠેકાણે ફરિનામ સખવું) ની જંગમ મિલકત જપ્ત કરવી તે રકમ વસુલ થઈ શકતી નથી અને, એવો હુકમ કરવામાં આવ્યો છે કે તેને (દિવસની મુદત સુધી તુરંગમાં આસાન કેદમાં રાખવો, પણ જો તે મુદત પુરી થતા પેહેલાં ઉપર કહેલી રકમ આપવામાં આવે તો પછી તેને એ પ્રમાણે રાખવો નહી.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરીન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) ના સદરહુ મુદત સુધી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૬૯ મી કલમના ઠરાવોને અનુસરીને સહીસલામત રાખવો, પણ જો સદરહુ રકમ તે મુદ્દત પુરી થતાં પેહેલાં આપવામાં આવે તો તે પોહોંચે એટલે તાબડતોબ તેને છોડી મુકવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સને ૧૮

(મોહોર) (સહી)

---

### ૩૧—સાહેદની ઉપર સમ્મન.

( ૬૮ મી તથા ૨૫૨મી કલમ જુઓ. )

ના રહેવાસી જોગ

મારી આગળ ફરિયાદ કરવામાં આવી છે કે ના રેહેવાશા એ [ આ ઠેકાણે મુખ્તેસરમાં ગુનોહ તથા તેનો વખત તથા જગા એટલું લખવું ]નો ગુનોહ કરયો છે [ અથવા કરયાનો શક આવ્યો છે, ) અને મને જણાય છે કે તમે ફરિયાદનું કામ ચલાવનારની તરફથી મુદ્દાનો પુરાવો ઘણું કરીને આપશો.

વાસ્તે તમને આ ઉપરથી સમન કરવામાં આવે છે કે સદરહુ ફરિયાદની બાબત સંબંધી તમે જે જાણતા હો તેની સાહેદી આપવાને તમારે આવતા ની તારીખે સવારમાં દસ કલાકે આ કોરટની આગળ હાજર થવું, અને કોરટની રજા વગર ત્યાંથી જવું નહી; અને આ ઉપરથી તમને તાકીદ આપવામાં આવે છે કે જો તમે વ્યાજબી કારણ વગર સદરહુ તારીખે હાજર થવાની ગફલત કરશો અથવા તેમ કરવાની ના કહેશો, તો તમને હાજર થવાની જરૂર પાડવા સારૂ વારંટ કાહાડવામાં આવશે.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ. માહે સને ૧૮

(મોહોર) (સહી.)

---

### ૩૨.—જ્યુરરો તથા આસેસરોને સમન કરવા બાબત જીલ્હા માજીસ્ત્રેટની ઉપર *પ્રીસેપ્ટ.

(૩૨૬ મી કલમ જુઓ.)

ના જીલ્હા માજીસ્ત્રેટ જોગ.

માં કોરટના મકાનમાં આવતા ની તારીખે ફોજદારી સેશન ભરવાનું ઠરાવ્યું છે, અને આમાં લખેલા સખસોનાં નામ, જ્યુરરો તથા આસેસરોની તપાસેલી ટીપ આ કોરટને આપેલી તેમાં જે સખસોનાં નામ લખ્યાં છે તે સખસોમાંથી ચીઠ્ઠી કરીને બરાબર ચુંટી કાહાડયાં છે, વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે સદરહુ તારીખે સદરહુ સખસોને સવારના દશ કલાકે સેશન કોરટમાં હાજર થવા સારૂ તમારે સમન કરવા. અને આ *પ્રીસેપ્ટ રૂઈએ તમે એ પ્રમાણે કરયું છે તે બાબત સદરહુ તારીખની અંદર તમારે દાખલો આપવો.

(આ ઠેકાણે જ્યુરરોનાં તથા આસેસરોનાં નામ નોંધવાં).

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

---

### ૩૩.—આસેસર અથવા જ્યુરરની ઉપર સમન.

( ૩૨૮ મી કલમ જુઓ. )

(આ ઠેકાણે જગા લખવી) ના રેહેવાસી (આ ઠેકાણે નામ લખવું) જોગ.

ની સેશન કોરટે મારી ઉપર મોકલેલા પ્રીસેપ્ટ તમને આવતી ફોજદારી સેશનમાં આસેસર (અથવા જ્યુરર) દાખલ હાજર થવાનું ફરમાવ્યું છે તે હુકમની રૂઈએ આ ઉપરથી તમને સમન કરવામાં આવે છે કે તમારે આવતા

તારીખે સવારમાં દસ કલાકે (આ ઠેકાણે જગા લખવી) માં સદરહુ સેશન કોરટ-મા હાજર થવું.

મારી સહી તથા હોદ્દાની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

૩૪.—મોતની શિક્ષાના હુકમ પ્રમાણે કેદ કરવાનું વારંટ.

(૩૭૪ મી કલમ જુઓ)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

મારી આગળ તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી સેશનમાં કાલેન્ડરના નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩ જા, જેમ હોય તેમ) કેદી ( આ ઠેકાણે કેદીનું નામ લખવું) ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે ખુન થતું હોય એવા શિક્ષણીય મનુષ્યવધનો ગુનો યોગ્ય રીતે સાબીત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને તેની ઉપર મોતની શિક્ષાનો હુકમ કરેલો, અને તે શિક્ષાનો હુકમ ની કોરટની મંજુરી થવા સારૂ રાખેલો;

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને), અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા હવાલામાં લેવો, અને સદરહુ કોરટનો હુકમ અમલમાં લાવવા બાબત. આ કોરટનું બીજુ વારંટ અથવા હુકમ તમને પોહોંચે ત્યાં સુધી તેને તે તુરંગમાં સહી સલામત રાખવો.

મારી સહી તથા તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮.

(મોહોર) ———— (સહી.)

૩૫.—મોતની શિક્ષાનો હુકમ થયેથી તે અમલમાં લાવવા બાબત વારંટ.

(૩૮૧ મી કલમ જુઓ)

ની તુરંગના સુપ્રીન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

મારી આગળ તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી સેશનમાં કાલેન્ડરના નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩ જા જેમ હોય તેમ) કેદી (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને મોતની શિક્ષાના હુકમ પ્રમાણે ની તારીખના આ કોરટના વારંટથી તમારે હવાલે કરવામાં આવ્યો છે, અને ની કોરટનો હુકમ આ કોરટને પોહોંચ્યો છે તેમાં સદરહુ શિક્ષાનો હુકમ મંજુર કરયો.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે (આ ઠેકાણે અમલમાં લાવવાનો વખત તથા જગા લખવી) માં સદરહુ મરી જાય ત્યાં સુધી તેને ગળે ફાંસો દેવડાવીને સદરહુ શિક્ષાનો હુકમ અમલમાં લાવવો, અને તે શિક્ષાનો હુકમ અમલમાં આણ્યો છે એવો શેરો લખીને આ વારંટ કોરટની પાસે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર) ———— (સહી.)

૩૬ —શિક્ષાનો હુકમ બદલ્યા પછી વારંટ.

(૩૮૧ મી તથા ૩૮૨ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી સેશનમાં કાલેન્ડર ના નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩જા, જેમ હોય તેમ) કેદી (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક નો ગુનો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને તેની ઉપર ની શિક્ષાનો હુકમ કરેલો, અને તે ઉપરથી તેને તમારે હવાલે કરેલો; અને સદરહુ હુકમથી ઠરાવેલી શિક્ષા ની કોરટના હુકમથી (જેની ડુપ્લિકેટ આ વારંટને જોડેલી છે) બદલીને જીવતાં સુધી સમુદ્રપારની (અથવા જેમ હોય તેમ) શિક્ષા ઠરાવવામાં આવી છે.

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ હુકમ પ્રમાણે સમુદ્રપારની શિક્ષા ભોગવવા સારૂ સદરહુ (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને તમે યોગ્ય અધિકારીને તથા યોગ્ય હવાલામાં સોંપો ત્યાં સુધી તમારે, કાયદામાં ફરમાવ્યું છે તે પ્રમાણે, તેને સદરહુ તુરંગમાં તમારા હવાલામાં સહી સલામત રાખવો.

અથવા

જો તે ઓછી કરેલી શિક્ષા કેદની હોય તો "સદરહુ તુરંગમાં તમારા હવાલામાં સહી સલામત રાખવો" એ શબ્દો પછી લખવું કે "અને ત્યાં સદરહુ હુકમ મુજબ કેદની શિક્ષા કાયદા પ્રમાણે અમલમાં લાવવી."

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

---

૩૭.—જપ્તિ તથા વેચાણ કરીને દંડ વસુલ કરવા બાબત વારંટ.

(૩૮૬ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે પોલીસ અમલદારનું અથવા બીજો જે સખસ અથવા સખસો તે વારંટ બજાવવાના હોય તેનું નામ અથવા હુદ્દો અથવા તેઓનાં નામ અથવા હુદ્દા લખવા) જોગ.

(આ ઠેકાણે ગુન્હેગારનું નામ લખવું તથા વરણન કરવું) ની ઉપર તારીખ માહે સન ૧૮ ને રોજ મારી આગળ (આ ઠેકાણે ગુન્હો મુખ્તેસરમાં લખવો) નો ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવેલો અને તેની ઉપર, રૂપીયાનો દંડ આપવાની શિક્ષાનો હુકમ કરેલો, અને સદરહુ દંડ આપવાનું સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને ફરમાવેલું તોપણ તેણે તે દંડ અથવા તેમાંનો કાંઈ પણ ભાગ આપ્યો નથી;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત ના જીલ્હામાં જડે તે જંગમ મિલકત તમારે લઈને જપ્ત કરવી; અને જો સદરહુ જપ્તિ કર્યા પછી (આ ઠેકાણે આપેલા દિવસ અથવા કલાકની સંખ્યા લખવી) માહે (અથવા તાબડતોબ) સદરહુ રકમ આપવામાં ન આવે તો તમારે તે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી સદ-

રહુ દંડ પુરેપુરી આપવાને બસ થાય તેટલી મિલકત વેચવી; અને આ વારંટની રૂઇએ તમે જે કરયું હોય તે બાબતનો શેરો, એ વારંટ બજાવવામાં આવે એટલે તુરત, લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,
તારીખ માહે સન ૧૮
(મોહોર) (સહી.)

---

૩૮.—તિરસ્કારના કેટલાએક મુકદમામાં જ્યારે દંડની શિક્ષા કરવામાં આવે ત્યારે કેદ કરવાનું વારંટ.

(૪૮૦મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

આજ રોજ મારી આગળ ભરેલી કોરટમાં (આ ઠેકાણે ગુનેહગારનું નામ લખવું) તથા વરણુન કરવું (કોરટની સમક્ષ) અથવા દેખતાં જાણી જોઈને તિરસ્કાર કરયો; અને એ પ્રમાણે કરેલા તિરસ્કાર માટે રૂપીયાનો દંડ આપવાની, અથવા તે આપવામાં કસુર કરે તો (આ ઠેકાણે મહિના અથવા દિવસની સંખ્યા લખવી) ની મુદત સુધી આસાન કેદ, ભોગવવાની, શિક્ષા સદરહુ ( આ ઠેકાણે ગુન્હેગારનું નામ લખવું ) ની ઉપર કોરટે ઠરાવી છે;

વાસ્તે આ વારંટથી તમને સદરહુ સુપરિનટેન્ડેન્ટને (અથવા કીપરને), અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે ગુનેગારનું નામ લખવું ) ને આ વારંટ સુધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ તુરંગમાં સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી સહીં સલામત રાખવો. પણ જો તે મુદત પુરી થતાં પેહેલાં સદરહુ દંડ આપવામાં આવે તો પછી તેમ કરવું નહી; અને તે દંડ પોહોંચેથી તુરત તમારે તેને છોડી દેવો. અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખી તે પાછુ મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,
તારીખ માહે સન ૧૮
(મોહોર) (સહી.)

---

૩૯.—જવાબ દેવાની ના કહેનારા શાહેદને કેદ કરવાનું માજીસ્ટ્રેટનું અથવા જડજનું વારંટ.

(૪૮૫ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે કોરટના અમલદારનું નામ તથા તેનો હુદ્દો લખવો) જોગ.

(આ ઠેકાણે નામ લખવું તથા વરણુન કરવું) ને શાહેદ દાખલ સમન કરવામાં આવેલો (અથવા આ કોરટની આગળ આણેલો) અને એક ગુન્હો થયાનું કહેવામાં આવેલું તે ગુન્હાની એકરશી વખતે શાહેદી આપવાનું તેને આજ રોજ ફરમાવવામાં આવેલું તે છતાં સદરહુ કહેવામાં આવેલા ગુન્હા સંબંધી તેને પુછીને દફતરમાં બરાબર દાખલ કરેલા એક અમુક સવાલનો (અથવા અમુક સવાલોના) જવાબ દેવાની તેણે ના કહી, અને એ પ્રમાણે ના કહેવાનું કાંઇ પણ વ્યાજબી કારણ કહયું નહીં, અને તેણે એ પ્રમાણે કરેલા તિરસ્કાર માટે તેને (આ ઠેકાણે અટકાવી રાખવાની જે મુદત ઠરાવી હોય તે લખવી) સુધી જેહેલમાં અટકાવી રાખવાની શિક્ષા ઠરાવી છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને પેહેરામાં લેવો, અને દિવશની મુદત સુધી તેને તમારા હવાલામાં સહી સલામત રાખવો, પણ જો તે દરમીયાનમાં તે જબાની આપવાને અને તેને પુછેલા સવાલોના જવાબ દેવાને કબુલ થાય તો પછી તેમ કરવું નહીં, અને સદરહુ દિવસોમાંના છેલ્લા દિવસે, અથવા સદરહુ કબુલાત જાણવામાં આવે એટલે તાબડતોબ, તેની કાયદા પ્રમાણે તજવીજ કરવામાં આવે એટલા માટે તેને આ કોરટની આગળ આણવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરી આપ્યું છે:

તારીખ માહે સને ૧૮

(મોહોર) (સહી)

---

૪૦.—ગુજરાનનું લવાજમ આપવામાં કસુર થએથી કેદ કરવાનું વારંટ.

(૪૮૮ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રહેવાનું ઠેકાણું લખવું) ની પાસે પોતાની ઓરતનું (આ ઠેકાણે નામ લખવું) અથવા પોતાનું બાળક (આ ઠેકાણે નામ લખવું) ( આ ઠેકાણે કારણ લખવું ) ના સબબથી પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશકત છે તે બાળકનું) ગુજરાન ચલાવવાની જોઇએ તેટલી દ્રવ્યશકિત છે, અને તેણે તેમ કરવાની ગફલત કરી છે (અથવા ના કહીં છે,) એવું મારી આગળ સાબિત થયું છે અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) યોગ્ય રીતે હુકમ કરીને ફરમાવ્યું છે કે તમારે તમારી સદરહુ ઓરતને (અથવા બાળકને) ગુજરાન બદલ રૂપીઆની રકમનું લવાજમ દર મહીને આપવું, અને વળી એવું સાબિત થયું છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) સદરહુ હુકમ જાણી જોઇને ગણુકારયો નથી અને મહિના (અથવા મહિનાઓ) નાં લવાજમની રકમના રૂપિયા આપવામાં કસુર કરીછે; અને તે ઉપરથી એક હુકમ કરીને એવું ઠરાવ્યું છે કે તેણે ની મુદત સુધી સદરહુ તુરંગમાં આસાન (અથવા સખત મજુરી સાથે) કેદ ભોગવવી.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમા તમારા પેહેરામાં લેવો, અને ત્યાં સદરહુ હુકમ કાયદા પ્રમાણે અમલમાં લાવવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સને ૧૮

(મોહોર) (સહી)

---

૪૧.—જપ્તિ તથા વેચાણ કરીને ગુજરાનનું લવાજમ જબરીથી અપાવવા બાબતનું વારંટ.

(૪૮૮ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે જે પોલીસ અમલદારે અથવા બીજા શખસે તે વારંટ બજાવવાનું હો-

૫ તેનું નામ તથા હુદ્દો લખવો) જોગ.

(આ ઠેકાણે નામ લખવું) ને યોગ્ય રીતે હુકમ કરીને ફરમાવ્યું છે કે તમારે તમારી સદરહુ ઓરતને (અથવા બાળકને) ગુજરાન બદલ રૂપીઆની રકમનું લવાજમ દર મહીને આપવું, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) એ સદરહુ હુકમ જાણી જોઇને ગણકારયો નથી અને મહિના ( અથવા મહિનાઓ ) ના લવાજમની રકમના રૂપિઆ આપવામાં કસુર કરી છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત જીલ્હામાં જડે તે તમારે લઇને જપ્ત કરવી, અને જો સદરહુ જપ્તી કરયા પછી (આ ઠેકાણે આપેલા દિવસ અથવા કલાકની સંખ્યાં લખવી) માંહે (અથવા તાબડતોબ) સદરહુ રકમ આપવામાં ન આવે તો તમારે તે જપ્ત કરેલી જંગમ મિલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ પુરી કરી આપવાને બસ થાય તેટલી વેચવી; અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તમે તેની રૂઇએ જે કરયું હોય તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સને ૧૮

(મોહોર) (સહી)

---

૪૨.—માજીસ્ત્રેટની આગળ પ્રથમ ચોકશી કરતી વખતે ખત તથા જામીન ખત.

(૪૯૬ મી અને ૪૯૯ મી કલમ જુઓ)

હું (આ ઠેકાણે નામ લખવું.) ( આ ઠેકાણે જગા લખવી ) નો રહેવાશી ના ગુન્હાનું તોહોમત મારી ઉપર મુકીને મને ( જેમ હોય તે પ્રમાણે લખવું ) ના માજીસ્ત્રેટના આગળ આણીને તેમની કોરટમાં તથા સેશન કોરટમાં જરૂર પડે તો હાજર થવા સારૂ તારણ આપવાનું મને ફરમાવ્યા ઉપરથી બંધાઉ છું કે સદરહુ માજીસ્ત્રેટની કોરટમાં સદરહુ તોહોમતની પ્રથમ ચોકશી ચાલે ત્યારે દરરોજ હું હાજર રહીશ, અને જો તે મુકદમો સેશન કોરટની પાસે ઇનસાફ થવા સારૂ મોકલવામાં આવે તો મારી ઉપર મુકેલાં તોહોમતનો જવાબ દેવાને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે સદરહુ કોરટની આગળ હું હાજર હોઇશ તથા હાજર થઇશ, અને આ બાબતમાં જો હું કસુર કરૂ તો હું બંધાઊ છુ કે મલીકાએ આઝમા રાણી સાહેબ કઇસરેહીંદને રૂપીયાની રકમ ભરે ગુનેહગારીમાં આપવી

તારીખ માહે સન ૧૮

સહી

આ ઉપરથી હું એકરાર કરૂ છું ( અથવા અમે દરેક જણ એકઠા તથા જુદા જુદા એકરાર કરીએ છીએ ) કે સદરહુ ( આ ઠેકાણે નામ લખવુ ) નો હું જામીન થાઉ છું ( અથવા અમે જામીન થઈએ છીએ ) કે તેની ઉપર જે ગુનાહનું તોહમત મુકયુ છે તે ગુનાહની પ્રથમ ચોકસી ચાલે ત્યારે દરરોજ ની કોરટમાં તે હાજર રેહેશે, અને જો તે મુકદમો સેશન કોરટની પાસે ઈન્સાફ થવા સારૂ મોકલવામાં આવે તો તેની ઉપર મુકેલાં તોહમતનો જવાબ દેવાને તે સદરહુ કોરટની આગળ હાજર હશે તથા હાજર થશે અને એ બાબતમાં જો તે કસુર કરે તો હું બંધાઉ છું ( અથવા અમે બંધાઇ છીએ ) કે મલીકા મા-

આઝમા રાણીસાહેબ કઈસરેહિંદને રૂપીઆની રકમ મારે (અથવા અમારે) ગુનેહગારીમાં આપવી.

તારીખ માહે સને૧૮ (સહી)

---

૪૩—તારણ આપવામાં કસુર થયેથી કેદ કરેલા સખસને છોડી મુકવાનું વારંટ.

(૫૦૦મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ (અથવા બીજા જે અમલદારના હવાલામાં) તે સખસ હોય તે અમલદાર જોગ.

(આ ઠેકાણે કેદીનું નામ લખવું તથા તેનું વરણુન કરવું) ને ની તારીખનાં આ કોરટનાં વારંટની રૂએ તમારે હવાલે કરવામાં આવેલો, અને ત્યાર પછી તે એ ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૪૯૯મી કલમ મુજબ પોતાના જામીન (અથવા જામીનો) સાથે એક ખત યોગ્ય રીતે લખી આપ્યું છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને બીજી કોઈ બાબત સારૂ અટકાવી રાખવો યોગ્ય નહી હોયતો તેને તમારા હવાલામાંથી તાબડતોબ છોડી મુકવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન૧૮ (સહી)

---

૪૪—ખતનો અમલ જબરીથી કરાવવા માટે જપ્તિનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ.)

નું પોલીસ થાણુ જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ અમલદાર જોગ (આ ઠેકાણે જે સખસ હોય તેનું નામ લખવું તથા વરણુન કરવું તથા તેનું રેહેવાનું ઠેકાણુ લખવું) પોતાના મુચરકાની રૂએ (આ ઠેકાણે પ્રસંગ હોય તે લખવો) હાજર થવામાં કસુર કરી છે, અને તે સદરહુ કસુરને લીધે મલીકા આઆઝમાં રાણી સાહેબ કઈસરેહીંદને (આ ઠેકાણે ખત માંહેનો દંડ લખવો) રૂપિયાની રકમ ગુનેહગારીમાં આપવાને પાત્ર થયો છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત જી-લ્હામાં તમને જડે તે જંગમ મિલકત લઈને તથા અટકાવી રાખીને તમારે જપ્ત કરવી, અને જો સદરહુ રકમ ત્રણ દિવસ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કરયું હોય તેનો શેરો તમારે લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન૧૮
(મોહોર) (સહી)

---

૪૫—ખતની શરત તોડેથી જામીનને નોટીસ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ના રેહેવાસી જોગ.

તમે તારીખ માહે સને૧૮ ને રોજ (આ ઠેકાણે જગા લખવી) ના રેહેવાસી (આ ઠેકાણે નામ લખવુ) ના જામીન થયલા કે તે ની તારીખે આ કોરટની આગાળ હાજર થશે, અને તમે બંધાયલા કે તે તેમાં કસુર કરશે તો હું મલીકા મોઆઝમા રાણી સાહેબ કઈસરેહિંદને રૂપીયાની રકમ ગુનેહગારીમાં આપીશ; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) આ કોરટની આગળ હાજર થવામાં કસુર કરી છે, અને સદરહુ કસુરનાં કારણથી તમે સદરહુ રૂપીઆની રકમ ગુનેહગારીમાં આપવાને પાત્ર થયા છો.

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ દંડ આપવો અથવા સદરહુ રકમ તમારી પાસે શા સારૂ જબરીથી નહી અપાવવી જોઈએ તેનું કારણ આ તારિખથી દિવસ માંહે બતાવવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

---

૪૬—સારી રીતે ચાલવા બાબતનાં ખતની શરત તોડયા વિસે જામીનને નોટીસ.

(૫૧૪ મી કલમ જુઓ)

ના રેહેવાશી જોગ.

તમે તારીખ માહે સન ૧૮ ને રોજ એક ખત લખી આપીને (આ ઠેકાણે જગા લખવી) ના રેહેવાશી (આ ઠેકાણે નામ લખવું) ના જામીન થયલા કે તેની મુદ્દત સુધી સારી રીતે ચાલશે અને તમે બંધાયેલા કે તે એ બાબતમાં કસુર કરશે તો હું રૂપીઆની રકમ મલીકા મોઆઝમા રાણી સાહેબ કઇસરે હિંદને ગુનેહગારીમાં આપીશ; અને તમે એ પ્રમાણે જામીન થયા ત્યાર પછી (આ ઠેકાણે જે ગુનો થયો હોય તે મુખતેસરમાં લખવો) નો ગુનોહ કરવામાં આવેલા તે ગુનોહ સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની ઉપર સાબીત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે, જેથી તમારા જામીન ખતની શરત તોડવામાં આવી છે;

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ રૂપીઆનો દંડ આપવો, અથવા તે શા સારૂ નહી આપવો જોઇએ તેનું કારણ દિવસમાંહે બતાવવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

---

૪૭—જામીનની ઉપર જપ્તીનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ)

જોગ.

(આ ઠેકાણે ખતની શરત લખવી) એ હાજર થવા બાબત (આ ઠેકાણે નામ લખવું તથા વરણુન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) જામીન તરીકે બંધાયો છે,

માંહેનો દંડ લખવો)          રૂપિયાની રકમ મલીકા માઆઝમા રાણી સાહેબ કઇસરેહિંદને આપવાને પાત્ર થયો છે.

વાસ્તે તમને આ ઉપરથી અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત          જીલ્લામાં તમને જડે તે લઇને તથા અટકાવી રાખીને તમારે જપ્ત કરવી; અને જો સદરહુ રકમ ત્રણ દિવસ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂઇએ તમે જે કરયુ હોય તેનો સેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુ છે,

તારીખ          માહે          સન ૧૮

(મોહોર)          (સહી)

---

૪૮.—જે તોહમતવાળા શખસના જામીન લીધા હોય તેના જામીનને કેદ કરવાનું વારંટ (૫૧૪ મી કલમ જુઓ.)

ની દિવાની તુરંગનાં સુપરિંટેન્ડેન્ટ (અથવા કીપર જોગ.

(આ ઠેકાણે ખતની શરત લખવી)          એ હાજર થયા બાબત (આ ઠેકાણે જામીનનું નામ લખવું તથા તેનું વરણન કરવુ) જામીન તરીકે બંધાયલો છે, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) એ બાબતમાં કસુર કરી છે, જેથી સદરહુ ખતમાં લખેલા દંડ ઉપર મલીકા માઆઝમા રાણી સાહેબ કઇસરેહિંદનો દાવો થયો છે; અને સદરહુ (આ ઠેકાણે જામીનનું નામ લખવુ) ને યોગ્ય નોટીસ આપ્યા છતાં તેણે સદરહુ રકમ આપવામાં તેમજ તે રકમ એની પાસે શા સારૂ જબરીથી નહી અપાવવી જોઇએ તેનું પુરતુ કારણ બતાવવામાં કસુર કરી છે, અને તેની જંગમ મિલકતની જપ્તિ તથા વેચાણથી સદરહુ રકમ વસુલ થઇ શકતી નથી, અને (આ ઠેકાણે મુદત વિશેશે કરીને લખવી) સુધી તેને દીવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને), અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો અને તેને સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો, અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,'

તારીખ          માહે          સને ૧૮

(મોહોર)          (સહી.)

---

૪૯.– સુલેહ રાખવા બાબતનાં ખતની સરત તોડયા વિશે મુખ્યને નોટિસ (૫૧૫ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણ લખવુ)જોગ.

તારીખ          માહે          સન ૧૮          ને રોજ તમે (આ ઠે

કાણે તે ખતમાં જેમ હોય તેમ લખવું) નહી કરવા બાબતનું ખત લખી આપેલું, અને તે માંહેની શરત તોડ્યાની સાબીતી મારી આગળ આપવામાં આવી છે અને દફતરમાં બરાબર દાખલ કરવામાં આવી છે.

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે રૂપીઆનો સદરહુ દંડ આપવો; અથવા તે શા સારૂ તમારી પાસે જબરીથી નહી અપાવવો જોઇએ તેનું કારણ દિવસ માહે મારી આગળ બતાવવું.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

૫૦—સુલેહ રાખવા બાબતનાં ખતની સરત તોડેથી મુખ્ય ની મિલકત જપ્ત કરવા બાબતનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ)

ના પોલીસ—થાણાના (આ ઠેકાણે પોલીસ—અમલદારનું નામ તથા હુદ્દો લખવો) જોગ

તારીખ માહે સન ૧૮ ને રોજ (આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું) સુલેહનો ભંગ નહીં કરવા વગેરે (ખતમાં હોય તે પ્રમાણે લખવું બાબત રૂપીયાની રકમનું ખત લખી આપીને બંધાએલો, અને સદરહુ ખતની સરત તોડ્યાની સાબિતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ને નોટિસ આપીને ફરમાવવામાં આવ્યું છે કે સદરહુ રકમ સા સારૂ નહી આપવી જોઈએ તેનું કારણ તમારે બતાવવું, અને તેમ કરવામાં તેમજ સદરહુ રકમ આપવામાં તેણે કસુર કરીછે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ આ ઠેકાણે નામ લખવું ( ની રૂપીયાની કિંમતની જે જંગમ મિલકત જીલામાં તમને જડે તે તમારે લઈને જપ્ત કરવી, અને જો સદરહુ રકમ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી; અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂઈએ તમે જે કરયું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે, તારીખ માહે સન

(મોહોર) (સહી.)

---

૫૧.—સુલેહ રાખવા બાબતનાં ખતની સરત તોડેથી કેદનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ની દીવાની તુરંગના સુપ્રીન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું) સુલેહ રાખવા બાબત પોતે લખી આપેલાં ખતની સરત તોડી છે એવી સાબિતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે તેથી તે મલીકામાઆઝમા રાણી સાહેબ કઈસરેહિંદને, રૂપિયાની રકમ ગુનેહગારીમાં આપવાને પાત્ર થયો છે; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) સદરહુ રકમ આપવાનું અથવા તે શા સારૂ નહી આપવી જોઈએ તેનું કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવેલું તે છતાં તેમ કરવામાં કસુર કરી છે. અને તેની જંગમ મિલકત જપ્ત કરીને તે રકમ વસુલ કરી શકાતી નથી, અને સદર

ને ( આ ઠેકાણે નામ લખવું ) ને ( આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ દિવાની તુરંગના (સુપરીન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ ( આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો, અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

---

૫૨—સારી રીતે ચાલવા બાબતના ખતની સરત તોડેથી જપ્તી તથા વેચાણ કરવાનું વારંટ ( ૫૧૪ મી કલમ જુઓ ).

નું પોલીસથાણું જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ અમલદાર જોગ,

(આ ઠેકાણે મુખ્ય નામ (વગેરે) લખવું) સારી રીતે ચાલે તે બાબત આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું ) તારીખ માહે સન ૧૮ ને રોજ રૂપીયાની રકમનું ખત લખી આપીને તારણ આપેલું, અને સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) નો ગુન્હો કરયાની સાબિતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે જેથી સદરહુ ખતની સરત તોડવામાં આવી છે; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને નોટીસ આપીને ફરમાવવામાં આવ્યું છે કે સદરહુ રકમ શા સારૂ નહીં આપવી જોઇએ તેનું કારણ તમારે બતાવવું, અને તેણે એ મુજબ કરવામાં તેમજ સદરહુ રકમ આપવામાં કસુર કરી છે.

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) ની રૂપીયાની કિંમતની જે જંગમ મિલકત તમને જીલ્હામાં જડે તે લઇને તમારે જપ્ત કરવી, અને જો સદરહુ રકમ માંહે આપવામાં ન આવે, તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કરયું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

---

૫૩.—સારી રીતે ચાલવા બાબતની ખતની સરત તોડેથી કેદ કરવાનું વારંટ.

(૫૧૪મી કલમ જુઓ.)

ની દિવાની તુરંગના સુપરીન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

(આ ઠેકાણે મુખ્ય નામ વગેરે લખવું ) સારી રીતે ચાલે તે બાબત ( આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) તા૦ માહે સન

૧૮ ને રોજ રૂપીઆની રકમનું ખત લખી આપીને તારણ આપેલું અને સદરહુ ખતની શરત તોડયાની સાબિતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે ( આ ઠેકાણે નામ લખવું ) મલીકામાઆઝમા રાણી સાહેબ કઈસરે હીંદને રૂપીઆની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયો છે; અને સદરહુ રકમ આપવાનું અથવા તે શા સારૂ નહી આપવી જોઈએ તેનું કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવવામાં આવેલું તે છતાં તેમ કરવાની તેણે કસુર કરી છે, અને તે રકમ તેની જંગમ મિલકત જપ્ત કરીને વસુલ થઈ શકતી નથી, અને સદરહુ ( આ ઠેકાણે નામ લખવું) ને ( આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે તમારે સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ ( આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

(સહી) આર જે. કાસ્ટવેટ.

આફિશિએટીંગ સેક્રેટરી નિસબત ઇંડિયા સરકાર.

( True Translation. )

S. P. PANDIT,

Oriental Trnslator to Government.

**ઇંડિયાના ગવર્નર જનરલ ઇનકાંઉસિલનો હેઠળ લખેલો આકટ આલીજનાબ ગવર્નલ જનરલ સાહેબે સને ૧૮૮૪ ના જાન્યુઆરી મહિનાની ૨૫ મી તારીખે મંજુર કરયો તે સઘળા લોકોને જાણ થવા સારૂ છપાવી પ્રસિધ્ધ કરયોછે.**

## સન ૧૮૮૪ નો આકટ ૩ જો.

---

સને ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવા બાબતનો આકટ.

જે અરથે સને ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવો યોગ્ય છે, તે અરથે આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

૨૫ મી કલમ નો સુધારો. — ૧. ૨૫ મી કલમમાં "બ્રિટીશ ઇંડિયાને માટે જસ્ટિસ આફ ધીપીસ છે એવું સમજવું" આ શબ્દો પછી હેઠળ લખેલા શબ્દો દાખલ કરવા:—

"સેશન-જડજો અને જીલ્લા-માજીસ્ત્રેટો, તેઓ જે સ્થાનિક સરકારના તાબામાં નોકરી કરતા હશે તે સરકારના વહીવટમાંહેના સઘળા મુલકમાં તથા મુલકને માટે જસ્ટીસ આફ ધી પીસ છે એવું સમજવું."

૧૯૧ મી કલમમાં વધારેલો મજકુર, — ૨. ૧૯૧ મી કલમમાં હેઠળ લખેલો મજકુર વધારવો, એટલે:—

"(ક) રકમ પ્રમાણે જ્યારે કોઈ માજીસ્ત્રેટ ગુન્હો સાંભળે ત્યારે, તોહોમતદારને, અથવા, જ્યારે ઘણા તોહોમતદાર હોય ત્યારે, તેઓમાંના હરકોઈને, મુકદમાનો ઈનસાફ એવા માજીસ્ત્રેટે કરવાને બદલે તે મુકદમો કાંતો બીજા માજીસ્ત્રેટની પાસે મોકલવાનું કહેવાનો અથવા સેસન-કોરટમાં કમિટ કરવાનું કહેવાનો હક છે."

૪૪૩ મી કલમ નો સુધારો. — ૩. ૪૪૩ મી કલમમાં "પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની" આ શબ્દોની અગાઉ "જીલ્લા-માજીસ્ટ્રેટ અથવા" આ શબ્દો દાખલ કરવા.

૪૪૪ મી કલમ-નો સુધારો. — ૪. ૪૪૪ મી કલમમાં "સેસન-કોરટનો" આ શબ્દોની અગાઉ "સેસન-જડજ શિવાય" આ શબ્દો દાખલ કરવા.

૪૪૬ મી કલમનો સુધારો. — ૫. (૧) ૪૪૬ મી કલમમાં "પ્રેસીડેન્સી-માજીસ્ત્રેટ" આ શબ્દોની આગળ "જીલ્હા--માજીસ્ત્રેટ અથવા" આ શબ્દો દાખલ કરવા.

(૨) તેજ કલમમાં હેઠળ લખેલો મજકુર વધારવો એટલે:—

"અને જીલ્લા—માજીસ્ટ્રેટે છ મહીના સુધીની મુદતની કેદની, અથવા બે હજાર રૂપીઆ સુધી દંડની, અથવા એ બન્નેની શિક્ષા શિવાય એવી કોઈ બીજી શિક્ષાનો હુકમ કરવો નહી."

૪૫૦ મી કલમ રદ કરવી. — ૬. ૪૫૦ મી કલમ આ આકટ ઉપરથી રદ કરી છે.

૪૫૧ મી કલમ ને બદલે નવી કલમ દાખલ કરી. — ૭. ૪૫૧ મી કલમને બદલે હેઠળ લખેલી કલમ દાખલ કરવી:—

હાઇકોરટનીઅથ — "૪૫૧ (૧) હાઈકોરટની અથવા સેશન-કોરટની આગળ રાણીની

જ્યુરી અથવા આસેસરો.

વા સેશન કોરટની, વિલાયતી રઈયતનો ઇનસાફ કરવામાં આવે ત્યારે, પેહેલાં જ્યુરરને બોલાવવામાં આવે અને કબુલ રાખવામાં આવે તે પેહેલાં, અથવા પેહેલા, આસેસરને નિમવામાં આવે તે પહેલા, જેમ હોય તેમ, એવી કોઈ રૈયત મિશ્ર જ્યુરીથી પોતાનો ઇનસાફ કરવાનું માગે તો જે જ્યુરીમાં ઓછામાં ઓછા અડધા યુરોપીયન અથવા અમેરિકન હોય, અથવા યુરોપીયન અને અમેરિકન એ બન્ને હોય તે જ્યુરીથી તે ઇનસાફ થવો જોઇએ.

"(૨) જ્યારે સેશન-કોરટની અગળ એવા કોઈ ઈનસાફ સાધારણ રીતે આસેસરોની મદદથી થવાનો હશે, ત્યારે રાણીની વિલાયતી રૈયત જે તોહોમતદાર હોય તે, અથવા રાણીની વિલાયતી રૈયત હોય એવા કેટલાક તોહોમતદારો હોય, તો તે સઘળાઓ એકત્રપણે પેટા કલમ (૧) પ્રમાણે મિશ્ર જ્યુરીથી પોતાનો ઇનસાફ થવો જોઈએ એવું માગવાને બદલે ઓછામાં ઓછા અડધા આસેસરો યુરોપીયન અને અમેરિકન જોઇએ, અથવા યુરોપીયન અમેરિકન એ બને જોઈએ, એવી માગણી કરવાને મુખત્યાર છે."

૪૫૧ મી કલમ પછી દાખલ કરવાની નવી કલમો.

૮. ૪૫૧ મી કલમ પછી હેઠળ લખેલો મજકુર દાખલ કરવો, એટલેઃ--

જિલ્હા—માજીસ્ટરેટની આગળ જ્યુરી માગવાનો રાણીની વીલાયતી રઇયતનો હક.

" ૪૫૧ અ. (૧) રાણીની વિલાયતી રઇયતનો ઈનસાફ જિલ્હા-માજીસ્ટરેટની આગળ ચાલતો હોય ત્યારે, એવીરઇયતને, સમનના કોઇ મુકદમામાં ૨૪૪ મી કલમ પ્રમાણે તેના જવાબમાં તેનું કેહેવુ સાંભળી લેવાની અગાઉ, અથવા વારંટના મુકદમામાં ૨૫૬ મી કલમ પ્રમાણે જવાબ આપવાનું કામ તેણે સરૂ કરયાની અગાઉ, ૪૫૧ મી કલમમાં કહેલી રીતે ભરેલી જ્યુરીથી પોતાનો ઈનસાફ કરવો એવો દાવો કરવાનો અખત્યાર છે.

"(૨) સમનના મુકદમામાં તોહોમતદારનું કહેવુ સાંભળી લેવાનું ૨૪૪ મી કલમ પ્રમાણે માજીસ્ટરેટે સરૂ કરતી વખતે, અથવા વારંટના મુકદમામાં તોહોમતદારને પોતાનો જવાબ કરવાનું ૨૫૬ મી કલમ પ્રમાણે માજીસ્ટરેટ કહે તે વખતે પેટા કલમ (૧) પ્રમાણે દાવો કરયો હોય તો ઉપર કહયા પ્રમાણે જ્યુરીથી ઈનસાફ થવા સારૂ જરૂરનો હુકમ માજીસ્ટરેટે તાબડતોબ કરવો જોઈએ.

"(૩) જો સદરહુ પ્રકારનો દાવો, ચાલતાં કામમાં અગાઉને કોઇ વખતે કરયો હોય તો લખી લીધેલા પુરાવા ઉપરથી જ્યારે માજીસ્ટરેટને લાગે કે જ્યુરી આગળ જવાજોગ મુકદમો છે ત્યારે ત્યારે તેણે તેવા પ્રકારનો હુકમ કરવો જોઇએ.

"(૪) એવા દરએક મુકદમામાં માજીસ્ટરેટે સદરહુ પ્રકારનો હુકમ કરવાની આગાઉ પદ્ધતિ પ્રમાણે તોહોમતનામુ તઈયાર કરવુ જોઈએ, પછી ૨૪૨ મી કલમમાં ગમે તે કહ્યુ હોય તેની ચિંતા નથી.

"(૫) આ કલમ પ્રમાણે ચલાવવાના દરેક ઈનસાફની વખતે ફરિયાદી, તોહોમતદાર તથા સાહેદોને હાજર થવુ પડે એમ કરવા સારૂ ૨૧૧ મી, ૨૧૬ મી, ૨૧૭ મી, ૨૧૯ મી,

અને ૨૨૦ મી કલમના ઠરાવ, બને તેટલે સુધી, લાગુ થશે.

"(૬) સેશનકોરટની આગળ જ્યુરીથી કરવાના ઈનસાફમાં કામ ચલાવવા સંબંધી આ કાયદાના ઠરાવ, બને તેટલા પુરતા, આ કલમ પ્રમાણે ચલાવવાના દરેક ઇનસાફને એ પ્રમાણે લાગુ છે કે જાણે જિલ્હા-માજીસ્ટ્રેટ, સેશન-જડજ હોય અને તોહોમતદારને ઈનસાફ થવા સારૂ તેની કોરટમાં કમિટ કર્યો હોય.

"(૭) પેટા કલમ (૫) અથવા (૬) માં કહેલા કોઇપણ ઠરાવ, તે પેટા કલમ ઉપરથી તે લાગુ કરયા હોય તેટલા પુરતા, સઘળી કોરટોને, પોતાની રૂબરૂ ચાલતા કામને લાગુ થાય એટલા સારૂ, અરથને બાધ ન આવે એવી રીતે, જરૂરનો કે યોગ્ય શાબ્દિક ફેરફાર તેમાં કરીને લાગુ કરવાનો અખત્યાર છે.

"(૮) આ કલમમાં કહેલા કોઈ પણ ઠરાવ ઉપરથી, ૩૪૭ મી અથવા ૪૪૭ મી કલમ પ્રમાણે તોહોમતદારને ઈન્સાફ થવા સારૂ કમિટ કરવાના માજીસ્ટરેટના અધિકારને બાધ આવે છે એમ સમજવુ નહી."

કેટલીએક બાબતમાં બીજી કોરટમાં મોકલવા બાબત.

"૪૫૧ બ. (૧) તોહોમતદાર ૪૫૧ અ કલમ પ્રમાણે પોતાનો ઈનસાફ જ્યુરીથી થવો એવો દાવો કરશે, અને જિલ્હા માજીસ્ટરેટના મત પ્રમાણે ૪૫૧ મી કલમમાં ફરમાવેલી રીતે રચાયલી હોય એવી જ્યુરી પોતાની આગળ ઈનસાફ થવા સારૂ ભરવાનું અશક્ય છે, અથવા ઘણો વિલંબ, ખરચ અથવા અગવડ પડ્યા વગર એ પ્રમાણે તે ભરી શકવાનું અશક્ય છે તથા તેઓ વીલંબ, ખરચ અથવા અગવડ કરવી એ તે પ્રકરણની સ્થિતિ તરફ જોતાં ગેરવ્યાજબી છે એમ લાગવાનું કારણ હશે તો, જીલ્લા-માજીસ્ટરેટે કલમ ૪૫૧ અ પ્રમાણે પોતાની સમક્ષ ઈનસાફ થવા બાબતનો હુકમ કરવાને બદલે, હાઈકોરટ આ બાબત પોતે કરેલી તથા સ્થાનિક સરકારે મંજુર કરેલી કાનુન મુજબ અથવા ખાસ હુકમ કરીને, વખતે વખતે ફરમાવે તેવા બીજા જીલ્લા માજીસ્ટરેટ પાસે અથવા સેશન જડજ પાસે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે.

"(૨) આ કલમ પ્રમાણે સેશન જડજની આગળ અથવા જીલ્લા માજીસ્ટરેટની આગળ મુકદમો મોકલવામાં આવે ત્યારે તેણે તે મુકદમાનો ઈનસાફ, પોતે કલમ ૪૫૧ અ. પ્રમાણે કામ કરનારો જીલ્લા માજીસ્ટરેટ હોય તે પ્રમાણે તેવાજ અધીકાર, (કમીટ કરવાના અધીકાર સહીત) ચલાવીને અને તેવીજ રીતે કામ ચલાવીને બનતી તાકીદે કરવો જોઇએ."

૪૫૯ મી કલમનો સુધારો.

૯. ૪૫૯ મી કલમના "અથવા ઇલાકાના મુખ્ય શેહેરોની બાહાર જે કોઇ માજીસ્ટરેટ અથવા સેશન જડજ રાણીસાહેબની વિલાયતી રઈયત ન હોય તે માજીસ્ટરેટને અથવા સેશન જડજને," આ શબ્દો આ ઉપરથી રદ કરયા છે; અને તેજ કલમમાંના "અને જે માજીસ્ટરેટ જસ્ટિસ આફ ધી પીસ ન હોય તે માજીસ્ટરેટને" આ શબ્દોને બદલે "અને જે માજીસ્ટરેટ અથવા સેશન કોરટમાં પ્રમુખસ્થાને બિરાજનાર જે જડજ જસ્ટીસ આફ ધી પીસ ન હોય તે માજીસ્ટરેટ અથવા જડજને" આ શબ્દો દાખલ કરવા.

૪૬૨ મી કલમનો સુધારો.

૧૦. ૪૬૨ મી કલમમાં "૪૬૦ મી કલમના ઠરાવો પ્રમાણે રચેલી જ્યુરીથી થવાનો હક્ક હોય ત્યારે" આ શબ્દો તથા આંકડા પછી હેઠળ લખેલો મજકુર વધારવો એટલેઃ—

"અથવા ૪૫૧ અ. અથવા ૪૫૧ બ. કલમ પ્રમાણે કામ ચલાવનારા જિલ્લા માજીસ્ટરેટની અથવા સેશન જડજની કોરટમાં ઇનસાફ થવાનો હોય, ત્યારે."

૫૨૬ મી કલમનો સુધારો.

૧૧. (૧) ૫૨૬ મા કલમમાં (ડ) રકમ પછી હેઠળ લખેલો મજકુર દાખલ કરવો, એટલે:—

"અથવા

"(ઈ) ઇનસાફનાં કારણ સારૂ એવા પ્રકારનો હુકમ યોગ્ય છે."

(૨) તેજ કલમમાં રકમ (ઈ) પછી હેઠળ લખેલો મજકુર દાખલ કરવો, એટલે:—

"અથવા

"(૪) તોહોમતદારને ઇન્સાફ થવા સારૂ પોતાની પાસે અથવા સેશન કોરટની પાસે મોકલવો એવો."

૫૨૬ મી કલમ પછી નવી કલમ દાખલ કરી.

૧૨. ૫૨૬ મી કલમ પછી હેઠળ લખેલી કલમ દાખલ કરવી, એટલે:—

૫૨૬ મી કલમ પ્રમાણે અરજી કરેથી વચમાં મુલતવી રાખવા બાબત.

"૫૨૬ અ. કોઇપણ ફોજદારી મુકદમામાં અથવા અપીલમાં, સુનાવણી શરૂ થવાની અગાઉ પબ્લિક પ્રાસિક્યુટર, ફરિયાદી અથવા તોહોમતદાર જે કોરટમાં મુકદમો અથવા અપીલ ચાલતી હશે તે કોરટને મુકદમાના સંબંધમાં ૫૨૬ મી કલમ પ્રમાણે અરજી કરવાનો પોતાનો ઇરાદો છે એવુ જાહેર કરશે, તો તોહોમતદારને તેનો જવાબ કરવાનું કેહેવાની અગાઉ, અથવા, અપીલની બાબતમાં, અપીલની સુનાવણી થવાની અગાઉ અરજી કરી શકાય અને તે ઉપર હુકમ મેળવી શકાય એટલો વખત મળે એવી રીતે કોરટે કલમ ૩૪૪ માં આપેલો શરૂથી અથવા વચમાં મુલતવી રાખવાનો અધીકાર ચલાવવો જોઈએ."

૫૨૮ મી કલમમાં વધારેલો મજકુર.

૧૩. ૫૨૮ મી કલમમાં હેઠળ લખેલો મજકુર વધારવો, એટલે:—

"આ કલમ પ્રમાણે હુકમ કરનારા માજીસ્ટરેટે તેમ કરવાનું કારણ લખી મુકવુ જોઈએ."

અરથની કલમ.

૧૪. (૧) આ આકટમાં "કલમ" શબ્દનો અરથ સને ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ એવો સમજવો.

(૨) આજ સુધી પાસ થએલા અથવા હવે પછી પાસ થાય તે કાયદામાં સદરહુ કાયદા ઉપર આપેલા સઘળા હવાલા તે કાયદો આ આકટ ઉપરથી સુધારયો છે તેવા તે કાયદા ઉપર આપ્યા છે એમ સમજીને વાંચવા.

ટુંકુ નામ અને શરૂઆત.

૧૫. આ આકટને સને ૧૮૮૪ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવા બાબતનો આકટ કેહેવો, અને તે સને ૧૮૮૪ ના મે મહિનાની પેહેલી તારિખે અમલમાં આવશે.

(True Translation.)

S. P. PANDIT,

Oriental Translator to Govrenment.

ઇંડિયાના ગવનર જનરલ ઇન કૌંસિલનો હેઠળ લખેલો આકટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૮૬ ના માર્ચ મહિનાની ૧૨ મી. તારીખે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવાસારૂ આ ઉપરથી પ્રસિદ્ધ કર્યો છે.

## સને ૧૮૮૬ નો આકટ. નંબર ૧૦ મો.

### સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો તથી બીજા કેટલાક પોલીસ સુધારવા વિશેનો આકટ.

જે અર્થે સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો, અને બીજા કેટલાક કાયદા સુધારવા યોગ્ય છે; તે અર્થે આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

### સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો.

ફોજદારી કામ ચલાવવાની રીતબાબતના કાયદાની ૩૧ મી કલમનો સુધારો.

૧. સને ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૧ મી કલમના છેલ્લા પારેગ્રાફમાંના "ત્રણ વર્ષ કરતાં વત્તી મુદ્દતની કેદની શિક્ષાનો" આ શબ્દોને બદલે "ચાર વર્ષ કરતાં વત્તી મુદ્દતની કેદની શિક્ષાનો અથવા કોઇપણ સમુદ્રપારની શિક્ષાનો" આ શબ્દો દાખલ કરવા.

૩૪ મી કલમને બદલે નવી કલમ દાખલ કરવી.

૨. તેજ કાયદાની ૩૪ કલમને બદલે હેઠળ લખેલી કલમ દાખલ કરવી, એટલે:—

"૩૪. ૩૦ મી કલમ પ્રમાણે વિશેષે કરીને અધિકાર આપેલા કોઈપણ જીલ્લામાજીસ્ટ્રેટની કોર્ટને મોતની શિક્ષા, અથવા સાત વર્ષ કરતાં વત્તી મુદ્દતની સમુદ્રપારની શિક્ષા અથવા સાત વર્ષ કરતાં વત્તી મુદ્દતની કેદની શિક્ષા વગર બીજી જે કોઈ શિક્ષા કરવાનો અધિકાર કાયદાથી હશે તે બીજી શિક્ષા કરવાનો અખત્યાર છે; પણ ચાર વર્ષ કરતાં વત્તી મુદ્દતની કેદની શિક્ષાનો અથવા સમુદ્રપારની શિક્ષાનો કોઈપણ હુકમ કર્યો હોય તે કાયમ થવાને સેશન જડજની મંજુરી જોઈયે."

કલમ ૫૫ અને ૫૬ માં વધારો.

૩. તેજ કાયદાની કલમ ૫૫ મી અને ૫૬મી પછી નીચેનું વધારવું, એટલે:—

"આ કલમ કલકત્તા અને મુંબઇ શહેરમાંની પોલીસને લાગુ છે."

૯૯મીઅને૫૧૪મી કલમોમાં વધારો. ૪. તેજ કાયદાની ૯૯ મી તથા ૫૧૪ મી કલમોમાં "જીલ્લા—માજીસ્ટ્રેટના" આ શબ્દો પછી "અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટના" અને "જીલ્લા માજીસ્ટ્રેટ" આ શબ્દો પછી "અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ" આ શબ્દો દાખલ કરવા.

૧૧૦ મી કલમ નો સુધારો. ૫. તેજ કાયદાની ૧૧૦ મી કલમમાં "પેટા તુકડી માજીસ્ટ્રેટને અથવા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને" આ શબ્દોને બદલે "અથવા જે પેટા તુકડી માજીસ્ટ્રેટને અથવા પેહેલા વર્ગના જે માજીસ્ટ્રેટને" આ શબ્દો દાખલ કરવા.

૧૫૨ મી કલમ નો સુધારો. *

૧૭૩ મી કલમ નો સુધારો. ૭. તેજ કાયદાની ૧૭૩ મી કલમના બીજા પારિગ્રાફને બદલે હેઠળ લખેલો પારેગ્રાફ દાખલ કરવો.

"જ્યારે ૧૫૮ મી કલમ પ્રમાણે કોઇ ઊંચા દરજ્જાના પોલીસ અમલદારને નીમ્યો હોય, ત્યારે સદરહુ રિપોર્ટ જે પ્રસંગોમાં સ્થાનિક સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને તેમ કરવાનું ફરમાવે તે પ્રસંગોમાં આપ્યાથી તે અમલદારની મારફત મોકલવો જોઇયે, અને તે માજીસ્ટ્રેટનો હુકમ થતાં સુધી, જે અમલદારને હવાલે તે પોલીસ—થાણું હોય તે અમલદારને વધારે તપાસ કરવાનું ફરમાવવાને સદરહુ અમલદાર મુખત્યારછે."

૨૬૬ મી કલમ નો સુધારો. ૮. તેજ કાયદાની ૨૬૬ મી કલમમાંના "૩૦૭ મી કલમ સિવાય" આ શબ્દ તથા આંકડાને બદલે "૨૭૯ મી તથા ૩૦૭ મી કલમ શિવાય" આ શબ્દો તથા આંકડા દાખલ કરવા.

કલમ ૨૬૯ નો સુધારો. ૯ તેજ કાયદાની કલમ ૨૬૯ મીના બીજા પારેગ્રાફને બદલે નિચેનું દાખલ કરવું, એટલેઃ—

"જ્યારે કેટલાએક ગુન્હાનું તોહોમત તોહોમતવાળા ઉપર એકજ ઇનસાફની વખતે મુકવામાં આવ્યું હોય અને તેમાંના થોડા એક ગુન્હાઓનો ઇનસાફ જ્યુરીથી થઈ શકે અને થોડા એકનો ઇનસાફ તેવી રીતે ન થઈ શકે એમ હોય ત્યારે તે ગુન્હાઓમાંના જેટલાનો જ્યુરીથી ઇનસાફ થઇ શકે એમ હોય તેટલાને સારૂ તેનો જ્યુરીથી ઈનસાફ થશે, અને તેમાંના જેટલાનો જ્યુરીથી ઈનસાફ થઈ શકે એમ નહિ હોય તેટલાને સારૂ તેનો સેશનકોર્ટથી જ્યુરરોની આસેસરોતરીકે મદદથી ઇનસાફ થશે.

કલમ ૩૯૮ મીને બદલે નવી કલમ મુકવી. ૧૦. તેજ કાયદાની કલમ ૩૯૮ મીને બદલે નિચેની દાખલ કરવી, એટલેઃ—

કલમ ૩૫ મી ૩૯૬મીતથા૩૯૭ મીના પુરવણી ઠરાવો. "૩૯૮ (૧) ૩૯૬ મી અથવા ૩૯૭ મી કલમ માંહેના ઠરાવ ઉપરથી એમ સમજવું નહિ કે કોઇપણ સખસ તેના આગલા કે પાછલા સાબિત થયેલા ગુન્હાને માટે જે શિક્ષાને લાયક થયો હોય તે શિક્ષાના કોઇપણ ભાગમાંથી તે સખસ બચી જશે.

---

* ગુજરાતીમાં આ સુધારો કરવાની જરૂર નથી.

(૨) કેદની શિક્ષા કરવા લાયક ગુન્હાને માટે કરેલી કેદની અથવા સમુદ્રપારની અથવા સાસનીકદાસત્વની મુખ્ય શિક્ષાની સાથે દંડ આપવામાં ચુક કરે તો તે બદલ કેદ ઠરાવી હોય, અને શિક્ષા ભોગવનારો સખસ તે ભોગવ્યા પછી, કેદની, સમુદ્રપારની અથવા સાસનિકદાસત્વની બીજી મુખ્ય શિક્ષા અથવા શિક્ષાઓ ભોગવવાનો હોય તો દંડ આપવો ચુકવા બદલની કેદનો હુકમ તે સખસ સદરહુ વધારાની શિક્ષા અથવા શિક્ષાઓ ભોગવી રહે ત્યાં લગી અમલમાં આવશે નહિ.

૪૦૧ લી કલમનો સુધારો.

૧૧. (૧) તેજ કાયદાની ૪૦૧ મી કલમના ત્રીજા પારેગ્રાફને બદલે હેઠળ લખેલો પારેગ્રાફ દાખલ કરવો, એટલે:—

"જે કોઈપણ શરતે કોઇ શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે શરત પાળવામાં નથી આવી એમ ગવર્નર જનરલ ઇન કૌંસિલને અથવા સ્થાનિક સરકારને લાગે તો આ પ્રમાણે મોકુફ રાખવાનો અથવા માફ કરવાનો હુકમ, ગવર્નર જનરલ ઇન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર રદ કરે, અને તે પછી જે સખસ બાબત તે શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે સખસ છુટો હોય તો તેને કોઇપણ પોલીસ–અમલદાર વગર વારંટે પકડવાને અને બાકી રહેલા ભાગની શિક્ષા ભોગવવા માટે તેને પાછો કેદમાં મોકલવાને મુખત્યાર છે.

(૨) "તેજ કલમના ત્રીજા પારેગ્રાફ પછી હેઠળ લખેલો પારેગ્રાફ દાખલ કરવો એટલે:—

"જે શરતે કોઈ શિક્ષા આ કલમ પ્રમાણે મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે શરત જે સખસ બાબત તે શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ હોય તેણે પુરી કરવી એવી હોય, અથવા એની ઈચ્છા ઉપર આધાર ન રાખે તેવી હોય."

૪૭૫ મી કલમ પછી આવનારી નવી કલમો.

૧૨. તેજ આક્ટની ૪૭૫ મી કલમ પછી હેઠળ લખેલી કલમો દાખલ કરવી, એટલે:—

સ્થાનિક સરકારના હુકમથી કેદ રાખેલા ગાંડા કેદીઓને એકપ્રાંતમાંથી બીજા પ્રાંતમાં લઈ જવાનો હુકમ કરવાનો ગવર્નર જનરલ ઈન કૌંસિલને અધિકાર.

"૪૭૫ અ. ગવર્નર જનરલ ઇન કૌંસિલને એવું ફરમાવવાનો અધિકાર છે કે જે કોઈ સખસને સ્થાનિક સરકારે આ બાબપ્રમાણે ગાંડાઓના આશ્રયસ્થાનમાં, તુરંગમાં અથવા સારા જાપતામાં રાખવાની બીજી જગામાં પુરી રાખવાનો હુકમ કર્યો હશે, તેને જે જગામાં પુરી રાખ્યો હશે તે જગાએથી બ્રિટિશ ઇંડિયા માંહેના કોઇપણ ગાંડાઓના આશ્રયસ્થાનમાં, તુરંગમાં અથવા સારા જાપતામાં રાખવાની બીજી જગાએ લઈ જવો.

ઈન્સ્પેક્ટર જનરલને અમુક

૪૭૫ બ. કલમ ૪૬૬મી અથવા કલમ ૪૭૧ મી મુજબ જે તુરંગમાં કોઈ સખસને કેદ રાખ્યો હોય તે તુરંગ જેના તાબામાં હોય તે

કામમાંથી છુટા અમલદારને કલમ, ૪૭૨, કલમ ૪૭૩, અથવા કલમ ૪૭૪ મુજબનાં ઈન્સ્પેકટર જનરલ ઓફ પ્રિઝન્સના સઘળાં અથવા કોઈ કામો કરવાનો અખત્યાર સ્થાનિક સરકાર આપે.

કરવાને સ્થાનિક સરકારને અખતીયાર.

"કલમ ૪૯૫ નો સુધારો.

૧૩. (૧) તેજ કાયદાની કલમ ૪૯૫ મીના પેહેલા વાક્યોને બદલે નિચેનું દાખલ કરવું એટલેઃ—

"કોઈપણ મુકદ્દમાની ચોકસી અથવા ઈનસાફનું કામ કરતો કોઇપણ માજિસ્ટ્રેટ ગવર્નર જનરલ ઈનકૌંસિલની પ્રથમ મંજુરીથી સ્થાનિક સરકાર જે દરજ્જો ઠરાવે તેવા દરજાથી ઉતરતા દરજાના પોલીસ અમલદાર શિવાય બીજા કોઈપણ સખસને ફરિયાદ પક્ષનું કામ ચલાવવાની પરવાનગી આપવાને મુખતીયાર છે."

(૨) તેજ કલમના છેલ્લા વાક્ય પછી નિચેનું વધારવું, એટલેઃ—

" જે ગુન્હાને સારૂ તોહોમતદાર ઊપર ફરિયાદ ચાલતી હોય તે ગુન્હા વિશેની તપાસમાં કંઈ પણ ભાગ લીધો હોય તેવા પોલીસ અમલદારને ફરિયાદ પક્ષનું કામ ચલાવવાની પરવાનગી આપવામાં આવશે નહિ.

૫૧૦મી કલમનો સુધારો.

૧૪ તેજ કાયદાની ૫૧૦ મી કલમ માંહેના "કેમિકલ એકઝામિનર" આ શબ્દો જ્યાં પેહેલા આવે છે ત્યાં તે શબ્દોની આગળ " કોઇ શબ્દો વધારો. "

૫૪૧ મીકલમપછી નવીકલમદાખલ કરવી.

૧૫ તેજ કાયદાની ૫૪૧ મી કલમ પછી હેઠળ લખેલી કલમ દાખલ કરવી, એટલેઃ—

જે તોહોમતદારો અથવા તકશીરવાર ઠરેલાં માણસો દિવાની તુરંગમાં કેદમાં હશે તેઓને ફોજદારી તુરંગમાં લઈ જવા, તથા તેઓને દિવાની તુરંગમાં પાછા લાવવા.

૫૪૧ અ. (૧) જો આ કાયદા પ્રમાણે તુરંગમાં નાખવાને અથવા કેદમાં આપવાને પાત્ર હોય એવો કોઈ સખસ દિવાની તુરંગમાં કેદમાં હોય, તો તે સખસને ફોજદારી તુરંગમાં લઇ જવો એવું ફરમાવવાનો અધિકાર જે કોરટે અથવા માજીસ્ટ્રેટે તુરંગમાં નાખવાનો અથવા કેદમાં આપવાનો હુકમ કર્યો હશે તે કોરટને અથવા માજીસ્ત્રેટને છે.

" (૨) જ્યારે કોઈ સખસને પેટા કલમ (૧) પ્રમાણે ફોજદારી તુરંગમાં લઈ ગયા હોય ત્યારે, તેને ત્યાંથી છોડી મુક્યા પછી, દિવાની તુરંગમાં પાછો મોકલવો, પણ હેઠળ લખેલી બે વાત પઈકી કોઈપણ વાત બનેલી ન હોય તો, એટલેઃ—

(અ) તેને ફોજદારી તુરંગમાં લઈ ગયા પછી ત્રણ વરસ થઇ ગયાં હોય. તેમ થયું હોય તો

દિવાની ઈન્સાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૪૨ મી કલમ પ્રમાણે તેને દિવાની તુરંગમાંથી છોડી મુકયો છે એમ સમજવું; અથવા

(બ) જે કોરટે તેને દિવાની તુરંગમાં રાખવાનો હુકમ કર્યો હશે તે કોરટે જે અમલદારને સ્વાધીન ફોજદારી તુરંગ હોય તે અમલદારને એવો દાખલો લખી આપ્યો હોય કે તેને દિવાની ઈન્સાફનું કામ ચલાવવાની રીતના કાયદાની ૩૪૨ મી કલમ પ્રમાણે છોડી મુકવામાં આવે એવો તેને હક છે."

કલમ ૫૫૮ મી પછી નવી કલમ ઉમેરવી.

૧૬. તેજ કાયદાની કલમ ૫૫૮મી પછી નિચેલી કલમ વધારવી એટલે:–

વેચાણમાં સંબંધમાં આવેલા અમલદારેએ મિલકતવેચાતીલેવી અથવા તેની માગણી કરવી નહિ.

"૫૫૯. આ કાયદા પ્રમાણે કોઈપણ માલમિલકતના વેચાણના સબંધમાં કાંઈપણ ફરજ બજાવવાની હોય એવા કોઇ જાહેર નોકરે તે માલમિલકત વેચાતી લેવી નહિ અથવા તેની માગણી કરવી નહિ.

પરિશિષ્ટ ૨ માં રહી ગયલો મજકૂર સુધારવો.

૧૭ તેજ કાયદાનાં બીજાં પરિશિષ્ટમાં હિંદુસ્તાનના ફોજરી કાયદાની ૨૧૧ કલમની સામેના મજકૂરની બે લીટી છે તેઓની દરમિયાન હેઠળ લખ્યું છે તે દાખલ કરવું એટલે:—

| આસન ૨. | આસન ૩. | આસન ૪. | આસન ૫. | આસન ૬. | આસન ૭. | આસન ૮. |
|---|---|---|---|---|---|---|
| "જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો સાત વરસ સુધીની કેદની શિક્ષા જોગ હોય તો. | એજન. | એજન. | એજન. | એજન. | એમાંના ગમે તે પ્રકારની સાત વરસ સુધીની કેદ તથા દંડ. | સેસન કોરટ પ્રેસિડેન્સીમાજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ." |

પરિશિષ્ટ૨નોંવ ૦ ૧૮ તેજ પરિશિષ્ટમાં કલમ ૨૨૬ અ અને તેની સામેના મજકુરોની ધારે સુધારો હારને બદલે નિચેનું દાખલ કરવું એટલે:—

| આસન ૧. | આસન ૨. | આસન ૩. | આસન ૪. | આસન ૫. | આસન ૬. | આસન ૭. | આસન ૮. |
|---|---|---|---|---|---|---|---|
| ૨૨૫ અ. | બિજી રીતે ઠરાવ નહી કરેલો હોય એવા પ્રસંગોમાં સરકારી નોકર કોઈ સખસને પકડવામાં કસુર કરે અથવા નાસી જવા દેતો. | | | | | | |
| | (અ) ઇરાદાથી કસુર કરે અથવા જવા દેતો. | વગર વારંટે પકડાય નહિ. | એજન. | જામીન લઈ શકાય. | એજન. | ૩ વર્ષ સુધીની બેમાંથી ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને | સેશન કોર્ટ, પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| | (બ) ગફલતથી કસુર કરે અથવા જવા દેતો. | એજન. | સમન. | એજન. | એજન. | ૨ વર્ષ સુધીની આસાન કેદ, અથવા દંડ અથવા બન્ને. | પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨જાવર્ગનો માજીસ્ટ્રેટ. |
| "૨૨૫બ. | બીજી રીતે ઠરાવ નહિ કરેલો હોય એવા પ્રસંગોમાં કોઈ સખસને કાયદા મુજબ પકડતા હોય તોઆં સામા થવું અથવા હરકત કરવી અથવા નાશી જવું અથવા છોડવવું. | વગર વારંટે પકડાય. | વારંટ. | એજન. | એજન. | ૬ મહીના સુધીની બેમાંથી ગમેતે પ્રકારની શિક્ષા અથવા દંડ અથવા બંને | એજન." |

ત્રીજા પરિશિષ્ટમાં રહી ગયલ— ૧૯. તેજ કાયદાના ત્રીજા પરિશિષ્ટના "૪.—પેટા તુકડી માજીસ્ટરેટના સાધારણ અખત્યાર" આ નામના ભાગમાં હેઠળ લખેલો મજકુર

લો મજકુર સુધારવો. બીજી કલમ પછી દાખલ કરવો, એટલે:—

"(૨ અ) સારી ચાલ ચાલવા બાબત તારણ માગવાનો અખત્યાર કલમ ૧૧૦"

**સને ૧૮૬૭ નો મુંબાઇનો ડિસ્ટ્રિક્ટ પોલીસ આક્ટ.**

મુંબાઇનો ડિસ્ટ્રિકટ પોલીસ આકટ સુધારવો. ૨૦. સને ૧૮૬૭ ની મુંબાઈના ડિસ્ટ્રિકટ પોલીસ આક્ટની ૨૩ મી કલમમાંના "અને આખરનો ફેંસલો થાય ત્યાંસુધી તે માણસની ઉપર ફરિયાદીનું કામ ચલાવવાનો" આ ભાર શબ્દો આ ઉપરથી રદ્દ કર્યા છે.

**હિંદુસ્તાનનો ફોજદારી કાયદો.**

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમો ૪૦ અને ૬૪ મીનો સુધારો. ૨૧. (૧) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૦ મીની બિજી રકમમાં "૬૬મી" અને "૭૧મી" એ આંકડાઓ વચે "૬૭મી" એ આંકડાઓ દાખલ કરવા.

(૨) તેમજ કાયદાની કલમ ૬૪ મીના ત્રીજી રકમમાં "ફક્ત દંડની" એ શબ્દો પેહેલાં "કેદની અથવા દંડની અથવા" એ શબ્દો ઉમેરવા.

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૭૫ મીનો સુધારો. ૨૨. તેજ કાયદાની કલમ ૭૫ માં "અથવા એ પ્રમાણે ન બન્યું હોય તો" એ શબ્દો અને ત્યાર પછીના કલમ પુરી થતાં સુધીના શબ્દોને બદલે નિચેનું દાખલ કરવું.

"અથવા ૧૦ વર્ષ સુધીની એમાંથી ગમે તે પ્રકારની કેદને લાયક થશે."

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૧૬મીમાં વધારો. ૨૩. તેજ કાયદાની કલમ ૨૧૬મીના પેહેલા પેરેગ્રાફ પછી નીચેનું દાખલ કરવું, એટલે:—

આ કલમમાં "ગુન્હો" એ શબ્દમાં કોઇ સખસે હિંદુસ્તાનની બહાર કરેલા એવા દરેક કામ અથવા કસુરનો સમાવેશ થાયછે કે જે કામ અથવા કસુર તેણે જો હિંદુસ્તાનમાં કરી હોત તે સંબંધી ગુન્હા તરીકે શિક્ષા કરી શકાય અને જેને માટે તે અકસ્ટ્રેડિશનને લગતા કોઇ કાયદાની અથવા સને ૧૮૮૧ના ફ્યુજીટીવ ઓફેન્ડર્સ આક્ટની રૂએ બ્રિટિશ હિંદુસ્તાનમાં પકડવાને અથવા કેદમાં રાખવાને પાત્ર હોય; અને એવું દરેક કામ અથવા કસુર, તે કામ અથવા કસુર તોહોમતદારે હિંદુસ્તાનમાં કર્યું હોય તે મુજબ આ કલમને સારૂ શિક્ષાને પાત્ર ગણાશે,

હિંદુસ્તાનની ફોજદારી કાયદાની ૨૨૫ અ કલમને બદલે નવી કલમો દાખલ કરવી અને દિવાની- ૨૪. (૧) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૫ અ કલમને બદલે હેઠળ લખેલી કલમો દાખલ કરવી, એટલે:—

કામ ચલાવવાની રીતના કાયદાની ૬૫૧ મી કલમ રદ કરવી.

બિજી રીતે ઠરાવ નહિ કરેલો હોય એવા પ્રસંગોમાં સરકારી નોકર કોઇ સખસને પકડવામાં કસૂર કરે અથવા નાસી જવા દે તો.

"૨૨૫ અ. કોઈ માણસ સરકારી નોકર હોય અને કલમ ૨૨૧ મી, કલમ ૨૨૨ મી, અથવા કલમ ૨૨૩મીમાં અથવા તે વખતે ચાલુ હોય એવા કોઈ કાયદામાં ઠરાવ નહિ કરેલો એવા કોઈ પ્રસંગમાં કોઈ સખસને પકડવાની અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય તે તે સખસને પકડવામાં કસુર કરે અથવા તે સખસને કેદમાંથી નાશી જવા દે તો તે માણસને નિચે મુજબ શિક્ષા થશે.—

"(અ) જો તે ઈરાદાથી તેમ કરે તો ૩ વરસ સુધીની એમાંથી ગમે તે પ્રકારની શિક્ષા અથવા દંડ અથવા બન્ને; અને

(બ) જો તે ગફલતથી તેમ કરે તો બે વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ અથવા બન્ને.

બિજીરીતે ઠરાવ નહિ કરેલો હોય એવા પ્રસંગોમાં કાયદાસર પકડવાની સામુ થવું અથવા તેમાં અડચણ કરવી અથવા નાશી જવું અથવા છોડવવું.

"૨૨૫ બ. ૨૨૪મી કલમમાં અથવા ૨૨૫મી કલમમાં અથવા બીજા કોઈ ચાલુ કાયદામાં જે વિશે ઠરાવ કરેલો નહિ હોય એવા કોઈપણ પ્રસંગમાં જે કોઈ સખસ પોતાને અથવા બીજા કોઈ સખસને કાયદાસર પકડવાની ઈરાદાથી સામો થાય અથવા તેમાં કાયદા વિરૂદ્ધ કાંઇ અડચણ કરે, અથવા તેને કાયદાસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી નાહાશી જાય અથવા નાહાશી જવાની કોશિશ કરે અથવા બીજા કોઈ સખસને કાયદાસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તેને છોડાવી મુકવાની કોશિશ કરે તો તેને ૭ મહિના સુધીની એમાના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે."

(૨) દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૫૧ મી કલમ આ ઉપરથી રદ્દ કરી છે.

## સને ૧૮૭૧ નો કેદીઓનો આકટ.

કેદીઓના આકટની ૩૦મી ૩૧ મી તથા ૩૨મી કલમોને બદલે નવી કલમો દાખલ કરવી.

૨૫. સને ૧૮૭૧ ના કેદીઓના આકટની ૩૦મી ૩૧મી અને ૩૨ મી કલમોને બદલે હેઠળ લખેલી કલમો દાખલ કરવી, એટલે:—

સ્થાનિક સરકારની હુકમતમાંહેના

"૩૦ જ્યારે કોઈપણ માણસની ઉપર કોઈપણ કોર્ટ કેદની શિક્ષા ઠરાવે, અથવા કોઈપણ કોર્ટે કેદની શિક્ષા ઠરાવી હોય, અથવા સુલેહ

એક મુલકમાં એક તુરંગમાથી બીજી તુરંગમાં લઇ જવું.

રાખવા સારૂ અથવા સારી ચાલ ચાલવાસારૂ તારણુ આપવાને ચુકયા-બાબત તેને સન ૧૮૮૨ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૨૩ મી કલમ પ્રમાણે તુરંગમાં મોકલ્યો હોય અથવા અટકાવી રાખ્યો હોય, ત્યારે સ્થાનિક સરકાર અથવા (તે સરકારના હુકમને પાત્ર રહીને અથવા નિબંધમાં રહીન) તુરંગના ઈન્સ્પેકટર જનરલ તે માણસને જે મુદ્દતની કેદની શિક્ષા ફરમાવી હોય તે મુદતસુધી, અથવા જે મુદ્દતમાં તેણે તારણુ આપવું એવો હુકમ કર્યો હોય તે મુદ્દતસુધી, જેમ હોય તેમ, તેને, જે તુરંગમાં અથવા જગામાં કેદ હોય તે તુરંગમાંથી અથવા જગામાંથી તેજ સ્થાનિક સરકારના તાબામાંહેના મુલકમાંની બીજી કોઇપણ તુરંગમાં અથવા કેદની જગામાં મોકલવાનો હુકમ કરી શકે.

ગાંડા કેદીઓને ખસેડવા બાબત.

"૩૧. (૧) કોઈ માજીસ્રેટે અથવા કોર્ટે કાંઇ હુકમ અથવા શિક્ષાનો ઠરાવ કીધો હોય તે ઉપરથી કોઈ માણસને અટકાવી રાખ્યો હોય અથવા કેદમાં રાખ્યો હોય તે ચળી ગયેલો છે એવું સ્થાનિક સરકારની નજરમાં આવે ત્યારે તે માણસ ચળી ગયાનું માનવાના સબબો હોય તે લખીને વારંટ આપીને પોતાના તાબામાંહેલા મુલક મધ્યેના ગાંડા માણસના હરકોઇ આશ્રયસ્થાનમાં અથવા સંભાળીને રાખવાની બીજી કોઈ જગાએ, જે મુદ્દતને સારૂ તેને અટકાવી રાખવાનો હુકમ કર્યો હોય અથવા કેદમાં રાખવાનો શિક્ષાનો ઠરાવ કર્યો હોય તે મુદ્દતમાંની જેટલી બાકી હોય તેટલી મુદ્દતને સુધી, અથવા તે મુદ્દત પુરી થયેથી જો વૈધકીય અમલદાર એવો દાખલો આપે કે તે કેદીના અથવા બીજા માણસના બચાવ સારૂ હજુ વધારે તેનું જતન કરાવવાની અથવા તેને ઓસડપાણી કરાવવાની જરૂર છે તો તે કાયદા પ્રમાણે છુટે ત્યાંસુધી તેને રાખવા સારૂ અને પોતે ફરમાવ્યું હોય તે પ્રમાણે તેને ચલાવવા સારૂ મોકલવાનો હુકમ કરવાને તે સ્થાનિક સરકાર મુખતીયાર છે.

"(૨) તે કેદી તે ઠેકાણે આવ્યો છે એવું સ્થાનિક સરકારની નજરમાં આવે ત્યારે તે જે માણસના હવાલામાં હોય તે માણસના નામનું વારંટ આપીને તે કેદી હજુ કેદમાં રેહેવાને પાત્ર હોય તો જે તુરંગમાંથી તેને મોકલ્યો હોય તે તુરંગમાં અથવા તેજ સ્થાનિક સરકારના તાબાના મુલકોમાંહેના બિજા કોઈ તુરંગમાં તેને તે સરકારે પાછો મોકલવો અથવા જો તે વધારે વાર લગી કેદમાં રાખવાને પાત્ર હોય નહિ તો તેને છોડી મુકવાનો હુકમ કરવો.

"(૩) જે દરેક માણસને તેને જે મુદ્દતસારૂ અટકાવી રાખવાનો અથવા કેદમાં રાખવાનો હુકમ થયો હોય અથવા શિક્ષાનો ઠરાવ થયો હોય તે મુદ્દત પુરી થયા પછી પેટા કલમ ૧ લીની રૂએ ગાંડાના આશ્રયસ્થાનમાં કેદ રાખ્યો હોય તેને સને ૧૮૫૮ ના ( ગાંડા માણસોના આશ્રયસ્થાન બાબતના) આકટ ૩૬માંની કલમ ૯મીના ઠરાવો લાગુછે; અને જે વખતસુધી કોઈ કેદીને તે પેટા કલમની રૂએ ગાંડા માણસના આશ્રયસ્થાનમાં કેદ રાખ્યો હોય તે વખત, તેને માજીસ્રેટે અથવા કોર્ટે જે મુદ્દતમુધી અટકાવી રાખવાનો અથવા કેદ કરવાનો હુકમ અથવા શિક્ષા ઠરાવ કર્યો હોય તે મુદ્દતનો ભાગ ગણાશે.

"૪. જે કોઇ બાબતમાં સ્થાનિક સરકાર પેટા કલમ ૧ લી પ્રમાણે કોઇ કેદીને, પોતાના તાબેના મુલકોમાંહેના કોઈ ગાંડાઓના આશ્રયસ્થાનમાં અથવા બીજી કોઇ સારી જાપ્તાની જગામાં મોકલવાનો હુકમ કરવાને મુખત્યાર છે, તે બાબતમાં તેને બ્રિટિશ ઇંડિયાના કોઇ પણ ભાગમાંના કોઇ ગાંડાઓનાં આશ્રયસ્થાનમાં અથવા સારા જાપતાની બીજી જગામાં મોકલવાનો હુકમ કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઈન કૌંસિલને છે, અને સ્થાનિક સરકારના હુકમ પ્રમાણે મોકલેલા કેદીને જાપતામાં રાખવા, અટકાવી રાખવા, પાછો કેદમાં મોકલવા તથા છોડી દેવાસંબંધી આ કલમમાંહેના ઠરાવ, ગવર્નર જનરલ ઈન કૌંસિલના હુકમપ્રમાણે મોકલેલા કેદીને લાગૂ કરી શકાય તેટલા તે લાગૂ થશે."

કેદીઓને, એક સ્થાનિક સરકારના તાબામાંહેના મુલકમાંથી બીજી સ્થાનિક સરકારના તાબામાંહેના મુલકમાં મોકલવા.

"૩૨. જ્યારે કોઈપણ માણસ ઉપર કોઈપણ કોર્ટ કેદની શિક્ષા ફરમાવે અથવા કોઇપણ કોર્ટે કેદની શિક્ષા ઠરાવી હોય, અથવા, સારી ચાલ ચાલવા સારૂ તારણ આપવાને ચુકબાબદલ તેને સને ૧૮૮૨ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૨૩ મી કલમ પ્રમાણે તુરંગમાં મોકલ્યો હોય અથવા અટકાવી રાખ્યો હોય ત્યારે તે માણસને જે મુદ્દતની કેદની શિક્ષા ફરમાવી હોય તે મુદતસુધી અથવા જે મુદ્દતમાં તેણે તારણ આપવું એવો હુકમ કર્યો હોય તે મુદ્દતસુધી, જેમ હોય તેમ, તેને, તે જે તુરંગમાં અથવા જગામાં કેદ હોય તે તુરંગમાંથી અથવા જગામાંથી બ્રિટિશ ઇંડિયામાંની બીજી કોઇપણ તુરંગમાં અથવા કેદની જગામાં મોકલવાનો હુકમ ગવર્નર જનરલ ઈનકૌંસિલ કરી શકે.

(સહી) એસ. હારવે જેમ્સ.

ઓફી. સેક્રે. નિસબત ઈંડિયા સરકાર.

હિંદુસ્તાન સરકાર.

## કાયદા કરનારૂં ખાતું.

નિચે લખેલો હિંદુસ્તાનના ગવર્નર જનરલ ઇન્ કૌંસિલનો આકટ નામદાર ગવર્નર જનરલે સને ૧૮૮૭ ના જાનેવારી મહીનાની તારીખ ૨૮ મી એ મંજુર કર્યો, અને સર્વ લોકને જાણ થવા સારૂ આ ઉપરથી પ્રસિદ્ધ કર્યો છેઃ—

## સને ૧૮૮૭ નો આકટ નંબર ૫.

---

સને ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો સુધારવાનો આકટ.

સને ૧૮૮૨ નો આકટ નંબર ૧૦. — જે અર્થે સને ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો સુધારવાની જરૂર છે તે અર્થે આ ઉપરથી નીચેપ્રમાણે ઠરાવ્યું છેઃ—

કલમ ૪ થી નો સુધારો. — ૧. સદરહૂ કાયદાની કલમ ૪ થી ની રકમ (ઓ) માંની "જે અમલદારના હવાલામાં પોલીસ-થાણું હોય તે અમલદાર" એ શબ્દોની વ્યાખ્યામાં "તેમાંથી" એ શબ્દને બદલે "થાણાંના-મકાનમાંથી" તથા "પોલીસ-થાણામાં હાજર હોય" એ શબ્દોને બદલે "થાણાના-મકાનમાં હાજર હોય" એ શબ્દો દાખલ કરવા.

કલમ ૩૧૨ મી નો સુધારો. — ૨. સદરહૂ કાયદાની કલમ ૩૧૨ મી માં "બસેં" એ શબ્દને બદલે "ચારસેં" એ શબ્દ દાખલ કરવો.

(સહી.) એમ. હાર્વે જેઇમ્સ,
ઓફીશીએટીંગ સેક્રેટરી નિસબત હિંદુસ્તાન સરકાર.

(True Translation.)
Y. M. KELKAR,
Acting Oriental Translator to Government.

---